# ધર્મતત્ત્વવિચાર

## ભાગ ૧

નર્મદાશંકર દેવશંકર મહેતા

સંપાદક
અનંતરાય રાવળ



આગમનિગમ મંડળ ટ્રસ્ટ તરફથી
ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ફુવારા : ગાંધી માર્ગ : અમદાવાદ-૧

શ્રી નર્મદાશંકર મહેતા ગ્રંથાવલિ : પુસ્તક ૨

પ્રકાશક :
અગમ નિગમ મંડળ વતી
મંત્રી શ્રી પુનમચંદ મહેતા
ધીકાંટા, અમદાવાદ





પ્રથમ આવૃત્તિ : સને ૧૯૭૨

પ્રત : ૧૨૫૦

કિંમત રૂા. ૧૦-૦૦

મુદ્રક :
કાંતિલાલ ગોવિંદલાલ શાહ
શારદા મુદ્રણાલય,
ગોર નાકા, અમદાવાદ.

सकलमनुजचित्तं ज्ञानसूत्रैर्बिभर्ति
अकलस्फुरणभावैः सांवरूपं दधाति ।
निखिलभुवनभेदं यः स्फुलिंगैः करोति
वितरतु मयि शुद्धिं भस्ममूर्तः स तत्त्वैः ।।

—नर्मदः

# અનુક્રમણિકા

# ઘોતક ધર્મતત્ત્વમીમાંસા

'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ', 'ઉપનિષદ વિચારણા' અને 'શાક્ત સંપ્રદાય'ના લેખક દીવાન બહાદુર નર્મદાશંકર દેવશંકર મહેતા અર્વાચીન ગુજરાતી સાહિત્યના પંડિતયુગના પંડિતોની હરોળના ગુજરાતે ગૌરવ લેવા જેવા વિદ્વાન હતા. એમની વિદ્વત્તાને, સાહિત્ય–સંસ્કાર–સેવાને અને એમના વ્યક્તિત્વને આદરભર્યો અર્ઘ્ય ત્રણ વર્ષ ઉપર એમને માટેના સ્મૃતિગ્રંથ દ્વારા મળ્યો તે કરતાં ઘણો વહેલો મળવો જોઈતો હતો. પણ કાર્યમ્ કોટિના શુભ કર્મમાં ક્યારેય મોડું થતું નથી. વળી, એમની જન્મશતાબ્દીને બેત્રણ વરસ બાકી હોય તે વખતે એ સ્મૃતિગ્રંથ તેમજ ત્યાર પછી એમના સાહિત્ય-વિષયક લેખો અને વ્યાખ્યાનોનું પુસ્તક પ્રગટ થઈ એમની જન્મ-શતાબ્દીની હવા ઊભી થવી નિર્મિત હશે. કેટલાક મહિના પહેલાં એમની શતાબ્દી અમદાવાદ, મુંબઈ અને વડોદરા જેવાં શહેરોમાં ઊજવાઈ છે. એ પછી ગુજરાતી ભાષા તેમજ ગુજરાતને એમના વિશિષ્ટ અર્પણરૂપ એમનાં ધર્મ અને તત્ત્વજ્ઞાનને લગતા લેખો અને વ્યાખ્યાનોના વિપુલ જથ્થાને ગ્રંથસ્થ કરી પ્રગટ કરવાનું સેવાકાર્ય બજાવવાને 'અગમનિગમ મંડળ' આગળ આવે છે, તે એને શોભે એવું છે. આચાર્ય આનંદશંકર ધ્રુવે કહેલું કે મારું ઉત્તમ મારા ધર્મ–તત્ત્વજ્ઞાન–વિષયક લેખોમાં છે. સ્વ નર્મદાશંકર મહેતાને એમના આયુષ્યકાળમાં પૂછ્યું હોત તો તેઓ પણ પોતાને માટે એમ જ કહેત. એમના એવા લેખોનો આ પ્રથમ સંગ્રહ ધર્મજિજ્ઞાસુ અને

તત્ત્વજ્ઞાનરસિક વાચકો સમક્ષ પેશ કરતાં અને આવા બીજા ચાર નહિ તો ત્રણ સંગ્રહ નજીકનાં વર્ષોમાં આવી રહ્યા છે એની જાહેરાત કરતાં આનંદ થાય છે.

આ પુસ્તકમાં નર્મદાશંકર મહેતાનાં અભ્યાસ લેખો, વ્યાખ્યાનો તથા પુસ્તકોનાં પ્રવેશકો અને અવલોકનો પુરસ્કૃત કર્યાં છે. સાથે, એ સામગ્રી સાથે ભળી શકે એવા કેટલાક જિજ્ઞાસુ અને સાધક વૃત્તિના મિત્રો–પ્રશંસકોની પૃચ્છાના એમણે આપેલા ઉત્તરો પણ 'પરિશિષ્ટ' વિભાગમાં રજૂ કર્યા છે. બધાં લખાણોના પ્રકાર ભલે જુદા રહ્યા, અંદર વિલસતાં વિદ્વત્તા, તત્ત્વવિચારણા અને દૃષ્ટિ સર્વત્ર એકસરખી ઊંચી કક્ષાનાં છે, અને મહીંથી ઊપસતી તેના લેખકની મુદ્રા એવા શાસ્ત્રપંડિત, ધર્મજ્ઞ અને તત્ત્વવિચારકની છે, જેને પુસ્તકના વાચનને અંતે સહૃદય વાચકથી માથું નમાવ્યા વિના રહી જ શકાય નહિ.

લેખક તરીકે નર્મદાશંકરનો આ પુસ્તકમાં તરી આવતો પ્રથમ ગુણ છે એમનું ભારતીય પરંપરાનું વિપુલ તેટલું જ ઊંડું શાસ્ત્રજ્ઞાન. સંસ્કૃત વિષય સાથે એમ. એ. ની પરીક્ષા ઊંચા વર્ગમાં પાસ કરતી વેળા અને ત્યારપછી, એમ બે વાર મુંબઈ યુનિવર્સિટીનું ગોકુળજી ઝાલા વેદાન્ત પારિતોષિક મેળવનાર નર્મદાશંકરે પોતે પ્રોફેસરીને બદલે સરકારી વહીવટી નોકરીને માર્ગે ગયા તોપણ સ્વાધ્યાયપ્રવચનાભ્યાં મા પ્રમદિતવ્યમ્ એ આર્ષ ઋષિવરોની શીખ બરાબર પાળી છે. વેદો, ઉપનિષદો, 'બ્રહ્મસૂત્ર' અને તેના પરનાં ભાષ્યો, ગીતા, બૌદ્ધ અને જૈન દર્શનો સાથે ભારતીય ષડ્દર્શનો, શૈવ અને શાક્ત આગમો, યોગ, તંત્ર-મંત્ર-શાસ્ત્ર, આ સર્વની ગલીકૂંચીઓમાં પોતે આસાનીથી યથેચ્છ વિચરતા હોય એવી તેની જાણકારી તેમણે પોતાના સ્વાધ્યાય–પરિશીલનથી સિદ્ધ કરી લીધી હતી. એ સજ્જતાએ જ 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ', 'ઉપનિષદ વિચારણા' અને 'શાક્ત સંપ્રદાય' જેવાં પુસ્તકોના લેખનનો અધિકાર તેમને રળાવી આપ્યો

હતો. આ પુસ્તકમાં જોશો તેવા 'રુદ્રાષ્ટાધ્યાયી', 'શ્રી શુકલ યજુર્વેદ સંહિતા', 'સામસંહિતા', 'શંકરાનંદી તાત્પર્યબોધિની', 'પક્ષપાતરહિત અનુભવપ્રકાશ', 'પંચાક્ષરમુકતાવલિ', વગેરે જેવાં પુસ્તકોના અભ્યાસપૂર્ણ પુરોલેખો લખવાના તેમજ 'શ્રી અરવિંદ ઘોષનું તત્ત્વજ્ઞાન', 'તત્ત્વજ્ઞાનના નિબંધો', 'પ્રાણાયામ', 'બ્રહ્મવાદપ્રદીપ' વગેરે જેવાં પુસ્તકો ઉપર પ્રમાણભૂત અભિપ્રાય આપવાના અધિકારી પણ આપણે ત્યાં ૧૯૧૪ થી ૧૯૩૪ના ગાળામાં આનંદશંકર ધ્રુવ જેવાને બાદ કરતાં નર્મદાશંકરની કક્ષાના બીજા કેટલા હતા? આ સંગ્રહને અન્તે આપેલી સૂચિમાંની પ્રાચીન-મધ્યકાલીન સંસ્કૃત ગ્રંથો અને તેમના રચયિતાઓનાં નામની હારમાળા એકલી જ નર્મદાશંકરના શાસ્ત્રવ્યાસંગ, અભ્યાસી વૃત્તિ અને તજ્જનિત બહુશ્રુતતાનો બોલતો પુરાવો બની રહે છે.

એક વાત આ પણ સમજાય છે કે નર્મદાશંકરનું આ સ્વાધ્યાય–તપ સ્વાન્તઃસુખાય જ હતું. એનું લેખો, વ્યાખ્યાનો, પુસ્તકો, વગેરે દ્વારા ગોવર્ધનરામના શબ્દોમાં પ્રતિફલન કરવા તેઓ પોતે સ્વયંસ્ફૂર્તિથી ઉદ્યમશીલ રહ્યા જણાતા નથી, જેટલા પુસ્તકો, લેખો, વ્યાખ્યાનો, પ્રવેશકો, અવલોકનો, વગેરે આપવાની સંસ્થાઓ અને વ્યક્તિઓની માગણી કે વિનંતિથી બન્યા દેખાય છે. આની પાછળ એમની વ્યવસાયલક્ષી કર્તવ્યપરાયણ પ્રવૃત્તિવ્યસ્તતાના પરિણામરૂપ સમયનો અભાવ હોય, કે પછી લેખક કે વિદ્વાન તરીકે કીર્તિ કમાવાની માનસિક અસ્પૃહા કે ઉદાસીનતા પણ હોય. પરંતુ એક વખત આવા બહારના કોઈ નિમિત્તના ધક્કાથી પ્રવૃત્ત થવાયું, પછી તો એમની લેખણ એમની પ્રગાઢ વ્યુત્પત્તિનું સક્રિય માધ્યમ બની જાય છે. ચર્ચાવિષય પરત્વે જાણવા–વિચારવા જેવું બધું જ વ્યવસ્થિત રીતે રજૂ કરવાની સદ્વાસના જ પછી એમની પ્રેરક બની રહે છે, અને તેઓ લેશ પણ કંજૂસાઈ વિના પોતાની જ્ઞાન-

મૂકી હાથ પરના લખાણમાં ઠાલવી દે છે. એમના સ્વાધ્યાયે અને પાંડિત્યે એમના મનને એવું શાસ્ત્રકારના જેવું ઘડી આપ્યું છે, એમણે ધોરણ એવું ઊંચું રાખ્યું છે, તેમ એમની પાસે ગમે તે વખતે ખપ લાગે એવો સંચિત જ્ઞાનભંડાર એટલો બધો છે, કે અશેષ નિરૂપણ વગર એમને કરાર વળે જ નહિ. આત્મપ્રેમજન્ય પાંડિત્ય-પ્રદર્શનની વૃત્તિ એમાં પ્રવર્તતી હોતી નથી.

આની પ્રતીતિ તો આખું પુસ્તક ઠેરઠેર કરાવશે, પણ અહીં એમના પુરોલેખો કે પ્રવેશકોની જ વાત કરીએ. એ હોય તો છે, વેદસૂક્તોના, ઈશાવાસ્ય જેવા ઉપનિષદના, ગીતાની કોઈ ટીકાના કે 'બાલાસ્તવન' જેવી રચનાના ગુજરાતી અનુવાદોના પુરસ્કરણ-લેખો જ, પણ આપણા વિદ્વાન લેખકે તેમાં અભ્યાસી વાચકોએ મૂળ કૃતિને સમજવા માટે જાણવી જરૂરી એવી કેટલી બધી માહિતી સંભરી છે!' શ્રી શુક્લ યજુર્વેદ સંહિતા'વાળા લેખમાં વેદત્રયીનું યજ્ઞકર્મની વહેંચણી પ્રમાણે થયેલું ગ્રથન, એના અધ્યયનની ગુરુશિષ્ય પરંપરા, શુક્લ યજુર્વેદની શાખાઓ, 'શુક્લ' અને 'કૃષ્ણ' વિશેષણ માટેની આખ્યાયિકા, હાલ ઉપલબ્ધ યજુર્વેદ–સાહિત્ય, માધ્યંદિની શાખાના ૪૦ અધ્યાય, એ મંત્રોના વિવરણાત્મક બ્રાહ્મણગ્રંથો, શતપથ બ્રાહ્મણના ૧૪ કાંડો, આ વેદના મંત્રોના યજ્ઞ કર્મમાં વિનિયોગને અને તેને લગતા દેવોને લગતું 'સર્વાનુક્રમસૂત્ર'; 'સામવેદ સંહિતા'માં સામવેદની શાખાઓ, 'સામ'નો અર્થ, સામવેદનું ગાનાવલંબી વિભાગીકરણ, સામવેદનો ઉપનિષદની પ્રણવવિદ્યા સાથેનો સંબંધ, સામગાન અને સ્વરસપ્તક, સામવેદનાં બ્રાહ્મણગ્રંથો ને ઉપનિષદો; 'રુદ્રાધ્યાય મંત્રો'માં બ્રાહ્મણગ્રંથોનું અગ્નિરહસ્ય પ્રકરણ, અગ્નિમાંથી રુદ્રની ભાવનાનો વેદમાં અને તેમાંથી એકાદશ પ્રાણાત્મ જાતે ઉપનિષદમાં થયેલો વિકાસ, રુદ્રનાં 'શિવ' 'સદાશિવ' અને 'ત્ર્યંબક' સ્વરૂપોનો ત્યાર પછીનો વિકાસ, શૈવ આગમોમાં રુદ્રમંત્રોનો વિનિયોગ,

રુદ્રમંત્રોની સંકલનાના પ્રકાર, રુદ્રવિધાનની પદ્ધતિ, કર્મ જ્ઞાન અને ઉપાસનાની દૃષ્ટિએ રુદ્રમંત્રોનો વિનિયોગ અને તેનું રહસ્ય; ' શંકરાનંદી તાત્પર્યબોધિની ' માં પ્રસ્થાનત્રયી, તેમાં ગીતાનું સ્થાન, પ્રસ્થાનત્રયી પર પોતાના સિદ્ધાંતો બાંધનાર આચાર્યો, ગીતા ઉપરનાં ભાષ્યો ને ટીકાઓ, ગીતાનાં વસ્તુ–વિષયના કર્મ ઉપાસના અને જ્ઞાન માટે યોજાયેલા ૭ ૭ અધ્યાયના ત્રણ વિભાગ, ગીતાનું તાત્પર્ય, શંકરાનન્દ સ્વામીનો યથાપ્રાપ્ય પરિચય; ' ઈશાવાસ્ય ઉપનિષદ ' ને લગતા લેખમાં ' ઉપનિષદ ' અને ' વેદાન્ત ' સંજ્ઞાઓની સમજ, ઉપનિષદોના ઉપાસનાનુસારી ચાર વ્યૂહ, શ્રૌત વાઙ્મયમાં આ ઉપનિષદનું સ્થાન, અને આ ઉપનિષદના વસ્તુ–વિષયનું પૃથક્કરણ તથા તાત્પર્ય; આવી મૂલ્યવાન માહિતીથી સભર પુરસ્કરણ–લેખો પામીને વાચકોએ તો ખરો જ પણ પેલા અનુવાદકોએ પણ ન્યાલ થઈ ગયાનો સંતોષ ઓછો અનુભવ્યો હશે ? નર્મદાશંકર એટલે Thoroughness એ મતલબના આચાર્ય આનંદશંકરના શબ્દોને આવા લેખોમાં પીરસાયેલી માહિતી કેવા સાચા ઠરાવે છે !

જોઈ શકાય છે કે નર્મદાશંકરની અભ્યાસપદ્ધતિ અત્રત્ય, જેને તેઓ સાંપ્રદાયિક કહે છે પણ આપણે જેને ભારતીય કહીશું, તે પરંપરાની છે. વેદસૂક્તો પરના એમના પ્રવેશકોમાં વેદોની યજ્ઞકાંડની અને સામગાનની પ્રણાલી તેમને સુ–જ્ઞાત છે, અને તેથી એની સાથેનો તેનો સંબંધ જોડી આપી તેના પ્રકાશમાં વેદ–મંત્રોના પઠન અને રહસ્યદર્શનની હિમાયત તેમણે કરી છે. ગીતા અને ઈશાવાસ્ય ઉપનિષદને તેમણે ઉપક્રમ અને ઉપસંહારની એકવાક્યતા, અર્થવાદ, અપૂર્વતા, ઉપપત્તિ, અભ્યાસ અને ફલ, એ તાત્પર્યનિર્ણાયક ૭ લિંગો કે સાધનોની ભારતીય પદ્ધતિથી અવલોકવાનું તેમણે કર્યું છે તે પણ આ કારણે જ. વળી તેમનું શાસ્ત્રજ્ઞાન એકલું સૈદ્ધાંતિક પુસ્તકજ્ઞાન નથી. ભારતની આધ્યાત્મિક સાધના-

પ્રણાલીઓની તથા એમાં એ સિદ્ધાંતોના પાયા કે પીઠિકાની તેમજ તેના વિનિયોગની પણ સમ્યગ્ જાણકારી એમને છે. એથી જ તેઓ યજુર્વેદના મંત્રોની સાચી સમજ માટે અગ્નિહોત્ર ઇષ્ટિ અને સોમક્રિયા પ્રત્યક્ષ જોવાની ભલામણ કરે છે, ચમક અને નમક મંત્રોનો ઉપયોગ જાણે છે, લઘુરુદ્ર–મહારુદ્રાદિ પાઠ–પ્રકારોની વીગતો આપે છે, ઇતિહાસ–પુરાણમાં ગૂંચવાયેલી હોલિકાની ધર્મક્રિયા વિશે વાત કરી શકે છે, 'પંચાક્ષર મુક્તાવલિ'ની પ્રસ્તાવનામાં-પંચાક્ષરી મંત્રની ઉપાસનાપદ્ધતિને મર્મજ્ઞની અદાથી નિરૂપી શકે છે, 'બાલાસ્તવન'ના ઉપોદ્ઘાતમાં તથા બાલાશંકર ભટ્ટજીની તથા રામમોહનરાય જસવંતરાયની પૃચ્છાઓના ઉત્તરમાં બાલા ત્રિપુરાની મંત્ર અને યંત્ર દ્વારા કરાતી ઉપાસના ઉપર પ્રકાશ પાડી શકે છે, ગાયત્રીમંત્રના રહસ્ય અને તેના પુરશ્ચરણ અંગે બીજાઓને સલાહ અને માર્ગદર્શન આપી શકે છે, 'સદ્ગુરુ–અવતાર રહસ્ય' લેખમાં સદ્ગુરુની જ્ઞાનમૂર્તિના સદાશિવત્વને સિદ્ધ કર્યા પછી તેમની ભાવ-મૂર્તિની ધ્યાનોપાસના ગુરુબંધુઓને શીખવી શકે છે, ઉપાસનાના વૈદિક, તાંત્રિક અને મિશ્ર પ્રકારોની તથા શૈવ અને શાક્ત ઊપાસનાના વામ તેમજ દક્ષિણ માર્ગોની જાણકારી બતાવી તેના ઉપર સ્પષ્ટ અભિપ્રાય આપી શકે છે, અને 'સુબાલ ઉપનિષદ'ને આધારે લયયોગની સાધનાનો ક્રમ સમાનધર્મા શ્રેયઃસાધક મિત્રને સમજાવી શકે છે. શંકરાચાર્યનો કેવલાદ્વૈત સિદ્ધાંત પણ તેમને માટે પોથીમાંનો અને બૌદ્ધિક સ્વીકૃતિનો વિષય નથી, અનુભૂતિનો વિષય છે. તેઓ કહે છે :

"વાસ્તવસિદ્ધ અભેદને અવિદ્યાનિવૃત્તિ દ્વારા પ્રકટ કરવામાં ભક્તિ જેવું અન્ય કોઈ સાધન નથી" (પૃ ૭).

"ભક્તિરસથી આર્દ્ર થયેલો પ્રત્યક્ પ્રવાહ જ્યારે અખંડ અનુસંધાન-રૂપ જાગ્રત. સ્વપ્ન અને સુષુપ્તિમાં બની રહે છે ત્યારે ધ્યાનયોગનો પરિપાક

થાય છે, અને ત્યારે જ તે ધર્મનું વર્ષણ કરનાર ધર્મમેઘ સમાધિના ફળ-રૂપ અપરોક્ષ જ્ઞાન અથવા બ્રહ્માત્મૈકયનો નિર્વિકલ્પ સાક્ષાત્કાર આવિર્ભાવ પામે છે" (પૃ. ૧૩).

એમનું તો સ્પષ્ટ માનવું છે કે 'ધર્મમાત્ર વિચાર 'અને આચારના સામ્ય ઉપર બંધાયેલા છે. કેવલ વિચાર અથવા કેવલ આચારમાં ધર્મરહસ્ય નથી. કેવલ વેદાંતની વાતો કરનારા તથા કેવલ ગાયત્રી વગેરેના જપ કરી માત્ર આચારમાં સર્વસ્વ છે એમ માની બેસી રહેનાર હિંદુધર્મના વ્યાપક સ્વરૂપને સમજી શકે તેમ નથી' (પૃ. ૧૧૬). આપણે ત્યાં ધર્મ અને તત્ત્વજ્ઞાનને પશ્ચિમમાં ગણવામાં આવે છે તેમ અલગ ગણ્યાં નથી તેનું રહસ્ય આ જ છે. નર્મદાશંકર આ ભારતીય પરંપરાના ધર્મવિવરણકાર અને તત્ત્વ-વિચારક છે. જુઓ એમના ઉદ્‌ગારો :

"પશ્ચિમની તત્ત્વવિદ્યાનાં પ્રસ્થાનો બુદ્ધિના વિલાસરૂપ અને મલ્લકુસ્તીના અખાડા છે; ત્યારે આપણી તત્ત્વવિદ્યા પુરુષાર્થના સાધનરૂપ અને હૃદયને સ્પર્શ કરનારી રમ્ય વાટિકા છે. આપણો ધર્મ અને આપણું તત્ત્વદર્શન બંને વેદશાસ્ત્રમાંથી પ્રકટ થયેલાં છે. ધર્મ અને બ્રહ્મ એ બે વેદનાં પ્રમેયો છે, અને તે પ્રમેયો ઉપાસનાકાંડથી જોડાયેલા ખરા છે" [પૃ. ૪૧].

"ધર્મજ્ઞાન અને તત્ત્વજ્ઞાન પોતાના અધિકરણમાં એકીકરણને પામે છે. એક આચારનો આધાર છે, બીજો વિચારનો આધાર છે......ભક્તિ વિનાનું તત્ત્વજ્ઞાન, અને ઊંડી સમજ વિનાની ભક્તિ પુરુષાર્થની સિદ્ધિ કરવા સમર્થ થયાં નથી" [પૃ. ૪૨].

પણ નર્મદાશંકરની વિશિષ્ટતા એ છે કે તેઓ આવા ભારતીય ઢાંચાના શાસ્ત્રજ્ઞ છે તેટલા જ પ્રમાણમાં પાશ્ચાત્ય પદ્ધતિ અને પ્રકૃતિના પંડિત પણ છે. પાશ્ચાત્ય પાંડિત્ય સંશોધક–વિવેચક વૃત્તિનો સમાદર કરે છે, એથી ઐતિહાસિક તેમ તુલનાત્મક દૃષ્ટિએ વિચારે છે તેમજ એ પદ્ધતિઓ વડે કામ કરે છે. આને લીધે તેઓ કશા અંગત ગમા–અણગમા કે પક્ષપાત વિના વૈજ્ઞાનિક તાટસ્થ્યથી બધું

જોઈ અને વિચારી શકે છે. શંકરાચાર્યે જ પ્રસ્થાનત્રયીનાં પોતાનાં ભાષ્યો દ્વારા સૌપ્રથમ કેવલાદ્વૈત સિદ્ધાંત સ્થાપ્યો એવી પ્રચલિત માન્યતાને નર્મદાશંકરની આ રીતે સત્યનિષ્ઠાએ રદિયો આપી ઉપવર્ષ, દ્રવિડાચાર્ય, આદિ પૂર્વાચાર્યોને એનો યશ થોડોક ફાળવ્યો છે. 'પરિશિષ્ટ'માંનું 'વેદવ્યાસ અને બાદરાયણ' એ લખાણ પણ એમની સંશોધક વૃત્તિનું દર્શન કરાવે છે. શંકરાચાર્યના પરમ ગુરુ ગૌડપાદાચાર્યના અદ્વૈતબ્રહ્મ-સિદ્ધાંત અને અજાતવાદમાં બૌદ્ધ વિજ્ઞાનવાદની પરિભાષા પ્રયોજાઈ છે અને વિવર્તવાદ તથા માયાવાદનાં બીજકો બૌદ્ધ વિજ્ઞાનવાદમાં છે, એ બતાવતાં નર્મદાશંકરે લખ્યું છે :

"ઐતિહાસિક દૃષ્ટિથી સરળતાથી સમન્વય એમ છે કે બ્રહ્માદ્વૈતનો સીધો વારસો શાંકર વેદાંતમાં ઉપનિષદોમાંથી ઊતર્યો છે; અને તેની તર્ક વડે સાબિતી કરવામાં જે વિવર્તવાદ અને માયાવાદનો આશ્રય લીધો છે તેમાં કેવળ વેદવાક્યોની સીધી સરિતા વહેતી નથી, પરંતુ તેમાં એક હજાર વર્ષ સુધી ચાલેલા બૌદ્ધ વિચારકોના વાદની નાનીમોટી નદીઓના વહેણ ભેગાં થયાં છે" (પૃ. ૨૨૯).

"પ્રત્યક્ષ શ્રુતિઓ વડે માયાવાદ તારવવો અને હજાર વર્ષના બૌદ્ધ વિજ્ઞાનવાદની દર્શનશાસ્ત્ર ઉપર કંઈ અસર થઈ જ નથી એમ માનવું એ વિચારની કસોટીએ ટકી શકે તેમ નથી" (પૃ. ૨૩૦).

અન્યત્ર (પૃ ૩૧૯ પર) આરણ્યકો અને ઉપનિષદોએ ભગવાન બુદ્ધ ઉપર અસર કર્યાનું અને પૃ ૩૧૫ પર સાંખ્યયોગની છાયા બૌદ્ધ સિદ્ધાંતમાં ઊતર્યાનું પણ તેઓ સૂચવે છે. નર્મદાશંકરને બૌદ્ધ અને જૈન દર્શનોનો અભ્યાસ કરી તેમની સાથે હિંદુ વેદધર્મની તુલના કરવા પ્રેરનાર તેમની આવી પાશ્ચાત્ય પ્રકારની અર્વાચીન દૃષ્ટિ જ છે. બૌદ્ધ, જૈન અને વેદ ધર્મનાં સામ્ય-ભેદ આ પુસ્તકમાં એકથી વધુ સ્થળે (પૃ ૨૭-૨૯, ૧૪૫, ૩૦૪) તારવાયાં જોશો. બૌધ્ધ, જૈન, વેદ, ખ્રિસ્તી, વગેરે ધર્મોનાં તેમ જ શૈવ અને શાક્ત આગમોનાં સમાન

તત્ત્વો નર્મદાશંકર ઉત્સાહથી શોધી બતાવી શકે છે અને એકમેકનાં સમર્થન અને પૂર્તિ કરી આપે છે તે તેમના આવા તુલનાત્મક અભ્યાસથી. જૈન કર્મસિદ્ધાન્તને યોગદર્શન તથા પાશુપતદર્શનનું અનુમોદન મળતું તેમણે જેમ વીગતો આપીને દેખાડયું છે (જુઓ પૃ ૨૭–૨૮), તેમ ખ્રિસ્તી ધર્મનાં અને શૈવ સિદ્ધાંતનાં મૂલતત્ત્વો વચ્ચેનો 'સજાતીય સંબંધ' પૃ. ૧૫૯–૧૬૨માં એવી પ્રતીતિજનક રીતે હકીકતને જ જોરે બતાવી આપ્યો છે કે જૈન, હિંદુ અને ખ્રિસ્તી ધર્મોનાં આદાનપ્રદાન અને એકબીજા પર સદીઓના ગાળામાં થયેલી સૂક્ષ્મ અને પ્રગટ અસર પ્રત્યે શંકાદૃષ્ટિએ જોવું એ સાહસ જ ઠરે. અહિંસાધર્મના વિકાસ પરત્વે નર્મદાશંકરની ઐતિહાસિક અને તુલનાત્મક વિચારણાએ આમ તારવ્યું છે:

"પ્રાચીન વેદધર્મની હિંસાને ઉપદેશ કર્યો વિના ઓછી કરવાનો પ્રથમ પ્રયત્ન સાંખ્યાચાર્ય કપિલ મહર્ષિએ કર્યો છે. ત્યારપછી કલિયુગના આરંભમાં પશુયજ્ઞ કરતાં દ્રવ્યયજ્ઞ અને દ્રવ્યયજ્ઞમાં પણ જપયજ્ઞ અથવા જ્ઞાનયજ્ઞ ચડિયાતો છે તેવો ઉપદેશ ભગવાન શ્રીકૃષ્ણે ભારતવર્ષમાં હિંદુઓને આપ્યો છે. તે ઉપદેશના મંદ વેગને મધ્યમ વેગ આપનાર ભગવાન ગૌતમ બુદ્ધ, અને તીવ્ર વેગ આપનાર ભગવાન મહાવીર સ્વામી છે. આ પ્રમાણે ઐતિહાસિક દૃષ્ટિથી ત્રણ ક્ષત્રિય મહાપુરુષોએ એટલે કે શ્રીકૃષ્ણ, ગૌતમ બુદ્ધ અને મહાવીરે અહિંસાધર્મનું પ્રાધાન્ય ભારતમાં સ્થાપ્યું છે..." (પૃ. ૧૫૧)

જે દૃષ્ટિથી નર્મદાશંકરે બૌદ્ધ અને જૈન દર્શનોનો—બૌદ્ધ દર્શનનો એના તજ્જ્ઞ ધર્માનંદ કોસંબીના વ્યાખ્યાન વેળા પ્રમુખપદેથી તેમાં કેટલીક દ્યોતક પૂર્તિ કરવા જેટલો, જૈન દર્શનનો જૈનોની સભાઓમાં કર્મસિદ્ધાંત અને અનેકાન્તવાદ ઉપર જૈન દર્શનની પરિભાષામાં અધિકારીની જેમ બોલવા જેટલો—અભ્યાસ કર્યો છે, તે જ દૃષ્ટિથી તંત્ર-ગ્રંથોનો, શાક્ત તથા શૈવ આગમોનો, અભ્યાસ પણ વેદધર્મના પાછળથી થયેલા વિકાસ-વિસ્તાર કે પરિવર્તનમાં તેમનો ફાળો તપાસવા તેમજ તેમનું ખરું રહસ્ય કે મર્મ જાણવા

એમણે એટલા સારા પ્રમાણમાં કર્યો છે કે એમને એ વિષયના આપણા પ્રમાણભૂત જ્ઞાતા અને પરિચયદાતા કહી શકીએ એમની એ વિષયની જાણકારી પણ આ પુસ્તકમાં અનેક સ્થળે બોલી રહી દેખાશે. તંત્રશાસ્ત્ર વિશેની સામાન્ય લોકોની ગેરસમજ દૂર કરી તેનું સાચું રહસ્ય અને શક્તિવાદ સમજાવવાની એમની સેવા ગુજરાતે ન ભૂલવા જેવી સેવા છે 'તંત્રશાસ્ત્રમાં ઘણો કચરો છે એ ખરું છે પરંતુ વેદશાસ્ત્રમાં ક્યાં ઓછો છે?' (પૃ ૧૧૭) એમ તો એ બન્નેના જાણકાર નર્મદાશંકર જ કહી શકે. અન્યત્ર પણ તેમણે લખ્યું છે :

"વૈદિકો તાન્ત્રિકોને સમજતા નથી, તાંત્રિકો વૈદિકોને સમજતા નથી. ...વૈદિકોના યજ્ઞકર્મમાં તાન્ત્રિકોના પાંચે પ્રકારો હોય છે યજ્ઞમાં પશુવધ, સોમપાન, મહાવ્રતમા સ્ત્રીઓ સાથેની છૂટ, વગેરે અનેક વિચિત્રતા શ્રૌત-સ્માર્ત ધર્મમાં છે...વૈદિક સર્વ સારું છે એ મંતવ્ય ભૂલભરેલું છે. તાન્ત્રિક સર્વ ખોટું છે એ પણ ભૂલ છે" (પૃ. ૩૩૭).

શાક્તો અને શૈવોના ઉપાસનામાર્ગમાં વામમાર્ગને લીધે કેટલીક વિકૃતિઓ પેઠી હોવાનું સ્વીકારવા છતાં આથી નર્મદાશંકરે શૈવ અને શાક્ત આગમોને આધારે એ બનેના તત્ત્વસિદ્ધાંત અને ઉપાસનાપ્રણાલી વિશે પ્રમાણભૂત માહિતી આપી એમના સાચા કે શુદ્ધ સ્વરૂપને સમજાવવાનું પોતાનું કર્તવ્ય માન્યું છે અને તે નિષ્ઠાપૂર્વક બજાવ્યું છે, તે આ પુસ્તકના ઘણા લેખો બતાવે છે. એમનું પોતાનું વલણ પણ શાક્ત વેદાંત સિદ્ધાંત ભણી ઢળતું, એટલે આ એમને ભાવતું અને ફાવતું કામ હતું. બંને સિદ્ધાંતની એમની વિશેષજ્ઞતાએ કેવું રૂડું કામ એમને આમાં આપ્યું છે તે આ ગ્રંથના પૃ. પર થી ૫૮ સુધીનાં સાત જ પૃષ્ઠોમાં એમણે કેવલાદ્વૈત દર્શનની પીઠવાળી સ્માર્ત શિવભક્તિ, 'દ્વૈત દર્શનની પીઠ ઉપર ઘડાયેલા' પાશુમત અને શૈવ એ બે માર્ગોનો તત્ત્વસિદ્ધાંત, શુદ્ધ અદ્વૈત માર્ગના કાશ્મીરી માહેશ્વર મતનો ત્રિકદર્શન અને પ્રત્યભિજ્ઞા-

દર્શન નામથી ઓળખાતો સિદ્ધાન્ત, અને હર–ગૌરી યોગ વડે તનુની દિવ્યતા સાધવા પ્રેરતું પાછળથી 'કીમિયા અને અજરામરતાના છંદ'ને પોષી બેઠેલું શૈવ દર્શન સાથે મળતું આવતું રસદર્શન— આ સર્વનો કેવો મિતાક્ષરી છતાં તત્ત્વગ્રાહી સુંદર પરિચય એમણે કરાવી દીધો છે તે પરથી તરત પ્રતીત થશે. પૃ ૧૧૭ ની છેલ્લી દસ લીટી અને પૃ. ૧૧૮–૧૧૯ એમ સવાબે પૃષ્ઠમાં શાક્ત સિદ્ધાંતની ભૂમિકાની અને પૃ. ૧૨૨–૧૨૪ નાં અઢી પૃષ્ઠમાં બાલા ત્રિપુરાની શાક્ત–સંપ્રદાયવિહિત ઉપાસનાની એમણે આપેલી સઘન અને વિશદ સમજણ પણ એ જ કક્ષાની છે.

એ થયું નર્મદાશંકરનું રૂઢ બ્રાહ્મણ સંસ્કારમાં ઊછરેલા ભારતીય પ્રકૃતિના શાસ્ત્રજ્ઞ તરીકેનું કાર્ય. પણ પેલી ઐતિહાસિક, તુલનાત્મક અને ચિકિત્સક વૃત્તિના એમનામાં વસતા પાશ્ચાત્ય ભારતવિદ્યાવિદોની પ્રકૃતિના પંડિત પણ મૂગા રહ્યા નથી. જીવને બદ્ધ રાખતા કર્મમલ જૈન શાસને ભલે અષ્ટવિધ અને શૈવાગમે ત્રિવિધ માન્યા હોય અને પરિભાષા જુદી પ્રયોજી હોય, પણ એનો સિદ્ધાંત તત્ત્વમાં સમાન જ છે, એ તેમણે શ્રીમાન રાજચંદ્રના પુસ્તકને તથા ગડીંના તત્ત્વદર્શનને અવલોકતા અભ્યાસલેખમાં પર્યાપ્ત ચર્ચા કરીને દેખાડી આપ્યું છે. ખ્રિસ્તી ધર્મની કેટલીક મૂળભૂત માન્યતાઓ અને દક્ષિણના શૈવાગમ વચ્ચેના સામ્ય ભણી વીગતે ધ્યાન ખેંચી, દક્ષિણમાં સદીઓ પૂર્વે પ્રવેશેલા ખ્રિસ્તી ધર્મની શૈવાગમ પર અકલિત રીતે પણ ઠીક અસર પડી હોવાનો સંભવ દર્શાર્યા વિના તેમની સંશોધક–વિવેચક વિદ્વત્તાથી રહી શકાયું નથી. તેમની તુલનાત્મક દૃષ્ટિએ

"ખ્રિસ્ત–સિદ્ધાંતનાં તત્ત્વત્રય–પરમેશ્વર પિતા, તેમનો પુત્ર, અને તેમનો અંતર્યામી આત્મા, પ્રાચીન અધિદૈવ, અધિભૂત અને અધ્યાત્મ એવા ત્રણ ઔપનિષદ વ્યૂહ સાથે, તથા પરાપ્રકૃતિ વાસુદેવમાંથી કાર્યવ્યૂહરૂપે સંકર્ષણ એટલે જીવવ્યૂહ, પ્રદ્યુમ્ન એટલે અંતઃકરણવ્યૂહ અને અનિરુદ્ધ એટલે અહંકારવ્યૂહ એવા ભાગવત–મતના ત્રણ કાર્યવ્યૂહો સાથે, અને શૈવોના પર-

'શિવમાંથી પ્રકટ થનારા શક્તિતત્ત્વ, સદાશિવતત્ત્વ અને ઈશ્વરતત્ત્વ નામનાં તત્ત્વત્રયો સાથે, તેમના સ્વભાવધર્મોને લક્ષમાં લઈએ તો, મળતા આવે છે. જેવી રીતે ખ્રિસ્તીઓમા "બૅપ્ટિઝમ" નામનો ધર્મસંસ્કાર છે તેવો શૈવોમા શૈવી દીક્ષાનો ક્રમ મુક્તિમાર્ગમા આવશ્યક મનાયો છે" (પૃ ૧૬૨)

એ પરિચ્છેદમા એ સામ્યદર્શનને વધુ પડતુ ખેચ્યુ કોઈને લાગે, તો પણ એકેશ્વરવાદ, જીવાત્માનો અણુમળ અને પરમેશ્વરની કરુણા અથવા પ્રસાદથી જ તેના નિવારણની શક્યતા, તથા ગુરુ-દ્વારથી પશુ એટલે જીવના સમુદ્ધરણનો સભવ, એ ત્રણ પાયાના સિદ્ધાંતમાં શૈવાગમ અને ખ્રિસ્તી ધર્મનુ નર્મદાશકરે તારવી બતાવેલુ સામ્ય એવું છે કે પાછળની આગલા પરની અસરનો સભવ તર્ક ગણીને હસી કે છેક અવગણી શકાય તેમ નથી બૌદ્ધ તારા દેવીનુ વગેરું વજુંવાળા પ્રમાણો આપી તેમણે એક મિત્ર ઉપરના પત્રમા બ્રાહ્મણોના શાક્ત આગમમા શોધી કાઢી બતાવ્યું છે, તેને પણ એ જ રીતે કપોલકલ્પિત તર્ક ગણી ઉવેખી શકાય તેમ નથી એક બીજા મિત્ર પરના વેદવ્યાસ અને બાદરાયણ વિશેના ઉત્તરની માફક એ લખાણ પણ આપણા વિદ્વાન તત્ત્વવિચારકની સશોધનવૃત્તિનો એક સારો નમૂનો છે.

આવી ઇતિહાસલક્ષી અને તુલનાત્મક દૃષ્ટિ તેમજ ચિકિત્સક વૃત્તિથી કામ કરતી નર્મદાશકરની વિદ્વત્તાએ બૌદ્ધ ધર્મના ભારતમાં થયેલા લોપના કારણ તરીકે ગણાવાતી વેદધર્મના શકરાચાર્ય આદિ સુધારકો(revivalists)એ કરેલા જુલમની વાતને હસી કાઢી (જુઓ પૃ ૨૩), એ ધર્મની અતર્ગત નબળાઈને જ આગળ કરીને જણાવ્યું છેઃ "જે ધર્મ પોતાના સનાતન તત્ત્વોનુ અવલબન કરી દેશકાલાદિ પરિસ્થિતિને અનુકૂળ પોતાની શાખા-પ્રશાખાને વિસ્તારતો નથી તે ઘણો ઊચો સોટા જેવો થઈ સુકાઈ જાય છે" (પૃ. ૨૩) એ સાથે બ્રાહ્મણોના પરધર્મના આચાર-વિચારને આત્મ-

સાત્ કરી નાખવાના બળનેય બીજું કારણ ઠરાવ્યું છે. જુઓ એમનું નીચેનું કથન :

"ભગવાન બુદ્ધ વિષ્ણુના વર્તમાન અવતારરૂપ મનાયા. તેમનો દયાધર્મ વૈષ્ણવોમાં પ્રવેશ્યો. બ્રાહ્મણોની યજ્ઞહિંસા અને શ્રાદ્ધમાં ગૌવધ પણ કલિવર્જ્ય ઠરાવી દેવામાં અને દયા વૈષ્ણવી ભાવના બની ગઈ. બૌદ્ધોના શારીરને* (એટલે બુદ્ધના શરીરનાં અસ્થિ અથવા અંશોને) લગતા રથયાત્રાદિ ઉત્સવો વૈષ્ણવોના રથયાત્રાદિ ઉત્સવો બની ગયા. જગન્નાથ વગેરે સ્થાનના જાતિભેદનું ખંડન કરનારા બૌદ્ધોના આચારવિચારો બ્રાહ્મણોએ બ્રહ્મવાદના ગણી માંડ્યા. નેપાલમાં બૌદ્ધ ધર્મના પંચ બુદ્ધ શૈવ ધર્મના પંચમુખ શિવમાં શમી ગયા, અને અશ્વઘોષનું વજ્રસૂચી પ્રકરણ જે જાતિભેદનું વિધ્વંસક છે, તે જાણ્યે-અજાણ્યે રૂપાંતરથી બ્રાહ્મણોના ઉપનિષદસમૂહમાં ઉપનિષદ તરીકે દાખલ થઈ ગયું. બ્રાહ્મણોના પરિવ્રાજક અને બૌદ્ધ ભિક્ષુઓ બ્રાહ્મણ શરમણ (શ્રમણ) તરીકે એકવત્ થઈ ગયા. અને આવાં અનેક રૂપાંતરો થઈ બૌદ્ધ ધર્મ વર્તમાન હિંદુ ધર્મની અનેક ગલીકૂંચીઓમાં પ્રસરી ગયો. શાંકર મતના વેદાંતના માયાવાદમાં બૌદ્ધ વિજ્ઞાનવાદીઓનો માયાવાદ ગુપ્ત રીતે એવી રીતે પ્રવેશ્યો કે જાણે માયાવાદ મૂળ ઉપનિષદમાંથી સીધો વારસો તરીકે ઊતરી આવ્યો હોય એવું હિંદુ વેદાંતીનું દૃઢ મંતવ્ય બની ગયું. જે આચારો અને વિચારો પોતાના બંધમાં આવે એવા ન હતા-જેવા કે ક્ષણિકવાદ, અપોહવાદ, વગેરે—તે બૌદ્ધોનો પાખંડ ધર્મ ગણાયો અને પૌરાણિક રૂપમાં હિંદુ ધર્મની નવી દુકાન ઊઘડી. પરિણામ એ આવ્યું કે બૌદ્ધ ધર્મ આર્યાવર્તની બહાર ગયો અને અહીં શમી ગયો." (પૃ. ૨૬૫-૬૬).

આથી ઊલટું, જૈન ધર્મ અદ્યાપિ પર્યન્ત સજીવપણે ટકી રહ્યો તેનું કારણ કર્તા આમ જણાવે છે: "જૈન ધર્મમાં સનાતન તત્ત્વનું જીવનબલ વિદ્યમાન હોવાથી અને વેદધર્મના અવિરોધી અંશો પ્રતિ માનદૃષ્ટિ ધારણ કરવાથી તે ધર્મ ઉત્તમ તત્ત્વવિદ્યાને અને વિશુદ્ધ ચારિત્ર્યને પ્રસરાવવા સમર્થ થયો છે" (પૃ. ૨૩). અન્યત્ર તેઓ કહે છે કે જૈનોએ બ્રાહ્મણોની ચાતુરીનો આશ્રય

* બૌદ્ધ શારીર સાથે વેદાંતનો 'શારીરક' શબ્દ સરખાવો.

લઈને પોતાના ધર્મનું સારી રીતે સંરક્ષણ કરવા પ્રયત્ન કર્યું છે. 'પાછલાં ત્રણસો વર્ષમાં બ્રાહ્મણ ધર્મને અનુસરતા સમાજે અને જૈન ધર્મને અનુસરનાર સમાજે પોતાના આચારવિચારમાં ઘણી આપલે કરી છે' (પૃ ૨૬૬) આ એમનું મંતવ્ય પણ ધ્યાન ખેંચે તેવું છેઃ "બ્રાહ્મણો, બૌદ્ધો અને જૈનોના કલિયુગના મૂલ ધર્મપ્રવર્તક શ્રીકૃષ્ણ, શ્રી ગૌતમ બુદ્ધ તથા શ્રી મહાવીર જાતિએ ક્ષત્રિયો હતા, પરંતુ તે ત્રણે ધર્મની વ્યવસ્થા કરનાર મુખ્ય વિચારકો જાતિએ બ્રાહ્મણો હતા તે રહસ્ય પણ ઐતિહાસિક દષ્ટિવાળાએ ભૂલવું જોઈએ નહિ" (પૃ ૨૬૬).

પોતાના ધર્મનાં વૈદિક, તાંત્રિક અને સાંપ્રદાયિક એ ત્રણે સ્વરૂપોનો સંપૂર્ણવત્ અને બૌદ્ધ, જૈન, ખ્રિસ્તી વગેરે ઈતર ધર્મોના સિદ્ધાંતોનો પર્યાપ્ત અભ્યાસ કરી 'તત્ત્વચિંતન ધર્માંધ બુદ્ધિથી થઈ શકતું નથી, તેથી બ્રાહ્મણોએ પરદર્શનોને વિચારની કસોટીએ ચઢાવી જોવાં જોઈએ' (પૃ. ૩૧૭) એ શીખ બીજાઓને આપવાના અધિકારી બનનાર અને સતેજ ઇતિહાસદષ્ટિ, તરતમવિવેક અને પર્યેષક બુદ્ધિ ધરાવનાર નર્મદાશંકર જેવા વિચારકનું વલણ એકાન્તિક મતાગ્રહી બનવું શક્ય જ નથી. એ સ્વાભાવિક રીતે જ સમન્વયદર્શી બને અને રહે. પોતાના અને અન્ય ધર્મોના સિદ્ધાંતોનાં મૂળ સ્વરૂપ અને રહસ્ય પર જ તેમની દષ્ટિ કેન્દ્રિત હોઈ, તેનાં પ્રવર્તમાન વિકૃત સ્વરૂપો પ્રત્યે તે આકરા અસહિષ્ણુ બની શકતા નથી, બહુધા તેના ગુણપક્ષનો ઉદારતાથી સ્વીકાર કરનારા જ બને છે. ઘણીબધી બાબતોમાં સૈદ્ધાંતિક સામ્ય અને તેથી સનાતન એટલે ત્રિકાલાબાધિત કહી શકાય એવા ધર્મ-સત્યની ભાષાભેદે પણ સમાનના આપણા વિદ્વાન લેખકે વૈદિક અને ઉપર ગણાવ્યા તેવા બીજા બધા ધર્મો અને દર્શનોમાં જોઈ છે અને તેનું ગૌરવ કર્યું છે, તે તેમની સર્વમાંથી મધુ સારવતી આ સમન્વયદષ્ટિને જ પ્રતાપે. એ દષ્ટિને કેવલાદ્વૈતી

અને શુદ્ધાદ્વૈતીનો ઝઘડો તુચ્છ કે ક્ષુદ્ર લાગે છે.* કારણ, એમની નજર તત્ત્વ ઉપર જ મંડાયેલી છે. શુદ્ધાદ્વૈત અને કેવલાદ્વૈત બંનેને ઇષ્ટ તો છે બ્રહ્મની નિર્દોષતા અથવા શુદ્ધ સ્વરૂપ. તેનું સ્થાપન આગલો મત અવિકૃત પરિણામવાદ વડે કરે છે, તો પાછલો મત માયાવાદ અથવા અધ્યાસવાદ ઉપર રચાયેલા વિવર્તવાદ વડે કરે છે. આમ કહી નર્મદાશંકર લખે છેઃ—

'આ વાદોનું પ્રયોજન દૃષ્ટાંત વડે સુગમતાથી બ્રહ્મની નિર્મળતા શી રીતે સમજાય એમાં જ સમાયેલું છે. પરંતુ જ્યાંથી દૃષ્ટાંતના સર્વ અંશો દાર્ષ્ટાંતિકમાં લગાડવાનો પ્રયત્ન થાય છે કે વિચારનું ચક્ર મતાંધતા ઉપર ચઢી જાય છે. જો અવિકૃત પરિણામવાદ વડે બ્રહ્મવસ્તુના નિર્મળપણાનો અનુભવ થઈ શકતો હોય તો તે વાદનો આશ્રય કરવો, અને વિવર્તવાદ વડે તે અનુભવ જાગતો રહેતો હોય તો તેનો આશ્રય કરવો ટૂંકી દૃષ્ટિવાળા કોઈ લોઢાના સળિયાવાળાં ચશ્માં વાપરે અને કોઈ સોનાની દાંડીવાળાં વાપરે, એમાં પ્રત્યક્ષ જ્ઞાનમાં શો ફેર પડે?' (પૃ. ૨૨૭).

વિતંડાથી ઊર્ધ્વ જતી એમની દૃષ્ટિ આથી બેઉના પક્ષકારોના એકાંગદર્શનને મૃદુતાથી સુધારી આપે છે. કેવલાદ્વૈતના આગ્રહી શ્રી મનુભાઈ પંડ્યાના પુસ્તકમાં ભક્તિસિદ્ધાંત ઉપર 'કંઈક અણઘટતો કટાક્ષ' થયો દેખી તેઓ ભક્તિતત્ત્વનો બચાવ કરતાં કહે છે:

'ભક્તિના ગુણ અને દોષ છે, તેવા જ્ઞાનના પણ ગુણ અને દોષો છે. બ્રહ્મવસ્તુ સંબંધમાં ભક્તિ અને જ્ઞાન બંનેને સ્થાન છે. બ્રહ્મવસ્તુ પોતે આનંદરૂપ હોવાથી અને રસરૂપ હોવાથી ભક્તિગમ્ય છે, અને તે સાથે ચિન્મય હોવાથી જ્ઞાનગમ્ય પણ છે.' (પૃ. ૨૩૦)

* જુઓ: 'શુદ્ધાદ્વૈત મતવાળા અને કેવલાદ્વૈત મતવાળા એક સ્થાને બેસી ન્યાયનિર્ણય કરવા ચર્ચા કરે તો મને લાગે છે કે તેઓ મુદ્દાની બાબતમાં એકમત થઈ શકે' (પૃ. ૨૨૬). 'જો શુદ્ધાદ્વૈત મતને બરોબર સમજવામાં આવે અને તે અનુસાર ભગવત્-શરણતાને સેવવામાં આવે તો કેવલાદ્વૈતી સાથે વ્યાવહારિક વિરોધ બની શકે જ નહિ' (પૃ. ૩૯૭). આગલું વાક્ય કેવલાદ્વૈતીને અને બીજું શુદ્ધાદ્વૈતીને સંભળાવાયેલું છે.

આગળ વધતાં ભાગવતોક્ત રાસક્રીડાની ગોપિકાઓની ટીકા કરતા લેખકના કથનની ઝાટકણી કાઢતાં કેવલાદ્વૈતના સમર્થક શંકરાચાર્યના 'ભક્તિરસાયન'નો ઉલ્લેખ કરી તેની કસોટી ઉપર 'ગોપિકા ચઢી શકશે, પણ આપણે કહેવાતા વેદાંતીઓ બિલકુલ ચઢી શકીશું નહિ' એમ તેઓ કહી નાખે છે (પૃ. ૨૩૧) તો બીજી બાજુ, 'બ્રહ્મવાદ પ્રદીપ'ના શુદ્ધાદ્વૈતાગ્રહી લેખકે શાંકરમતની કરેલી ટીકાનો પણ તેમણે સૌમ્ય ભાષામાં રદિયો આપ્યો છે.

નર્મદાશંકરની આવી ઉદાર સમન્વયવાદી દૃષ્ટિથી પૂત અભિગમ એમનો સાંપ્રદાયિક ધર્મો પરત્વેનો છે. એ વિશે ૧૯૨૦ની છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદમાં એમણે વાંચેલો 'સાંપ્રદાયિક ધર્મો' એ લેખ આ પુસ્તકનો એક મૂલ્યવાન અભ્યાસલેખ છે. સાંપ્રદાયિક ધર્મોને અપધર્મ કે વિધર્મ ગણનારાઓને ચીમકી આપતાં, એ દોષથી તો પ્રાચીન વેદધર્મ તથા ઉપનિષદો અને પુરાણધર્મ પણ મુક્ત નથી એમ સંભળાવી, કર્મકાંડ ઉપાસનાકાંડ અને જ્ઞાનકાંડને એક જ ધર્મ–શરીરનાં ત્રણ અંગો કહી દર્શન, ભાવના અને કૃતિની આંતરિક અધિકારાનુસારી વ્યવસ્થા તરીકે સમજાવી, સાંપ્રદાયિક ધર્મોને આપણા વિદ્વાન લેખકે ધર્મવૃક્ષની વડવાઈઓ તરીકે આમ વર્ણવ્યા છે:—

> 'આપણા પ્રાચીન વેદધર્મની યજ્ઞાદિ ક્રિયાઓ, પ્રતીક અથવા અહં-ગ્રહ વગેરે રહસ્ય-ઉપાસનાઓ અને બ્રહ્મનું દર્શન, એ ત્રણ કાંડવાળા ધર્મવૃક્ષની કોઈ કોઈ ડાળીમાંથી સંપ્રદાયધર્મો વડવાઈઓ તરીકે ઊતરી આવ્યા છે; અને તેમાં જો કે મૂળ વૃક્ષના થડનું અથવા ત્રણ કાંડની મોટી ડાળીઓનું બલ નથી, પરંતુ તે ડાળીઓ અને થડ સાથે તે વડવાઈઓ જોડાયેલી હોવાથી તથા તેમાં નવજીવન રસનો પ્રવાહ વહેતો હોવાથી તે નવાં વૃક્ષોને ઉત્પન્ન કરવાને સમર્થ છે, અને તેને યોગ્ય ભૂમિ મળે તો નવા વૃક્ષરૂપ પરિણામ પામે છે' (પૃ ૪૯).

જેમ સંપ્રદાયધર્મો પરત્વે તેમ હોળી ને દીવાળી જેવા સામાજિક ઉત્સવોમાંના અપધર્મ કે વિકૃતિ પ્રત્યે પણ આપણા લેખક અસહિષ્ણુ

બની શકતા નથી, કારણ, એનું સાચું મૂળ સ્વરૂપ, પ્રયોજન અને રહસ્ય તેઓ જાણે છે; અને તેથી એની પ્રત્યે જ એ આંગળી ચીંધે છે. આ બતાવતા 'હોલિકા' અને 'દીપોત્સવી' એ મૂળ 'શ્રેયસ્સાધક'માં છપાયેલા બે આ સંગ્રહમાં મૂકેલા લેખોમાં તેમણે એ સામાજિક ઉત્સવોની સાથે વળગેલી ધર્મક્રિયાની પુરાણજાલમાં અને લોકવૃત્તમાં અટવાઈને ઓળખાય એવી ન રહેલી અમરવેલીને અને તેના જે આર્ષ શ્રુતાર્થને પ્રકાશિત કરી આપેલ છે, તે આ પુસ્તકના સંખ્યાબંધ વાચકોને માટે એ ઉત્સવોનું ખરું મૂળ સ્વરૂપ અને રહસ્ય ખોલી આપતું નવું જ જ્ઞાન હશે. લેખકની રહસ્યોદ્ઘાટનની શક્તિ તો સંગ્રહમાં અન્યત્ર પણ એકથી વધુ વાર ચમકતી દેખાશે.

ભારતના બધાં દર્શનોને કશા ક્લેશ વિના ઉદારતાથી સમજવાની ચાવી, સમન્વયદર્શી કહો કે વૈદિક યજ્ઞોથી માંડી આજના સાંપ્રદાયિક ધર્મો સુધીના ભારતના કાળના સુદીર્ઘ પટ ઉપર વિસ્તરેલા ધાર્મિક, દાર્શનિક અને આધ્યાત્મિક પુરુષાર્થને આખલાઈની દૃષ્ટિથી અવલોકનાર કહો, એવા નર્મદાશંકરે નીચેના શબ્દોમાં પોતાના વાચકોને આપી દીધી ગણાય :—

'શાંકર દર્શન વિચારપ્રધાનછે, અને તેથી તેમાં ભક્તિનો ઉદ્રેક ઓછો છે એ ખરું છે, પરંતુ તેમાં ભકિતને સ્થાન જ નથી એમ માનવું ખોટું છે. બીજાં દ્વૈત અને અદ્વૈત દર્શનો ભક્તિપ્રધાન છે અને તેમાં જ્ઞાન ગૌણ છે, પરંતુ તેમાં જ્ઞાનને સ્થાન જ નથી એમ માનવું પણ ભૂલભરેલું છે. જીવોનાં વિલક્ષણ સામગ્રીવાળાં અંતઃકરણોને લક્ષમાં લઈ પ્રાચીનોએ વિચારપ્રધાન, ક્રિયાપ્રધાન અને ભકિતપ્રધાન દર્શનોની વ્યવસ્થા કરી છે. અધિકારભેદ એ ભારતવર્ષનાં દર્શનશાસ્ત્રોનો મુખ્ય પાયો છે અને તે અધિકાર કેવલ બુદ્ધિનો નહિ, પણ શરીર, મન અને વાણી-એ ત્રણેની દૈવી સંપત્તિનો માનવામાં આવ્યો છે."

એક હકીકત ખાસ ધ્યાન ખેંચે તેવી છે. આવા સમન્વયદર્શી નર્મદાશંકર આજની સર્વધર્મ–સમભાવના સ્વરૂપની બધા ધર્મનું

સારુ સારું અપનાવીને વર્તવાની વૃત્તિ પ્રત્યે સાશકતા બતાવે છે અને એની તરફદારી કરતા નથી. ' આ પ્રમાણે ધર્મનુ શરીર અથવા પુદ્ગલ કદી સ્યાતુ નથી ' (પૃ ૨૪) એમ તેમનુ માનવુ છે. ધાન્યના કણુના ઢગલા જેવા સમૂહ કરતાં ' પરસ્પર ઉપકાર્ય–ઉપકારક પરમાણુ–સમૂહથી ' રચાતો ' એક આત્માને અધીન ' સઘાત વધુ કાર્યસાધક એ જ રીતે ' આંતર નિશ્ચયબન ' વાળી સ્વધર્મ પરની નિષ્ઠાનો તેઓ સબળ પુરસ્કાર કરે છે તેઓ કહે છે : ' દર્શન, ભાવના અને કૃતિનો નિયોગ બરાબર જામે તો સપ્રદાયધર્મ જેટલી વિશુદ્ધિ-સમાજની અથવા વ્યક્તિની કરી શકે તેટલી વિશુદ્ધિ સર્વધર્મીઓ સમાજની અથવા વ્યક્તિની કરી શકતા નથી ' (પૃ ૪૮) અધિકાર અને કોઈ એક ધર્મના શાસનની અવગણના કરી ' જ્યાં ત્યાંથી જે જે સારુ લાગ્યુ તેને ભેગુ કરી ધમઘટના કરી યથેચ્છ ધર્માચરણ કરવાનો ' ધર્મસુધારણા 'ને તેઓ ' ધર્મની ઉચ્છૃખલતા ' અને ' સર્વતત્રસ્વતત્રતા ' કહે છે. ' સર્વતત્ર–સ્વતત્ર થવાના વાયરામાં સર્વતત્રબહિષ્કૃત થવાનો પ્રસગ આવે છે ' (પૃ ૨૪) અને ' જેઓ સ્વતત્રમાં નથી તેઓ સર્વતત્ર–સ્વતત્ર બની શકતા નથી ' (પૃ ૪૮) એમ તેઓ સ્પષ્ટ જણાવે છે અકબરના દીને–ઇલાહીના પ્રયોગની થયેલી દશા અને કિશોરલાલ મશરૂવાળાએ ' સમૂળી ક્રાન્તિ ' માં સર્વધર્મસમભાવ કે સર્વધર્મમમભાવ પ્રત્યે અનાસ્થા દર્શાવી સ્વધર્મ-નિષ્ઠાની કરેલી હિમાયત આપણને યાદ આવી જાય અને નર્મદા-શકરના વચનમાં ઠીક ઠીક તથ્ય જણાય. ધર્મને ' આત્માના વિકાસનું આત્માએ ઊભું કરેલું સયમનુ બધન ' (પૃ. ૬૯) માનનારનુ વચણ એવુ જ હોય

આના નર્મદાશંકરે ' સર્વસાધારણ ધર્મ અને સ્વધર્મ 'ના વ્યાખ્યાનમા હિદુ ધર્મના વ્યાવર્તક લક્ષણો આમ તારવી આપ્યાં છે : ' હિદુ ધર્મ અપૌરુષેય છે એ અધિકાર ઉપર ભાર મૂકે છે. એમાં શ્રૌત કાળમાં યજ્ઞ, અધ્યયન અને દાન પર ભાર મુકાતો-

પાછળથી સ્મૃતિકાળમાં વ્યવહાર અને રાજધર્મ વગેરેને તથા અહિંસાને પ્રાધાન્ય મળ્યું. પછી પુરાણકાળમાં દેવતા તથા તીર્થોનાં માહાત્મ્ય વધ્યાં' (પૃ. ૧૪૧). એ પછી એમણે સર્વસાધારણ ધર્મનાં, એટલે બધા લોકોએ પાળવા–યોગ્ય ધર્મનાં જે પાંચ લક્ષણો ગણાવ્યાં છે તે છે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ. 'એ સામાન્ય પીઠ વગર મનુષ્ય કદી આગળ નહીં વધી શકે. એ પાંચ વડે જ મનુષ્યનું મનુષ્યત્વ છે' (પૃ ૧૪૩).

- નર્મદાશંકર મહેતા કુળસંસ્કારે, પ્રતીતિએ અને અનુભવોએ કરીને આસ્તિક હોઈ તેમને મંત્ર–તંત્ર–યંત્રની શક્તિમાં, ચમત્કારોમાં, અને યોગની સિદ્ધિઓમાં સ્વાભાવિક રીતે જ શ્રદ્ધા છે. 'ચમત્કાર અથવા સિદ્ધિઓ અનુભવાતી જ નથી એવું કહેનાર ખરેખર, સર્વજ્ઞતાનો દાવો કરે છે. નાસ્તિકતા એ એક જાતનું સાહસ છે' એમ કહ્યા પછી 'અશ્રદ્ધા અથવા નાસ્તિકતા અને અંધશ્રદ્ધા અથવા સર્વાસ્તિકતા એ બે વચ્ચે શુદ્ધ શ્રદ્ધાના માર્ગને અવકાશ છે અને તે શુદ્ધ શ્રદ્ધાને લઈ સર્વધર્મમાં મહાત્માઓ અને સંતો વડે આ જગતમાં અનેક ચમત્કારોનાં જીવંત દૃષ્ટાંતો થયાં છે, થાય છે અને થશે' (પૃ ૧૧૬) એમ જણાવતા નર્મદાશંકર અર્વાચીન બુદ્ધિવાદી વલણ પણ એટલું જ દાખવે છે એ નોંધપાત્ર છે. 'બાલાસ્તવન તથા દૈવી અદ્ભુત ચમત્કાર'ના લેખકે વર્ણવેલા ચમત્કારોને તેઓ 'ઘણા ક્ષુદ્ર' પણ 'સામાન્ય જ્ઞાનપદ્ધતિ કરતાં વિશેષ જ્ઞાનપદ્ધતિથી ઊંચાં સ્ફુરણોનો ઉદય થઈ શકે છે તેની ખાતરી કરાવવા પૂરતા બસ' છે એમ કહે છે. પૃ. ૧૨૦, ૧૨૧ અને ૧૨૫ પર ચમત્કારો, સિદ્ધિઓ, વગેરેના 'અનુભવો આપણી જ્ઞાનભૂમિકાના હોય તોપણ તે યથાર્થ છે, એટલે ભ્રમ અને વિપર્યય (Illusion and Delusion) રૂપ નથી, તેની ખાતરી કરવા તેને માટે તેમ જ સ્વપ્નો, શુકનો વગેરે માટે, 'તેમાં તાત્ત્વિક સ્વરૂપ શું છે અને અનુભવ કરનારની બુદ્ધિના અનાત્વિક રંગો કેટલા પેઠા છે તેનો નિર્ણય' કરવા માટે, 'ઊંડી

વિજ્ઞાનની કસોટીની' તેમજ ' શુદ્ધ યોગીજનોની વિજ્ઞાનશાળા 'ની જરૂર તેઓ પ્રતિપાદે છે તેમાં તેમનો બુદ્ધિપ્રામાણ્યનો આગ્રહ, વૈજ્ઞાનિક અભિગમ અને અબદ્ધ ખુલ્લાપણું દેખાયા વિના રહેતાં નથી.

આથી જ તો તેઓ નીચે પ્રમાણે લખી શકે છે :—

'...અધિભૂત શાસ્ત્રો[1] પ્રત્યક્ષને આધારભૂત લેખે છે, પરંતુ તેની પ્રમાણ-મર્યાદા તર્કમાં સમાયેલી છે. અધિદૈવશાસ્ત્રો[2] કેવલ શબ્દ-પ્રમાણ ઉપર જીવે છે. અધિભૂતશાસ્ત્રો જ્યારે તીવ્ર બુદ્ધિની અપેક્ષા રાખે છે ત્યારે અધિદૈવશાસ્ત્રો દૃઢ શ્રદ્ધાની અપેક્ષા રાખે છે. અધિભૂતદૃષ્ટિ પ્રસંગે જડવાદી થાય છે. અધિદૈવ પ્રસંગે અંધશ્રદ્ધાવાદી બને છે. અધ્યાત્મશાસ્ત્ર[3] તર્કને સ્વીકારે છે, પરંતુ તેનું રાજ્ય તે ચિત્ત ઉપર થવા દેતું નથી. તે શાસ્ત્ર શબ્દના પ્રામાણ્યને પણ માને છે, પણ શ્રદ્ધાસુંદરીને તર્કની સાંકળ વચ્ચે ચાલવા દે છે. તે અનુભવ ઉપર પોતાના સિદ્ધાનોનું પ્રામાણ્ય ઘડે છે. તર્ક વડે સિદ્ધ થયેલો શાબ્દિક નિર્ણય અનુભવની કસોટી ઉપર ચઢવો જોઈએ. વસ્તુના સ્વભાવ, ગુણ અને સામર્થ્યને આપણે મર્યાદાવાળી ઇંદ્રિયોના અધ્યક્ષરૂપ જીવો સર્વજ્ઞ પરમેશ્વરની પેઠે નિરાવરણ પ્રત્યક્ષ અનુભવી શકતા નથી, અને તેથી આપણે તર્કનો અને શબ્દ-પ્રમાણનો આશ્રય લેવો પડે છે, તેમાં કોઈ જાતનો દોષ નથી; પરંતુ આપણે તર્કના અતિશય વડે નાસ્તિક થવામાંથી બચવું જોઈએ અને શબ્દ-પ્રામાણ્યની જડતામાંથી પણ છૂટવું જોઈએ. આ બન્ને સાધનો આપણા અનુભવનાં અંગ છે, કંઇ અંગી નથી. ચશ્માં નેત્રનાં સહાયક છે; જેને નેત્ર ન હોય તેને તે કંઈ દેખાડી શકતાં નથી. તેમ, અનુભવનું ત્રીજું દિવ્ય નેત્ર ન હોય તો તર્ક અને શબ્દ કંઇ પણ જણાવી શકે તેમ નથી. તર્કની અને શબ્દની–બુદ્ધિ અને શ્રદ્ધાની— કસોટી અનુભવ જ કરે છે. પરંતુ અનુભવ પ્રમાણરૂપ છે કે મિથ્યાજ્ઞાનરૂપ છે, એ બાબતમાં સાવધ રહેવાની જરૂર છે. ઘણા અધ્યાત્મશાસ્ત્રના અભ્યાસકો પોતાના મનના તરંગોને સાચા અનુભવરૂપ માની લે છે. તેઓ મનોરાજ્ય અને તત્ત્વજ્ઞાનનો ભેદ પણ કળી શકતા નથી. તેઓ અધિદૈવશાસ્ત્રના ધર્મવાદી કરતાં કોઈ રીતે ચડિયાતા

૧ ન્યાય, વૈશેષિક, જ્યોતિ.શાસ્ત્ર, ચિકિત્સાશાસ્ત્ર, વિજ્ઞાન ઇ.
૨ મંત્રશાસ્ત્ર, દેવતામીમાંસા, ઉપાસનાશાસ્ત્ર, ધર્મતંત્રો, ઇ.
૩ સાંખ્ય, યોગ, વેદાંતશાસ્ત્ર, ઇ.

હોતા નથી. સાચા બ્રહ્મવાદી અનુભવના પ્રામાણ્યની ચોકસી કરે છે. સત્યજ્ઞાન અને આભાસજ્ઞાન બંને બુદ્ધિના જ પ્રતિભાસો છે, જ્યારે મિથ્યાજ્ઞાન (અ-પ્રમા) વસ્તુના સ્વભાવ, ગુણ અને કર્મને અનુસરતું નથી.

સત્યજ્ઞાન અથવા પ્રમા ઈંદ્રિયજન્ય પ્રત્યક્ષ જ્ઞાન હોવું જોઈએ એવો કંઈ નિયમ નથી તે નિર્ણયાત્મક બુદ્ધિરૂપ પણ હોઈ શકે છે. ઇંદ્રિયોથી અગોચર પદાર્થ પણ સત્યજ્ઞાનનો વિષય બની શકે છે: માત્ર તેના સત્યપણાની ખાતરીની પદ્ધતિ આપણે જાણવી જોઇએ. સ્થૂળ ચક્ષુરિન્દ્રિયથી ન જણાય તેવાં કિરણો—'એકસ રેઝ'-બીજાં સાધનો વડે અનુભવમર્યાદામાં આવે છે અને તેથી પ્રમાજ્ઞાનના વિષય બને છે', (પૃ. ૧૬૬)

બસ, અહીં અટકી જઈએ. બાકી અભ્યાસી વાચકોએ તો હજુ એક પૃષ્ઠ જેટલા વિસ્તારમાં એમનું આ વક્તવ્ય આગળ ચાલે છે તે કાળજીથી વાંચી જવા જેવું છે. તર્ક, શ્રદ્ધા, શબ્દપ્રામાણ્ય, અનુભવ—સૌનું આપણાં પ્રતીતિ, શ્રદ્ધા, અનુભવ વગેરેમાં અને તેના મૂલ્યાંકનમાં ઘટતું સ્થાન અને મહત્ત્વ દર્શાવી આ બધાં જ્ઞાનસાધનોને કેવા યથાર્થ પરિપ્રેક્ષ્યમાં નમ દાશંકરે મૂકી આપ્યાં છે!

નર્મદાશંકરમાં આમ કાશીના પંડિત જેવું, આપણી જૂની પરંપરાના શાસ્ત્રપંડિત જેવું, શ્રૌત, સ્માર્ત અને તાંત્રિક વાઙ્મયનું પરિશીલન છે, તે સાથે પાશ્ચાત્ય પંડિતોના જેવી વૈજ્ઞાનિક સંશોધનવૃત્તિ અને તેને પરિણામે ઐતિહાસિક, તુલનાત્મક અને રહસ્યદર્શી પદ્ધતિએ વિચારનારી અર્વાચીન મનોભૂમિકા છે; દર્શનો, આગમો આદિનું સિદ્ધાંતજ્ઞાન છે, તે સાથે એના આચરણની, ઉપાસના કે સાધનાપ્રણાલીની, પણ સમ્યગ્ જાણકારી છે; પરદર્શનોનાં અભ્યાસ, સત્યસારવણી વગેરે પરત્વે સ્વધર્મનિષ્ઠાના જેટલી જ બળવાન અખિલાઈ–સ્પર્શી ઉદાર સમન્વયદૃષ્ટિ છે; અને મંત્ર–તંત્રની શક્તિમાં, ગુરુકૃપામાં, યોગની સિદ્ધિઓમાં, ચમત્કારોમાં, આધ્યાત્મિક અનુભવોમાં આસ્થા છે, તે સાથે પ્રત્યક્ષ-પ્રામાણ્ય અને વિજ્ઞાન-પ્રામાણ્યને પુરસ્કારતુ બુદ્ધિવાદી (rational) વલણ પણ છે. અન્યમાં એકઠાં

થયાં હોય તો જે એકમેકને નડવાનો સંભવ, એવાં આ ભિન્ન ભિન્ન લક્ષણોનો એમનામાં તો એ બધાં એકમેકને આંટી ભરાવી પાડે નહિ પણ સહયોગમાં સારું કામ આપે એવો સુંદર મેળ રચાયો છે : એમનામાં વહીવટકુશળ વ્યવહારપુરુષ અને વિદ્યાપરાયણ તત્ત્વવિચારકનો જે સુ-યોગ સધાયો હતો તેની જેમ જ કંઈક. આથી તેમની સમગ્ર વિચારણાને સાંપ્રદાયિક પદ્ધતિનો તેમજ અર્વાચીન વિવેચક પદ્ધતિનો સંયુક્ત લાભ સાંપડયો છે. પૂર્વ-પશ્ચિમનું કેવું સુભગ મિલન!

એક જિજ્ઞાસુ મિત્રને તેમણે આપેલો આત્મપરિચય આનું કેવું સમર્થન કરે છે!—

'મેં દશ મહાવિદ્યાઓ પૈકી કોઈપણ વિદ્યાનો ક્રમ સાધ્યો નથી; કારણ કે હું સર્વતંત્રસ્વતંત્ર શ્રીમન્નૃસિંહાચાર્યજીના અનુશાસન પ્રમાણે ધર્મ અને બ્રહ્મનું જ્ઞાન મેળવવા પ્રયત્ન કરું છું. તેવા સ્વતંત્ર અભ્યાસ વડે હું હિંદુ ધર્મના સર્વ સંપ્રદાયોના ગુણદોષ સમજી શકું છું અને પ્રત્યેક સંપ્રદાયને ન્યાય આપવા પ્રયત્ન કરું છું. ધર્માંધતા અથવા મતાંધતા મારી અભ્યાસ-મર્યાદાની બહાર છે. મારા જાણવામાં વામ અને દક્ષિણ માર્ગના અનુષ્ઠાન કરનારા છે, પરંતુ કોઈમાં તત્ત્વજ્ઞતા અને જીવન્મુક્તત્વ જણાયાં નથી. મારી નિષ્ઠા જેનામાં બંધાયેલી તે પુરુષ હાલ ભૌતિક શરીરમાં નથી, તો પણ તેમનું શુદ્ધ પ્રેરણ જ્યારે ત્યારે અને જ્યાં ત્યાં મને મળી રહે છે. વામ દક્ષિણ ક્રમના સાધનારા પૈકી કોઈ પણ જ્ઞાનસિદ્ધ નહિ હોવાથી મને તેમના તરફથી વિશેષ મેળવવાની લાલસા નથી.' (પૃ. ૩૩૮)

નર્મદાશંકર તેમનાં માનસ, વ્યક્તિત્વ, વલણો અને લખાણોમાં ઘણીબાબતોમાં તેમના વિદ્યાગુરુ આચાર્ય આનંદશંકર ધ્રુવ સાથે મળતા આવે છે, તે એ બેઉના અભ્યાસીઓની નજરે તરત ચડે તેવું છે.

આ પુસ્તકમાંના તેમના લેખો, વ્યાખ્યાનો, વગેરેનો પ્રકાર સાહિત્યસ્વરૂપની દૃષ્ટિએ આનંદશંકરનાં લેખો, વાર્તિકો, વ્યાખ્યાનો, વગેરેની માફક નિબંધાત્મક કહી શકાય. પણ નર્મદાશંકરને એક સારા નિબંધકાર કહેવાય એમ નથી. એમણે નિબંધનું સાહિત્ય-

સ્વરૂપ હસ્તસિદ્ધ કરવા કલમ ઓછી ઉપાડી હતી! એમનું લક્ષ હમેશાં કહેવાનું કહેવા ઉપર જ વિશેષ હોય છે; કેવી રીતે કહેવું, એના ઉપર ઓછું. અને કહેવાનું એમની પાસે એટલું બધું હોય છે કે એમનાં લખાણો વિદ્વત્તા-સભર, વીગતસમૃદ્ધ અને તેથી વિસ્તારમાં ચર્ચા-વિવરણાત્મક અને લાંબાં બની જતાં હોય છે. ધારીલા આકારસૌષ્ઠવવાળા નિબંધ આ આખા સંગ્રહમાં 'હોલિકા', 'દીપોત્સવી', 'અધ્યાત્મવિદ્યા અને કલાવિજ્ઞાન' અને 'ધર્મનું ભાવનામય શિક્ષણ' જેવા થોડાક લેખો જ બની શક્યા છે. 'અધ્યાત્મવિદ્યા અને કલાવિજ્ઞાન' એમાંનો તથા આ ગ્રંથનો એક ઉત્તમ નિબંધ છે. એનું કારણ એ લાગે છે કે એ વ્યાખ્યાનરૂપે બોલાયેલ અને પાછળથી લખી લેવાયેલ વક્તવ્ય નથી, તેમ કોઈની શંકાઓ કે પૃચ્છાઓના ખુલાસા અર્થે લખાયેલ લખાણ કે કોઈ પુસ્તકનું પ્રવેશકાત્મક કે અવલોકનાત્મક લખાણ નથી, પણ એક વિશિષ્ટ મુદ્દો ઉપાડી તેના ઉપર પોતાનું મંતવ્ય મિતાક્ષરી રહીને વ્યવસ્થિત રીતે રજૂ કરવાના ખંતીલા પુરુષાર્થનું પરિણામ છે. મતલબ કે, ત્યાં એમણે નિબંધકાર જ બનવા માગ્યું જણાય છે. અને એમની પાસે એવું શાસ્ત્રીય એટલે તર્કસંગત રીતે વિચારી-નિરૂપી-લખી શકતું વ્યવસ્થિત (disciplined) ચિત્ત છે, કે આમ એકવાર ધારીલો નિબંધ લખવા ઇચ્છા કરી તો પોતે સુંદર પરિણામ સહેલાઈથી દેખાડી શકે. આ નિબંધની વિશિષ્ટતા એના વિષય અને વક્તવ્યની દૃષ્ટિથી પણ મોટી છે. નર્મદાશંકરે એમાં કલાને અધ્યાત્મ સાથે કેવી સુંદર રીતે જોડી આપી છે! નીચેનાં કેટલાંક કથનો એમાંના વિચારબલનો ખ્યાલ આપશે:

'પશ્ચિમમાં તત્ત્વજ્ઞાન માત્ર બુદ્ધિવિલાસરૂપ છે, અને કલાજ્ઞાન માત્ર ભાવસંતર્પણ કરનાર છે; ત્યારે ભારતવર્ષમાં તત્ત્વજ્ઞાન મોક્ષરૂપ પુરુષાર્થને સાધક છે અને કલાવિજ્ઞાન અધ્યાત્મ આનંદનું નિમિત્ત છે.' (પૃ. ૧૦૯).

[આપણી] 'અધ્યાત્મભાવનાના ઉત્કર્ષમાં કલાનો સર્વાંશે ઉપયોગ થયો છે.' (પૃ. ૧૦૯)

'પરમેશ્વર પોતાની આંતર શક્તિના બલથી પોતાના સત્-ચિત્-આનંદ-રૂપ સ્વભાવધર્મોને પ્રકટ કરવાનો જે વ્યાપાર કરે છે તેને કલાયોગ કહે છે.'

'વિશ્વના ઉદયની ઇચ્છા અથવા સંકલ્પ વડે તે ભાવિ જગતનું ચિત્ર પોતામાં ઊભું કરે છે, તે ચિત્રને સર્વાંશ પોતાની જ્ઞાનશક્તિ વડે પ્રકાશિત કરે છે, અને તે ચિત્રને બાહ્ય પટ ઉપર ક્રિયાશક્તિ વડે ઊતારે છે. આ ચિત્ર સર્વાંશ બાહ્યાર્થરૂપે પ્રકટ થાય ત્યારે પોતાના અભીષ્ટ સ્વરૂપ-ચમત્કારને જોવાથી તેને આનંદની અભિવ્યક્તિ થાય છે આ પ્રકારે વિશ્વના ઉદયમાં પરમેશ્વરની લીલા છે' (પૃ ૧૧૧)

'આત્મદેવની અંતરાત્મ ચિતિશક્તિ જેમાં કેન્દ્રિત થઈ છે તેનું નામ ચિત્ત આ ચિત્ત કલાવિજ્ઞાનનું ક્ષેત્ર છે. તે ક્ષેત્રમા શબ્દની વર્ણ, પદ અને વાક્યરૂપ વનમાલા જાગે છે, તેમા બાહ્ય વિશ્વના અર્થોની આકૃતિઓ અથવા રૂપો અથવા આંતર સુખદુઃખાદિ ધર્મોની અમૂર્ત વાસનાઓ ચૈત્યની ભૂતાવલિરૂપે નૃત્ય કરે છે, અને તે શબ્દ અને અર્થના અથડાવાથી જે જે ક્ષોભ થાય છે તેમા વિદ્યુત્‌ની પેઠે કાઈ કોઈ પદાર્થો સ્ફોટ પામે છે શબ્દ, અર્થ, અને પ્રત્યયના આ વિવર્તોનું આશ્રયસ્થાન અથવા રંગભૂમિ તે આપણું ચિત્ત છે'

'આ ચિત્ત બે પ્રકારનું હોય છે: (૧) બોધપ્રધાન (Scientific or Rationalistic), (૨) ભાવપ્રધાન (Artistic or Emotional).... બોધ આપણા સત્ત્વ અને ચૈતન્યને જગવે છે, ત્યારે ભાવ આપણા આનંદ-સ્વભાવને બહાર કાઢે છે કલાવિજ્ઞાનનુ અધિકારી ચિત્ત ભાવપ્રધાન વર્ગમા પડે છે' (પૃ. ૧૧૩)

'પરમેશ્વરના વૈભવનુ ઉન્મીલન એટલે પ્રકાશ કરવામા **શબ્દબ્રહ્મ**રૂપ સાધન લેવામા આવે ત્યારે સંગીતકલા અને કાવ્યકલાનો ઉદય થાય છે. જ્યારે તે વૈભવના પ્રકાશ સારૂ **રૂપબ્રહ્મનો** આશ્રય લેવામા આવે ત્યારે ચિત્રકલા અને સ્થાપત્યકલા વગેરે વ્યકત થાય છે, અને જ્યારે પ્રત્યય અથવા **જ્ઞાનબ્રહ્મનો** આશ્રય લેવામા આવે ત્યારે અસાધારણ સામર્થ્યવાળી મનન વડે ત્રાણ કરનારી મંત્રકલા પ્રકટ થાય છે'

'શબ્દજન્ય કલાઓ અમૂર્ત વર્ગની છે. તેમા કેવલ ધ્વનિ અથવા નાદરૂપ શબ્દ વડે સંવાદ ઉત્પન્ન કરનારી કલા સંગીતકલા છે, અને વાચક શબ્દ વડે રસ ઉત્પન્ન કરનારી કલા તે કાવ્યકલા છે. રૂપજન્ય કલાઓ મૂર્ત

વર્ગની છે. તેમાં આકૃતિ વિના રસની અભિવ્યક્તિ થતી નથી. જ્ઞાનજન્ય કલા એટલે બોધ્ય ક્રિયાથી ઉત્પન્ન થનારી મંત્રકલા મૂર્તામૂર્ત વર્ગની છે. તે પ્રસંગે શબ્દનો આશ્રય લે છે, પ્રસંગે રૂપનો પણ આશ્રય લે છે." (પૃ. ૧૧૪).

કેવો સત્ત્વવંતો કલાવિચાર સઘન રૂપમાં આ વિચારૈકલક્ષી નિબંધાકારી લેખમાં સહૃદયોનાં મનન અને ભાષ્યવિસ્તાર માટે નિવેદિત થયો છે!

જેમ સારા નિબંધકાર બનવાની શકયતા અને શક્તિ તેમની પાસે હતી છતાં નર્મદાશંકર નિબંધના કલાકાર નથી બની શકયા, તેમ એક સારા ગદ્યલેખક હોવા છતાં એ સમર્થ શૈલીકાર પણ નીવડી શકયા નથી. કારણ દેખીતું છે. તેઓ સાહિત્યધર્મી લેખક નથી; પ્રકૃતિએ, રુચિએ અને પ્રયોજને ધમવિવરણકાર અને તત્ત્વવિચારક જ છે. વક્તવ્ય અને વિચારણા ઉપર જ આથી એમનો ભાર હોય છે, તેની શાબ્દિક અભિવ્યક્તિ એમને માટે સાધન જ હોય છે, સાધ્ય નહિ. એમને માટે અર્થં वाचोऽनुधावति જેવું બનતું લાગે છે. ઘણીવાર થોડીક કાળજી લઈને કે પરીક્ષાર્થી વિદ્યાર્થીઓ ઉત્તરપત્રનું છેલ્લી દશ મિનિટમાં કરતા હોય છે તેવું પુનરીક્ષણ પોતાના લખાણનું કરીને તેમણે આવશ્યક ભાષાકીય સંમાર્જન માટે પુરુષાર્થ કર્યો હોત તો વધુ સફાઈદાર, ચોટદાર, લાઘવયુક્ત અને દઢબંધ બની શકત એવાં વાકયો તેમનાં લખાણોમાં ઠીક સંખ્યામાં જોવા મળે છે, તે આ કારણે. પણ એકંદરે ભાષા તેમને સારું કામ આપતી જણાય છે. શબ્દોની તાણ તેમને કદી નડતી નથી અને અભિવ્યક્તિ કુંઠિત કયારેય બનતી નથી, ભલે સુભગ બધી વખત બનતી ન હોય. એમના ગદ્ય માટે એમના 'સાહિત્યિક લેખો અને વ્યાખ્યાનો'ના પ્રવેશકમાં મેં લખ્યું હતું—

'પંડિત નર્મદાશંકરનું ગદ્ય તેઓ ગાડાં ભરીને શાસ્ત્રજ્ઞાન ઠાલવતા હોય તેવાં ઠેકાણાં સિવાય કયારેય શુષ્ક કે ભારેખમ બન્યું નથી,

સીધાપણું, શિષ્ટતા અને પ્રસાદગુણ મોટા પ્રમાણમાં દેખાડે છે શૈલીકાર બનવાનો કોઈ સભાન પ્રયાસ દેખાડયા વિના તેમનું ગદ્ય તેમને હાથે કેટલીક વાર તેમની મૌલિક રીતે રૂપકશૈલી કે દષ્ટાંતથી તેમ લખાવટની ચમત્કૃતિથી રસાત્મક પણ બન્યું છે...'

તે આ સંગ્રહના લેખોને પણ લાગુ પડે છે. કયારેક નીચેના જેવા પરિચ્છેદોમા સાદાં ટૂંકાં વાકચોમાં વિચારપ્રવાહ અનવરોધ ખળખળ વહેતો અનુભવાય છે :—

'ધર્મ એક શરીર છે. તેનું એક અંગ સારું અથવા ઉપયોગી અને બીજું ખોટું અથવા નિરુપયોગી એમ ગણવું એ માથાને પાઘડી આપી પગને કુહાડી મારવા જેવું છે. ને તે અંગ વિકૃત થાય ત્યારે શોધન કરવું એ ઈષ્ટ છે, પણ એકનો મહિમા ગાવો અને બીજાની અવગણના કરવી એ સમગ્ર શરીરને વિકારી બનાવી બિચારા શરીરીને દુઃખી કરવા જેવું છે. મગજ પાસેથી પગનું કામ ન લેવાય અને પગ વડે મગજનું કામ ન થાય. તેથી પ્રત્યેક અંગ પાસે નિયત કામ કરાવી સમગ્ર શરીરનાં આરોગ્ય અને સ્ફૂર્તિ જાળવવાં જેવાં જરૂરનાં છે, તેવી રીતે એક જ ધર્મમર્યાદામાં રહેલાં ધર્મશીલ મનુષ્યો તત્ત્વદર્શન કરે અને બીજાઓ કર્માનુષ્ઠાન કરે, તો અન્ય માનસ-ઉપાસના કરે, અને તે તે દર્શન, કર્માનુષ્ઠાન અને ઉપાસનાની અવિચ્છિન્ન ધારા સંપ્રદાયાનુસાર ચાલે, તેમાં ધર્મની અવનતિ નથી પરંતુ ધર્મનો જીવનવેગ સમાજની નાડીમાં ચાલતો છે.' (પૃ. ૪૭)

'મંત્ર, યંત્ર ગુરુ અને દેવતાની એકવાકયતા કરાવનાર શાસ્ત્રપદ્ધતિને તંત્રશાસ્ત્ર કહે છે. આ રહસ્ય ભાષણોથી મળતું નથી, પરંતુ ગુરુ ઈશ્વરના અનુગ્રહ વડે યોગ્ય સાધનશ્રેણીને સાધ્યાથી જ મળે છે. વાચાળપણું મંત્રરહસ્યનું વિરોધી છે. પુસ્તકો, વિવરણો, વગેરે સર્વ માત્ર સહાયક છે, પરંતુ સ્વરૂપનાં બોધક નથી. બોધક તો આપણી પ્રતિભાશક્તિ છે, અને તે પણ ગુરુ-ઈશ્વરથી પ્રદીપ્ત થાય તો જ કાર્યકારી થાય. લૌકિક દેવતાને વાયુનો વેગ ન મળે તો જેમ તે ઓલવાઈ જાય, તેમ મંત્રની દેવતા પણ ગુરુ ઈશ્વરના અનુગ્રહ વિના જાગતી નથી. જેમ અરણિના મથન વિના અગ્નિ પ્રકટ થતો નથી, તેમ મંત્રના ઉપર કહ્યા પ્રમાણેના મથન વિના વિદ્યાનો પ્રકાશ થતો નથી.' [પૃ. ૩૫૯]

ક્યારેક રૂપક, અલંકાર, દૃષ્ટાંત વગેરેનો રુચિર વિનિયોગ કરી વક્તવ્યને તેઓ અસરકારક બનાવે છે. ધર્મવૃક્ષના રૂપકથી તેમણે શ્રૌત, સ્માર્ત–પૌરાણિક, તાંત્રિક, સાંપ્રદાયિક, એ ભૂમિકાઓમાં થયેલા ભારતીય ધર્મવિકાસની વાત સમજાવ્યાનું આગળ નોંધ્યું જ છે. શ્રૌત ઋષિઓના આનુભવિક દૃષ્ટાર્થની સ્મૃતિકારોને અને અનુકાલીનોને હાથે થતી દશા પરત્વે તેઓ મધપૂડાનું રૂપક વાપરે છે તે જુઓ:—

'આ દૃષ્ટાર્થ અથવા શ્રુતાર્થ સ્મૃતિ-પટમાંથી ગળાઈ આવે તો પણ જ્યારે ન સમજાય ત્યારે જેમ મધપૂડો મધનો સંગ્રહ અને સંચય કરી પરકલ્યાણાર્થ વૃક્ષને વળગી રહે છે, તેમ ભિન્ન ભિન્ન દૃષ્ટાર્થ અથવા શ્રુતાર્થ–નો સ્મૃતિના નાના નાના પડદાવાળાં ઘર કરી એક મધપૂડા જેવો ઈતિહાસ અને પુરાણનો સંગ્રહ થાય છે...આ મધપૂડામાં ગમે ત્યાં હાથ ઘાલવા જઈએ તો મધમાખીઓ કરડે અને આપણું શરીર સૂઝી જાય. જો કલા વડે માખો ઉરાડવામાં આવે તો મધ અને મીણ બંને મળે. આ પ્રમાણે ધર્મક્રિયાની અમરવેલી ધર્મવૃક્ષની કોઈ ઊંચી ડાળે વળગેલી, મધપૂડા જેવા ઇતિહાસ-પુરાણ સાથે ગૂંચાયેલી હોય છે, તોપણ તેની દોરી પકડી તેના મધ્યભાગમાં આવીએ તો મુનિએ જણાવેલી સ્મૃતિના અર્થને અને તેથી ઊંડે ઉતરીએ તો ઋષિના શ્રુતાર્થને આપણે સમજી શકીએ છીએ' (પૃ. ૮૦).

આપણા સામાજિક ઉત્સવોની મૂલ પ્રકૃતિના અભિજ્ઞાનની વાત કરતાં તેઓ લખે છે:—

'જેમ વાઙ્મય-સમુદ્રમાંથી શબ્દો એ કાંઠા ઉપર તરી આવેલાં શંખ, ચક્ર, ગદા, પદ્મ છે, તેમ લોકોમાં પળાતા ઉત્સવો એ ધર્મસમુદ્રમાંથી ઘસડાઈ આવેલા કાંઠાના રંગબેરંગી વજ્રો અથવા પથ્થરો છે. જેમ શંખચક્રાદિમાં પ્રાચીન પ્રાણીમાલાનો ઈતિહાસ ઉકેલી શકાય છે, તેમ ઉત્સવોમાં પણ આપણે આપણા પૂર્વજોના બાહ્ય આચારોની છાપ ઉકેલી શકીએ છીએ' (પૃ. ૮૭).

'પક્ષપાતરહિત અનુભવપ્રકાશ'ના ગુજરાતી અનુવાદના પ્રવેશકમાં તેઓ લખે છે:—

'આ ગ્રંથમાં પરોક્ષ જ્ઞાનના અરુણોદયની ભૂમિકાનું ચોકસ નિરૂપણ છે, અને અપરોક્ષ અનુભવના ઉદય, પૂર્વાહ્ન અને મધ્યાહ્ન ભૂમિકાના રૂપો અને રંગોના તેમાં છાયાચિત્રો છે.

આ ગ્રંથકારે વેદાન્તશાસ્ત્રના પ્રમેયો અથવા જાણવા-યોગ્ય મુદ્દાઓનું જાણે એક સાજન અથવા વરઘોડો કાઢી ડંકાનિશાન બજાવવાનું મુખ્ય કામ કર્યું હોય તેમ જણાય છે' (પૃ ૧૬૮)

પછી એ ગ્રંથમાના ધ્રુવપદ કે કેન્દ્રવર્તી વિચાર જેવી 'હું નિર્વિકાર નિર્વિકલ્પ, અચળ, અસંગ, બ્રહ્મચૈતન્ય છું' એ સ્થાપનાને આપણા વિદ્વાન લેખકે ગ્રંથકારે માથે પહેરેલો મુકુટ કહી પોતાનું મંતવ્ય ઉચ્ચાર્યું છે. 'મુકુટનાં રત્નો બરાબર જડયાં નથી, તે આડાં-અવળા બેઠાં છે, પણ તે ખોટા નથી, સાચાં છે.' (પૃ ૧૬૮). વેદમંત્રો માટે તેમણે કહ્યું છે: 'યજુર્મન્ત્રો સઘળા કર્મકાંડના આધારભૂત છે અને યજ્ઞકર્માંનું સઘળું ચિત્ર યજુર્વેદની પાટી ઉપર ચડાય છે, ચિત્ર તરીકેના રંગ ઋગ્વેદ અને સામવેદ પૂરા કરે છે' (પૃ ૩૦૨)

અનાયાસે આવી જતી આવી આલંકારિક ચિત્રાત્મકતા નર્મદાશંકરના ગદ્યને શુષ્ક અને ભારેખમ બની જતા અટકાવે છે અને તેમાં સાહિત્યિક છટાની લહરી ફરકાવે છે

આ પુસ્તકમાં નર્મદાશંકરના ૧૯૧૪થી ૧૯૩૩ સુધીનાં ધર્મ અને તત્ત્વજ્ઞાનને લગતા લખાણો એકત્રિત થાય છે પણ એ પ્રકારનાં એમનાં લખાણોનો પ્રારંભ ઈ સ ૧૮૯૫ થી થઈ ગયો હતો 'સદુપદેશ શ્રેણી' તથા 'મહાકાલ' માટે લખાયેલી એ સામગ્રીનો ગ્રંથસ્થ થવાનો વારો આની પછી આવશે ૧૮૯૫ થી ૧૯૩૪ સુધીનાં ત્રીસ વરસના ગાળાના નર્મદાશંકરના આવા લેખો નર્મદના 'ધર્મવિચાર' મણિલાલ દ્વિવેદીના 'સિદ્ધાંતસાર' અને 'સુદર્શનગદ્યાવલિ' ના ધર્મ-તત્ત્વજ્ઞાન સબંધી લેખો અને આનંદશંકર ધ્રુવના 'આપણો ધર્મ' નું કાર્ય આગળ લંબાવે છે અંગ્રેજો દ્વારા પશ્ચિમની સંસ્કૃતિ-

તેમની પાસેથી મળત ! પણ એમના જીવનવિધાતાએ એમની પાસે. મામલતદારી, નાયબ-કલેક્ટરી, અમદાવાદ અને મુંબઈની મ્યુનિસિપાલિટીસેવા અને ખંભાતની દીવાનગીરી કરાવી તેમાં એમની વહીવટી શક્તિ ઝળકાવવી ધારી હશે તેનું શું ? એવી જંજાળી અમલદારી દત્તચિત્તપણે બજાવવાની સાથે અને એની વચ્ચે પોતાનો વિદ્યાવ્યાસંગનો દીપ અખંડ પ્રજ્વલતો રાખી પોતાના રસ અને સ્વાધ્યાયાભ્યાસના વિષય અંગે સત્ત્વશાળી ગ્રંથો લખી જનાર ગઈ સદીના સંખ્યાબંધ વિદ્યાતપસ્વી અંગ્રેજ અને હિંદી અમલદારોની પ્રણાલી સાચવીને આપણા શિક્ષિત દેશબંધુઓને માટે એક અનુકરણીય પ્રેરક દૃષ્ટાન્ત, (અને વરસોની પરોપજીવી પ્રાધ્યાપકી કરીને મૌલિક વિદ્વત્તાથી દીપતો સમ ખાવા પૂરતો એકાદ ગ્રંથ કે તેની અવેજીમાં પાંચસાત સત્ત્વવંતા અધ્યયનલેખો (studies) પણ આપી ન જનાર અને પોતાના અધ્યાપન-વિષયના ક્ષેત્રમાં કશું નમૂનાપાત્ર વિદ્યાવર્ધન કરી ન જનાર પ્રાધ્યાપકોને સબળ ચીમકી) નર્મદાશંકર પોતાના દાખલાથી પૂરાં પાડતા ગયા છે, એ એમની સેવા જ પેલા ન બનેલા 'જોનું સારું' વાળી આપે એવું વળતર (ને આપણા માટે મળતર) નથી !

૨૭-૩-૧૯૭૨ અનંતરાય મ. રાવળ
અમદાવાદ

# શ્રી શાંકર સિદ્ધાન્તમાં ભક્તિનું સ્થાન

मोक्षकारणसामग्र्यां भक्तिरेव गरीयसी ।
स्वस्वरूपानुसंधानं भक्तिरित्यभिधीयते ॥

—વિવેકચૂડામણિ

શ્રી શંકર ભગવત્પાદાચાર્યની જયંતીના મંગલમય પ્રસંગે તે દિવ્યાત્માના ઊંડા આદેશોનું સર્વાંશ અનુસંધાન કરવું જો કે આપણાથી બની શકે તેમ નથી, તો પણ તેમના આદેશોના એકદેશનું પણ આપણે ન્યાયપુરઃસર ચિંતન કરીએ તો આ જયંતીના ઉત્સવજન્ય ફળને આપણે ન્યૂનાધિક અંશે પ્રાપ્ત કર્યું મનાય એમ છે.

વેદરાશિના મહાસમુદ્રનું મંથન કરી બ્રહ્માત્મૈક્યરૂપ અમૃતનું દોહન કરનાર આ મહાપુરુષના સાધન અને ફળ સંબંધી અધ્યાત્મશાસ્ત્રના નિશ્ચયો આપ સર્વના જાણવામાં છે, પરંતુ જેમ નેત્રમાં આંજેલું કાજળ અત્યંત પાસે હોવાથી નેત્ર જોઈ શકતું નથી તેમ મોક્ષરૂપ ફળની સિદ્ધિમાં સાધનરૂપ સ્વીકારાયેલા તત્ત્વજ્ઞાનરૂપ નેત્રને દિવ્યતા આપનાર ભક્તિરૂપ અંજનને આપણે ઉવેખીએ છીએ. તેનું પરિણામ એ આવે છે કે આપણી આંખમાં કર્કશતાની ઝીણી ગ્રંથિઓ ( Granulations ) બંધાય છે, અને આંખે ઝાંખ મારે છે. દોષ નેત્રનો નથી, તત્ત્વજ્ઞાનનો નથી, પણ તેને દીપ્તિ આપનાર ભક્તિરૂપ અંજનને ધારણ ન કરવાનો છે.

શાંકર સિદ્ધાન્તના આપાતતઃ અભ્યાસકોનું એવું અવિચારરમણીય માનવાનું હોય છે કે શ્રી શંકરાચાર્ય તો જીવ-બ્રહ્મનો વાસ્તવ

જે અવિદ્યાથી ઢંકાયેલો છે, તેને પ્રકટ કરવા પ્રબોધે છે, અને તે પ્રકટ કરવાનું અમોઘ સાધન તત્ત્વજ્ઞાન જ છે. તે જ્ઞાન વસ્તુતંત્ર છે. અર્થાત્ જેમ પ્રમાણ અને પ્રમેયનો સંબંધ થતાં સામાન્ય જ્ઞાન ઉદય થાય છે તેમાં મનુષ્યની ઇચ્છા–અનિચ્છાને અવકાશ નથી, તેમ જીવ–બ્રહ્મના અભેદનું ભાન કરાવનાર तत्त्वमसि વગેરે મહાવાક્યના શ્રવણ વડે જીવબ્રહ્મનો અભેદ સ્ફુરે છે, અને તેમાં સાધકને ઇતર કોઈ પણ પ્રયત્નની અપેક્ષા નથી. જેમ શંકર ભગવાન્ સંસારના સ્વરૂપનું વર્ણન કરતાં કહે છે કે सत्यानृते मिथुनीकृत्य એ ન્યાય વડે સાચા–જૂઠાના યોગ વડે સંસાર ઊભો થાય છે, તેમ સાધન-શ્રેણીનું આ સાચા–જૂઠા અંશોનું મેલન થવાથી, આ માનવું ઊભું થયેલું છે. જીવ–બ્રહ્મના અભેદનું પ્રતિપાદન કરનાર વેદાન્ત-શાસ્ત્રમાં અને મુખ્યત્વે કરીને શાંકર સિદ્ધાન્તમાં ભક્તિ ગૌણ સ્થાન ભોગવે છે એવા વિચારનું સાહસ કરનારને જાણવાની અગત્ય છે કે શાંકર સિદ્ધાન્તનો આવિર્ભાવ ઇતિહાસની દૃષ્ટિથી એકાએક થયો નથી. તે મહાત્માના પૂર્વગામી વિચારકો અને આચાર્યોએ ભાગવત ધર્મની પ્રણાલિકા સ્વીકારેલી હતી. અને તે ધર્મમાં ભક્તિ પ્રધાનપદ ભોગવે છે એ કોઈથી ના કહી શકાય તેમ નથી. મોક્ષ-સાધનની સામગ્રીમાં ભક્તિ અગ્રભાગ ભોગવે છે એમ શ્રી શંકરાચાર્ય 'વિવેકચૂડામણિ'માં કહે છે, તે પ્રાચીન ભાવનાની અનુવૃત્તિ સૂચવે છે.

ભક્તિરૂપ સાધન ઉપનિષત્કાળ જેટલું પુરાતન છે. ઉપનિષદોના અભ્યાસકને સ્પષ્ટ થાય તેમ છે કે रसो वै सः—એ તૈત્તિરીય શ્રુતિ અનુસાર રૂપરસ પરમેશ્વરને (૧) આત્મારૂપે અનુભવવાનો જે આદેશ છે, તથા (૨) છાન્દોગ્ય ઉપનિષદમાં શાંડિલ્ય વિદ્યાના નામથી પ્રસિદ્ધ થયેલી અધ્યાત્મ ઉપાસનાનો જે આદેશ છે, તથા (૩) તે જ ઉપનિષદનાં ભૂમાવિદ્યાના નામથી વર્ણવાયેલા રહસ્યભાગમાં ध्रुवा स्मृतिः એ વાક્ય વડે પરમાત્માનું અખંડ અનુસંધાન કરવાનો જે ઉપદેશ છે, તથા (૪) શ્વેતાશ્વતર ઉપનિષદમાં भावग्राह्यमनी-

ઠાર્યું એ શ્રુતિ અનુસાર નિર્મળ ભાવ વડે પ્રભુને ગ્રહણ કરવાનું જે કહાતું પ્રતિપાદન થયું છે એ સર્વમાં પાછળથી બહોળા વેગથી વહેતી થયેલી ભક્તિમાર્ગની ગંગાનું ગોમુખ છે

ભક્તિસંપ્રદાયના પ્રવર્તક શાંડિલ્ય, નારદ, સનત્કુમાર, ઇત્યાદિ આચાર્યોનો નામનિર્દેશ ઉપરના વેદના જ્ઞાનકાંડમાં આવે છે, અને તેથી જ્ઞાનકાંડની મીમાંસા કરનાર ભગવાન બાદરાયણ મુનિના સૂત્રોમાં પણ આંતર ઉપાસનાનું સૂચન કરનારાં સૂત્રોમાં ભક્તિસૂત્ર ગૂંથાયેલું જણાય છે. વસ્તુસ્થિતિ આ પ્રકારની સ્વીકાર્યા પછી શ્રી શંકરાચાર્ય ભક્તિસિદ્ધાન્તથી અજાણ્યા હતા અથવા ભક્તિની સાધનરૂપતા તેમને ઇષ્ટ ન હતી એવું વદનાર સાહસ કરે છે એમ કહેવામાં બાધ નથી.

શાંકર સિદ્ધાન્તમાં ભક્તિરૂપ સાધન બાહ્યપૂજાના આડંબરરૂપે સ્વીકારાયેલું નથી, પરંતુ તત્ત્વવિચારના અત્યંત પાસેના પ્રદેશમાં રહેલું પરમેશ્વરના સ્વરૂપ સંબંધી અખંડ અનુચિંતનરૂપે સ્વીકારાયેલું છે. આ અનુચિંતન કૃત્રિમ છે કે નૈસર્ગિક છે, અનુચિંતનનો વિષય કેવો છે, અને અનુચિંતન કરનારનો અધિકાર કેવો જોઈએ ઇત્યાદિ વિચાર આપણે કરવાનું ધાર્યું છે

ભજનીય તત્ત્વ પ્રતિ ભજન કરનારના ચિત્તનો અખંડ પ્રેમ-પ્રવાહ વહ્યા કરવો એ ભક્તિનું લક્ષણ सा परानुरक्तिरीश्वरे અથવા सा त्वस्मिन्परमप्रेमरूपा એ ભક્તિસૂત્રોમાં ગૂંથાયેલું છે. શ્રી શંકરાચાર્યના સિદ્ધાંતમાં એક અદ્વિતીય બ્રહ્મતત્ત્વ જ પરમ સત્ય છે, અને ઇતર સર્વ દૃશ્ય જગત સ્વસત્તાશૂન્ય હોવાથી માત્ર બ્રહ્મતત્ત્વના આલંબનને લઈ સત્તા ભોગવતું હોવાથી માયિક અથવા મિથ્યા છે જેમ બાહ્ય જગતની પરીક્ષા કરતાં અર્થાત્ અધિભૂત વિશ્વનું સ્વરૂપ તપાસતાં મોટામાં મોટું તત્ત્વ જેને 'બ્રહ્મ' સંજ્ઞા આપવામાં આવે છે, તે અધિષ્ઠાનરૂપે પોતાના મહિમામાં સુપ્રતિષ્ઠિત જણાય

છે; તેમ આંતર જગતમાં આપણે ઘણા ઊંડા ઊતરીએ તો આપણા અખંડ ચૈતન્યમય આત્માથી અન્ય સર્વ પ્રતીતિઓ જન્મ પામતી અને પ્રકાશિત થતી અનુભવાય છે. અને તેથી સ્વયંભૂ પ્રકાશવાળું અને સ્વપ્રતિષ્ઠિત આંતર તત્ત્વ **આત્મા**રૂપે સ્વીકારાય છે. આ પ્રમાણે અધિભૂત વિશ્વ અને અધ્યાત્મ વિશ્વના છેડા બ્રહ્મ અને આત્મામાં રહેલા હોવાથી અને અનુસંધાયક બુદ્ધિ, મન, ઇન્દ્રિયો વગેરે અધિદૈવ જગતની પરીક્ષા થયેલી નહિ હોવાથી ઘણા વિદ્વાનો આ બ્રહ્મ અને આત્મારૂપ તત્ત્વોને ઉત્તર-દક્ષિણ ધ્રુવના છેડા જેવાં અત્યંત નિરાળાં માની લે છે, તો સામાન્ય પ્રજા માને અને સંસરણ પામે એમાં શું આશ્ચર્ય !

જેઓ ભૂગોળ અને ખગોળને યથાર્થ જાણતા હોય તેમને આપાતતઃ જણાતા બે ધરીના છેડા વસ્તુતઃ એક અનુસંધાનવાળા જણાય છે, તેમ અધિભૂત અને અધ્યાત્મ પરાકાષ્ઠાએ રહેલા બ્રહ્મ અને આત્મા—પરમેશ્વર અને જીવ—રૂપ પ્રાણીઓએ સ્વીકારેલાં તત્ત્વો વસ્તુતઃ એક અખંડૈકરસ તત્ત્વના બે આવિર્ભાવ માત્ર છે એમ તત્ત્વજ્ઞને અનુભવાય છે.

આ પ્રકારે પરોક્ષજ્ઞાન વડે જણાતો બ્રહ્માત્મૈક્યભાવ કરામલકવત્ અપરોક્ષ અનુભવરૂપ ઉદય થવામાં શાંકર સિદ્ધાન્તની સઘળી સાધન-શ્રેણીની રચના છે. વસ્તુવિચારથી જીવનું મર્યાદાવાળું સ્વરૂપ નથી, પરંતુ બ્રહ્મરૂપ અમર્યાદ સ્વરૂપ છે તો પણ અવિદ્યાબલથી જેવું જીવત્વ રૂઢ થયું છે તેવું વિદ્યાબલથી બ્રહ્મત્વ સિદ્ધ રહેવું જોઈએ, અને તે પ્રકારે બ્રાહ્મીભાવ પ્રકટ થયા વિના જીવન્મુક્તિ આવિર્ભાવ પામતી નથી. શોકમોહાદિ સંસારધર્મવાળા જીવનું સર્વ સંસારધર્મથી વિરહિત નિર્મલ પરમેશ્વરરૂપે પ્રકટ રહેવું એ સાધન-સિદ્ધિ વિના બનતું નથી. વાસ્તવસિદ્ધ અભેદને અવિદ્યાનિવૃત્તિ દ્વારા પ્રકટ કરવામાં ભક્તિ જેવું અન્ય કોઈ સાધન નથી

બ્રહ્મ, પરમાત્મા, પરમેશ્વર, ઇત્યાદિ શબ્દવ્યવહારના વિષયરૂપ તત્ત્વને ઉપરની સિદ્ધાન્તરીતિએ આત્મા તરીકે ઓળખવામાં અખંડ અનુસંધાનની અગત્ય છે જે જે પ્રાણી–પદાર્થો આપણા સ્વરૂપથી જેટલા અંશમાં આઘા રહે છે તેટલા તેટલા અંશમાં તેના પ્રતિ આપણી પ્રીતિ ઘટતી જાય છે, અને જેટલા જેટલા અંશમાં આપણા સ્વરૂપની નિકટ આવી રહે છે તેટલા તેટલા અંશમાં તેના પ્રતિની પ્રીતિ વધતી જાય છે. આથી પરમેશ્વર આપણા સાચા આત્મરૂપ હોય તો જ તેમના પ્રતિની આપણી પ્રીતિ સૌથી ચડિયાતી હોવી ઘટે છે. જ્યાં સુધી પરમેશ્વરને આપણા સાચા આત્મારૂપે આપણે શ્રદ્ધાથી અથવા પરોક્ષ જ્ઞાનથી સ્વીકાર્યા નથી ત્યાં સુધી તેના પ્રતિની પ્રીતિનો ઉદય થતો નથી, પરંતુ એક વાર પણ તે રહસ્ય સત્યરૂપે બુદ્ધિએ સ્વીકાર્યું એટલે પ્રભુ પ્રતિનો પ્રેમપ્રવાહ પ્રતિક્ષણ વધતો જાય છે. આ પ્રભુ પ્રતિની પ્રીતિ આ કારણથી કૃત્રિમ નથી, પરંતુ નૈસર્ગિક છે. ઇતર પ્રાણી–પદાર્થો આપણા અભિમાનની મર્યાદામાં આવવાથી પ્રીતિના પાત્ર થાય છે અને તેથી તેમના પ્રતિની પ્રીતિ કૃત્રિમ છે–ઔપાધિક છે.

અકૃત્રિમ અથવા નૈસર્ગિક પ્રીતિના વિષયરૂપ પરમેશ્વરને પોતાના સત્ય આત્મારૂપે અખંડ જોવા–જાણવા ભગવાન બાદરાયણ પોતાના બ્રહ્મસૂત્રમાં આદેશ કરે છે :—

आत्मेति तूपगच्छन्ति ग्राहयन्ति च ॥ (ब्र. सू. ४–१–३)

આ પરમેશ્વરને જીવનના સત્ય આત્મારૂપે જાબાલાદિ મહર્ષિઓ સ્વીકારે છે એટલું જ નહિ પણ વેદાંત–વાક્યો તે પ્રકારે સ્પષ્ટ અનુભવાવે છે. શાંકર સિદ્ધાંતના રહસ્યને ન જાણનાર ભડકી ઊઠશે કે જીવ–બ્રહ્મ એક જ છે તો ઇશ્વરને અવકાશ જ કયાં છે? તેમને શ્રી ભગવાનનાં નીચેનાં વાકયોનું સ્મરણ આપવાની અગત્ય છે :—

यत्पुनरुक्तं ईश्वराभावप्रसंग इति तदसत् । शास्त्रप्रामाण्याद-भ्युपगमाच्च । नहीश्वरस्य संसार्यात्मत्वं प्रतिपाद्यतइत्यभ्युप-गच्छामः, किं तर्हि संसारिणः संसारित्वापोहेन ईश्वरात्मत्वं प्रतिपिपादयिषितमिति ॥ (षट्पदी)

"જે પુનઃ એમ કહેવામાં આવે છે કે આ અદ્વૈતવાદમાં ઈશ્વરના અભાવનો પ્રસંગ ઊભો થાય છે, તે ખોટું છે. ઈશ્વરના અસ્તિત્વમાં શાસ્ત્રનું પ્રામાણ્ય છે. એટલું જ નહિ પણ ઈશ્વરાભાવ અમને ઈષ્ટ નથી. અમે ઈશ્વરનું સંસારી આત્મારૂપે પ્રતિપાદન કરતા નથી, પરંતુ સંસારી જીવને તેના સંસારીપણાનો બાધ કરી ઈશ્વર જ તેનો આત્મા છે એવું પ્રતિપાદન કરવાનો અમારો આશય છે." આ ભાવ આચાર્યશ્રીએ નીચેની રમ્ય આર્યામાં વર્ણવ્યો છે :

सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम् ।
सामुद्रो हि तरंगः क्वचन समुद्रो न तारंगः ॥ (षट्पदी)

"વસ્તુતઃ જીવ બ્રહ્મનો ભેદ નથી તો પણ હે નાથ! હું તમારો છું, તમે મારા નથીઃ સમુદ્રનો તરંગ ગણાય છે, કદી તરંગનો સમુદ્ર ગણાતો નથી."

શ્રી શંકરાચાર્યના સિદ્ધાંતમાં સગુણ અને નિર્ગુણ બ્રહ્મતત્ત્વનો વિવેક અથવા પરબ્રહ્મ અને અપરબ્રહ્મનો વિવેક એવી સ્પષ્ટ રીતે ભાષ્યાદિ ગ્રંથોમાં કર્યો છે કે આ સિદ્ધાન્તમાં શ્રદ્ધાભક્તિહીન શુષ્ક તત્વજ્ઞાન સમાવેલું છે એવું વદનાર શ્રી આચાર્યના પરમ રહસ્યને જાણતા નથી એમ કહેવામાં બાધ આવે તેમ નથી.

જીવોની ગતિના વિષયરૂપ બ્રહ્મ પર છે કે અપર છે એ વિસ્તુનો વિચાર કરતાં ભાષ્યકાર કહે છે :–

किं द्वे ब्रह्मणी परमपरञ्चेति । बाढम् "एतद्वै सत्यकाम परं चापरं च ब्रह्म यदोंकारः" इत्यादिदर्शनात् । किं पुनः

परं ब्रह्म, किमपरमिति ? उच्यते । यत्राविद्यादिकृतनामरूपादिविशेषप्रतिषेधादस्थूलादिशब्दैर्ब्रह्मोपदिश्यते तत्परम् । तदेव यत्र नामरूपादिविशेषेण केनचिद्विशिष्टमुपासनायोपदिश्यते ' मनोमयः प्राणशरीरो भारूपः ' इत्यादिशब्दैस्तदपरम् ॥

શું બ્રહ્મ પર અને અપર એમ બે છે ? હા, શ્રુતિમાં એવું સ્પષ્ટ પ્રતિપાદન છે : " હે સત્યકામ, આ પ્રણવ પર અને અપર બ્રહ્મરૂપ છે. " ત્યારે કોને પરબ્રહ્મ કહેવું ? અને કોને અપર બ્રહ્મ કહેવું ? ઉત્તર આપવાનો કે વેદાન્તવાક્યોમાં અવિદ્યાદિ કારણ વડે ઊભા થતા નામરૂપાદિ વિશેષોનો અસ્થૂલાદિ શબ્દ વડે નિષેધ કરી જે બ્રહ્મનું પ્રતિપાદન થાય છે તે બ્રહ્મ પર ગણવાનું છે. તે જ બ્રહ્મને કોઈ પણ નામરૂપવિશેષ વડે યુક્ત થયેલું ઉપાસના અર્થે ઉપદેશાય છે તે બ્રહ્મ અપર છે. જેમકે, " પરમાત્મા મનોમય પ્રાણરૂપ શરીરવાળા જ્યોતિર્મય "—ઇત્યાદિ વાક્યોમાં અપર બ્રહ્મ વર્ણન છે.

આ પ્રમાણે શાંકર સિદ્ધાન્તમાં પર બ્રહ્મ અને અપર બ્રહ્મ નિર્ગુણ પરમાત્મા અને સગુણ પરમેશ્વર એવા બે ભેદ પ્રતિપાદિ કરવામાં આવે છે, અને એક તત્ત્વ જ્ઞેય છે તો બીજું તત્ત્વ ઉપાસ્ય અથવા ભજનીય છે.

જ્યાં સુધી જીવનનું જીવત્વ સત્યવત્ અનુભવાય છે ત્યાં સુધ અપર બ્રહ્મનું ઈશત્વ તેવું જ સત્ય ઉપાસના અથવા ભક્તિ દ્વાર અનુભવાય છે. ખરી રીતે એક જ બ્રહ્મ ઉપાધિના ત્યાગ વ નિર્ગુણ અને ઉપાધિથી યુક્ત થઈ સગુણ મનાય છે. પરંતુ જે જીવ વસ્તુતઃ પરબ્રહ્મરૂપ છતાં અલ્પજ્ઞત્વ, પરતંત્રત્વાદિ ધર્મો ઉપાધિન છતાં પોતાના આત્માના સત્ય માની સંસારમાં ખેંચાય છે, તે સગુણ બ્રહ્મ અથવા નિત્યસિદ્ધ ઈશ્વરચેતન ખેંચાતું નથી. તે પરમેશ્વ પોતાની સગુણતા—ઐશ્વર્યને—જાણતા છતાં પોતાના નિર્ગુણ પદન

મહિમાથી ક્ષણભર વિખૂટા પડતા નથી આ કારણથી તે ઉપાધિ-મુક્ત છતાં ઉપાધિ ઉપર અધિષ્ઠાતાપણું ભોગવે છે, અને જીવ ઉપાધિપરતંત્ર બને છે આથી જે ચેતનવિશેષ પોતાને ઉપાધિપરતંત્ર અનુભવતો હોય, સંસારના સુખદુઃખાદિ ધર્મથી યુક્ત પોતાને જાણતો હોય તેને ઉપાધિ ઉપર સ્વાતંત્ર્ય મેળવવાનું અને સંસાર-ધર્મથી વિયુક્ત થવાનું પરમ સાધન જ નિત્યસિદ્ધ પરમેશ્વરનું અખંડ આત્મારૂપે ચિંતન કરવારૂપ ભક્તિ અથવા ઉપાસના ગણાય છે

શાસ્ત્રસિદ્ધાન્તમાં અધિકારીઓ—(૧) કૃતોપાસિત એટલે જેમણે ઉપાસના સિદ્ધ કરી ઉપાસ્ય પરમેશ્વરનો અનુગ્રહ પ્રાપ્ત કર્યો છે તેના અને (૨) અકૃતોપાસિત અર્થાત્ ઉપાસના સિદ્ધ કર્યા વિના કેવલ વિચારબળથી અક્ષરબ્રહ્મમાં સ્થિત થવાની ઇચ્છા રાખનારા એમ બે પ્રકારના હોય છે આ ઉભય અધિકારીઓમાં અકૃતો-પાસિતની બુદ્ધિવિશુદ્ધિ ઘણા ઊંચા પ્રકારની જોઈએ અને હજારોમાં કોઈ વિરલ જ કેવલ વિચારમાર્ગે બ્રહ્માત્મૈક્ય અનુભવી શકે છે રાજમાર્ગ કૃતોપાસિતનો છે

શાખાચંદ્રન્યાયમાં જેમ સત્ય આકાશમાં રહેલા દ્વિતીયાના ચંદ્રને જોવાની ઉત્કટ ઇચ્છા શાખાથી ઉપલક્ષિત ચંદ્ર દ્વારા જ સફળ થાય છે, ગમે તેમ આકાશમાં દૃષ્ટિ ફેરવ્યાથી સિદ્ધ થતી નથી, તેમ નિર્ગુણ જ્ઞેય બ્રહ્મ આત્મા પોતાના વાસ્તવ અભેદને અનુ ભવવાની ઇચ્છા રાખનારે સગુણ ઉપાસ્ય બ્રહ્મરૂપ શાખાચંદ્રનો આશ્રય લેવો જ પડે છે આ સગુણ ઉપાસ્ય બ્રહ્મ સાથે જ અનન્યા-શ્રય મેળવ્યા વિના ગમે તેટલા સૂક્ષ્મ અથવા ગમે તેટલા મોગતત્ત્વ સાથે બુદ્ધિનો સંબંધ માન્ય કર્યાથી સ્વરૂપનું સામ્રાજ્યસુખ ઉદય થતું નથી

જેમ શાખાચંદ્ર અને આકાશસ્થ ચંદ્ર વસ્તુતઃ એક જ છે, પણ જોનારાના દષ્ટિબિંદુના ભેદથી ભિન્ન મનાય છે તેમ સગુણ

બ્રહ્મ અને નિર્ગુણ બ્રહ્મ વસ્તુતઃ એક જ છે, માત્ર ઉપાસક અને તત્ત્વજ્ઞના દૃષ્ટિબિંદુના ભેદથી ભિન્ન મનાય છે.

પરમપદમાં નિર્વાણ પામવાની ઇચ્છા રાખનારા નિઃશ્રેયસ્-ગામી અધિકારી જનોએ સગુણ બ્રહ્મ અથવા પરમેશ્વરના અર્થાત્ અંતર્યામી આત્માના ભક્તિજન્ય પ્રસાદને અવશ્ય પ્રાપ્ત કરવો જોઈએ. તે પ્રસાદ વિના જીવને પરબ્રહ્મ સાથેના અભેદનો સાક્ષાત્કાર થવો સામાન્ય રીતે સંભવતો નથી. આ વિચાર, શ્રી શંકર ભગવાનના પરમાસ્તિક અને શ્રદ્ધાળુ અંતઃકરણમાં બદ્ધમૂલ હતો. પ્રકરણગ્રંથોમાં આ વિચારને તેઓશ્રી નિર્ભ્રાંતપણે પ્રકટ કરે છે :

आचार्येभ्यो लब्धसुसूक्ष्मा च्युततत्त्वा
वैराग्येणाभ्यासबलाच्चैव द्रढिम्ना ।
भक्त्यैकाग्रध्यानपरा यं विदुरीशं
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥

(हरिस्तुतिः)

સંસારના અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરનાર પરમેશ્વર જ ખરી રીતે જ્ઞેય છે અને તે પોતાના સત્ય નિર્ગુણ સ્વરૂપને, જે જીવો (૧) આચાર્ય દ્વારા નિર્ગુણ બ્રહ્મના સૂક્ષ્મ અવિનાશી સ્વરૂપનું પરોક્ષજ્ઞાન મેળવે છે, (૨) અને ત્યારપછી વૈરાગ્ય અને અભ્યાસરૂપ સાધનના બળનો આશ્રય કરે છે, (૩) તથા અપ્રમાદયુક્ત ધૈર્યને સેવે છે, (૪) અને ભગવાન પ્રતિના પોતાના નૈસર્ગિક ભક્તિભાવ વડે એકાગ્ર થઈ ધ્યાનસ્થ થાય છે, તે જીવો આગળ પ્રકટ કરે છે : એ ભાવ આર્દ્ર અંતઃકરણથી આચાર્યશ્રી ઉપરના શ્લોકમાં દર્શાવે છે.

શ્રી ભગવત્પાદાચાર્યના અભિપ્રાય પ્રમાણે બ્રહ્માત્મૈક્યસાક્ષાત્કારની અંતરંગ સાધકશ્રેણી આ પ્રમાણે ગોઠવાય છે :

(૧) જિજ્ઞાસા ઉદય થયે શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુ દ્વારા જીવ જગત્, ઈશ્વર અને શુદ્ધબ્રહ્મના સ્વરૂપનું પરોક્ષજ્ઞાન પ્રાપ્ત કરવું.

(૨) પરોક્ષજ્ઞાન ઉદય થયા પછી શુદ્ધ ચિદાત્મા વિનાના અન્ય સર્વ પદાર્થો પ્રતિ દૃઢ વૈરાગ્યભાવના.

(૩) વૈરાગ્ય ઉદય થતાં ચિત્તવૃત્તિની સ્વરૂપમાં પ્રતિષ્ઠા કરાવવા નિરોધનો અભ્યાસ.

(૪) અંતર્યામી ઈશ્વર પ્રતિ અર્થાત્ પોતાના સત્ય આત્મા પ્રતિના ભક્તિભાવથી બહિર્મુખ થતા મનને એકાગ્ર કરવું.

(૫) ચિત્તૈકાગ્રતાના ફળરૂપે વૃત્તિની અખંડ એકાગ્રતારૂપ ધ્યાનનો પ્રવાહ.

(૬) તે ધ્યાનયોગના ફળરૂપે બ્રહ્માત્મૈક્યરૂપ સાક્ષાત્કાર થવો.

આ પરોક્ષજ્ઞાન, વૈરાગ્ય, અભ્યાસ, ભક્તિ, એકાગ્રતા, ધ્યાન આ સાધનષટ્કમાં એક પછી એક ઉદય થાય તેવો અવશ્ય કાર્ય-કારણ ભાવ સંબંધ નથી. પરંતુ તેઓ વચ્ચે પરસ્પર ઉપકાર્ય–ઉપકારક ભાવનો સંબંધ છે. અર્થાત્ જીવ, બ્રહ્મ, જગતના સ્વરૂપનું સામાન્ય પરોક્ષજ્ઞાન ઉદય થાય તો આત્મ–અનાત્મ પદાર્થોનો વિવેક થવાથી સર્વ અનાત્મસમૂહ પ્રતિનો મોહ છૂટવાનું શરૂ થાય છે, અર્થાત્ પરોક્ષજ્ઞાન વૈરાગ્યનો ઉદય કરાવે છે. વૈરાગ્ય વડે પરોક્ષજ્ઞાન સંશયવિપર્યય વિનાનું દૃઢ થતું જાય છે. વૈરાગ્ય સિદ્ધ થતાં ચિત્તનો બહિર્મુખ વેગ બંધ થઈ અંતર્મુખ વેગ આરંભ પામે છે. આ વેગને શાસ્ત્રમાં પ્રત્યક્પ્રવાહ કહે છે; અને તે પ્રવાહ જ્યાં સુધી નિર્વિકલ્પસમાધિ દ્વારા બ્રહ્માત્મૈક્ય–અનુભવ ન થાય ત્યાં સુધી વધ્યા જ કરે છે.

જેમ નદીનો પ્રવાહ ઋતુના પ્રભાવ પ્રમાણે વધતો–ઘટતો થાય છે તેમ ચિત્તનો પ્રત્યક્પ્રવાહ કર્મસંસ્કારાનુસાર ન્યૂનાધિક થાય છે, પણ તે પ્રવાહની અખંડિત દશા અંતર્યામી આત્મા પ્રતિનો અપૂર્વ ભક્તિરસ હોય તો જ બની રહે છે, નહિ તો જેમ સામાન્ય

વહેળાઓ ઉનાળામાં સૂકાઈ જઈ ખંડિત થાય છે, તેમ પ્રત્યક્પ્રવાહ ખંડિત થાય છે.

ભક્તિરસથી આર્દ્ર થયેલો ચિત્તનો પ્રત્યક્પ્રવાહ જ્યારે અખંડ અનુસંધાનરૂપ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિમાં બની રહે છે ત્યારે ધ્યાનયોગનો પરિપાક થાય છે, અને ત્યારે જ તે ધર્મનું વર્ષણ કરનાર ધર્મમેઘ સમાધિના ફળરૂપ અપરોક્ષજ્ઞાન અથવા બ્રહ્માત્મૈક્યનો નિર્વિકલ્પ સાક્ષાત્કાર આવિર્ભાવ પામે છે.

આ પ્રમાણે ચિત્તવૃત્તિના પ્રત્યક્પ્રવાહને સદા સર્વદા રસ આપનાર સ્વરૂપાનુસંધાન નામની ભક્તિ જ છે અને તે ભક્તિ જ ધ્યાનયોગ દ્વારા બ્રહ્મસાક્ષાત્કાર કરાવી શકે છે.

અંતર્યામી ઈશ્વરાત્મા પ્રતિની ભક્તિ વિના તત્ત્વજ્ઞાન આવિર્ભાવ પામતું નથી એ સંબંધમાં શાંકર સિદ્ધાન્ત ભગવાન બાદરાયણનાં સૂત્રોનું અનુસરણ કરે છે. ઉદાહરણ તરીકે નીચેનાં સૂત્રો વિચારવા યોગ્ય છે :-

(૧) पराभिध्यानात्तु तिरोहितं ततो ह्यस्य बन्धविपर्ययौ ॥ (३-२-६)

જીવનું સત્ય જ્ઞાનાદિ સ્વરૂપ ઢંકાયેલું પરમેશ્વરના અભિધ્યાન અર્થાત્ ભક્તિયોગ વડે પ્રકટ થાય છે, કેમ કે પરમેશ્વર વડે જ તેનો બંધ અને મોક્ષ થાય છે.

(૨) अपि संराधने प्रत्यक्षानुमानाभ्याम् ॥ (३-२-२४)

નિર્વિશેષ આત્માનો અનુભવ ભક્તિયોગ સમયે પ્રકટ થાય છે એમ શ્રુતિ અને સ્મૃતિ પ્રતિપાદન કરે છે.

(૩) विशेषानुग्रहश्च ॥ (३-४-३८)

ઈશ્વરના આરાધનાદિ વડે તત્ત્વવિદ્યા ઉપર અનુગ્રહ પડે છે.

(૪) आत्मेतितूपगच्छन्ति ग्राहयन्ति च ॥ (४-१-३)

એ પરમેશ્વરને પોતાના આત્મારૂપે મહર્ષિઓ અનુભવે છે, અને વેદાન્તવાક્યો ગ્રહણ કરાવે છે.

(૫) आप्रयाणात्तत्रापि हि दृष्टम् ॥ (૪-૧-૧૨)

યાવજ્જીવ આ ઈશ્વરપ્રણિધાન કરવાનું છે, કારણ કે પ્રયાણ (મરણ) સમયે ભાવના વિજ્ઞાનની અપેક્ષા શ્રુતિ દર્શાવે છે.

આ પ્રમાણે તત્ત્વદર્શન અથવા વિદ્યામાં અપૂર્વ અનુગ્રહ કરનાર ભક્તિની અવગણના કરનાર શાંકર સિદ્ધાન્તની સાંપ્રદાયિક પ્રણાલિકાનો ત્યાગ કરે છે, અને નિષ્ફલ શુષ્ક વેદાન્તની વાતો જ માત્ર કરે છે.

પરંતુ આ નિર્ણય સ્થાપતાં પહેલાં મારે અવશ્ય જણાવવું જોઈએ કે શાંકર સિદ્ધાન્તમાં અભિપ્રેત ભક્તિ ઉપનિષત્કાલના શાંડિલ્ય મુનિએ પ્રતિપાદન કરેલી એકતા સગુણ બ્રહ્મની આત્મારૂપે ઉપાસનારૂપ ગણવાની છે. ભક્તિનું બાહ્ય રૂપ પૂજાદિનો અનુરાગ અથવા કથાશ્રવણાદિ તત્ત્વજ્ઞાનના અંતરંગ સાધનરૂપ નથી. તેની ઉપયોગિતા છે તે સંબંધમાં વિવાદ નથી. પરંતુ તે બહિરંગ સાધનરૂપે છે, અને જેટલા અંશમાં યજ્ઞાદિકર્મો ચિત્તશુદ્ધિમાં ઉપકારક છે તેટલા અંશમાં આ બાહ્ય પૂજાદિ ઉપકારક છે; પરંતુ વિદ્યામાં સાક્ષાત્ અનુગ્રહ કરવાને સમર્થ તો આ આત્માનુસંધાનરૂપ અખંડ ભક્તિ જ સ્વીકારાઈ છે.

આ શાંકર સિદ્ધાન્તનો ભક્તિના સ્વરૂપ સંબંધી અભિપ્રાય ગ્રહણ કરવામાં ભક્તિના ઇતર આચાર્યોએ સ્વીકારેલાં સ્વરૂપ જાણવાની અગત્ય છે.

જીવ અને ઈશ્વરના સંબંધમાં વિચારકો કેવલ અભેદવાદ અથવા કેવલ ભેદવાદ અથવા વિશિષ્ટાભેદવાદ સ્વીકારે છે, અને તદનુસાર ભક્તિ સ્વરૂપ રચાય છે. જે દર્શનમાં જીવ અને ઈશ્વર અત્યંત

નિરાળા પદાર્થ છે તેમાં જીવનું સેવકપણું અને ઈશ્વરનું સેવ્યપણું માનવામાં આવે છે અને ભક્તિભાવ પણ દાસત્વ ઉપર ઘડાય છે. આ ભક્તિ पूजादिष्वनुराग इति पाराशर्यः એ ભક્તિસૂત્રાનુસાર આહ્ન પૂજાદિમાં પ્રીતિ રાખવામાં આવી અટકે છે

તે ભક્તિ પ્રસંગે ચડિયાતું રૂપ પકડી સખાભાવ ધારણ કરે, અને ઈશ્વરને સર્વભૂતપ્રાણીના પરમસુહૃદરૂપે સ્વીકારી તેમના ગુણોનો ભજન-કીર્તનમાં અનુવાદ કરવામાં ચિત્તનું સમાધાન સેવવામાં આવે અને कथादिष्वनुराग इति गर्गः એ સૂત્રાનુસાર ગર્ગાચાર્યના અભિપ્રાય પ્રમાણે શ્રવણ-કીર્તનાદિમાં પ્રીતિ બાંધવામાં આ ભક્તિ આવી અટકે છે.

જે તત્ત્વદર્શનમાં જીવ અને ઈશ્વર ચિદાત્મારૂપે એક છતાં ઈશ્વરના વ્યાપક સ્વરૂપમાં સ્વતંત્ર સત્તાવાળા અંશરૂપે જીવનો સ્વીકાર થાય છે એવા વિશિષ્ટાદ્વૈતમાં અથવા વિશિષ્ટ અભેદવાદમાં જીવ અને ઈશ્વર વચ્ચેના ભેદનો પડદો અત્યંત સૂક્ષ્મ રહે છે, અને જેમ પતંગ દીપના અત્યંત નિકટના પ્રદેશમાં આવી તેની આગળ પાછળ મોહમાં રમણ કરે છે, તેમ જીવ ઈશ્વરપદના લક્ષ્યથી ક્ષણભર વિખૂટો પડતો નથી. આ સિદ્ધાન્તમાં જીવ-ઈશ્વરનો યોગ દંપતી-યોગ જેવો છે. બંને એક તત્વરૂપ છતાં પૃથક્ પડ્યાં છે, અને આ વિયોગ નષ્ટ થવા અખંડ તત્પરતા રહે છે, આવી જીવની અખંડ-તત્પરતા અને વિયોગને ક્ષણભર પણ ન સહન કરવાપણાવાળી ચિત્તની સ્થિતિને અનુકૂળ જીવનો સર્વ આચાર થઈ જવો એને નારદમુનિ ' ભક્તિ ' કહે છે.

नारदस्तु तदर्पिताखिलाचारता तद्विस्मरणे परमव्याकुलतेति ॥

ઈશ્વરને પોતાના સર્વ આચારોનું સર્વાંશ નિવેદન થયા પછી એક જ સત્ય અંતર્યામી પરમાત્મા સ્વરૂપનું અખંડાનુસંધાન થયા કરવું તે કેવલાદ્વૈતની ભક્તિ છે, અને તે ભગવાન શાંડિલ્ય મુનિએ

आत्मरत्यविरोधेनेति शांडिल्यः ॥ એ ભક્તિસૂત્રથી ગ્રથિત કરેલી છે. ભગવાન શંકરાચાર્યના સિદ્ધાન્તમાં જીવ–બ્રહ્મનો વાસ્તવ અભેદ તત્ત્વદર્શનમાં સ્વીકારાયેલો હોવાથી કલ્પિત જીવનો ભેદકાલે સત્ય ઈશ્વરરૂપ આત્મા પ્રતિનો જ્ઞાનપક્ષપાતી અખંડ યોગ બન્યો રહેવો એનું નામ ભક્તિ છે એમ પોતે સ્વમુખે પ્રતિપાદન કરે છે:–

स्वस्वरूपानुसंधान भक्तिरित्यभिधीयते ।

આથી ભક્ત અને ભજનીય–જીવ અને ઈશ્વરના–સ્વરૂપ સંબંધી જેવો તત્ત્વાર્થનિર્ણય હોય તેને અનુકૂળ ભક્તિનું સ્વરૂપ નિર્માણ થાય છે :–

| તત્ત્વાર્થ | ભક્તિનું સ્વરૂપ | ફળનિર્ણય |
|---|---|---|
| ભેદવાદ | સેવ્યસેવકભાવ | સામીપ્ય અથવા |
| | અથવા સખાભાવ | સારૂપ્ય મોક્ષ |
| ભેદાભેદવાદ | આત્મનિવેદન યોગ | સાયુજ્ય મોક્ષ |
| | અથવા દાંપત્ય જેવો યોગ | |
| અભેદવાદ | સર્વાત્મભાવ યોગ | કૈવલ્ય મોક્ષ |

જ્યારે ભેદવાદમાં અથવા ભેદાભેદવાદમાં જીવને ઈશ્વર સાથે ભક્તિવડે યોગ કરવાનો હોય છે તેમાં એ બે તત્ત્વના સંનિકર્ષની અથવા સ્પર્શની અપેક્ષા હોય છે, ત્યારે અભેદવાદમાં ભક્તિને તેવા સ્પર્શની અપેક્ષા રહેતી નથી. આ કારણથી શાંકર સિદ્ધાન્તના ભક્તિયોગને

अस्पर्शयोगो वै नाम दुर्दशः सर्वयोगिभिः ॥

એ પ્રમાણે શ્રી શંકરાચાર્યના પરમગુરુ શ્રી ગૌડપાદાચાર્ય અસ્પર્શ યોગ નામ આપે છે. આ યોગમાં પોતાનું ભિન્નાસ્તિત્વ નષ્ટ થશે, પોતે લુપ્ત થશે, ઈત્યાદિ જે ભય ભેદવાદીઓ ધારણ કરે છે તેનો ઉપહાસ કરતાં શ્રી ગૌડપાદ કહે કે એક વિજ્ઞાનાત્મરૂપ

પરમેશ્વરના પરમમંગલમય શિવસ્વરૂપમાં સર્વદા અભય છતાં—અભયે ભયદર્શિન.-ભય ઊભો કરે છે. જેમ અમંગલશીલવાળા મહાદેવનું નામસ્મરણ મંગલતા–શિવસ્વરૂપતા લાવે છે, તેમ આ આપાતતઃ જીવનું ભિન્નાસ્તિત્વ નષ્ટ કરનાર ભક્તિયોગ તેની પરમશિવતાને પ્રકટ કરનાર છે; છતાં જેમ મિથ્યા–વૈષ્ણવો 'શિવ' નામથી ભડકે છે તેમ આ સર્વાત્મભાવરૂપ અસ્પર્શયોગ અથવા ભક્તિયોગથી ભેદવાદીઓ ભડકે છે.

ભેદવાદના સત્યપણાનો નિશ્ચય જેને આરૂઢ છે તેને આત્માનુસંધાનરૂપ ભક્તિયોગ ઈષ્ટ ન લાગે તો શાંકર સિદ્ધાન્ત તેને બળાત્કારથી ભેદભાવ ભૂલવવા માગતો નથી. તેમને સેવ્યસેવકભાવ અથવા સખાભાવ અથવા આત્મનિવેદનભાવ સેવવાનું તે સિદ્ધાન્ત અનુમોદન આપે છે. તે ત્રણે ભાવ સિદ્ધ થાય છતાં અતૃપ્તિ જણાય તો જ સર્વાત્મભાવ સેવવા સૂચવે છે. જેમણે નિર્દોષ અને નિઃસ્વાર્થ સત્ય અનુભવી જાણ્યું નથી, અથવા જેમણે परिणतस्नेह-सार રૂપ ભેદ છતાં અભેદરસનું ભાન કરાવનાર દાંપત્યભાવને જોયો નથી અથવા જાણ્યો નથી, તેમને સર્વાત્મભાવરૂપ અમૂલ્ય મણિ આપ્યો હોય તો પણ તે કાચ જેવો મૂલ્ય વિનાનો જ લાગે છે. જેઓ ઉપરનાં ભક્તિનાં નીચાં–ઊંચાં પગથિયાં ચઢી ગયા છે તેમને આ સર્વ ભૂતપ્રાણીમાં રહેલા એકાત્માના અનુસંધાનરૂપ ભક્તિયોગનો મહિમા જણાયા વિના નહિ રહે, કારણ કે પરમેશ્વરરૂપ અંતર્યામી પ્રતિનો પ્રેમ

गुणरहितं कामनारहितं प्रतिक्षणवर्धमानमविच्छिन्नं सूक्ष्मतरमनुभवरूपम् ॥ ( नारदभक्तिसूत्रम् )

સત્ત્વાદિ ગુણોના સ્પર્શ વિનાનો, સર્વ અનાત્મ પદાર્થો પ્રતિની ઇચ્છાના તાપ વિનાનો, પ્રતિક્ષણ વધતો જતો, અત્યંત સૂક્ષ્મ અને અખંડિત આત્મસાક્ષાત્કારરૂપ થઈ રહે છે. અદ્વૈતસાક્ષાત્કારરૂપ પરિ-

ણામ પામતો ઈશ્વરાત્મા સંબંધી પ્રેમ અથવા ભક્તિ દૈતાદર્શનાનુસારી ભક્તિ કરતાં વિલક્ષણ પ્રકારની છે. 'શ્રીમદ્ ભગવદ્ગીતા'માં ચાર પ્રકારના ભક્તનું વર્ણન છે: (૧) આર્ત, (૨) અર્થાર્થી, (૩) જિજ્ઞાસુ, (૪) જ્ઞાની. તેમાં આર્તની અર્થાત્ દુઃખીની અને અર્થાર્થીની અર્થાત્ ઇષ્ટવિષયની પ્રાપ્તિ કરવાની ઇચ્છાવાળાની ભક્તિ ભેદભાવાનુયાયી હોવી ઘટે છે. તેમાં ભગવાન પોતાથી પૃથક્ સર્વ દુઃખભંજન અને સર્વ સુખના આપનાર છે એ વૃત્તિના નિશ્ચયને અવલંબી ભગવાન પ્રતિનો પ્રેમપ્રવાહ વહે છે. આ આર્ત અર્થાર્થી પણ ઉદાર છે એટલે ક્ષુદ્ર પ્રાણી પ્રતિ દુઃખના પોકાર કરતા નથી અથવા મિથ્યા યાચના કરતા નથી, તો પણ તેઓનો પ્રેમ નારદમુનિ કહે છે તેમ ગુણરહિત અને કામનારહિત નથી. તેઓ રાજસ તામસ ચિત્તના દોષને વશ વર્તી ભક્તિ સેવે છે; અને તેવા ભક્તિ-રૂપને ઉદ્દેશી પ્રવૃત્ત થાય છે.

પરંતુ ઈશ્વરને પોતાના આત્મારૂપે અનુભવવાની ઇચ્છા રાખનારને પ્રેમ ગુણરહિત કામનારહિત છે, કારણ કે તે નિર્ગુણ અને નિત્યતૃપ્ત સ્વરૂપમાં શમવા અર્થે છે. આ પ્રેમ પ્રતિક્ષણ વધતો જાય છે એટલું જ નહિ પણ વચમાં કદી પણ ખંડિત થતો નથી. પ્રભુ સાથેની આ "લગની" અથવા પ્રેમ સર્વ વિષયવાસનાથી પર હોય છે અને અંતઃકરણના સર્વ મૂઢ, ઘોર અને શાંત એવા ત્રણ પ્રકારના વિકારોથી પણ પર હોય છે. આ પ્રેમભાવને નારદ-મુનિ મૂંગાના અનુભવેલા રસની પેઠે અનિર્વચનીય કહે છે, અને જ્યાં સુધી જિજ્ઞાસુ જ્ઞાનનિષ્ઠા બંધાતી નથી ત્યાં સુધી ઈશ્વરભાવનાનો ક્ષણભર વિરહ થતાં युगायते निमेषेण चक्षुषा प्रावृषायते । એ વાક્યાનુસાર પ્રભુના વિરહની એક ક્ષણ યુગનું રૂપ ધારણ કરે છે, અને નેત્રો અખંડ અશ્રુની વૃષ્ટિ કરે છે.

પરંતુ પરોક્ષ જ્ઞાનનો ઉદય થયા પછી આ પ્રેમનો આવેગ

પ્રશાન્તવાહિતાનું રૂપ પકડે છે અને જીવ-ઈશ્વરનો યોગ વ્યવહારમાં પણ એવી વિલક્ષણતા જણાવે છે કે ભગવાન પણ તેવા શરીરને— ज्ञानी त्वात्मैव मे मतम्—પોતાના આત્મારૂપે સ્વીકારે છે. તત્ત્વજ્ઞાનનો ઉદય થયા પછી ભેદદૃષ્ટિનો લય થયા છતાં તત્ત્વજ્ઞનો પોતાના અંતર્યામી ઈશ્વર પ્રતિનો પ્રેમ અલંકારવત્ સાથે રહે છે. તે પ્રેમનો તેને ઉદય કરવો પડતો નથી, પરંતુ જ્ઞાની સર્વથા ભક્ત જ હોય છે. તે કેવળ શુષ્ક તાર્કિક અથવા વિચારક હોતો નથી, પરંતુ અનુભવી અથવા ઈશ્વરરસિક હોય છે. તેનાં બુદ્ધિ અને હૃદય એકતાર હોય છે. તેનો અનુભવ નીચેની સત્યનાની સાખ પૂરે છે :

नायमात्मा बलहीनेन लभ्यः  
न मेधया न बहुधा श्रुतेन ।  
यमेवैष वृणुते तेन लभ्य-  
स्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ॥

આ પરમેશ્વરરૂપ આત્મા બલ વિનાના જીવથી પ્રાપ્ત થઈ શકે તેવો નથી; બુદ્ધિપ્રભાવથી જાણ્યો જાય તેવો નથી; ઘણા પાંડિત્યથી પરખાય તેવો નથી; પરંતુ જેને તે પોતાના તરીકે સ્વીકારે છે તેને આ ઈશ્વરાત્મા પોતાના સત્ય સ્વરૂપનો પ્રકાશ કરે છે.

સારાંશ, શાંકર સિદ્ધાન્તના અભ્યાસકોએ તેના મર્મને જાણવો હોય તો આ ઈષ્ટાનુસંધાનરૂપ ભક્તિયોગને અવશ્ય સ્વીકારવો જોઈએ. તે વિના આ મહાપુરુષના તત્ત્વવિષયક નિર્ણયો અનુભવાત્મક થવા સંભવના નથી. આ મંતવ્ય કપોલકલ્પિત નથી પરંતુ આચાર્યશ્રીના મુખની અમોઘ વાણી પણ એ જ ભાવનું પ્રતિપાદન કરે છે :

श्रद्धाभक्तिध्यानशमाद्यैर्यतमानैः ।
ज्ञातुं शक्यो देव इहैवाशु य ईशः ।
दुर्विज्ञेयो जन्मशतैश्चापि विना तैः
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥

જે આ જન્મમાં જ અને આ દેહમાં જ શ્રદ્ધા, ભક્તિ, ધ્યાન અને શમાદિ સાધનોને પ્રયત્નપૂર્વક સેવનારને તરત અનુભવમાં આવે છે, અને તે સાધન વિના સો જન્મે પણ અનુભવમાં આવતા નથી, તેવા સંસારના અજ્ઞાનાંધકારનો નાશ કરનાર ભગવાનને મારા અખંડ પ્રણામ હો.*

અમદાવાદ, ૧૯૧૪

* 'હમણાં અમદાવાદમાં શંકર જયન્તીમાં વંચાયેલો લેખ' એવી નોંધ સાથે 'વસંત'ના સં. ૧૯૭૦ના વૈશાખ અંકમાં પ્રસિદ્ધ.

# શ્રીમાન રાજચંદ્રની જ્યોત્સ્નાનાં રમ્ય કિરણો

પ્રિય બંધુઓ, જે મહાત્માની જયંતીના પ્રસંગે મારે યત્કિંચિત્ કહેવાનો આ સુયોગ આવ્યો છે, તે શ્રીમાન રાજચંદ્રજીના સ્થૂલ જીવન સાથે સંબંધ ધરાવવા હું ભાગ્યશાળી થયો નથી, પરંતુ તેઓશ્રીના નિર્મલ અનુયાયીઓ તથા પ્રશંસકો દ્વારા તેમના અધ્યાત્મ-જીવનના સંબંધમાં હું થોડેઘણે અંશે આવ્યો છું. તેઓશ્રીના જૈન દર્શન, જૈન તત્ત્વજ્ઞાન અને જૈન ચારિત્રને લગતા નિશ્ચયો "શ્રીમાન રાજચંદ્ર" અને "રાજપ્રશ્ન" (આ ગ્રંથ હજુ પ્રેસમાં છે)ના અવલોકનથી મારા અનુભવમાં આવ્યાં છે, અને તે ઉપરથી તેઓશ્રીની અધ્યાત્મ–મહત્તાની હું કંઈક ઝાંખી કરી શક્યો છું. "ઝાંખી કરી શક્યો છું" એમ લખવામાં હું માત્ર વાણીનો વિવેક દર્શાવું છું એમ નથી, પણ વસ્તુભૂત સ્થિતિ જ દર્શાવું છું; કારણ કે તેઓશ્રીના સિદ્ધાંતોનું સર્વાંશે પરિશીલન કર્યા વિના તેની કિંમત આંકવા પ્રયત્ન કરવો તે એક પ્રકારની વાણીની ધૃષ્ટતા છે. પણ જેમ પૂર્ણિમાના ચંદ્રને નિરભ્ર આકાશમાં જોવાને પ્રસંગે આપણે ભાગ્યશાળી ન થઈએ, તથાપિ સંધ્યા-સમયના રંગબેરંગી આકાશમાંથી પ્રસરતાં તેમનાં કિરણોથી શુભ્ર થયેલી વનસ્થલીને આપણે અવલોકી તે ચંદ્રની મહત્તાનું ભાન કરી શકીએ છીએ, તેમ આજની જયંતીના નાયક શ્રીમાન રાજચંદ્રની અધ્યાત્મ જ્યોત્સ્નાનો સર્વાંશ પ્રકાશ અનુભવવાનો આપણો અધિકાર નથી, તો પણ તેનાં કેટલાંક રમ્ય કિરણોથી પ્રકાશિત આપણી વ્યવહારભૂમિને અવલોકવા જેટલો આપણો અધિકાર છે. તેવા અધિકારનો સ્વીકાર કરી તેવાં કિરણો પ્રતિ આપનું ધ્યાન ખેંચું છું.

શ્રીમાન રાજચંદ્રના ભૌતિક જીવન સંબંધમાં તેમના પરિચયમાં આવેલા ઘણા વિદ્વાનોએ પ્રથમની જયંતીના પ્રસંગે વ્યાખ્યાનમાલામાં સારો ઊલ્લેખ કરેલો છે તેથી મારે કંઈ વિશેષ આપને જણાવવાનું નથી. એક સામાન્ય કુટુંબમાં જન્મી પોતાના આત્મબળ વડે જૈન આગમનાં અગમ્ય શિખરો પ્રતિ ગમન કરી, લોકકલ્યાણાર્થે વ્યવહાર-ભૂમિકામાં રહી, જૈન ચારિત્ર્યનું ટૂંકા જીવનમાં નિદર્શન કરાવનાર આ મહાત્માને પ્રજાજન હજુ સારી રીતે જાણી શક્યા નથી, એવી આપણી સામાજિક અને વાઙ્મય પરિસ્થિતિ સર્વથા શોચનીય છે.

પ્રાચીન તત્ત્વવિચારકો અને અર્વાચીન તત્ત્વજિજ્ઞાસુઓમાં મોટો ભેદ એ છે કે પૂર્વના વિચારકો અન્ય દર્શનોનો ઘણો સારો અભ્યાસ કરતા હતા, ત્યારે અર્વાચીન પોતાના કુલધર્મ તરીકે ઊતરેલા વિચારોને સર્વાંગસુંદર માની પરદર્શન પ્રતિ કાં તો ઉપેક્ષા ધરાવે છે અથવા પ્રદ્વેષ સેવે છે. આ દોષથી વેદધર્માનુયાયીઓ મુક્ત નથી. વેદધર્મના અનુસરનારા ઘણાઓ વ્યવહારમાં અખંડ પરિચયવાળા જૈન બંધુઓના ધર્મતત્ત્વને અને દર્શનરહસ્યને બિલકુલ જાણતા નથી. તેવી રીતે જૈન બંધુઓ વેદધર્મ અને વેદાન્ત-દર્શનના સ્વરૂપને જાણવા પ્રયત્ન સરખો પણ કરતા નથી. આથી તેમના ધર્મના આચારો પણ પરસ્પર-વિરોધી જેવા થઈ પડ્યા છે. જ્યારે વૈદિકો સ્નાનાદિ આચારને પ્રધાનપદ આપી જૈનોના બાહ્ય આચારને નિંદે છે, ત્યારે જૈનો વૈદિકોની યજ્ઞાદિ હિંસાપ્રધાન પ્રવૃત્તિને નિંદે છે. વેદનું પ્રામાણ્ય નહિ માનવા પૂરતો જૈન દર્શન ઉપર જે નાસ્તિકતાનો આરોપ કરવામાં આવે છે તે વાત વીસરી જઈ જૈનોને, સર્વજ્ઞત્વાદિ ધર્મવાળા વીતરાગ તીર્થંકરો ભક્તિના આલંબનરૂપ જાણે હોય જ નહિ એમ માની, નાસ્તિક ગણવામાં આવે છે!

જેમની ઇતિહાસદૃષ્ટિ ઊઘડી છે એવા કેળવાયેલા સજ્જનો એટલું તો અનુમાન સરલતાથી કરી શકે તેમ છે કે જ્યારે વેદધર્મથી પૃથગ્ભાવે ઉદય પામેલો બૌદ્ધ ધર્મ ક.જે કરી પોતાની જન્મભૂમિમાં

લય પામ્યો, ત્યારે જૈનધર્મ વેદધર્મ સાથે બધુભાવ સાધી અદ્યાપિ આર્યભૂમિમાં વિસ્તૃત થયેલો છે. આ સહભાવ અને સહવિકાસ તે બે ધર્મનાં વિલક્ષણ સામ્યબલ વિના સંભવી શકે તેમ નથી. મેં એક પ્રસગે ચર્ચા કરી છે કે બૌદ્ધ ધર્મનો વિલય થવામાં વેદધર્મના શ્રી શંકરાચાર્ય વગેરે સુધારકોએ કરેલા જુલમને કારણ–સામગ્રીમાં ગણવામાં મોટી ભૂલ થાય છે. કોઈપણ ધર્મ માત્ર બાહ્ય દબાણ અને ત્રાસથી નિવૃત્ત થઈ શકતો જ નથી. જો તેમ થતું હોય તો હિંદુધર્મ મુસલમાનોના સંબંધથી ક્યારનો અસ્ત થઈ ગયો હોત પણ વિલયનાં કારણો અંતર્ગત હોય છે. જે ધર્મ પોતાનાં સનાતન તત્ત્વોનું અવલંબન કરી દેશકાલાદિ પરિસ્થિતિને અનુકૂલ પોતાની શાખા–પ્રશાખાને વિસ્તારતો નથી તે ઘણો ઊંચો સોટા જેવો થઈ સુકાઈ જાય છે. ધર્મ પણ એક સચેતન "અસ્તિકાય" છે. વિચાર એ તેનું અંતરંગ જીવન છે, અને આચાર એ બહિરંગ જીવન છે. વિચાર અને આચાર, જ્ઞાન અને ચારિત્ર્ય, ઉભય પ્રકર્ષ પામે છે, ત્યારે ધર્મનું વટવૃક્ષ જામે છે. જ્યારે વિચાર અથવા આચારના એક દેશ પ્રતિ અણઘટતો પક્ષપાત અથવા રાગ બંધાય છે ત્યારે સાંપ્રદાયિક ધર્મ અથવા પંથનો જન્મ થાય છે; અને તે સંપ્રદાય અથવા પંથ સનાતન ધર્મના તત્ત્વ સાથે જ્યાં સુધી સબંધ કરી રહે છે ત્યાં સુધી તેમાં સુધારણા થઈ શકે છે.

જૈન ધર્મમાં સનાતન તત્ત્વનું જીવનમય વિદ્યમાન હોવાથી અને વેદધર્મના અવિરોધી અંશો પ્રતિ માનદષ્ટિ ધારણ કરવાથી તે ધર્મ ઉત્તમ તત્ત્વવિદ્યાને અને વિશુદ્ધ ચારિત્ર્યને પ્રસરાવવા સમર્થ થયો છે. આ મારા અનુમાનને સાબિત કરવા પ્રાચીન સૂરિઓનાં દષ્ટાન્ત કરતાં આપણા અર્વાચીન સમયમાં શ્રીમાન રાજચંદ્રનું દષ્ટાન્ત બસ થઈ શકે તેમ છે. તેઓએ વેદધર્મ અને તેના આશ્રયે પ્રકટ થયેલાં સાંખ્યયોગાદિ દર્શનોનો સારો અભ્યાસ કર્યો જણાય છે અને તે ધર્મ તથા દર્શનના સર્વમાન્ય સિદ્ધાન્તો પ્રતિ

બહુમાન દર્શાવ્યું છે. છતાં જૈન શાસન પ્રતિ, એટલે સનાતન ધર્મ પ્રતિ, તેમણે પોતાની ભકિત અવ્યભિચરિત કાયમ રાખી છે. આ જમાનામાં ઘણા ધર્મોના સામ્યને અવલોકનાર અભ્યાસકો અમુક અંશમાં વેદધર્મ, અમુક અંશમાં ખ્રિસ્તી ધર્મ, અમુક અંશમાં મુસલમાન ધર્મ, એમ અંશો ભેગા કરી ધર્મરૂપ અંશી ઊભો કરી ધર્મસુધારણાના હિમાયતી થાય છે. આ પ્રમાણે ધર્મનું શરીર અથવા પુદ્ગલ કદી રચાતું નથી. સંઘાત અને સમૂહમાં ઘણો ભેદ છે. સંઘાત પરસ્પર ઉપકાર્યઉપકારક પરમાણુ-સમૂહથી રચાય છે, અને એક આત્માને અધીન વર્તે છે, ત્યારે કેવલ સમૂહ અન્નના કણોના ઢગલા જેવો છે અને તેમાં ગમે ત્યાંથી આંગળી ઘાલીએ તો વીખરાઈ જાય છે. તેવી રીતે વાસ્તવ ધર્મમાં સનાતન સિદ્ધાન્ત કેન્દ્રસ્થાને રહે છે, અને ત્યારપછી અંશો અંગ-ઉપાંગરૂપે ગોઠવાઈ વિકાસ પામે છે. શ્રીમાન્ રાજચંદ્રના સબંધમાં આપણને સ્પષ્ટ સમજાય છે કે તેઓ પરધર્મ પ્રતિ માનદષ્ટિવાળા છતાં નિશ્ચય બળથી ચુસ્ત જૈની હતા. જેઓમાં આવું આંતર નિશ્ચયબલ તત્ત્વ-સિદ્ધાન્ત પ્રતિ નથી તેઓ સમ્યગ્દર્શનમાં સ્થિત થઈ શકે તેમ નથી. જો કે સમ્યગ્દર્શન એક જ પ્રકારનું હોવું ઘટે છે, તોપણ તેવી દષ્ટિ ઉદય થવા પૂર્વે તેવા સમ્યગ્-દર્શન પ્રતિ લઈ જનાર સાધન-શ્રેણીમાં નિયત અને સદાગ્રહવાળી પ્રવૃત્તિ સેવાવાની અગત્ય છે તે ઘણાઓ વીસરી જાય છે, અને પરિણામ એ આવે છે કે સર્વતંત્રસ્વતંત્ર થવાના વાયરામાં સર્વતંત્રબહિષ્કૃત થવાનો પ્રસંગ આવે છે.

શ્રીમાન રાજચંદ્રનું એક મંતવ્ય એવું હતું કે "જો કે વિવેક ધર્મનું મૂળ તત્વ છે તો પણ "યત્ના" એ ધર્મનું ઉપતત્ત્વ છે. વિવેકથી ધર્મતત્ત્વ ગ્રહણ કરાય છે, અને યત્નાથી તે તત્ત્વ શુદ્ધ રાખી શકાય છે; તે પ્રમાણે પ્રવર્તન કરી શકાય છે." સારાંશ, વિવેક વડે ધર્મનું સ્વરૂપ સમજ્યા પછી તે ધર્મનું પરિપાલન શુદ્ધ

પ્રયત્ન વડે કરવું જ જોઈએ, નહીં તો ધર્મભાવના ધૂમકેતુની પૂંછડી જેવી અત્યંત પોલી રહે છે. તે પૂંછડીમાંથી બીજા ગ્રહો અને ઉપગ્રહો ચાલ્યા જાય તો ખબર પણ પડતી નથી. તેમ, આચારના બંધનમાં નહિ ઊતરેલા કેવળ વિચારપ્રધાન ધર્મમાં સર્વ કોઈ ચંચુ ભારી શકે છે. તેવો પ્રસંગ પોતાના સમયમાં લઘુ આચારમાં પણ ગંભીર જીવનમાં શ્રી રાજચંદ્રે આવવા દીધો નથી.

શ્રીમાન રાજચંદ્રના જીવનનું એક વિલક્ષણ કિરણ તેમની "વિવેકપુરસ્સર" ની વૈરાગ્ય-ભાવના હતી. મેં "વિવેકપુરસ્સર" વિશેષણ વૈરાગ્ય-ભાવનાને લગાડયું છે તે હેતુપુરઃસર છે. ઘણાઓ આ સમયમાં એવું માની બેઠા છે કે વૈરાગ્યભાવનાએ આર્યભૂમિની અવનતિ આણી છે. સંસારમાં રાગભાવના બાંધી વર્તમાન જીવનની સાચી કિંમત આંકી આપણા પૂર્વજો પ્રવૃત્ત થયા હોત તો આપણી માતૃભૂમિની આ દુર્દશા આવત નહિ એવું મંતવ્ય તેઓ ધરાવે છે. આવા નિશ્ચયો લોકમાં સંભાવિત વિદ્વાનોથી ઉચ્ચારાય એટલે તેને બિચારા સામાન્ય કેળવાયેલા મનુષ્યો આપ્ત-વાક્યરૂપ માની પોતાના દુર્દૈવને વખોડે છે. પરંતુ રાગભાવનાથી જો દેશકલ્યાણ અને આત્મકલ્યાણ થતું હોત તો અર્વાચીન યુરોપમાં ચાલતું "અતિભારત" યુદ્ધ થવા પામત જ નહીં.

જ્યાં ધર્મને વશ વર્તતો રાગ નથી, ત્યાં અભ્યુદય થતો નથી. જ્યાં વિવેકથી વિરાગનો પ્રસવ નથી, ત્યાં નિઃશ્રેયસ્ અથવા મોક્ષ પ્રકટ થતો નથી. જેવી રીતે આર્ત અને રૌદ્ર ધ્યાનની ગણના જૈન શાસનમાં છે, તેવા આર્ત અને રૌદ્ર વૈરાગ્ય પણ હોય છે, જેમાં વૈરાગ્યનાં બીજસ્થાને વિવેક હોતો નથી, પણ દુઃખ અને દ્વેષ બીજરૂપે હોય છે.

સંસારના કષ્ટમાત્રથી પ્રકટ થયેલો અને પ્રમાદને વશ વર્તનારો

વૈરાગ્ય કોઈપણ સારા ફળને પ્રકટ કરતો નથી, અને તેનાં પ્રત્યક્ષ ઉદાહરણો આપણા બાવા અને જતિઓ છે. અમુક પ્રાણીએ પોતાનું બગાડ્યું છે, માટે તેને અનર્થ કરવાના ઉદ્દેશથી સ્ત્રીપુત્રાદિ સંબંધીજનનો દ્વેષપૂર્વક ત્યાગ કરવામાં વૈરાગ્ય રૌદ્ર ભાવનામાં પડે છે. જો આર્યભૂમિનું બગડ્યું છે તે વાત સાચી હોય તો આ આર્ત અને રૌદ્ર વૈરાગ્યથી બગડ્યું છે. વિવેકથી જન્મ પામેલા વૈરાગ્યથી કોઈનું બગડ્યું નથી અને બગડવા સંભવ પણ નથી. સંસારના પ્રાણી-પદાર્થ પ્રતિનો મોહ જ્યાં સુધી સદસદ્-વિવેકથી ઉત્પન્ન થયેલા વૈરાગ્યથી હણાયો નથી, ત્યાં સુધી લૌકિક વા અલૌકિક કોઈ પણ ઉત્તમ સિદ્ધિ આપણે પ્રાપ્ત કરી શકીએ તેમ નથી. હજારો મનુષ્યો સશસ્ત્ર થઈ આફ્રિકામાં રાગભાવનાથી પ્રવૃત્ત થયા હોત તો પણ જે ન્યાય આપણા દેશીઓને મળવાનો સંભવ ન હતો તે ન્યાય આપણને એક જ આપણા નરરત્ન શ્રીયુત ગાંધી પોતાની અશસ્ત્ર વીતરાગ ભાવનાથી અપાવી શક્યા છે.

સર્વ ધર્મમાં આ વીતરાગ ભાવના પરોવાયેલી છે, તો પણ જૈન આગમમાં તેને પ્રધાનપદ આપવામાં આવે છે. તે ભાવના જ્યારે આચારમાં ઊતરે છે ત્યારે અદ્ભુત કાર્ય કરવા સમર્થ થાય છે. જ્યાં રાગવાસનાથી પ્રવૃત્તિ સેવાય છે ત્યાં બંધ અને ક્લેશ જન્મ પામ્યા વિના રહેતા નથી. ધર્મસિદ્ધિમાં વૈરાગ્ય-ભાવના પ્રકર્ષ પામવી જ જોઈએ અને તેવા પ્રકર્ષને શ્રીમાન રાજચંદ્રમાં તે પામી વિલાસરૂપે ઝળકતી હતી. તેમનું સમગ્ર જીવન કોઈપણ સાંસારિક સુખની અથવા કીર્તિ આદિની લાલસાથી રંગાયેલું ન હતુ, અને તેથી શ્રી મહાવીરના જૈન શાસનને પોતાના સંબંધમાં આવનાર અધિકારી જનોને તે સચોટ પ્રબોધી શક્યા હતા. વૈરાગ્ય ભાવનાના પ્રકર્ષ વડે તેમની વિશાલ બુદ્ધિ, મધ્યસ્થતા અને સરલતા, જે તત્ત્વોદયમાં આવશ્યક ગુણો તેઓશ્રીએ માન્યા છે, તે વધારે દીપ્તિવાળા થયા હતા.

લૌકિક અભ્યુદયમાં પણ વીતરાગભાવના ઘણી ઉપકારક છે.

પોતાના માની લીધેલા પ્રાણી-પદાર્થોના સમૂહમાંથી વૃત્તિને "પચ્ચ-ખ્ખાણ" (પ્રત્યાખ્યાન) અથવા યોગ-દર્શનની પરિભાષામાં કહું તો પ્રત્યાહાર પમાડયા વિના કોણે લૌકિક પરાક્રમ પણ કર્યું છે? તો અલૌકિક પરમાર્થ-ભૂમિકામાં વીતરાગભાવનાનું સેવન કર્યા વિના. અથવા વીતરાગ તીર્થંકરની માનસ ઉપાસના સિદ્ધ કર્યા વિના વિજય શી રીતે મળે, તેનો બુદ્ધિમાન સહજ વિચાર કરી શકે તેમ છે.

વેદ ધર્મ અને જૈન ધર્મની વૈરાગ્યભાવના ઉપરાંત બીજી સામ્યભૂમિકા કર્મ-સિદ્ધાન્તની છે. જીવોની ઉચ્ચાવચ સુખદુઃખાદિ ધર્મના તારતમ્યવાળી સ્થિતિનો ખુલાસો જેવો કર્મ-સિદ્ધાન્ત અને જન્માન્તર પરિણામથી થઈ શકે છે, તેવો બીજી કોઈપણ પ્રક્રિયાથી થઈ શકતો નથી. જેમ વેદાન્ત-દર્શનમાં આત્માનું વાસ્તવ અશરીર-પણું અને અવિદ્યાજન્ય સશરીરપણું સ્વીકારવામાં આવે છે, તેમ જૈન શાસનમાં જીવનું દેહ નિમિત્તે રૂપીપણું અને સ્વસ્વરૂપે અરૂપી-પણું સ્વીકારવામાં આવે છે. જીવના દેહ નિમિત્તે ઉત્પન્ન થતા રુપી-પણાનો આવિર્ભાવ શ્રી રાજચંદ્રના શબ્દોમાં કહું તો "સ્વકર્મના વિપાકથી" થાય છે. આ કર્મના ઘાતી અને અઘાતી અથવા જ્ઞાના-વરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, નામ, ગોત્ર, આયુષ્ય અને અંતરાય, એવો વિભાગ પાડવામાં આવે છે. યોગદર્શન કહે છે કે પ્રકૃતિભાવમાં રહેલું કર્મ પોતાના પરિણામમાં જે સંસ્કાર અથવા વાસનાને ચિત્તકોશમાં મૂકે છે તે જાતિ, આયુષ અને ભોગ —એમ ત્રિવિપાકને પ્રકટ કરે છે; અને શૈવ આગમમાં અથવા પાશુપત દર્શનમાં કર્મવાસનાને 'મલ'સંજ્ઞા આપવામાં આવે છે. આ મલના ત્રણ પ્રકાર શૈવાગમમાં વર્ણવ્યા છે અને તેમાં આ અષ્ટવિધ કર્મનો સમાસ થાય છે. માયીય મલ જીવના વાસ્તવ શિવસ્વરૂપનું આવરણ કરે છે, અને તે આવરણ-બલથી તેનું જ્ઞાન, દર્શન અને ચારિત્ર્ય ઢંકાય છે. સારાંશ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને મોહનીય : સમાસ શૈવાગમાનુયાયીઓ માયીય મલમાં કરે છે. ૨૧૨

થયેલો અર્થાત્ આવૃત થયેલો જીવ શિવતત્ત્વથી અને શિવશક્તિથી પૃથક્ પડે છે, અને તેમાં કાર્મણ અને આણવ મલ પ્રવિષ્ટ થાય છે. તેમાં આણવ મલવડે પોતે અમૂર્તિ અર્થાત્ વ્યાપક છતાં પોતાને અણુરૂપે મર્યાદામાં અનુભવે છે, અથવા જૈન પરિભાષામાં તે જીવ નામકર્મથી વીંટળાય છે અને ગોત્રકર્મથી તેની પ્રસાર પામવાની આત્મશક્તિ હણાય છે આ પ્રમાણે સ્વરૂપથી આવૃત થયેલો, અને સમર્યાદભાવને પામેલો જીવ જે જે પ્રવૃત્તિને સેવે છે તે તે પ્રવૃત્તિ વડે તે કાર્મણ મલને પ્રકટ કરે છે, જે મલ " વેદનીય કર્મ "ને અર્થાત્ સુખદુઃખરૂપ ભોગને, " આયુષ્ય કર્મ " ને અર્થાત્ સંઘાતની અવસ્થિતિની કાલમર્યાદાને અને " અંતરાય કર્મ " અર્થાત્ પ્રતિબંધક કર્માશયને પ્રકટ કરે છે. આ પ્રમાણે જૈન શાસન પ્રમાણે અષ્ટવિધ કર્મમલથી દબાયેલો, અને શૈવાગમ પ્રમાણે ત્રિવિધ કર્મમલથી અથવા પશુપાશથી બંધાયેલો જીવરૂપી ભાવને પામેલો જ્યારે કર્મના દબાણથી મુક્ત થાય છે અથવા પશુપાશથી છૂટે છે, ત્યારે પોતાના વાસ્તવ અરૂપીભાવને પામે છે. આ પરિણામી સ્થિતિને જૈનો " કેવલીભાવ " કહે છે, અને વૈદિકો પણ તેવા જ શબ્દથી પ્રબોધે છે. વિદેહ–કૈવલ્યને પામનારા તત્ત્વજ્ઞો વૈદિક સિદ્ધાન્ત પ્રમાણે કૃતોપાસ્તિ અને અકૃતોપાસ્તિ એમ બે પ્રકારના હોય છે. જેઓ કૃતોપાસ્તિ થાય છે તેઓ ઐશ્વર્યાદિ ધર્મબલવાળા હોય છે અને જેઓ અકૃતોપાસ્તિ હોય છે તેઓ માત્ર તત્ત્વનિષ્કાસંપન્ન જ રહે છે આ વિચારને અનુકૂળ જૈનો તત્ત્વજ્ઞોને " તીર્થંકર " અને " કેવલી " એવી સંજ્ઞાથી વર્ણવે છે.

વૈરાગ્ય ભાવના અને કર્મ-સિદ્ધાન્તમાં સામ્યભૂમિકા વેદધર્મ અને જૈનધર્મમાં વ્યાપેલી છતાં બંને ધર્મોએ પોતાનો વિકાસ વિલક્ષણ સાધન શ્રેણીને અવલંબી કર્યો છે. રાજચંદ્રજીના શબ્દોમાં કહું તો " જ્યારે જિનાગમમાં પ્રત્યેક આત્મા માની પરિણામમાં અનંત આત્મા કહ્યા છે, ત્યારે વેદાન્તમાં " પ્રત્યેક " કહેવામાં આવી ... તેના સત્તા દેખાય છે તે એક જ આત્માની છે, અને

આત્મા એક જ છે એમ પ્રતિપાદન કર્યું છે." બંને ધર્મના સનાતન સિદ્ધાંતમાં આ પ્રકારનો ભેદ હોવાથી બંને ધર્મનું ઉપબૃંહણ અથવા વિકાસ ભિન્ન ભિન્ન દિશામાં થયેલો અનુભવાય છે. જ્યારે જૈનાગમમાં ધર્મતત્ત્વો અને સાધનોનું અસાધારણ પૃથક્કરણ અને સૂક્ષ્મતા છે, ત્યારે વેદાન્ત દર્શનમાં અલૌકિક એકીકરણ અને વિપુલતા છે. જ્યારે જૈનદર્શન જીવ અને અજીવ પદાર્થો અને તેના પરિણામભેદને સ્વીકારે છે, ત્યારે વેદાન્ત-દર્શન આત્મતત્ત્વના પરમ સત્યત્વને અવલંબી ભૌતિક જીવ અને જગતને માયાબળથી પ્રકટ થનારા વિવર્ત અથવા પ્રતીતિરૂપ જ સ્વીકારે છે. જૈનશાસન જ્યારે જીવનો ચેતનરૂપે પરિણમવાનો અર્થાત્ જ્ઞાનરૂપે વિશેષ અભિવ્યક્ત થવાનો સિદ્ધાંત માને છે, ત્યારે વેદાન્ત-દર્શન અજ્ઞાનની નિવૃત્તિ વડે આત્માનું યથાર્થ સ્વરૂપ અનુભવવામાં કૃતાર્થતા માને છે. જીવોના આનંત્યને લીધે અને સૂક્ષ્મતાને લીધે જૈનદર્શન અહિંસા અથવા દયાને અસાધારણ ઊંચું સ્થાન આપે છે; ત્યારે વેદાનુસારી વેદાન્તદર્શન આત્માના અદ્વૈતભાવને લીધે આત્માના દેખાતા ભેદને ગૌણ માની તત્ત્વજ્ઞાનને અગ્રસ્થાન આપે છે.)

(વેદાનુસારી ષડ્દર્શનમાં ભૂરિકક્ષા ન્યાયે આત્મતત્ત્વનું સ્વરૂપ ક્રમશઃ ચડિયાતું અનુભવાય છે. જડ અને અજડનો વિવેક કરનાર ન્યાય-વૈશેષિક દર્શનમાં આત્માને સ્વતઃ જડ-દ્રવ્યરૂપ માની બુદ્ધિ અર્થાત્ ચેતનને આત્માના ગુણરૂપ માની ઇતર જડ પદાર્થોથી વિવિક્ત કરવામાં આવે છે, પણ તે સાથે આત્માને કર્તા અને ભોક્તા માનવામાં આવે છે. તેમ છતાં ચાર્વાકાદિ જડવાદમાં આત્માનું અનિત્યત્વ સ્વીકારાય છે તેવું અનિત્યત્વ નૈયાયિકો અને વૈશેષિકો સ્વીકારતા નથી. આ પ્રમાણે જડવાદમાં આત્માનું અનિત્યત્વ અને વાસ્તવ ચેતન સ્વભાવ વિનાનું સ્વરૂપ સ્વીકારવા કરતાં નિત્યસ્વભાવવાળા ચેતનધર્મવાળા અને કર્તા-ભોક્તા આત્માનો સદ્ભાવ વિચારની ચડિયાતી કક્ષા છે. સાંખ્ય તથા યોગ આ વિચારની પરિશુદ્ધિ કરે

છે. આત્માને બુદ્ધિધર્મવાળો અર્થાત્ આગંતુક ચેતન સ્વભાવવાળો માનવા કરતાં તેને કેવળ જ્ઞાનસ્વભાવવાળો માનવામાં આવે છે; અને કર્તૃત્વાદિ ધર્મનો બુદ્ધિ અથવા તેના કારણભૂત પ્રકૃતિ ઉપર આધાર રાખવામાં આવે છે. તે પ્રકૃતિના કર્તૃત્વનો પ્રતિભાસ પુરુષમાં અથવા આત્મામાં અવિદ્યા વડે થવાથી આત્મામાં ભોક્તૃત્વનો પ્રવેશ સ્વીકારવામાં આવે છે. આ પ્રમાણે કર્તૃત્વ વિનાનું ભોક્તૃત્વ ન્યાયપુરઃસર ટકી શકતું નહિ હોવાથી ઉભય ધર્મો બુદ્ધિરૂપ ઉપાધિના છે, પણ ઉપહિત કેવલચેતનના નથી, છતાં પ્રતિભાસ અવિદ્યાબલથી થાય છે, અને તેથી બુદ્ધિની અનંતતા વડે વિશ્વ-વ્યવસ્થા થઈ શકતી હોવાથી એક સચ્ચિદાનંદરૂપ અનંત આત્મતત્ત્વ અવિદ્યાથી અગણિતરૂપે પ્રતિભાસ પામે છે એવી કૃપા ઉપર વેદાન્ત-દર્શન લઈ જાય છે. આ સિદ્ધાંતનો કરામલકવત્ અનુભવ કરવા સાંખ્યયોગ, ધ્યાનયોગ અને ભક્તિયોગ, એમ ત્રણ ઉપાયોની યોજના વૈદિક ધર્મમાં કરવામાં આવી છે.

જૈન શાસનમાં સમ્યગ્-દર્શનનાં ૭ નિવાસસ્થાનો આવા હેતુને લક્ષમાં લઈ પાડર્યા છે. શ્રી રાજચંદ્ર સમ્યગ્-દર્શનનાં આ ૭ પદને અથવા સ્થાનકને (૧) "આત્મા છે."—આત્માસ્તિત્વ (૨) આત્મા નિત્ય છે—આત્મનિત્યત્વ, (૩) આત્મા કર્તા છે—આત્મકર્તૃત્વ, (૪) આત્મા ભોક્તા છે—આત્મભોક્તૃત્વ, (૫) આત્મા મોક્ષભાગી છે—આત્મમુક્તત્વ અને (૬) આત્માને મોક્ષનો ઉપાય છે.—આત્મમોક્ષસાધનત્વ—એમ પર્યાયોમાં વર્ણવે છે.

સમ્યગ્-દર્શનથી પ્રસવ પામતું જ્ઞાન પણ પાંચ પ્રકારનું જૈન શાસનાનુસાર વર્ણવવામાં આવે છે :-(૧) મતિજ્ઞાન, (૨) શ્રુતિજ્ઞાન, (૩) અવધિજ્ઞાન, (૪) મનઃપર્યવજ્ઞાન અને (૫) કેવલ જ્ઞાન. આ જ્ઞાનનાં આવરક અથવા ઢાંકનારાં ઘણાં કારણો વિદ્યમાન છતાં આરંભ અને પરિગ્રહને મુખ્ય માનવામાં આવે છે. આરંભનું મૂલ

અવૈરાગ્ય અથવા રાગદ્વેષાદિ કલેશો છે અને પરિગ્રહનું મૂલ અનુપશમ અથવા ચાંચલ્ય છે. શ્રી રાજચંદ્રજી પ્રબોધે છે કે વૈરાગ્ય અને ઉપશમ વડે આરંભ અને પરિગ્રહનો નાશ થતાં તત્ત્વજ્ઞાન સર્વાંશે સ્ફુરે છે, અને "જો જીવને આરંભ-પરિગ્રહનું પ્રવર્તન વિશેષ રહેતું-હોય-તો વૈરાગ્ય અને ઉપશમ હોય તો તે પણ ચાલ્યાં જવા સંભવ છે."

આ જૈન શાસનના રહસ્ય સાથે વૈરાગ્ય, ઉપરતિ અને બોધ-એ વેદાન્ત પ્રતિપાદિત જીવન્મુક્તિ આવિર્ભાવની સામગ્રીરૂપ ત્રિપુટી સરખાવવા યોગ્ય છે. તત્ત્વજ્ઞો ગમે તે દેશકાલમાં હોય તો પણ સત્ય સિદ્ધાન્ત ભિન્ન વાણીમાં તેના તે રૂપમાં અભિવ્યક્ત કરાવી શકે છે.

સમ્યગ્-દર્શન અને સમ્યગ્ જ્ઞાન વડે સમ્યક્ ચારિત્ર્યનો જેને ઉદય થાય છે તેવા આપણા જયન્તીના નાયક શ્રી રાજચંદ્ર એ પ્રકારની પ્રવૃત્તિ છેવટના સમયમાં સેવતા હતા એમ તેમના પોતાનાં વાક્યોથી આપણને જણાય છે. એક પ્રકારની પ્રવૃત્તિને તેઓ "સહજ-પ્રવૃત્તિ" કહેતા, અને બીજા પ્રકારની પ્રવૃત્તિને તેઓ "ઉદીકરણ પ્રવૃત્તિ" કહેતા. એક પ્રવૃત્તિ કેવલ પ્રારબ્ધાધીન થતી, ત્યારે બીજી પ્રવૃત્તિ પરાર્થાદિ યોગે કરવી પડતી હતી. આ બીજી પ્રવૃત્તિને પણ સમેટવામાં તેમનો અધ્યાત્મવેગ હતો એમ તેમનાં નીચેનાં વાક્યો સૂચવે છે;—"હાલ બીજી પ્રવૃત્તિ થવામાં આત્મા સંક્ષિપ્ત થાય છે, કેમકે અપૂર્વ એવા સમાધિયોગને તે કારણથી પણ પ્રતિબંધ થાય છે, એમ સાંભળ્યું હતું, તથા જાણ્યું હતું અને હાલ તેવું સ્પષ્ટાર્થ વેદ્યું છે. ××× સંક્ષેપ થવાના પર્યાયને આત્મા ભજે છે; એવા પર્યાયને ભજ્યા વિના અપૂર્વ સમાધિને હાનિ સંભવતી હતી, એમ છતાં પણ થવા યોગ્ય એવી સંક્ષેપ પ્રવૃત્તિ થઈ નથી."

પ્રિય બંધુઓ, મુક્તભાવ અર્થે તલપી રહેલા આ મહાત્માના

મનોનાશ અને વાસનાક્ષયના વેગના અપૂર્વ બળને જૈન શાસનમાં શ્રદ્ધાભક્તિ રાખનારાં વીતરાગ ધ્યાન વડે ધારણ કરે તો જૈનાગમની મહત્તા કેટલી દીપી આવે? શ્રીમાન રાજચંદ્રના અનુયાયીઓ અને પ્રશંસકોનું ઉત્તમ કર્તવ્ય એ છે કે તે ચંદ્રમાની આહ્લાદક જ્યોત્સ્નાના એક એક કિરણનું અવલંબન કરી પોતાના જીવનની ઓરાને રૂપેરી બનાવે, કેમકે આ મહાપુરુષનો આદેશ છે: "ઘણાં શાસ્ત્રો અને વાક્યોના અભ્યાસ કરતાં જે જ્ઞાની પુરુષોની એકેક આજ્ઞા જીવ ઉપાસે તો ઘણાં શાસ્ત્રોથી થતું ફળ સહજમાં પ્રાપ્ત થાય."

જખવાડા : ૧૭-૧૧-૧૯૧૫

# "કેટલીક શંકાઓ"નાં સમાધાન

ચૈત્રમાસના 'વસંત'માં બહેન સરોજિની[1]ની શાંકર દર્શનને લગતી કેટલીક શંકાઓ આવી છે. શાંકર દર્શનના સૂક્ષ્મ મતિથી અને નિરભિમાનતા વડે થયેલા અભ્યાસના પરિણામમાં પ્રકટેલી તેમની શંકાઓ મારા મનમાં તેમના સંબંધમાં ઊંચો સદ્ભાવ ઉત્પન્ન કરે છે. गुणाः पूजास्थाने गुणिषु न च लिंगं न च वयः—એ ભવભૂતિની ઉક્તિની સત્યતા સાર્વકાલિક છે. બહેન સરોજિનીએ પોતાની શંકાઓ બાલભાવથી જ પ્રકટ કરી છે.

વેદાંતદર્શનના અભ્યાસકની ત્રણ ભૂમિકાઓ પ્રાચીનોએ સ્વીકારેલી છે:—(૧) બાલ્ય, (૨) પાંડિત્ય, (૩) મૌન. (જુઓ 'બૃહદારણ્યક ઉપનિષદ્—અધ્યાય ૩, બ્રાહ્મણ ૫). અભ્યાસની પ્રથમ ભૂમિકા બાલકના કોરા કાગળ જેવા અંતઃકરણની અપેક્ષા રાખે છે. આ અવસ્થામાં કરેલું શ્રવણ તત્ત્વ સંબંધમાં અપૂર્વ પ્રકાશ નાખે છે. તે શ્રવણ–વાચન વડે જે જે શંકાઓ ઉત્પન્ન થાય છે, તેનો ઉચ્છેદ પણ બાલ્યથી જ થઈ શકે છે. પાંડિત્ય કોકડાં ગૂંચવે છે, પોતાની હૃદયગ્રંથિ બાલ્યભાવથી ઉકેલ્યા પછી જ અર્થાત્ સાચી વિવિદિષા સિદ્ધ કર્યા પછી જ પાંડિત્ય-વિદ્યા-પ્રાપ્ત-કરાવી શકે છે, અને ત્યાર પછી જ મૌન વિદ્યાની નિષ્ઠા પ્રકટ કરે છે. આ ક્રમ વિદ્યારણ્ય સ્વામીએ એક સ્થલે-જણાવ્યો છે:—

पांडित्येन विदित्वार्थं छित्वा बाल्येन संशयम् ।
मुनिर्ध्यानसमाधिभ्यां भवेध्दीवृत्तिशांतये ॥

---

૧. સ્વ. સર રમણભાઈ મહીપતરામ નીલકંઠનાં પુત્રી.

વેદાંતના હાલના અભ્યાસકો બ્હેન સરોજિનીના જેવી ચિત્ત-વૃત્તિવડે અભ્યાસ કરે તો હું ધારું છું કે શાંકર દર્શનનો સારો મર્મ સમજી શકે. શાંકર દર્શનને પ્રમાણદર્શન તરીકે માનવું કે નહિ એ પ્રશ્ન નિરાળો છે, પરંતુ તેના હાર્દને સમજવા સારુ જે અધિકારની જરૂર છે તેની અવગણના કરે છે તેઓ તે દર્શનને ઘણો અન્યાય આપે છે. બ્હેન સરોજિનીના નિવાસસ્થાનમાં પ્રોફેસર આનંદશંકરભાઈ જેવા ગુરુજનો છે છતાં આ દૂરના પ્રવૃત્તિપ્રધાન સ્થાનેથી તેમની શંકાઓનાં સમાધાન કરવાનું હું જે સાહસ કરું છું, તે હું મારા પોતાના બાલ્યની પ્રતિષ્ઠા અર્થે જ કરું છું. બાલકને કોઈ જાતના સાહસનો ભય હોતો નથી. તે સ્વતંત્રતાથી દોડે છે, પડે છે અને હસતે મોંઢે ઊભો થાય છે. બ્હેન સરોજિની મને તેમની બાલ્યભૂમિકાનો સહાધ્યાયી માની મારા વિચારોની તુલના કરશે એવી આશાથી યથામતિ તેમની શંકાઓના ઉત્તર આપું છું.

## (૧) જગત્ મિથ્યા છે તો જગત્કર્તૃત્વ સંબંધમાં શાંકર દર્શનમાં ચર્ચા શી?

શાંકર દર્શનના એકદેશના અવલોકનથી આ શંકા ઉત્પન્ન થયેલી જણાય છે. પ્રસ્થાનત્રયીના જ અભ્યાસમાં પ્રથમ ઉપનિષદો અને તેનાં ભાષ્યોના અવલોકનની અગત્ય છે. 'બ્રહ્મસૂત્ર' ઉપરનાં ભાષ્યો અને ટીકાઓનું અવલોકન ઉપનિષદોનાં અવલોકન પછી જ થવું જોઈએ. ઉપનિષદોમાં જીવ, જગત અને ઈશ્વર અથવા બ્રહ્મ એ ત્રણ પદાર્થોનું ચિંતન છે; અને તેના તાત્પર્યનો નિર્ણય કરવા સારુ બ્રહ્મમીમાંસાનો આરંભ છે. વિચારોના સંગ્રહ વિના તેની મીમાંસા શી રીતે થાય? જો તંતુઓ ન હોય તો વસ્ત્ર શી રીતે વણાય? આથી શંકરાચાર્યની જગત્કર્તૃત્વ સંબંધી ચર્ચા બાદરાયણના સૂત્રના અર્થને અનુસરતી, સૂત્રના ભાષ્યમાં જે ઊભી કરવામાં આવી છે તે જગતના અસ્તિત્વનો

સ્વીકાર કરીને જ કરી છે. अविद्या प्रत्युपस्थापितनामरूपामकल्पम्—ઇત્યાદિ શબ્દોનો ઘંટનાદ સૂત્રભાષ્યમાં વારંવાર થાય છે તે પ્રતિ અલક્ષ કરવું ઘટતું નથી. ઉપનિષદોમાં પણ એ પ્રકારના સત્યનો સ્વીકાર થયો છે. प्राणा वै सत्यम् तेषामेष सत्यम्—એ શ્રુતિ આપેક્ષિક અને નિરપેક્ષ એવા બે પ્રકારના સત્યનો ઉલ્લેખ કરે છે. તેમાં નિરપેક્ષ ( सत्यस्य सत्यम् ) સત્યને શાંકર દર્શનમાં પરમાર્થ સત્તા કહે છે; અને સાપેક્ષ સત્યને વ્યવહાર સત્તા કહે છે. નિરપેક્ષ સત્યના દૃષ્ટિબિંદુથી આ જગત્ મિથ્યા છે—ખોટું છે, પણ તેથી તે શૂન્ય છે એમ નથી. મિથ્યા પદાર્થ અને શૂન્ય પદાર્થનો વિવેક ન થવાથી માયાવાદ ઉપર અણઘટતો આક્ષેપ થાય છે. સૂર્યનું બિંબ જેવું આપણી દૃષ્ટિને દેખાય છે, એને જેવું સત્ય માની તેના ઉદય-અસ્ત વડે જગત-વ્યવહાર સધાય છે, તેમ અવિદ્યાથી ઉપસ્થિત થયેલા આ સસાર વડે આપણો વ્યવહાર ચાલે છે—અર્થક્રિયા થાય છે, તેથી વસ્તુસ્થિતિ તેવી જ છે એમ નથી. સૂર્યબિંબ આપણી અનંત પૃથ્વીઓનો ગ્રાસ કરે તેવું મોટું છે; તે ફરતું નથી, પણ આપણી પૃથ્વી ફરે છે—ઇત્યાદિ વિજ્ઞાન ચઢિયાતું સત્યદર્શન છે. શું ત્યારે વિજ્ઞાનદૃષ્ટિથી આપણો ચક્ષુરિન્દ્રિયથી ઉત્પન્ન થતો અનુભવ મિથ્યા ઠરતો નથી? જો તે અનુભવ બાધિત થાય છે તો આપણે વિજ્ઞાનની અપેક્ષાથી તેને મિથ્યા નથી કહેતા?

આ પ્રમાણે જગત બ્રહ્મની પરમાર્થદૃષ્ટિથી મિથ્યા છે, પરંતુ આપણી વ્યવહારદૃષ્ટિથી મિથ્યા નથી. તે આપેક્ષિક સત્ય છે. તે પોતે કાર્યરૂપે આપેક્ષિક સત્ય છે એટલું જ નહિ પણ તેનું કારણ-અવિદ્યા માયા—પણ આપેક્ષિક સત્ય છે માયા અને તેનાં પરિણામો પ્રતીતિ માત્ર છે (Appearances), તો તે પરમ સત્યની (Reality) ઓથે રહી સત્યનો આભાસ મેળવે છે. પરંતુ આ પ્રતીતિઓમાં—આભાસમાં—જેમનો સદ્ગ્રહ—સાચાપણાનો દૃઢ નિશ્ચય બંધાયો છે તેને શિથિલ કરવા જગત્કારણતાનો વાદ છે. જ્યાં સુધી જગતમાં

સદ્ગ્રહ છે, ત્યાં સુધી જગત અને તેનો કર્તા પણ છે. તેનો લોપ શાંકર દર્શન કરતું જ નથી. પરંતુ જગત્કારણવાદ પરમાર્થ દષ્ટિ ઉઘાડવા અર્થે જ છે તે વાત વિસરાવી જોઈતી નથી. સૃષ્ટિચર્ચામાં વેદાંતનું તાત્પર્ય નથી; તે ચર્ચા કારણ–સત્યતાના એટલે બ્રહ્મના પરમ સત્યત્વના નિશ્ચયનો ઉદય કરવા અર્થે છે. (જુઓ 'માંડૂક્ય કારિકા'— उपायः सोऽवतारा्य नास्ति भेद : कथंचन.

## (૨) બ્રહ્મ જો ફળપ્રવર્તનમાં કર્મસાપેક્ષ હોય તો તે સર્વ-શક્તિમાન શી રીતે કહેવાય?

પરમેશ્વરની સર્વશક્તિમત્તા ધર્મ અને અધર્મને લઈ મર્યાદિત થાય તો તેમાં વસ્તુતઃ હાનિ શી? પ્રભુ સર્વ કરવાને સમર્થ છે. તેથી ધર્મ અને અધર્મની અવગણના કરી સૃષ્ટિરચના કરે અને જીવોને ફલ આપે તે ઇષ્ટ કે સેતુ તરીકે મર્યાદાનું પાલન કરે તે ઇષ્ટ? પોતાની શક્તિનું સ્વેચ્છાથી કોઈ મર્યાદીકરણ કરે, અને તે પણ અમુક શુભ હેતુથી કરે તો તે સ્થિતિમાં નીતિનો ઊંચો આદર્શ છે.

અત્રે એટલું ધ્યાનમાં રાખવાની જરૂર છે કે પોતાના મર્યાદાવાળા અભિમાન ઉપર આધાર રાખી શુભાશુભ કર્મ કરી ધર્માધર્મ રૂપ અદષ્ટનો સંચય કરવાની એક રીત છે, તેવી પરમેશ્વરના અભિમાનમાં પોતાનું અભિમાન અર્પણ કરી તેના સંકેતના નિર્વાહમાં આપણે માત્ર નિમિત્ત છીએ અને સામર્થ્ય બુદ્ધિપ્રેરકનું છે, બુદ્ધિનું નથી, તેમ બુદ્ધિના આભાસનું પણ નથી, આવા નિશ્ચયથી જે કર્મ થાય છે તે વડે ઈશ્વરપ્રસાદરૂપ ફળને ઉત્પન્ન કરે એવું અદષ્ટ બંધાય છે, એ અદષ્ટસંચયની બીજી રીત છે. સામાન્ય જનો પહેલી રીતને જ સમજે છે; બીજી રીતે કર્માનુષ્ઠાન ઘણા થોડા જ કરે છે, અને તેનો બોધ ગીતાશાસ્ત્ર કરે છે. જૈમિનિના કર્માનુષ્ઠાનમાં અને શાંકર દર્શનના કર્મયોગમાં આ મહત્ત્વનો ભેદ છે. ઈશ્વરાર્પણબુદ્ધિ શાંકર દર્શનના અધિકારપીઠનો મુખ્ય પાયો છે. શંકરાચાર્યનું આ

હાર્દ તેમના 'વિવેકચૂડામણિ' વગેરે પ્રકરણગ્રંથોમાં સારી રીતે પ્રકટ થયું છે.

આ પ્રમાણે સ્વાભિમાન કર્મ વડે પુણ્યાપુણ્ય અને તેને અનુસાર જગતસૃષ્ટિ પરમેશ્વર કરે, અને નિરભિમાન કર્મ વડે "અશુકલકૃષ્ણ" અદૃષ્ટ ઉત્પન્ન થાય અને તે વડે પરમેશ્વરનું અંતર્યામી ચેતન ચિત્તપ્રસાદ ઉત્પન્ન કરી તત્ત્વદર્શન કરવા યોગ્ય અધિકાર આપે એવો સિદ્ધાંત શાંકર દર્શનનો છે. આવા નૈતિક બંધનને લક્ષમાં રાખી પરમેશ્વર જગતસર્જન કરે અને ફલ પ્રવર્તાવે તે પ્રકારનું સર્વશક્તિત્વ એનું સ્વીકારાયું છે, ઉન્મત્ત જેવું શક્તિત્વ નહિ.

## (૩) માયાવાદ અને વિજ્ઞાનવાદમાં બહુ ફેર લાગતો નથી.

બહેન સરોજિની "માયા સત્ય નથી, અસત્ય પણ નથી" એવી કોટિ કરી માયાના સ્વરૂપની સમજણમાં ગુંચવાયાનું જણાવે છે. માયાના સ્વરૂપની સમજણમાં મહર્ષિઓ પણ ગુંચાય તો તેમના જેવી બાલિકાઓ ગુંચવાય તેમાં આશ્ચર્ય શું? બધાં ગુચવાય છે; પણ તે ગૂંચ જનોઈ તોડી નાંખવાથી ઉકલે તેમ નથી, પણ ગ્રંથિ પકડી તાંતણાને ઉકેલવામાં છે. જેઓ ગ્રંથિને પકડયા વિના ગુંચાયેલ જનોઈને ઉકેલવા પ્રયત્ન કરે છે તેઓ જનોઈને વધારે ગૂંચવે છે. ખરેખર પરમેશ્વર–માયાના અધિપતિ–આ ગ્રંથિસ્થાને છે. આપણે માયામાં ગુંચવાઈએ છીએ તેથી આપણે અવિદ્યાવાળા છીએ; પરમેશ્વર અને મુક્ત પુરુષો ગુંચવાતા નથી, તેથી તેઓ વિદ્યાવાળા છે. માયાના લક્ષણ તરીકે "અનિર્વાચ્ય આરોપ" એવું કહેવામાં આવે તેનો ભાવ શાંકર દર્શનમાં એવો છે કે તે બ્રહ્મ જેવું પરમ સત્ય નથી; શશવિષાણ જેવું અસત્ અથવા શૂન્ય નથી; એકી વખતે સદસદ્ પણ વિરોધને લીધે ઘટતું નથી; ક્રમશઃ સત્ અને અસત્ એમ પણ નથી; અને તેથી તે અનિર્વચનીય છે. માયા અનિર્વચનીય છે તેથી તે અનુભવમાં ન આવે–સમજણ બહાર જાય એવું કહેવાનું તાત્પર્ય નથી. પરંતુ

येन येन प्रकारेण परो निर्वक्तिमिच्छति ।
तेन तेनात्मना योगस्तदनिर्वाच्यता मता ॥

એ વાક્ય પ્રમાણે જેઓ જગતનું રૂપ જે જે પ્રકારે નિરૂપણ કરવા અભિમાન ધરે છે તે તે પ્રકારે તે ટકી શકતું નથી એ જ એની અનિર્વચનીયતા છે. તર્કની કોટિએ માયા અનિર્વચનીય છે; સંસારની દૃષ્ટિએ તે લોપ થઈ જાય છે, તુચ્છ બને છે, કારણ કે અનુભૂતિનો અગ્નિ વિકલ્પોનો ગ્રાસ કરે છે.

વિજ્ઞાનવાદમાં અને માયાવાદમાં મોટો ફેર છે. વિજ્ઞાનવાદમાં સ્થિર સંવિદ્‌નો સ્વીકાર નથી; માયાવાદમાં ત્રિકાલમાં અબાધિત સંવિદ્‌નો સ્વીકાર છે. સ્થિર સંવિદ્ એટલે બ્રહ્મ-પરમાત્મા ઉપર જગત અને જીવોનો આડંબર આભાસરૂપે ટકી શકે છે, અને ક્ષણિક-વિજ્ઞાનોની ધારામાં અનુસંધાન કરનાર કોઈ સંવિદ્‌ની પીઠ નથી, તેથી બૌદ્ધ વિજ્ઞાનવાદ પરિણામે શૂન્યવાદમાં ભળી જાય છે; અને માયાવાદ શાશ્વત ચેતનવાદમાં શમે છે, અને તેથી તે વાદ વડે सर्वं खल्विदं ब्रह्म એવી પ્રતિજ્ઞા થઈ શકે છે.

## (૪) શંકરાચાર્ય દેવનો ઉલ્લેખ કરે છે તેથી બ્રહ્માદ્વૈત શી રીતે સિદ્ધ થાય?

બહેન સરોજિનીની ઊપલી શંકાનું સમાધાન વસ્તુતઃ પહેલી શંકાના સમાધાનમાં આવી જાય છે. વ્યવહાર-ભૂમિકામાં જેવું જગતનું સત્યત્વ છે, જેવું માનુષ યોનિનું સત્યત્વ છે, તેવું દેવયોનિનું પણ સત્યત્વ શ્રીશંકરાચાર્ય શાસ્ત્રદૃષ્ટિ વડે અને યોગીજનોના અનુભવના આધારે માને છે. મનુષ્યયોનિના જીવો વડે બ્રહ્મનું અનન્યત્વ ડગતું હોય, તો દેવયોનિના જીવોવડે તે ડગવું જોઈએ. બહેન સરોજિની કહે છે કે-" દેવો સ્વયંભૂ નહિ પણ બ્રહ્મસૃષ્ટ હોય તો જ માત્ર બ્રહ્મ અદ્વૈત રહી શકે " આમાં અમારી ઇષ્ટાપત્તિ છે. સર્વ પ્રાણી-

પદાર્થો—બ્રહ્માથી માંડી તૃણ પર્યંતના, બ્રહ્મના જ કાર્યરૂપ છે તેથી બ્રહ્માદ્વૈતને બાધ નથી.

### (૫) જગત અનાદિ હોય તો બ્રહ્મકૃત શી રીતે ગણાય ?

આ શંકાના ઉત્તરમાં પ્રથમ કહ્યું છે કે સૃષ્ટિવાદમાં શાંકર વેદાંતનું તાત્પર્ય નથી. જગતના અસ્તિત્વનો સ્વીકાર કરી, તેના અનાદિ ભાવને સ્વીકારી તેના આવિર્ભાવ અને તિરોભાવમાં ઇશ્વર-કારણતાનો સ્વીકાર થયો છે. જેમ પ્રાગભાવ ન્યાયવૈષિકમાં અનાદિ છતાં સાંત છે, તેમ જગતદર્શનમાં અનાદિ છતાં સાંત છે. વળી જગત કાલચક્રના નિયમ પ્રમાણે આવિર્ભાવ અને તિરોભાવવાળું સ્વીકાર્યું છે, અર્થાત્ धाता यथापूर्वमकल्पयत् એ શ્રુતિ પ્રમાણે સૃષ્ટિકલ્પના પૂર્વસર્ગના અનુસાર થાય છે.

### (૬) બ્રહ્મ જ સત્ય હોય તો જીવ અસત ઠરે.

હા, જીવ અસત ઠરે, જો જીવરૂપ પદાર્થ બ્રહ્મથી જુદો હોય તો. આ વિકૃત બ્રહ્મ જ 'જીવ' નામવાળો પદાર્થ છે એવું શાંકર દર્શનનું મંતવ્ય છે. બે આત્માનો સ્વીકાર મૂળથી જ નથી. તેથી સંસારી જીવાત્મા અસંસારી પરમાત્મા છે આ સત્ય અનુભવ જાગ્રત કરવા શાંકર દર્શનનું ઉત્થાન છે. શાંકર દર્શનમાં જીવ કંઈ બ્રહ્મનો અંશ નથી, પણ સ્વતઃશુદ્ધ બ્રહ્મ છે. બહેન સરોજિની કહે છે કે "જીવાત્મા પરમાત્મા હોય તો પરમાત્મા માયાના બંધનમાં વીંટાયેલો સિદ્ધ થાય છે." આના ઉત્તરમાં જણાવવાનું કે અજ્ઞાનનો આશ્રય અને અજ્ઞાનનો વિષય બંને ચિદાત્મા છે. પોતાના બ્રહ્મભાવનું અજ્ઞાન ચિદાત્માને જીવભાવ આપે છે; બ્રહ્મભાવનું જ્ઞાન ચિદાત્માને પરમાત્મા-પદે સ્થાપે છે. પરમાત્માને આવી જીવભાવાપત્તિ એટલે કે જીવપણાનો આભાસ કેમ થાય છે એ પ્રશ્નના ઉત્તરમાં જ માયાવાદ ઊભો થાય છે. અજ્ઞાનનો સદ્ભાવ સ્વીકાર્યા વિના પરમેશ્વર પરમાત્માના સર્વ-જ્ઞત્વની સિદ્ધિ જ થતી નથી એમ વેદાન્તીઓનું માનવું છે, એટલે

કે કેવલ સ્વરૂપપ્રજ્ઞા વડે સર્વજ્ઞત્વ હોય તો તે અસંગ ચેતનમાં સવિશેષ અર્થનું ભાન શી રીતે બને ? કેવલ જ્ઞપ્તિને સર્વની જાણનાર (સર્વજ્ઞ) ઠરે છે આ વિશિષ્ટ જ્ઞપ્તિ અજ્ઞાનના સંબંધ વિના—ખંડ અને ભેદમાન વિના—ઊભી જ થતી નથી. અને તેવું ખંડજ્ઞાન અજ્ઞાનના સ્વીકાર વિના ઉત્પન્ન થતુ નથી. આ અજ્ઞાનનું આશ્રયભૂત થનારું જે વિશિષ્ટ ચેતન અજ્ઞાનને વિષયરૂપે જાણે છે અને તેને નિયંત્રિત કરે છે, તેને શબલ બ્રહ્મ અથવા સગુણ ઈશ્વર કહે છે. જે તે પ્રમાણ પ્રમેય તંત્રમાં ગુંચવાય છે તેને પ્રમાતા ચેતન અથવા જીવચેતન કહે છે. એક જ અધિષ્ઠાન ચેતન આ આશ્રય અને વિષયના કલ્પિત વિભાગમાં જીવ અને ઈશ્વરરૂપે સ્ફુરે છે. જીવ જે રીતે સ્વીકારાય છે તે રૂપે અસત જ છે, પરંતુ તેના અમર્યાદિત શુદ્ધ ભાવમાં સદ્રૂપ છે, અને બ્રહ્મ જ છે તેથી બ્રહ્મસત્ય વડે જીવનું પરમાર્થસત્યત્વ નિવૃત થતું નથી. ખરી રીતે પરમાર્થભૂમિકામાં જીવ અને બ્રહ્મ એ પર્યાય શબ્દો ગણાય તેમ છે.

### (૭) તર્કબલ ખૂટે ત્યાં શ્રુતિબલનો સ્વીકાર કરવો, અને શ્રુતિબલ ખૂટે ત્યારે અનિર્વચનીયતાનો સ્વીકાર કરવો એ શું ભીરુતા ન કહેવાય?

શ્રુતિ, તર્ક અને અનુભવ—એ ત્રણ ઉપર શાંકર દર્શનનો આધાર છે. જે પદાર્થો તર્કગમ્ય ન હોય તેના સંબંધમાં શ્રુતિ-શરણતા શ્રી શંકરાચાર્ય એકલા જ લે છે એમ નથી; સઘળા આસ્તિક દર્શનના આચાર્યોએ એ જ પદ્ધતિ સ્વીકારી છે. જેઓ શ્રુતિશરણતા કોઈ પણ પ્રકારની લેતા નથી, તેઓએ અજ્ઞેયવાદ સ્વીકારવો ઘટે છે. અનુભવ એ છેવટની કસોટી છે. જે પદાર્થો તર્ક-ગમ્ય ન હોય તે પણ અનુભવના વિષય થઈ શકે છે. અમુક પદાર્થ ઇન્દ્રિયગમ્ય ન હોય તેથી તે અસત્ય છે એમ ગણાતું નથી. શબ્દ ચક્ષુરિન્દ્રિયગમ્ય નથી તેથી નથી એમ કહેવાય નહિ તેમ પ્રતીતિ

પર પદાર્થ તર્કગમ્ય ન હોય એટલા માત્રથી શૂન્ય છે એમ ન કહેવાય. दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः એ શ્રુતિ વડે કેવલ તર્કગમ્ય નથી એવો આત્મરૂપ પદાર્થ એકાગ્ર અને સૂક્ષ્મ બુદ્ધિના અનુભવનો વિષય થઈ શકે છે. આ અનુભવ તર્ક વડે અન્યના હૃદયમાં ઉતારી શકાતો નથી, પણ પ્રજ્ઞાના પ્રસાદ વડે જ જાગે છે. માત્ર તર્કવડે જે ગમ્ય થઈ શકે નહિ તેને શ્રુતિશરણુ થઈ પ્રજ્ઞામાં ચઢાવવા પ્રયત્ન કરવો, અને પ્રજ્ઞાના પ્રસાદ વડે જણાય ત્યારે અનુભૂતિરૂપે વર્ણવવો, અને તે અનુભૂતિના સિદ્ધ માર્ગનું દર્શન કરાવવું અને તર્કની ધ્યત્તા જણાવવી, એમાં ભીરુતા ગણાય કે ધીરત્વ ગણાય? જેઓ કેવલ તર્કનો આશ્રય કરે તેની સામે અનિર્વચનીયતાનું શસ્ત્ર ધરવું; જેઓ શ્રુતિશરણ થાય તેમની સામે શ્રુતિઓના સમન્વયનું શસ્ત્ર ધરવું; અને જેઓ શ્રુતિ અને તર્કનો આશ્રય લે તેમની સામે અનુભવની ઢાલ ધરવાની પદ્ધતિ ભીરુતાનું પરિણામ નથી, પરંતુ આત્મરક્ષણની ચાતુરીનું પરિણામ છે. જો આ પદ્ધતિથી આત્મરક્ષણ થતું હોય—અર્થાત્ શુદ્ધ આત્મદર્શન થતું હોય—તો તર્કના ખોટા ચાહોમ કરતાં ચઢિયાતા યુદ્ધની નીતિ ગણાય.

## (૮) શાંકર વેદાંતમાં તત્ત્વદર્શન અને ધર્મજ્ઞાનનું મિશ્રણ છે.

હા, તેમાં આ મિશ્રણ છે. આ મિશ્રણને લઈને જ આપણાં તત્ત્વદર્શનો પશ્ચિમનાં તત્ત્વદર્શનોથી જુદાં પડે છે. પશ્ચિમની તત્ત્વવિદ્યાનાં પ્રસ્થાનો બુદ્ધિના વિલાસરૂપ અને મલ્લકુસ્તીના અખાડા છે; ત્યારે આપણી તત્ત્વવિદ્યા પુરુષાર્થના સાધનરૂપ અને હૃદયને સ્પર્શ કરનારી રમ્ય વાટિકા છે આપણો ધર્મ અને આપણું તત્ત્વદર્શન બંને વેદશાસ્ત્રમાંથી પ્રકટ થયેલાં છે. ધર્મ અને બ્રહ્મ એ બે વેદનાં પ્રમેયો છે, અને તે પ્રમેયો ઉપાસનાકાંડથી જોડાયેલા ખંડો છે. શાંકર વેદાન્ત બુદ્ધિ વડે શ્રુતિ વડે, ઈશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરી અટકે

છે અને તેમાં ઈશ્વર માટે અનન્ય પ્રેમનું સ્થાન જેવું ગીતામાં છે તેવું નથી એવું બહેન સરોજિનીનું જે મંતવ્ય છે, તે જો તેઓ શંકરાચાર્યની પ્રકરણગ્રંથાવલિ અવલોકી જશે તો બદલાશે એમ હું ધારું છું. જો કે શંકરાચાર્ય જ્ઞેય બ્રહ્મ ઉપર વધારે ભાર મૂકી જ્ઞાનનો મહિમા વધારે છે, તો પણ તેઓ ઉપાસ્ય બ્રહ્મનો ત્યાગ કરતા નથી, બલકે જ્ઞાનસાધનની સામગ્રીમાં ભક્તિને પ્રથમ સ્થાન આપે છે જીવને અનન્ય પ્રેમના વિષયરૂપ પરમાત્મતત્ત્વરૂપે ઓળખાવવામાં ઈશ્વરાત્મામાં સ્વાભાવિક પ્રીતિનો પ્રવાહ ઉદય થયા વિના રહેતો નથી માત્ર તટસ્થ પાલક ઈશ્વરના સ્વીકાર કરતાં અંતર્યામિ પ્રેરક ઈશ્વરનો ભાવ શાંકર દર્શનમાં સ્વીકારાયેલો હોવાથી તેમાં બાહ્ય ભક્તિનો ઉદ્રેક જેવો ઈશ્વરભક્તિ સંબંધમાં હોય છે તેવો હોતો નથી, તો પણ તે સૂકો પ્રદેશ નથી.

ધર્મજ્ઞાન અને તત્ત્વજ્ઞાન પોતાના અધિકરણમાં એકીકરણને પામે છે. એક આચારનો આધાર છે, બીજો વિચારનો આધાર છે. આ બન્નેને તદ્દન નિરાળાં ગણવામાં અને તેનો સ્વતંત્ર અભ્યાસ કરવામાં જો કે તેનાં પ્રમેયો વધારે વિશદ બને છે, તો પણ એકદેશીપણાનાં માઠાં પરિણામો ભોગવવાં પડે છે. ભક્તિ વિનાનું તત્ત્વજ્ઞાન, અને ઊંડી સમજ વિનાની ભક્તિ પુરુષાર્થની સિદ્ધિ કરવા સમર્થ થયાં નથી. આ કારણથી જ મનુ ભગવાન વદે છે કે, ઋષિના અનુભવરૂપ ધર્મના ઉપદેશને જેઓ વેદશાસ્ત્રથી અવિરોધી તર્ક વડે બંધ બેસાડી સમજે છે, તે જ ધર્મના સ્વરૂપને જાણે છે; અન્ય જાણતો નથી.

શાંકર દર્શન વિચારપ્રધાન છે, અને તેથી તેમાં ભક્તિનો ઉદ્રેક ઓછો છે એ ખરું છે, પરંતુ તેમાં ભક્તિને સ્થાન જ નથી એ માનવું ખોટું છે બીજાં દ્વૈત અને અદ્વૈત દર્શનો ભક્તિપ્રધાન છે, અને તેમાં જ્ઞાન ગૌણ છે, પરંતુ તેમાં જ્ઞાનને સ્થાન જ નથી એમ

માનવું પણ ભૂલભરેલું છે. જીવોનાં વિલક્ષણ સામગ્રીવાળાં અંતઃકરણોને લક્ષમાં લઈ પ્રાચીનોએ વિચારપ્રધાન, ક્રિયાપ્રધાન અને ભક્તિપ્રધાન દર્શનોની વ્યવસ્થા કરી છે. અધિકારભેદ એ ભારતવર્ષનાં દર્શનશાસ્ત્રોનો મુખ્ય પાયો છે અને તે અધિકાર કેવલ બુદ્ધિનો નહિ; પણ શરીર, મન અને વાણી—એ ત્રણેની દૈવી સંપત્તિનો માનવામાં આવ્યો છે સર્વનો વેદાન્તદર્શનમાં પ્રવેશ કરવાનો હક ખરો, ધર્મમીમાંસા કરતાં પણ બહોળા કારવાળો હક ખરો; પરંતુ વિવેકાદિ દૈવી સંપત્તિવાળાને આ સંપત્તિ ધર્મશીલતા વિના મળતી નથી, માટે શાંકર દર્શન ધર્મજ્ઞાન સાથે ગુંથાયેલું છે, અને તેથી જ શંકરાચાર્ય કહે છેઃ—

नारायण करुणामय शरणं करवाणि तावकौ चरणौ।
इति षट्पदी मदीये वदनसरोजे सदा वसतु॥

બહેન સરોજિની ભગવત્શરણતાપૂર્વક વેદાન્તદર્શનને પુનઃ પુનઃ અવલોકશે તો તેની ઘણી શંકાઓ શમી જશે. *

પાદરા, તા. ૨૭-૭-૧૯૧૯

# સાંપ્રદાયિક ધર્મો

હિંદુધર્મનાં પરિવર્તનોમાં હાલના પ્રચલિત સંપ્રદાયધર્મો શી રીતે અને કેવા હેતુથી આવિર્ભાવને પામ્યા તે બાબત વિદ્વાનોના અભિપ્રાય જુદા જુદા પ્રકારના છે. કેટલાકનું એમ માનવું છે કે વિદ્યાની અવનતિના પરિણામમાં પ્રાચીન વેદધર્મની પરંપરામાં ઉત્પન્ન થયેલા પૌરાણિક ધર્મના તે સાંપ્રદાયિક ધર્મો બાળકો છે, અને તે પણ કંઈક વિકારવાળાં બાળકો છે. કેટલાકનું એમ માનવું છે કે "ભક્તિરૂપ ધર્મને તત્ત્વદષ્ટિ દ્વારા સ્થિર કરવાના પ્રયત્નમાંથી સંપ્રદાયોનો ઉદ્ભવ થયો છે." તત્ત્વનિષ્ઠ મણિલાલભાઈનો અભિપ્રાય આવો છે: "મૂલધર્મરહસ્યની પ્રથમાવૃત્તિ ઉપનિષદ છે, દ્વિતીયાવૃત્તિ વેદ છે, તૃતીયાવૃત્તિ પુરાણ છે અને ચતુર્થાવૃત્તિ સંપ્રદાયો છે. આર્યધર્મની ખરી ભ્રષ્ટતા આ સમયથી થવા માંડી છે. અમે એમ કહેવા ઇચ્છતા નથી કે સંપ્રદાયાદિમાં જે કહેલું છે તે કેવલ ખોટું છે, પણ તેમાં જે મતાંતર વધારી દીધો છે તે મૂલરહસ્ય સમજ્યા વિના વધાર્યો છે એટલી અનિષ્ટતા છે, માટે એ સંપ્રદાયાદિને અમે સપ્રમાણ માનીશું નહિ."

સંપ્રદાયધર્મોને સપ્રમાણ માનવા અથવા ન માનવા તે તો ધર્મવિવેકનો પ્રશ્ન છે. પરંતુ સંપ્રદાયધર્મો એટલી અવનતિવાળા નથી કે જેને આપણે અપધર્મ અથવા વિધર્મ કહી શકીએ. સનાતન વૈદિક ધર્મના રહસ્યની જે ચાર આવૃત્તિઓ થઈ છે તે આવૃત્તિઓમાં ઉપનિષદને પ્રથમાવૃત્તિ ગણવામાં વેદવિકાસના કાલક્રમમાં આપણે વ્યુત્ક્રમ કરીએ છીએ. હાલ સર્વકોઈ શ્રૌતવાઙ્મયના અભ્યાસીઓ જાણે છે કે ઉપનિષદો ઘણે ભાગે વેદના અંતર્ભૂત હોવાથી,

તથા તેમાં તાત્પર્ય રહ્યું છે એમ મનાવાથી વેદાન્ત કહેવાય છે. જે રૂપમાં ઉપનિષદો હાલ વિદ્યમાન છે તે રૂપમાં તો મૂલ રહસ્યધર્મની તે પ્રથમાવૃત્તિ નથી; પરંતુ વેદના કર્મકાંડ પછીના ઉપાસનાકાંડનું જ્ઞાનકાંડરૂપ પરિણામ છે. ઉપનિષદોની ભાષા, તેની પ્રતિપાદન-શૈલી, તેનો તત્ત્વવિવેક, એ-સર્વ પ્રાચીન કર્મમાર્ગની અને ઉપાસનામાર્ગની પદ્ધતિઓની સાખ પૂરે છે. તેથી કાલક્રમથી જોતાં તો ઉપનિષદો દ્વિતીયાવૃત્તિ ગણાય, અને વેદનો કર્મમાર્ગ પ્રથમાવૃત્તિ મનાવો જોઈએ.

ધર્મનો કાલક્રમથી ઇતિહાસ તપાસવો અને ધર્મનો તાત્પર્ય-ક્રમથી ઇતિહાસ તપાસવો એ ભિન્ન પદ્ધતિઓ છે. ધર્મ એ મોટું સચેતન વટવૃક્ષ છે. તેનાં અંગપ્રત્યંગો-શાખાપ્રશાખાઓ એક જ કાલમાં ભિન્ન ભિન્ન રૂપવાળાં અને ભિન્ન ભિન્ન બળવાળાં હોઈ શકે છે. પાનખર ઋતુમાં આખું વટવૃક્ષ પાંદડાં વિનાનું જણાય, પરંતુ તેની ભીતરમાં જીવનબલ હોય છે, અને ઋતુના ફેરફારોથી તેનાં અંગપ્રત્યંગો પોતપોતાના વિકાસક્રમ અનુસાર ક્રિયા કરતાં અને સમગ્ર વૃક્ષને શોભા આપતાં જણાય છે. આ નિયમથી ધર્મવૃક્ષને આપણે તપાસીએ તો જે ચાર આવૃત્તિઓ તત્ત્વનિષ્ઠ મણિલાલભાઈએ જણાવી છે તે સર્વકાલમાં પણ આપણે સાથે જોઈ શકીએ છીએ.

ઋગ્વેદની સંહિતામાં ઇન્દ્રાદિ ભિન્ન ભિન્ન દેવોની સ્તુતિઓનાં સૂક્તો સાથે તત્ત્વદર્શનથી ભરચક 'નાસદીય' જેવાં સૂક્તો પથરાયેલાં આપણે જોઈએ છીએ. શુક્લયજુર્વેદની ચાળીસ અધ્યાયવાળી સંહિતામાં શુદ્ધ કર્મકાંડના અવધિએ ઈશાવાસ્ય ઉપનિષદમાં પ્રભુ વડે જગતને આચ્છાદિત કરવાના રહસ્યના રસમય મંત્રો આપણે સાંભળીએ છીએ, એ શું દર્શાવે છે? ક્રિયાપ્રધાન ધર્મસમયે પણ વિચારપ્રધાન ધર્મની શાખાઓ હોય છે. બ્રાહ્મણોમાં તથા આરણ્ય-

ઢોમાં અને ખાસ 'ઉપનિષદ' શબ્દથી ઓળખાતા શ્રૌતવાઙ્મયમાં મારણ, મોહન અને અભિચારાદિ કર્મોની પદ્ધતિએ પણ જોવામાં આવે છે! જેમને આ બાબત શંકા હોય તેમને 'બૃહદારણ્યક'નો છેવટનો ભાગ અવલોકી જવા વિનંતી છે. કહેવાનું તાત્પર્ય એ છે કે વિચારપ્રધાન ધર્મના સમયે પણ કર્મજાળમાં સમાજનો કેટલોક ભાગ ગુંચાયેલો હોય છે.

તેની જ રીતે શ્રોત સમયમાં પણ મૃદબ્રવીત્ "માટી બોલી" ઇત્યાદિ પૌરાણિક ધર્મની આવૃત્તિ પણ ચાલતી હોય છે, અને ગુરુસંપ્રદાયની આવૃત્તિ તો વેદના શાખાભેદથી અને વેદોના વ્રતભેદથી આપણે સારી રીતે સમજી શકીએ છીએ. વેદધર્મના સોમપાનમાં, તેના પશુવધમાં, તેના અભિચારાદિ શ્યેનયાગોમાં, મહાવ્રતના મૈથુન વિધિમાં અને અશ્લીલ અશ્વમેધાદિ પ્રકરણોમાં હાલના સંપ્રદાયધર્મો કરતાં શું ઓછું વિચારદૃષ્ટિથી નિંદ્ય છે કે બિચારા સંપ્રદાયધર્મને આપણે વગોવીએ ? જેઓ પૌરાણિક ધર્મનો અભ્યાસ કરનારા છે તેમને તો સ્પષ્ટ જણાશે કે સંપ્રદાયધર્મમાં તો ઘણી વિશુદ્ધિ છે. સંપ્રદાયો જો અપધર્મ અથવા વિધર્મરૂપ હોય તો પ્રાચીન વેદધર્મ તથા ઉપનિષદો અને પુરાણધર્મ પણ તે દોષથી મુક્ત નથી.

મારા અભિપ્રાય પ્રમાણે ધર્મની કિંમત કાલક્રમના ઇતિહાસથી કરવાની નથી, પરંતુ તેની સામાજિક વિશુદ્ધિ વડે કરવાની છે, પછી તે કાલક્રમમાં પહેલો-ઉદ્ભવ્યો કે પછી ઉદ્ભવ્યો તે ગૌણ પ્રશ્ન છે. ધર્મચિંતકો અને ધર્મસુધારકો તેના શોધક બલ ઉપર વધારે ભાર મૂકે છે. જો આ પદ્ધતિ આપણે ન સ્વીકારીએ તો તો મહાત્મા જિસસની ક્રિશ્ચિયાનિટીમાં પરધર્મ છતાં આપણને આકર્ષક ગુણો ન જણાય. પરંતુ ખ્રિસ્તીધર્મમાં કેટલાંક પ્રભુપ્રરાયણતા-નાં ઉત્તમ લક્ષણો છે, તેથી તે ધર્મના અનુયાયીઓ ઘણા દોષોથી ભરેલા છતાં આપણે તે ધર્મને સદ્ધર્મ કહીએ છીએ, કંઈ અપધર્મ કહેતા નથી.

ધર્મ એક શરીર છે. તેનું એક અંગ સારું અથવા ઉપયોગી અને બીજું ખોટું અથવા નિરુપયોગી એમ ગણવું એ માથાને પાઘડી આપી પગને કુહાડી મારવા જેવું છે. ને તે અંગ વિકૃત થાય ત્યારે શોધન કરવું એ ઇષ્ટ છે; પણ એકનો મહિમા ગાવો અને બીજાની અવગણના કરવી એ સમગ્ર શરીરને વિકારી બનાવી બિચારા શરીરીને દુઃખી કરવા જેવું છે. મગજ પાસેથી પગનું કામ ન લેવાય અને પગ વડે મગજનું કામ ન થાય, તેથી પ્રત્યેક અંગ પાસે નિયત કામ કરાવી સમગ્ર શરીરનાં આરોગ્ય અને સ્ફૂર્તિ જાળવવાં જેવાં જરૂરનાં છે, તેવી રીતે એક જ ધર્મમર્યાદામાં રહેલાં ધર્મશીલ મનુષ્યો તત્ત્વદર્શન કરે અને બીજાઓ કર્માનુષ્ઠાન કરે, તો અન્ય માનસ-ઉપાસના કરે, અને તે તે દર્શન, કર્માનુષ્ઠાન અને ઉપાસનાની અવિચ્છિન્ન ધારા સંપ્રદાયાનુસાર ચાલે, તેમાં ધર્મની અવનતિ નથી પરંતુ ધર્મનો જીવનવેગ સમાજની નાડીમાં ચાલતો છે.

સમાજમાં ધર્મની ત્રણ શાખાઓ અધિકારને અનુસાર પ્રવર્તે, તેમ વ્યક્તિમાં પણ ત્રણ શાખાઓ પ્રવર્તે, છતાં શરીરી એક હોઈ શકે. જેમ આપણા જીવનમાં સ્થૂલ શરીર, સૂક્ષ્મ મન-ઇન્દ્રિયો અને પ્રાણ અને કારણરૂપ આત્મશક્તિ હોય છે, અને ત્રણેના પરસ્પર યોગથી આપણે જીવન ભોગવીએ છીએ, તેમ ધર્મમાં પણ કર્માનુષ્ઠાન, સેવા, તપ ઇત્યાદિ સ્થૂલ શરીર, ભાવના અથવા ઉપાસનારૂપ સૂક્ષ્મ શરીર અને તત્ત્વદર્શનરૂપ આત્મશક્તિ હોવાં જોઈએ. જ્યારે જ્યારે ધર્મના આ ત્રણ વિભાગો—જેને પ્રાચીનો કર્મકાંડ, ઉપાસનાકાંડ અને જ્ઞાનકાંડ એવાં નામ આપે છે, અને અર્વાચીનો કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ એવાં નામ આપે છે—તે સાંગોપાંગ પ્રવૃત્તિવાળા હોય છે ત્યારે ધર્મ—શરીરી જાગતો ગણાય છે; જ્યારે એક બે વિભાગો પ્રવૃત્ત હોય ત્યારે તે સ્વપ્નાવસ્થાવાળો હોય છે, અને જ્યારે ત્રણે સૂઈ જાય છતાં જીવન ગુહામાં પડી રહે ત્યારે સુષુપ્તિ-અવસ્થા હોય છે.

ધર્મનાં આ પ્રમાણે દર્શન, ભાવના અને ખડો હોય છે. જેવું દર્શન અથવા સિદ્ધાંત તેવી ભાવના અથવા ઉપાસના, અને જેવી ભાવના તેવું અનુષ્ઠાન અથવા કૃતિ, થાય છે. દર્શન, ભાવના અને કૃતિ—એ ત્રણની પદ્ધતિ ગુરુપરંપરાથી ઘડાય અને તે અનુસાર શિષ્યવર્ગ—પછી તે વિરક્ત હોય કે સંસારી હોય—પ્રવર્તે, એ સંપ્રદાયનું સરલ સ્વરૂપ છે શાસ્તા બગડે અને પછી શિષ્યો, તેથી શાસનનો દોષ નથી. દર્શન, ભાવના અને કૃતિનો ત્રિયોગ બરાબર જામે તો સંપ્રદાયધર્મ જેટલી વિશુદ્ધિ સમાજની અને વ્યક્તિની કરી શકે તેટલી વિશુદ્ધિ સર્વધર્મીઓ સમાજની અથવા વ્યક્તિની કરી શકતા નથી આ જમાનામાં ધર્મ સંબંધમાં અધિકારની અવગણના, જ્યાં ત્યાંથી જે જે સારું લાગ્યું તેને ભેગું કરી ધર્મઘટના કરવી, અને કોઈ પણ શાસનના નિયમને વશ વર્તવું નહિ, અને યથેચ્છ ધર્માચરણ કરવું—એને ધર્મસુધારણા કહેવામાં આવે છે. પરંતુ એ ધર્મધારણાનું લક્ષણ નથી, તે તો ધર્મની ઉચ્છૃંખલતા છે. જે જે ધર્મમાં મનુષ્ય હોય તે તે ધર્મના સ્વરૂપને સમજી તેની સાંપ્રદાયિક શિષ્ટ નીતિને વશ વર્તવું, અને તે ધર્મપાલન વડે ધર્મસિદ્ધિ કર્યા પછી ચઢિયાતી ધર્મપદ્ધતિનો સ્વીકાર કરવો, એમાં જેટલો ધર્મનો મહિમા છે તેટલો યથેષ્ટ ધર્મપાલનમાં નથી. જેઓ સ્વ-તંત્રમાં નથી તેઓ સર્વ-તંત્રસ્વતંત્ર બની શકતા નથી સર્વમાં સર્વ છે એ ખરું, બ્રહ્મ સર્વમાં છે, ગોત્વ પ્રત્યેક ગાયમાં છે, વાંઝણીમાં પણ છે. અને દૂધાળમાં પણ છે, પરંતુ એ સર્વ, બ્રહ્મ, એક વ્યક્તિમાં અવતરે છે. વ્યક્તિમાં સર્વ-બ્રહ્મને ઓળખવું, અધિકાર અનુસાર આચરણ કરવુ, અને શિષ્ટજનોનું સંમાન કરવું, રાગદ્વેષથી વિરહિત થવું, એ ધર્મશીલ જીવનનું લક્ષણ છે. પ્રત્યેક મનુષ્ય ધર્મનિર્ણય કરવા સમર્થ નથી; સર્વને તે અધિકાર પ્રાપ્ત નથી. તો જેને જે અધિકાર પ્રાપ્ત છે તે નિર્ણય કરી પદ્ધતિ રચે તે અનુસાર તે તે ધર્માનુયાયીઓએ વર્તવું

જોઈએ, અથવા તે ધર્મની છત્રમર્યાદામાંથી નીકળી પરધર્મની છત્રમર્યાદામાં જવું એ નીતિ છે. પરંતુ હિંદુધર્મના ગણાવું અને તેની કોઈ પણ શાખાના સંપ્રદાયનાં દર્શન, ભાવના અને કૃતિના શાસનને તાબે ન રહેવું એના કરતાં હિંદુ નથી એમ કહેવું, અને પરધર્મનો ખુલ્લા હૃદયથી સ્વીકાર કરવો, અથવા ધર્મ એક ધતિંગ છે એવો નિશ્ચય કરી નાસ્તિકમર્યાદામાં બેસવું, એ વધારે ન્યાયશીલ ગણાય.

આપણા પ્રાચીન વેદધર્મની યજ્ઞાદિ ક્રિયાઓ, પ્રતીક અથવા અહંગ્રહ વગેરે રહસ્ય-ઉપાસનાઓ, અને બ્રહ્મનું દર્શન એ ત્રણ કાંડવાળા ધર્મવૃક્ષની કોઈ કોઈ ડાળીમાંથી સંપ્રદાયધર્મો વડવાઈઓ તરીકે ઊતરી આવ્યા છે, અને તેમાં જો કે મૂલ વૃક્ષનાં થડનું અથવા ત્રણ કાંડની મોટી ડાળીઓનું બલ નથી, પરંતુ તે ડાળીઓ અને થડ સાથે તે વડવાઈઓ જોડાયેલી હોવાથી તથા તેમાં નવજીવન રસનો પ્રવાહ વહેતો હોવાથી તે નવાં વૃક્ષોને ઉત્પન્ન કરવાને સમર્થ છે, અને તેને યોગ્ય ભૂમિ મળે તો નવા વૃક્ષરૂપે પરિણામ પામે છે.

વેદધર્મનો સાર અધ્યાત્મદર્શનમાં છે, અને સ્માર્ત સમયમાં अयं हि परमो धर्मो यद् योगेन आत्मदर्शनम्-યોગ વડે આત્મદર્શન કરવું એ પરમ ધર્મ છે, એમ યોગી યાજ્ઞવલ્કય કહે છે. આ આત્માનું દર્શન જીવાત્મા અને પરમાત્માના ભેદ ઉપર ઘડાયેલું છે, કે તેના ભેદાભેદ ઉપર ઘડાયેલું છે, કે તેના અભેદ ઉપર ઘડાયેલું છે—આ મુદ્દાના મતભેદ ઉપર સંપ્રદાય-ધર્મોનો મતભેદ પડેલો જણાય છે. વેદાર્થના નિર્ણયમાંથી ભેદદર્શન અથવા દ્વૈતવાદ, ભેદાભેદદર્શન અથવા સમુચ્ચયવાદ, અભેદદર્શન અથવા અદ્વૈતવાદ—એ ત્રણ વિચારની શાખાઓ મૂલ થડમાંથી નીકળેલી હોવાથી તે જ્ઞાન-સિદ્ધાંતને અનુસાર યોગ, ક્રિયા અને ચર્યાઓ સંપ્રદાયધર્મોમાં ઘડાતા પામી છે.

અભેદદર્શન અથવા અદ્વૈતવાદ ઉપર ઘડાયેલા સંપ્રદાયધર્મોમાં ચાર અવાન્તર શાખાઓ થયેલી જણાય છેઃ (૧) કેવલ અદ્વૈત શાખા; (૨) વિશિષ્ટ અદ્વૈત શાખા, (૩) શુદ્ધ અદ્વૈત શાખા; અને (૪) અવિભાગ અદ્વૈત શાખા. પ્રથમ શાખાના પ્રતાપી આચાર્ય શ્રી શંકરાચાર્ય છે ( સને ૭૮૮ ) અને તેમના સંપ્રદાયને સ્માર્ત સંપ્રદાયની સંજ્ઞા મળી છે, બીજીના સંસ્થાપક આચાર્ય શ્રી રામાનુજ છે ( સને ૧૧૨૭ ) અને તેમના સંપ્રદાયને શ્રીસંપ્રદાય કહે છે; ત્રીજીના સંસ્થાપક મહાપુરુષ શ્રી વલ્લભાચાર્ય છે ( ૧૬ મું શતક) અને તેમના સંપ્રદાયને પુષ્ટિસંપ્રદાય એવું નામ મળ્યું છે; અને ચોથા સંપ્રદાયના પ્રવર્તક વિજ્ઞાનભિક્ષુ છે, પણ તે સંપ્રદાયનો હાલ લોપ થયો લાગે છે.

શાંકરમતાનુયાયીઓની એક શાખા શિષ્ટ સ્માર્ત સંપ્રદાયની છે, ત્યારે બીજી શાખા અવધૂત ગોરક્ષ મત્સ્યેન્દ્રાદિ યોગીજનોની છે. ક્રિયા અને ચર્યાના ભેદ વડે તથા મૂલ દર્શનની વિસ્મૃતિને લઈ કાનફટા જોગીઓ, નાગડા, ખાખી તથા વીરશૈવો અથવા લિંગાયતો ઇત્યાદિ મતાન્તરો પ્રકટયા છે. કેવલ અદ્વૈતદર્શનમાં જીવ–બ્રહ્મનો વાસ્તવ અભેદ સ્વીકારાયેલો હોવાથી અને વ્યાવહારિક ભેદ છૂટ મનાયેલો હોવાથી તેની ઉપાસના, ક્રિયા અને ચર્યાઓ તે અદ્વૈત અનુભવ જાગે તેવા હેતુપુરઃસર ઘડાયેલી હોય છે.

તે દર્શનમાં વાસ્તવ દેવ ખરી રીતે બ્રહ્મતત્ત્વરૂપ તત્ત્વ છે અને અતત્ત્વરૂપ માયા વડે યુક્ત થાય છે ત્યારે સગુણ ઈશ્વરનું સ્વરૂપ રચાય છે અને તેના આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક નામરૂપવાળાં પ્રાણીપદાર્થોમાં ભિન્ન ભિન્ન રૂપોમાં તે ઈશ્વરને બાહ્ય પૂજાથી અથવા આંતર યોગથી મળી જીવે પોતાનું ઊભું થયેલું ભેદવાળું રૂપ પલટાવી, ઈશ્વરાત્મારૂપે પોતાનું સાચું સ્વરૂપ ઓળખી અને તે ઈશ્વરાત્માનું વાસ્તવ નિર્ગુણ સ્વરૂપ અનુભૂતિમાં લાવી

સંસારમાંથી મુક્ત થવું, આવી સંક્ષેપમાં સમજૂતી છે. આ સંપ્રદાયની સાધનશ્રેણી તેની પીઠમાં અદ્વૈતવાદ હોવાથી ગૌણ ભક્તિવાળી અને જ્ઞાનના પ્રાધાન્યવાળી હોય છે. તેમાં વર્ણાશ્રમધર્મનું પાલન, કર્માનુષ્ઠાન, તપ ઇત્યાદિ સર્વ સાધનો વિવિદિષાને અર્થાત્ તત્ત્વજ્ઞાનની તીવ્ર વાસનાને ઉત્પન્ન કરે તેટલા અર્થે ઇષ્ટ મનાયાં છે; અને જ્ઞાન ઉત્પન્ન થયા પછી કર્મને કોઈ રીતે મોક્ષમાં સહકારી કારણ માન્યું નથી. ભક્તિ કરતાં જ્ઞાનવૈરાગ્ય ઉપર આ સંપ્રદાયમાં સવિશેષ ભાર મૂકવામાં આવે છે. સંસારનો ક્લેશના વિપાક પૂર્વે ત્યાગ કરવાનું જો કે ઇષ્ટ માન્યું નથી, તો વિપાક થયા પછી અથવા ચિત્તશુદ્ધિ થયા પછી સંન્યાસ અથવા ત્યાગને, શ્રવણ, મનન અને નિદિધ્યાસનાદિ અંતરંગ સાધનોને તથા ઉપરતિને આવશ્યક માન્યાં છે. તેથી આ સંપ્રદાય મૂલમાં પ્રવૃત્તિપ્રધાન ધર્મવાળો છતાં નિવૃત્તિના લક્ષ ઉપર ખેંચનાર છે.

શ્રી. શંકરાચાર્યને સમર્થ તત્ત્વદર્શી મહાપુરુષ તરીકે હિંદુ-સમાજ એક અવાજે સ્વીકારે છે, પરંતુ તેમની કિંમત ધર્મસુધારક તરીકે જેવી જોઈએ તેવી અંકાઈ નથી. કોઈપણ મહાપુરુષને આચાર્યની પ્રતિષ્ઠા કેવલ તેના તત્ત્વદર્શનને લીધે મળતી નથી, પરંતુ તેમના પોતાના ધર્મબલ, આચારબલ, અને અન્યને પોતાના સદ્વર્તન અને ધર્માચરણ વડે સન્માર્ગગામી કરવાના નૈતિક બલને લીધે તે પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય છે. શ્રી શંકરાચાર્યના જીવનમાં ધર્મ–વૈરાગ્યનું લોકોત્તર બલ ન હોત તો તેમના માત્ર જ્ઞાનબલથી આજસુધી તે પ્રતિષ્ઠા ટકી શકી ન હોત. તેમના સદ્ગુરુ ગોવિંદ ભગવાનમાં વૈરાગ્યબલ હતું, પણ ધર્માચરણ અને ધર્મપ્રસારણનો આવેશ ન હતો. તેમના પરમગુરુ ગોડપાદમાં જ્ઞાનબલ ઓછું ન હતું, વૈરાગ્ય પણ હતો, પણ ધર્મપ્રસારણબલ ન હતું. આથી જે ગુરુ ન કરી શક્યા, જે પરમગુરુ ન કરી શક્યા, તે શ્રી શંકરાચાર્યરૂપ શિષ્ય કરી શક્યા; અને તેનું મુખ્ય કારણ એટલું જ કે જ્ઞાન તથા વૈરાગ્ય ઉપરાંત

ધર્માચરણ સમાજની સુધારણામાં ઘણું અગત્યનું સાધન છે. સમજણ વિનાનો, જ્ઞાન વિનાનો, ધર્મ અપધર્મ થાય તે ખરું છે, પરંતુ સમાજ અને વ્યક્તિના જીવનનું સુશ્લિષ્ટ બંધારણ ધર્મ જ ઘડે છે. ધર્મ જ જ્ઞાન-વૈરાગ્યની ઈંટોને જોડનાર સિમેન્ટ છે. તે વિનાની ઇમારત જેમ બૌદ્ધોના સિદ્ધાન્ત સંબંધમાં શ્રી શંકરાચાર્ય કહે છે તેમ सिकताकूपवद् विदीर्यते– વેળુના કૂવા જેવી બેસી જાય છે.

સ્માર્ત સંપ્રદાયના અદ્વૈતદર્શનમાં વસ્તુતઃ બ્રહ્મતત્ત્વ વિના અન્ય કોઈ દેવ નથી; અને તે તત્ત્વને આત્મરૂપે અનુભવવું એ જ પુરુષાર્થ છે. તેથી આ સંપ્રદાયનું ધર્માચરણ દેવને અથવા ઇશ્વરને આત્મરૂપે ઓળખવો એ લક્ષ ઉપર ઘડાય છે. તે સંપ્રદાયની દેવભાવના આત્મપક્ષપાતી હોવાથી તે સંપ્રદાયના અનુયાયીઓમાં દેવતાભેદને લઈ ધર્મઝઘડો ઊભો થવો સંભવતો નથી, અને જો થતો જણાય તો સિદ્ધાન્તની વિસ્મૃતિથી, અને શૈવાગમ સાથેના તે સંપ્રદાયના એ ભેદભ્રમથી ઊભો થાય છે. સ્માર્ત સંપ્રદાયની પૂજનપદ્ધતિમાં એવો ક્રમ પ્રવર્તતો જણાય છે કે ઉપાસક પોતાની ચિત્તવૃત્તિને અનુકૂલ દેવભાવનાને સ્વીકારે, અને પ્રધાન દેવતાને કેન્દ્રમાં રાખે, અને ઇતર દેવતાને પરિવાર-દેવતાચક્રમાં ગોઠવે છે. સ્માર્તો ઘણે ભાગે પંચાયતન દેવની પૂજા કરે છે, તે ઉપરથી સમજાય છે કે શ્રી શંકરાચાર્યે જો તે પ્રણાલિકા સ્થાપી હોય તો તે સમયના શૈવો, શાક્તો, વૈષ્ણવો, ગાણપત્યો અને સૌરોનો ઝઘડો શમાવી સર્વને બ્રહ્માદ્વૈતદર્શન પ્રતિ ખેંચવાની ભક્તિમાર્ગની યોજના કરી લાગે છે. તેમના સમયમાં આ પાંચે દેવોના ભક્તોમાં તત્ત્વદષ્ટિનો લોપ થવાથી ધર્મવિગ્રહ ચાલતો હશે, અને તેનું ધર્મતત્ત્વના વિવેકપૂર્વક તેમણે નિરાકરણ કરેલું જણાય છે. સ્માર્તોમાં તત્ત્વનો આગ્રહ છે, અતત્ત્વ અથવા દેવના નામરૂપ સંબંધમાં આગ્રહ નથી, જો કે તત્ત્વગ્રહણ પહેલાં નામરૂપાત્મક પ્રતીકોમાં બ્રહ્મબુદ્ધિ અથવા તત્ત્વબુદ્ધિ બાંધવાની ભાવના અથવા

ઉપાસનાને આવશ્યક માની છે. શાંકર સિદ્ધાન્તમાં જે ઉપાસ્ય છે અર્થાત્ જે નામરૂપથી વિશિષ્ટ છે તે જ શૈવ છે, અર્થાત્ નામરૂપથી વિરહિત કેવલ તત્ત્વ છે. આથી નામ, રૂપ, ઉપાધિ, અથવા સર્વજ્ઞત્વાદિ ધર્મો અથવા વિશેષણો ઉપહિત અથવા વિશિષ્ટનું ભાન કરાવી પરિણામે નિરુપાધિ અથવા નિર્વિશેષ સ્ફોટ કરે છે. વસ્તુસ્થિતિ આ પ્રકારની છતાં ગુજરાતના સ્માર્તો ઘણે ભાગે શિવભક્ત હોય છે. ભર્તૃહરિના શ્લોકાનુસાર શિવવિષ્ણુમાં વાસ્તવ ભેદ નહિ, છતાં તેઓ तथापि भक्तिस्तरुणेन्दुशेखरे– ચંદ્રમૌલિ શિવમાં ભક્તિવાળા હોય છે; અને તેમનો આચાર તથા પૂજનસંભાર શૈવમતાનુસારી જેવો જ હોય છે.

સ્માર્ત સંપ્રદાય સાથે સગાઈ–સંબંધ ધરાવતા, પરંતુ કેવલ અદ્વૈત–દર્શનની પીઠ વિનાના અને દ્વૈત–દર્શનની પીઠ ઉપર ઘડાયેલા બે મતો શિવમાર્ગમાં ચાલે છે :—(૧) પાશુપત માર્ગ અને (૨) શૈવ માર્ગ. આ માર્ગના અનુયાયીઓ ગુજરાતમાં નથી, પણ દક્ષિણમાં છે. તટસ્થ ઈશ્વરકારણવાદ બ્રહ્મસૂત્ર પહેલાંનો છે કેમકે प्रत्युरसामंजस्यात् એ બ્રહ્મસૂત્ર તે મતનું ખંડન કરે છે, તેથી તે મતનું મંડન પ્રાચીન હોવું જોઈએ. જીવને 'પશુ' સંજ્ઞા, ઈશ્વર અથવા શિવને 'પતિ' સંજ્ઞા, પશુનો મોક્ષ કરવામાં ઈષ્ટ ક્રિયા તે યોગ, અને વ્રતચર્યા—જેવાં કે, સ્નાન, પૂજા, ભસ્મલિંગધારણ તે વિધિ; અને દુઃખાન્ત એટલે મોક્ષ—એ પાંચ પદાર્થોનું નિરૂપણ કરનાર શાસ્ત્રને પાશુપત દર્શન કહે છે. તેના પ્રણેતા નકુલીશ આચાર્ય થઈ ગયા. આ માર્ગની જ્ઞાનપદ્ધતિ સ્માર્તોના કેવલ–અદ્વૈત કરતાં જુદી છે પણ યોગ અને ચર્યા સરખાં છે, તેથી બાહ્યાચારમાં સ્માર્તો અને પાશુપતો સરખા હોય છે.

પરંતુ ખાખી, લિંગાયત, નાગડા, કાનફટા જોગીઓ પાશુપત મતના અનુયાયીઓ જણાય છે તેમના મહંતો સાથે વાતચીત કરતાં

મને સમજાયું છે કે તેઓ કેવલ અદ્વૈતને ઇષ્ટ માનતા નથી; પરંતુ જીવ-ઈશ્વર વચ્ચે પશુ તથા પતિનો, કાર્ય-કારણનો, પરતંત્ર તથા સ્વતંત્રતાનો, ભેદ માને છે. અગિયારમા સૈકામાં વીરશૈવો અથવા લિંગાયતના મતનો બલવાન પ્રસાર થયો જણાય છે; પરંતુ તે મતનો વેગ ગુજરાતમાં પહોંચ્યો જણાતો નથી.

દક્ષિણમાં વેદધર્મના જેટલો પ્રાચીન શૈવ આગમ સંપ્રદાય ચાલે છે. તપાસ કરતાં સમજાય છે કે તેલુગુ-દ્રાવિડ દેશમાં દેશભાષામાં લખાયેલા આગમ ગ્રંથો એટલા બધા છે કે તે ધર્મનું સ્વતંત્ર વાઙ્મય કહીએ તો ચાલે. આ ગ્રંથો સર્વવિદ્યાકર જેવા છે. તેમાં સર્વ શાસ્ત્રોનાં પ્રતિપાદ્યો લોકભાષામાં પ્રબોધવામાં આવ્યાં છે, અને શૈવમાર્ગનું વાઙ્મય ( શિવરહસ્યાદિ ઇતિહાસગ્રંથો ) પાછળથી ઉત્પન્ન થયું છે. દ્રાવિડોમાં દેશભાષાનું વાઙ્મય એટલું બધું વિશાળ છે કે સંસ્કૃત વાઙ્મય તો તેની છાયામાત્ર છે. શ્રીકંઠાચાર્ય અને તેમનું બ્રહ્મસૂત્ર ઉપરનું ભાષ્ય શિવસંપ્રદાયના પ્રાચીન અસ્તિત્વનું ભાન કરાવે છે. આગમો આર્યોના ન હોય તો દ્રવિડોના તો ખરાજ, અને રામાયણના ઇતિહાસથી અને રાવણના શિવભક્તપણાથી એટલું સાબિત થાય છે કે શિવભક્તિ ઘણી પ્રાચીન છે.

ઈશ્વરને સાપેક્ષ માની પતિ, પશુ અને પાશ-એ ત્રણ પદાર્થો માની, વિદ્યા, ક્રિયા, યોગ અને ચર્યા એ ચાર પાદ વડે શિવનો પ્રસાદ અથવા અનુગ્રહ સંપાદન કરી પરતંત્રતાની બેડી તોડી સ્વતંત્ર થવું એ આ સંપ્રદાયનું રહસ્ય છે. આ સંપ્રદાયના ખાસ અનુયાયીઓ ગુજરાતમાં નથી, જોકે સ્માર્ત શૈવો પોતાના આચારવિચારમાં પાશુપતો અને દક્ષિણ શૈવો જેવા હોય છે. જ્યારે સ્માર્ત શૈવો શિવ સંબંધમાં દુરાગ્રહી હોતા નથી અને ઇતર દેવની નિંદા કરતા નથી, ત્યારે પાશુપતો શિવના આગ્રહી હોય છે અને વૈષ્ણવોની નિંદા કરવા તત્પર હોય છે. જેઓ આગમાનુસારી શૈવો

હોય છે તેઓ ઇતર દેવની નિંદા નથી કરતા, પણ શિવની લીલા વિના અન્ય કોઈ દેવના મહિમાને માનતા નથી, અને મનુષ્યોનો અથવા જીવોનો ઇતિહાસ ગાવા કરતાં શિવની આગમમાં જણાવેલી લીલાઓને સત્ય માની તેનું જ ગાન કરે છે. પુરાણોમાં દેવોની સ્તુતિ–નિંદા આવે છે, પણ શૈવાગમ ગ્રંથોમાં અને મુખ્યત્વે કરીને શિવરહસ્યાદિ મહાભારત જેવામાં અન્ય દેવની નિંદાનો અભાવ અને શિવની સ્તુતિ જ આવે છે. આ અંશમાં શૈવાગમીઓ પાશુપતો કરતાં ધર્મવિવેકમાં ચડિયાતા છે.

જેમ કેવલ–અદ્વૈત માર્ગનો સ્માર્ત સંપ્રદાયનો શિવમાર્ગ છે, જેમ દ્વૈત દર્શનવાળો પાશુપતો અને આગમવાદીઓનો શિવમાર્ગ છે, તેમ શુદ્ધ અદ્વૈત માર્ગનો કાશ્મીરકોનો પણ એક શિવમાર્ગ છે. આ મતને માહેશ્વર મત કહે છે, અને તેમના દર્શનને ત્રિકદર્શન કહે છે, કારણ કે તે વિશ્વ, જીવ અને ઈશ્વરનો શુદ્ધ અદ્વૈતવાદ– માયાની છાંટ વિનાનો માને છે. ઈશ્વર ચેતન પોતે જ જગત તથા જીવરૂપે સ્વેચ્છાથી ભાસે છે. ચિત્‌શક્તિ પોતે જ પોતાની પીઠમાં જગચ્ચિત્ર આલેખે છે પોતે પોતાને ઢાંકે છે અને ઢાંકવાના પ્રભાવથી તે વ્યાપક ચિતિશક્તિ અણુભાવને પામે છે, અને તેને અણુતાનો, માયાનો અને કર્મનો પાશ લાગતાં તે માયાપ્રમાતા બને છે. આ પ્રમાણે પતિરૂપ ઈશ્વર સ્વશક્તિના આવરણ–બલથી પશુરૂપ અણુજીવ થાય છે. આ પદ્ધતિને અવરોહક્રમ કહે છે શક્તિના અને ગુરુના અનુગ્રહથી જ્યારે દીક્ષાના ક્રમમાં તેને આરોહક્રમનો વેગ મળે છે ત્યારે સ્વશક્તિના મોહમાંથી છૂટે છે, અને પોતાની સાચી ઓળખ અથવા પ્રત્યભિજ્ઞા કરે છે. આ પ્રત્યભિજ્ઞા દર્શન કાશ્મીરમાં ઉદય થયેલું ગણાય છે, અને તેના હાલ પ્રસિદ્ધ થયેલા ગ્રંથોનું અવલોકન કરતાં સમજાય છે કે તે દર્શનમાં અને સ્માર્ત સંપ્રદાયના અદ્વૈતદર્શનમાં સૂક્ષ્મ ભેદ છે. જ્યારે શાંકર અદ્વૈતદર્શન બ્રહ્મને નિર્વિ-

કલ્પ અથવા શાંત પ્રતિપાદન કરે છે, અને તેના વિકલ્પના હેતુરૂપે તત્ત્વ-અતત્ત્વથી અનિર્વચનીય માયાનો સ્વીકાર કરી વિશ્વતંત્રની વ્યવસ્થા કરે છે; ત્યારે કાશ્મીરકોનું આ શિવાદ્વૈતદર્શન માયાનો સ્વીકાર કર્યા વિના શિવ-શક્તિનું યામલરૂપ માને છે, તેમજ તેને સ્પંદવાળું સ્વીકારે છે; અને પ્રત્યભિજ્ઞાના ઉદયમાં અણુ ઉપાય, શાક્ત ઉપાય અને શાંભવ ઉપાય, એમ ત્રણ પ્રકારના કનિષ્ઠ, મધ્યમ, અને ઉત્તમ યોગનું વિધાન કરે છે. આ દર્શનમાં આત્મવ્યૂહ, વિદ્યાવ્યૂહ અને શિવવ્યૂહ એવા ત્રણ વ્યૂહમાં સાંખ્યોનાં પચ્ચીસ તત્ત્વો, માયા, કલા, વિદ્યા, ઈશ્વર, સદાશિવ, શક્તિ અને શિવ મળી છત્રીસ તત્ત્વો સ્વીકારે છે અને પચ્ચીસને અશુદ્ધ અધ્વાનાં, માયાદિ ૭ કંચુકોને મિશ્ર અધ્વાનાં, અને શુદ્ધ વિદ્યાદિ પાંચ તત્ત્વોને શુદ્ધ અધ્વાનાં માને છે. અધ્વશુદ્ધિ કરવામાં તેઓ મંત્રને અમોઘ સાધન માને છે. મંત્રશાસ્ત્રની અને તેના ભીતરમાં રહેલા ઉપાસનાકાંડની મીમાંસા આ દર્શન જેવી રીતે સ્પષ્ટ કરી શકે છે તેવું ઇતર દર્શન કરતું નથી. આ સંપ્રદાયનો મુખ્ય આધારગ્રંથ શિવસૂત્રો તથા શક્તિસૂત્રો છે. સ્પંદકારિકાદિ ગ્રંથો તેનું ઉપબૃંહણ છે.

વેદધર્મના યજ્ઞકાંડમાં જે અગ્નિરહસ્યની પ્રક્રિયા છે તેમાંથી બ્રાહ્મણ અને ઉપનિષદો દ્વારા શૈવસંપ્રદાયોનો પ્રસાર થયો જણાય છે. પ્રાચીન ઉપનિષદોમાં શિરોવ્રત, વિરજા દીક્ષા, પ્રણવની ઉપાસના, ઇત્યાદિ જાબાલ શાખામાં પ્રચલિત હતાં. આ શાખાના મહર્ષિઓ કંઈક અધિક ત્યાગ અથવા સંન્યાસપરાયણ વૃત્તિવાળા જણાય છે, કારણ કે ક્રમશઃ આશ્રમમાંથી આશ્રમમાં ચઢવાનો સામાન્ય નિયમ છે તેનો અપવાદ જાબાલઉપનિષદમાં यदिवेतरथा ब्रह्मचर्यादेव प्रव्रजेत् એ શ્રુતિમાં પ્રતિપાદન કરેલો જણાય છે અને તેને શ્રી શંકરાચાર્ય પ્રમાણવાક્ય માની સંન્યાસાશ્રમની ઉપપત્તિ કરે છે. સઘળા શૈવ સંપ્રદાયો, પછી તે સ્માર્ત મતને અનુસરતા હોય કે પાશુપત મતને અનુસરતા હોય, શૈવાગમને અનુસરતા હોય કે કાશ્મીરના પ્રત્ય-

ભિન્નદર્શનને અનુસરતા હોય, તે સર્વમાં તપ, વૈરાગ્ય અને ત્યાગનું પ્રાધાન્ય હોય છે અને લીલા, અનુરક્તિ અને સંસારનું ગૌણપણું હોય છે. તપ, વૈરાગ્ય અને ત્યાગના આવેશથી જો જ્ઞાન નથી હોતું તો આ સંપ્રદાયના અનુયાયીઓ અવધૂત બની સંસારી જનોના સુખદુઃખની સાચી કિંમત આંકી શકતા નથી અને કોમલભાવ વિનાના થઈ જાય છે. તત્ત્વજ્ઞાન સાથે તપ, વૈરાગ્ય અને ત્યાગ હોય છે તો આ સંપ્રદાયના અનુયાયીઓ ઘણા પ્રતાપી, શાંત અને નીડર હોય છે.

યોગજન્ય ઐશ્વર્યની વાસનાથી પ્રેરાયેલા અને જ્ઞાનવૈરાગ્ય વિનાના શૈવો આ માર્ગના અપધર્મવાળા હોય છે, અને ભૈરવ, જંગમ, અઘોરી, ઇત્યાદિ વિધર્મી હોય છે.

ઐશ્વર્યની વાસનાને વશ વર્તી કેટલાક રસેશ્વરવાદીઓ પણ થાય છે. કીમિયાના અને અજરામરતાના છંદમાં કેટલાક પડેલા હોય છે. રસદર્શન શૈવ દર્શન સાથે મળતું છે, પરંતુ તેની પરિભાષા ગોપ્યમાર્ગની અને ભ્રાંતિ ઉપજાવનાર હોવાથી તે રસદર્શનના સાચા ભાવિકો અથવા ઉપાસકો અને પ્રયોગશીલ મનુષ્યો નહિવત્ હોય છે. રસદર્શનના છૂટાછવાયા વિચારો આજસુધી માધવાચાર્યના સર્વ-દર્શન સંગ્રહમાંથી જાણવામાં આવ્યા છે. પરંતુ હાલ પ્રસિદ્ધ થયેલી આયુર્વેદીય ગ્રંથમાલામાં શ્રી શંકરાચાર્યના ગુરુ ગોવિન્દ ભગવાનનો રસહૃદયતંત્ર નામનો ગ્રંથ અવલોકતાં જણાય છે કે રસદર્શનનો પણ પ્રાચીન સંપ્રદાય હતો, અને તે સંપ્રદાયના પતંજલિ, વ્યાડિ, નાગાર્જુન આદિ ગુરુઓ થઈ ગયા છે. આ દર્શનના અનુયાયીઓ ચિદાત્માને રસરૂપ માને છે અને પ્રતિજ્ઞા કરે છે કે "જો સિદ્ધરસ પ્રાપ્ત થાય તો પૃથ્વીને જરા–મરણ વિનાની કરી નાખું." આ અસાધ્ય સિદ્ધિમાં તણાઈ ઘણાઓ કાદંબરીમાં વર્ણવેલા જરદ્ દ્રવિડ ધાર્મિક જેવા થઈ ગયેલા જણાય છે. પરંતુ આ સિદ્ધાંતમાં એક મોટો

એ છે કે દેહની અવગણના કરવાનો જે ધર્મસિદ્ધાંત છે તે ખોટો છે. મોક્ષરૂપ મોટો પુરુષાર્થ જ્ઞાન વિના સિદ્ધ થતો નથી; જ્ઞાન અભ્યાસ વિના સિદ્ધ થતુ નથી; અને અભ્યાસ દેહની સ્થિરતા વિના બનતો નથી. સિદ્ધરસ વડે દેહની સ્થિરતા જેઓ પ્રાપ્ત કરી શકે છે અને આરોગ્યાદિ સંપત્તિ મેળવી શકે છે તેઓ જ પરમેશ્વરની સાચી ઉપાસના કરી શકે છે ગોવિન્દાચાર્ય એક સ્થળે લખે છે :—

नहि देहेन कथचिद् व्याधिजरामरणदुःखविधुरेण
क्षणभगुरेण सूक्ष्म तद्ब्रह्मोपासितं शक्यम् ॥
यज्जरया जर्जरितं कासश्वासादिदुःखवशमाप्तम्
योग्य तन्न समाधौ प्रतिहतबुध्दीन्द्रियप्रसरम् ॥
अस्मिन्नेव शरीरे येषां परमात्मनो न संवेदः
देहत्यागादूर्ध्वं तेषां तद्ब्रह्म दूरतरम् ॥
ब्रह्मादयो यजन्ते यस्मिन् दिव्यां तनुं समाश्रित्य
जीवन्मुक्ताश्चान्ये कल्पान्तस्थायिनो मुनयः ॥
तस्माज्जीवन्मुक्तिं समीहमानेन योगिना प्रथमम्
दिव्या तनुर्विधेया हरगौरीसृष्टिमयोगात् ॥

"વ્યાધિ-જરા-મરણનાં દુઃખોથી સપડાયેલા ક્ષણભંગુર દેહ વડે સૂક્ષ્મ બ્રહ્મની શી રીતે ઉપાસના થાય ? જે દેહ જરાથી જર્જરિત હોય, શ્વાસ-હિક્કાદિ દુઃખોથી પરવશ પડ્યો હોય, તે દેહ સમાધિને લાયક નથી, કારણ કે તેમાં બુદ્ધિ તથા ઇન્દ્રિયોની ગ્રહણ-ધારણ શક્તિઓ હણાઈ ગયેલી હોય છે. જેઓ વર્તમાન દેહમાં પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકતા નથી તેમને મરણ પછી બ્રહ્મનું છેટું ઘણું રહે છે. દિવ્ય તનુને ધારણ કરી બ્રહ્માદિ પરમાત્માનું યજન કરે છે; તેવી રીતે જીવન્મુક્તો અને કલ્પાન્તસ્થાયી મુનિઓ પરમાત્માને યજે છે. જે યોગી જીવન્મુક્તિની ઇચ્છા રાખે છે તેણે પ્રથમ હરગૌરીના યોગ વડે દિવ્ય તનુને સંપાદિત કરવું જોઈએ."

ઉપરનાં વાક્યોથી સ્પષ્ટ થાય છે કે રસેશ્વર દર્શનનો મર્મ દેહને સ્થિર બનાવી પરમાત્મસાક્ષાત્કાર કરવાનો છે, કાંઈ ભોગ ભોગવવાનો નથી. આમ આ દર્શનની પીઠમાં ઈશ્વિરપરાયણતા રહેલી છે.

## વૈષ્ણવ સંપ્રદાયો

વિશિષ્ટ અદ્વૈત દર્શનની ભૂમિકા ઉપર રચાયેલા શ્રી રામાનુજ આચાર્ય (સને ૧૧૨૭)ના શ્રી-સંપ્રદાયના અનુયાયીઓ ગુજરાતમાં બહુ નથી; તેમ પૂર્ણપ્રજ્ઞ સંપ્રદાય અથવા બ્રહ્મ સંપ્રદાય પણ ગુજરાતમાં પ્રવર્તતો નથી. પરંતુ શ્રી રામાનુજ આચાર્યના સંપ્રદાયમાંથી પૃથક્ પડેલા રામાનંદી પંથના સાધુઓ ગુજરાતમાં છે. આ પંથમાં સુરદાસ, તુલસીદાસ આદિ મહાન ભક્તજનો થઈ ગયા છે અને જ્યારે વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ આ ચાર વ્યૂહમાં મૂલ શ્રી-સંપ્રદાયના અર્ચનનું પ્રાધાન્ય હતું ત્યારે આ પંથમાં અવતારવાળા શ્રીરામચંદ્રની ભક્તિનું પ્રાધાન્ય છે. આ પરંપરામાં થયેલા કબીર વિશિષ્ટ અદ્વૈત કરતાં કંઈક કેવલ અદ્વૈત-પક્ષપાતી થયા છે; નાનકે તે પંથમાંથી પંજાબમાં શીખ ધર્મની અવાન્તર શાખા સ્થાપી છે; અને સંતનામી સાધનાપંથી અને ખાસ અમદાવાદમાં દાદુપંથી (સને ૧૬૦૦) આ શાખાની પરંપરામાં થયા છે. પ્રખ્યાત નિશ્ચલદાસ, સુંદરદાસ, વગેરે મહાત્માઓ આ પંથમાં થયા છતાં કેવલ અદ્વૈતનો મહિમા ગાનારા થયા છે.

પ્રાચીન ભાગવત ધર્મની પ્રણાલિકામાં ઊતરી આવેલા વિશિષ્ટ અદ્વૈત સંપ્રદાય અને તેની અવાન્તર શાખાઓમાં ચિત્ અને અચિત્ —જીવ અને જગતથી વિશિષ્ટ બ્રહ્મ—જેને નારાયણ સંજ્ઞા આપવામાં આવે છે, તેની ભક્તિ અને પ્રપત્તિ મોક્ષનું મુખ્ય સાધન માનવામાં આવે છે.

વિશિષ્ટ પરબ્રહ્મનું યજન શ્રી-સંપ્રદાયવાળા પ્રતિમાઓમાં (અર્ચામાં રામાદિ અવતારી શરીરોમાં વિભવમાં), વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ એ ચાર વ્યૂહમાં, સર્વ જીવોમાં અધિવાસ કરી રહેલા અંતર્યામી ઈશ્વરમાં, કરવાનું વિધાન છે આ સંપ્રદાય જો કે ભક્તિપ્રધાન છે અને વિષ્ણુના જ મહત્ત્વને ગાનાર છે તો પણ તેની તત્ત્વદષ્ટિ ઘણી ઊંડી છે. કેવલ અદ્વૈત અને વિશિષ્ટ અદ્વૈતનાં મુખ્ય મંતવ્યોમાં કેવા પ્રકારનો ભેદ છે તે નીચેના કોષ્ટકથી સમજાશે.

કેવલ અદ્વૈત અને વિશિષ્ટ અદ્વૈતના દર્શનનાં મંતવ્યોમાં ભેદ.

| કેવલ અદ્વૈત દર્શન પ્રમાણે | વિશિષ્ટ અદ્વૈત પ્રમાણે |
|---|---|
| (૧) આત્મતત્ત્વ એક જ છે, અને અન્ય કોઈ પણ પરમાર્થ સત્ પદાર્થ નથી. | (૧) ચિદ્ અને અચિદ્‌થી વિશિષ્ટ આત્મા એક છે, અને તેના શરીરથી પૃથક્ કોઈ પદાર્થ સત્ નથી. |
| (૨) આત્મા સજાતીય, વિજાતીય, અને સ્વગત ભેદ વિનાનો અખંડૈકરસ છે. | (૨) આત્મા સ્વજાતીય જીવોથી અને વિજાતીય જડ પદાર્થોથી, અને સ્વગત કલ્યાણકારક ગુણોથી ભિન્ન છે, અર્થાત્ અંતર્ગત ભેદવાળો છે. |
| (૩) આત્મા નિર્વિશેષ છે; આવો છે, તેવો છે, ઇત્યાદિ પ્રકારે વર્ણવવો અશક્ય છે. | (૩) આત્મા સવિશેષ છે, સર્વજ્ઞત્વ, નિત્યત્વ, વ્યાપિત્વ ઇત્યાદિ વિશેષયુક્ત, અને તે તે ગુણો દ્વારા વર્ણવી શકાય તેવો છે. |

| | |
|---|---|
| (૪) નિર્વિશેષ છે માટે નિર્ગુણ છે. તેમાં કલ્યાણકારક ગુણોનો પણ વાસ્તવ સદ્ભાવ નથી. | (૪) આત્મા સ્વભાવથી જ નિષ્પાપ અને કલ્યાણ-ગુણોથી પૂર્ણ છે. તેમાં ગુણોનો સદ્ભાવ નથી. |
| (૫) જ્ઞાનરૂપ ગુણ પણ તેમાં નથી, પરંતુ પોતે જ્ઞાન-સ્વરૂપ છે. | (૫) જ્ઞાનસ્વરૂપ થતાં જ્ઞાનગુણના આશ્રયરૂપ છે. ગુણજ્ઞાન-સ્વરૂપ જ્ઞાનથી જુદુ છે. |
| (૬) આથી આત્મા ખરી રીતે જ્ઞાતા નથી, અને જ્ઞાતા તરીકે માત્ર ઉપચાર થાય છે. | (૬) આથી વસ્તુતઃ તે જ્ઞાતા છે. અને તેથી વિજ્ઞાતા છે—જાણનાર છે, એવો વ્યવહાર થાય છે. |
| (૭) પરમાત્મા પોતાના રૂપે કૂટસ્થ નિત્ય છે, અને સ્વ-ભાવથી જ અદ્વિતીય છે. | (૭) પરમાત્મા સ્વભાવે કૂટસ્થ-નિત્ય છે; અને વિશિષ્ટ રૂપે પરિણામિનિત્ય છે. વિશિષ્ટ રૂપે અદ્વિતીય છે. |
| (૮) ખરી રીતે જ્ઞેયત્વ પણ તેનામાં નથી, પોતે પોતાનો આશ્રય અને વિષય બને એ અસંભવિત છે. | (૮) તેનામાં જ્ઞેયત્વ છે. ગુણ—જ્ઞાન સ્વરૂપજ્ઞાન કરતાં જુદું હોવાથી આત્મા જ્ઞાનનો આશ્રય અને જ્ઞાનનો વિષય થઈ શકે છે. |
| (૯) ઉપરનાં કારણોથી બ્રહ્મ અદ્વૈત છે. | (૯) બ્રહ્મ અદ્વૈત—ખરું, પણ તે પ્રકારનું અદ્વૈત નહિ, પરંતુ પ્રકારીનું અદ્વૈત. બ્રહ્મના જીવ અને જડ પદાર્થો પ્રકારો છે; તે અનંત છે, પરંતુ તે જેનો પ્રકાર છે એવું પ્રકારી બ્રહ્મ એક છે. |

(૧૦) પરમાત્મા સન્માત્ર હોવાથી જ્ઞાન પણ સત્તારૂપ હોઈ તે સદ્વસ્તુને વિષય કરતું નથી.

(૧૦) ગુણજ્ઞાન સન્માત્ર નથી, પરંતુ સત્તાને વિષય કરનારું છે.

(૧૧) માયાની ઉપાધિને લઈ પરમાત્માનું ઈશ્વરત્વ છે. અવિદ્યાની ઉપાધિને લઈ તે જ આત્માનું જીવત્વ છે. જડ વિશ્વ પ્રાતિભાસિક હોવાથી મિથ્યા છે. આ રીતે એક જ તત્ત્વ છે.

(૧૧) પરમાત્મા સ્વયં ઈશ્વર છે. તેના શરીરભૂત જીવવર્ગ, અને જડવર્ગ તેનાથી ભિન્ન છે. તેથી ચિદ્, અચિદ્, અને ઈશ્વર એવાં ત્રણ તત્ત્વો છે.

(૧૨) પરમાત્માથી અભિન્ન છતાં ભિન્નવત્ દેખાતી ત્રિગુણાત્મિકા પરમાત્મશક્તિને અજ્ઞાન, માયા ઇત્યાદિ શબ્દથી ઓળખવામાં આવે છે. તે ઉપાધિથી યુક્ત પરમાત્મા જગતની મૂલપ્રકૃતિ છે.

(૧૨) પરમાત્માથી વાસ્તવ જુદું ત્રિગુણવાળું પ્રધાન જગતની મૂલપ્રકૃતિ છે.

(૧૩) અજ્ઞાન વડે પરમાત્મામાં જગત ભાસે છે. આને વિવર્તવાદ કહે છે.

(૧૩) પ્રધાન પોતે જ અંતર્યામી ઈશ્વરના સાન્નિધ્યને લઇ જગદાકાર પરિણામ પામે છે, આને પરિણામવાદ કહે છે.

(૧૪) પરમાત્માના વિવર્તરૂપ આ પ્રાતિભાસિક જગત મિથ્યા છે, સત્ય નથી.

(૧૪) પ્રધાનના પરિણામરૂપ જગત સત્ય છે, મિથ્યા નથી.

| | |
|---|---|
| (૧૫) અનિર્વચનીય જગત અજ્ઞાન દોષથી ભાસે છે તેથી જ્ઞાનપ્રક્રિયામાં અનિર્વચનીય ખ્યાતિનો સ્વીકાર છે. | (૧૫) વસ્તુતઃ જગત સાચું દેખાય છે તેથી જ્ઞાનપ્રક્રિયામાં સત્ખ્યાતિનો સ્વીકાર છે. |
| (૧૬) શુક્તિરજત સ્થલે છીપમાં રૂપાનો ભાસ થવાના ભ્રમ સ્થાને તથા સ્વપ્નમાં અનિર્વચનીય પદાર્થો માત્ર ભાસે છે | (૧૬) શુક્તિરજતમાં અને સ્વપ્નમાં સત્ય પદાર્થો જ ભાસે છે. એટલે કે જે હોય છે તે જ ભાસે છે. |
| (૧૭) શાસ્ત્ર પણ જગતમાં પડતું હોવાથી અસત્ય છે; તો પણ સ્વપ્નપદાર્થવત્ તત્ત્વજ્ઞાનના સાધનરૂપ થાય છે. | (૧૭) શાસ્ત્ર સત્ય હોવાથી તે તત્ત્વજ્ઞાનનું સાધન છે. અસત્યમાં સત્યની ઉત્પત્તિ થાય છે. |
| (૧૮) અર્થજ્ઞાનનાં સાધનરૂપ પ્રમાણે છ છે: પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ. | (૧૮) અર્થજ્ઞાનનાં સાધનભૂત પ્રમાણો પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ, એ ત્રણ છે. |
| (૧૯) પ્રમાણ વડે જે જ્ઞાન થાય છે તેમાં અંતઃકરણ જ્ઞાનનું અભિવ્યંજક છે. | (૧૯) જીવમાં પ્રમાણો વડે ઉત્પન્ન થતું જ્ઞાન હોય છે. |
| (૨૦) પરમાત્માથી અભિન્ન જીવો પણ પરમાત્માની પેઠે જ્ઞાનરૂપ છે, અને જ્ઞાનના આશ્રયરૂપ નથી. તેમનું જ્ઞાતૃત્વ કહેવાય છે તે અંતઃકરણરૂપ ઉપાધિને | (૨૦) પરમાત્માથી ભિન્ન જીવો પરમાત્માના શરીરભૂત છે છતાં જ્ઞાનસ્વરૂપ તથા જ્ઞાનગુણવાળા છે અને તેમનું જ્ઞાતૃત્વ ખરું છે; ઔપચારિક નથી. |

| | |
|---|---|
| લઈને કહેવાય છે. | |
| (૨૧) જ્ઞાનના આશ્રય રૂપે જણાતો અહં શબ્દનો અર્થ અંતઃકરણનું રૂપવિશેષ છે એટલે અહંકાર છે. જીવાત્મા અહં શબ્દનો ખરો અર્થ નથી. | (૨૧) જ્ઞાનના આશ્રયરૂપ અહં પદાર્થ જીવ જ છે. તેનાથી પૃથક્ અહંકાર નામનો પદાર્થ છે. |
| (૨૨) જીવ વિભુ છે. | (૨૨) જીવ અણુ છે. |
| (૨૩) સ્વરૂપે કરીને શરીરના સર્વ-અવયવોમાં તે ફેલાયેલો છે. | (૨૩) જ્ઞાન દ્વારા શરીરના સર્વ અવયવોમાં તે પ્રસરેલો છે. |
| (૨૪) જીવ બ્રહ્મરૂપ હોવાથી ખરી રીતે એક છે. જીવનું અનેકપણું ઉપાધિને લીધે છે. | (૨૪) જીવો વસ્તુતઃ અનેક છે. જીવનું અદ્વૈતપણું તે પ્રકારનું અદ્વૈતપણું છે; એટલે કે જીવજાતિ એક છે. |
| (૨૫) વિવેક, વૈરાગ્ય, શમાદિ ૭ દૈવી સંપત્તિ અને મુમુક્ષુના પછી બ્રહ્મવિચારરૂપ મીમાંસાશાસ્ત્રનો આરંભ છે. | (૨૫) કર્મ સ્વરૂપના જ્ઞાન પછી બ્રહ્મવિચારનો આરંભ છે. |
| (૨૬) પ્રત્યક્ષ સામગ્રી ઊભી હોય તો શબ્દ પણ પ્રત્યક્ષ જ્ઞાનનો જનક થાય છે. | (૨૬) શબ્દથી ઉત્પન્ન થતું જ્ઞાન પરોક્ષ હોય છે, કદી અપરોક્ષ હોતું નથી. |
| (૨૭) મહાવાક્યો વડે આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થતાં જ અવિદ્યા નિવૃત્ત થાય છે. | (૨૭) મહાવાક્યો વડે ઉત્પન્ન થતી ભાવના અથવા ઉપાસનાની દૃઢતા વડે પરમાત્મા પ્રસન્ન થાય છે. |
| (૨૮) સુખદુઃખથી પર આત્માનો સાક્ષાત્કાર થયા પછી જીવતાં જ મોક્ષ સિદ્ધ થાય છે. | (૨૮) લૌકિક શરીરની વિદ્યમાનતા સમયે સુખદુઃખનો અનુભવ આવશ્યક હોવાથી જીવનો કદી મોક્ષ થતો નથી. |

| | |
|---|---|
| (૨૯) પ્રારબ્ધ કર્મનો ક્ષય થતાં શરીર છૂટયા પછી સ્વરૂપાવસ્થિતિરૂપ મોક્ષ થાય છે. | (૨૯) પ્રારબ્ધ કર્મનો ક્ષય થયા પછી લૌકિક દેહ પડયા પછી દિવ્ય દેહની પ્રાપ્તિ થાય છે. |
| (૩૦) સ્વરૂપાવસ્થિતિ મરણ પછી થાય તેને વિદેહમુક્તિ કહે છે. | (૩૦) મરણ પછી દિવ્ય તનુ મળ્યા પછીનું 'પરમેશ્વરનું' સામ્ય મેળવવું એ જ મુક્તિ છે. |
| (૩૧) મુક્તિમાં અહંભાવ હોતો નથી. | (૩૧) મુક્તિ- અવસ્થામાં પણ અહંભાવ હોય છે. |
| (૩૨) મુક્તિસમયે જીવ-બ્રહ્મનો ભેદ હોતો નથી. | (૩૨) મુક્તિસમયે જીવ-બ્રહ્મનો ભેદ હોય છે. |
| (૩૩) આ અવસ્થામાં લેશ પણ દુઃખ નથી, તેમ સુખ પણ નથી. | (૩૩) આ અવસ્થામાં દુઃખલેશ વિનાનું સુખનું આધિક્ય અનુભવાય છે |

શ્રી રામાનુજ આચાર્યના સપ્રદાય અને તેની અવાન્તર શાખાઓના સાચા અનુયાયીઓમાં અનુકંપા, મૃદુતા, પવિત્રતા ઇત્યાદિ ઘણા આકર્ષક ગુણો ઝળકે છે જ્યારે કેવલ અદ્વૈત સંન્યાસપરાયણ છે, ત્યારે વિશિષ્ટ અદ્વૈત કલ્યાણપરાયણ છે આ સંપ્રદાયના સાધુ પુરુષો જનતાનાં હિતનાં કાર્યો કરવામાં ઘણી સારી સહાનુભૂતિ આપે છે. જગતને તૃણવત્ ગણવાની ખુમારી, અને જગતમાં કલ્યાણગુણોની વૃદ્ધિ કરવી—આ બે ભાવનાઓ કેવલ અદ્વૈત અને વિશિષ્ટ અદ્વૈતના દર્શનભેદથી પ્રકટેલી છે દર્શનભેદ હોવાથી તથા ભાવનાભેદ હોવાથી કૃતિમાં પણ ભેદ હોય છે. જગત તુચ્છ છે, માયિક છે, એ મંતવ્યના પ્રભાવથી જનકલ્યાણનાં કાર્યોમાં કેવલ-અદ્વૈતીને આવેશ આવતો

નથી; જ્યારે જગત સાચું છે, પ્રભુનું શરીર છે, એ મંતવ્યના પ્રભાવથી વિશિષ્ટ અદ્વૈત વિશ્વહિતનો આવેશ પ્રકટાવે છે.

કેવલ અદ્વૈત અને વિશિષ્ટ અદ્વૈતના મધ્યમાં શુદ્ધ અદ્વૈતનો કાશ્મીરકોનો શૈવ સંપ્રદાય છે તેવો વૈષ્ણવોનો પુષ્ટિ સંપ્રદાય છે. આ સંપ્રદાયનું મૂલ ખરી રીતે શ્રી શંકરાચાર્યના પહેલાં થઈ ગયેલા વિષ્ણુ સ્વામીના સિદ્ધાન્તમાં રહેલું છે, પરંતુ તે સંપ્રદાયનો પુનરુદ્ધાર સોળમા સૈકામાં શ્રી વલ્લભાચાર્યે કર્યો છે. આ સંપ્રદાયમાં માયાના સ્પર્શ વિના બ્રહ્મતત્ત્વ જેને વિષ્ણુ, કૃષ્ણ ઇત્યાદિ દેવભાવથી ઓળખવામાં આવે છે તે જીવ તથા જગતરૂપે પરિણમે છે, અને પરિણામ પામતાં છતાં તે અવિકૃત ભાવવાળું રહે છે. જેમ સુવર્ણ ઘરેણાના રૂપમાં પલટાય તોપણ સુવર્ણરૂપે ઓળખાય છે, તેમ બ્રહ્મ જીવ અને જગતરૂપે પરિણમે છે તે માત્ર લીલારૂપે જ પરિણમે છે. આ સ્થિતિને અવિકૃત પરિણામ કહે છે. જેમ પ્રત્યભિજ્ઞા-દર્શનમાં જીવને શિવ તરીકે ઓળખવાનો છે, તેમ પુષ્ટિસંપ્રદાયમાં જીવ વિષ્ણુ ભગવાનનો પ્રસાદ મેળવી મર્યાદાભાવથી છૂટે છે. શ્રવણ-કીર્તનાદિ નવ પ્રકારની સાધન-ભક્તિ વડે સાધ્ય પરાભક્તિ સિદ્ધ થવાથી મોક્ષ મળે છે. નારદ તથા શાંડિલ્યાદિ મહર્ષિઓનાં ભક્તિસૂત્રોમાં પરમેશ્વરમાં નૈસર્ગિક પ્રેમને પ્રકટાવવાનું જે વિધાન છે, તેનું બીજ છાંદોગ્યની શાંડિલ્યવિદ્યામાં, અને નારદસનત્કુમાર સંવાદમાં છે, અને તેની પરંપરામાં તત્ત્વજ્ઞાન ગૌણ અને ભક્તિનું પ્રાધાન્ય સ્વીકારી જીવાત્મા અને પરમાત્મામાં અંશાંશીભાવ, અથવા કાર્યકારણભાવ પ્રમાણભૂત મનાતાં ભક્તિ દ્વારા ભેદવિલોપન કરવાનું ઉપસ્થિત થયેલું જણાય છે.

શ્રીમદ્ વલ્લભાચાર્યની ગુરુપરંપરા વિષ્ણુ સ્વામીથી જ્ઞાનદેવ, તેમનાથી ત્રિલોચન અને તેમનાથી શ્રી વલ્લભ—એમ ઊતરી આવેલી જણાય છે. શ્રીમદ્ વલ્લભાચાર્યના પુત્ર શ્રી વિઠ્ઠલનાથજીના સાત

પુત્રોની સાત ગાદીઓના આચાર્યો વડે આ સંપ્રદાય પ્રસાર પામ્યો છે અને ગુજરાતમાં આ સંપ્રદાયના લોકો ઘણા છે.

ઉપર કહી ગયા તેમ, જેમ કેવલ અદ્વૈત સંપ્રદાયના ધર્મમાં તત્ત્વજ્ઞાનને અભાવે ત્યાગના આડંબરથી અપધર્મતા ઊભી થવાનો સંભવ છે; જેમ વિશિષ્ટ અદ્વૈત સંપ્રદાયમાં પણ આ સાચી પ્રપત્તિના અભાવે આહારશુદ્ધિની જ ભાંજગડથી અપધર્મતા ઊભી થવાનો સંભવ છે; તેમ શુદ્ધ અદ્વૈત શાખામાં ભક્તિનું નિર્દોષ સ્વરૂપ ન સમજાય તો મનુષ્યના શરીર માત્રના સંતર્પણ વડે અપધર્મ જામે છે. આ દોષો સંપ્રદાયના દર્શન, ભાવના અને કૃતિ એ ત્રણેનો સમન્વય ન થવાથી ઊભા થાય છે. જેઓ શુદ્ધ નિશ્ચયવાળા હોય છે તેઓ સંપ્રદાયના લક્ષ્યની સિદ્ધિ કરી શકે છે.

આ સંપ્રદાયના સાચા ભક્તજનો જનજલ્પનિર્ભય હોય છે, ભગવાનના પ્રેમથી રંગાયેલા હોવાથી હૃદયની કોમળતાવાળા હોય છે અને સંસારના સઘળા મધુર ભાવોને સમજવાની કુશળતાવાળા હોય છે. આ સંપ્રદાયના આચાર્યશ્રીએ પ્રસ્થાનત્રયી ઉપર ભાષ્યો રચ્યાં છે. તેમના દર્શનના ગ્રંથોની સર્વાંશ શોધખોળ થાય તો ઊછરતી પ્રજામાં સંપ્રદાયવિશુદ્ધિની સારી સમજણ થવાનો સંભવ છે.

ગુજરાતમાં સદાચારની સારી છાપ આપનાર અને જડ મનુષ્યોને સુનીતિના માર્ગે ચલાવવામાં સરળ ઉપદેશ આપનાર વિશિષ્ટ-અદ્વૈતી શ્રી સહજાનંદ સ્વામીના છેવટના શતકના સ્તુત્ય પ્રયત્ન પ્રતિ પણ ધ્યાન ખેંચવાની જરૂર છે. તેમના સંપ્રદાયને ઉદ્ધવસંપ્રદાય નામ અપાયું છે

શ્રી સહજાનંદ સ્વામીએ ધર્મપ્રસારણ સંસ્કૃત ભાષા દ્વારા કરવા કરતાં લોકભાષામાં કર્યું છે; અને તેટલા અંશમાં તથા તેમના જીવનની સાદાઈને લીધે અને પારકા સિદ્ધાંતો સાથે દ્વેષબુદ્ધિના અભાવને લીધે તેમને ગુજરાતના અર્વાચીન કાળના ગૌતમ બુદ્ધ

કહીએ તો તેમાં અતિશયોક્તિ નથી. તેમના સંપ્રદાયનું દર્શન વિશિષ્ટ અદ્વૈત છે, અને ધમ, જ્ઞાન, વૈરાગ્ય ઉપરાંત શૈવો ઐશ્વર્યની કિંમત આંકે છે, ત્યારે આ સપ્રદાયવાળા "સ્વધર્મ, આત્મજ્ઞાન, વૈરાગ્ય, પોતાના સ્વરૂપનું જ્ઞાન અને પોતાની માહાત્મ્યે સહિત ભક્તિ", એ પાચ મુદ્દાને મહત્ત્વના માને છે. શ્રી સહજાનંદ સ્વામીનાં ઉપદેશવાક્યોનો સગ્રહ જે 'વચનામૃત'માં થયેલો છે, તેમાં આ પાંચ મુદ્દાનો વિસ્તાર લોકભાષામાં સરળતાથી કર્યો છે. પોતાના સિદ્ધાંતનો મર્મ તેમણે સ્પષ્ટ રીતે નીચે પ્રમાણે લોયાના વચનામૃતમાં કહ્યો છે:

"અમારો અભિપ્રાય ક્યો થોડાકમાં કહીએ જે જેવી રીતે શંકર સ્વામીએ અદ્વૈત બ્રહ્મનું પ્રતિપાદન કર્યું છે તેને વિષે તો અમારે રુચિ નથી, તથા રામાનુજ સ્વામીએ જેવી રીતે ક્ષર અક્ષર થકી પર જે પુરુષોત્તમ ભગવાન્ તેનું નિરૂપણ કર્યું છે તે પુરુષોત્તમ ભગવાન્ વિષે તો અમારે ઉપાસના છે; તથા ગોપીઓના જેવી તો એ પુરુષોત્તમ ભગવાન્ વિષે અમારે ભક્તિ છે તથા શુકજીના જેવો તથા જડભરતના જેવો અમારે વૈરાગ્ય છે અને આત્મનિષ્ઠા છે. એવી રીતે અમારો અભિપ્રાય તથા રુચિ છે. તે અમારી વાર્તાઓ કરીને તથા અમે માન્યા જે અમારા સંપ્રદાયના ગ્રંથ તેણે કરીને જો પૂર્વાપર વિચારીને જુએ તો જે બુદ્ધિમાન હોય તેના જાણવામાં આવે છે."

આથી શ્રી સહજાનંદના અભિપ્રાય પ્રમાણે તેમનું દર્શન વિશિષ્ટ અદ્વૈત છે. તેમની ભાવના પુરુષોત્તમ એટલે ક્ષર અને અક્ષરથી પર વસ્તુવિષયક છે; તેની બાહ્ય પૂજા શ્રીજી મહારાજના અવતારી શરીરમાં સ્વીકારી છે; અને જ્ઞાનવૈરાગ્યાદિ સાધનો ભક્તિનાં પરિપોષક તરીકે સ્વીકાર્યાં છે.

આ જમાનાનાં કેળવાયેલાં સ્ત્રીપુરુષોને સંપ્રદાયધર્મોના આચારવિચાર ન રુચે તે સ્વાભાવિક છે, પરંતુ ધર્મશૈથિલ્ય કરનાં ધર્મતત્ત્વનો નિર્ણય તેઓ સ્વતંત્ર બુદ્ધિથી કરી શકતા હોય, અથવા

તો દ્વૈત, દ્વૈતાદ્વૈત, અથવા અદ્વૈત દર્શનના કોઈપણ દર્શન ઉપર પ્રાચીન સમયમાં જે મીમાંસા થઈ છે તે મીમાંસાનો ન્યાયાનુસાર સ્વીકાર થતો હોય તો તે દર્શનને અનુસાર તેમણે પોતાની ઈશ્વરવિષયક ભાવના ઘડવી જરૂરી છે, અને તે ભાવનાનુસાર તેમના જીવનની સઘળી પ્રવૃત્તિઓ રચવી જરૂરની છે. જો દર્શનાનુસારી ભાવના અને કૃતિની યોજના કરે તો જ તેઓ ધાર્મિક જીવન ગાળતા ગણાય, અને તેમ થાય તો જ ધર્મપાલનજન્ય શાંતિ મળવા સંભવ છે. પરંતુ કેવલ ધર્મનો વિચાર કરવા માત્રથી અને આચારને સગવડિયો પદાર્થ માનવાથી તો ધર્મશૈથિલ્ય વિના બીજું કંઈ પરિણામ પ્રકટે નહિ, અને ધર્મની શિથિલ-ભાવનાવાળા મનુષ્યો સમાજનું નાવ ઇષ્ટ ભૂમિ તરફ લઈ જવાને બદલે હાલડોલ કરે, અને સમાજનાં બંધારણોમાં ધર્મને ગૌણ કરી અર્થ તથા કામને પ્રાધાન્ય આપવાનાં જે માઠાં પરિણામો પ્રકટે તેમાં તેઓ નિમિત્ત થવાનો સંભવ ઊભો કરે છે, એ પ્રત્યેક વિચારશીલને સમજાય તેમ છે.

સંપ્રદાયધર્મોની કાળી બાજુ છે તેની કોઈ ના પાડતું નથી, પરંતુ તેની ઊજળી બાજુ તરફ અલક્ષ કરવા જેવું નથી, અને કેવલ અસાંપ્રદાયિક ધર્મનું વિવેકથી પાલન કરનાર વિશ્વવ્યવસ્થામાં વધારે ઉપકારક છે એ જ આ વિષયચર્ચાનું તાત્પર્ય છે. ધર્મ-વસ્તુનો નિર્ણય થયા પછી " સર્વતન્ત્રસ્વતન્ત્ર " રહેવાને કોઈ ના પાડતું નથી. પ્રાચીન મહર્ષિઓ તે પદવીને તે તે તંત્રની શિષ્ટમર્યાદાના પાલન વડે મેળવી શક્યા હતા. પરંતુ ધર્મ કંઈ સ્વૈરબુદ્ધિથી ઊભો થયેલો પદાર્થ નથી, પરંતુ આત્માના વિકાસનું આત્માએ ઊભું કરેલું સંયમનું બંધન છે. જેઓ યથાર્થ સંયમી થાય તેઓ જ ધર્મરહસ્યને સમજે છે, અને તેઓ જ ધર્મનું વિધાન કરી શકે છે. સ્વયંપ્રકાશ પરમાત્મા પણ તેને જ आविरावीर्मएधि એ શ્રુતિ અનુસાર હૃદય તથા નેત્ર આગળ પ્રકટ રહ્યા કરે છે.

( ૩૧-૩-'૨૦ : ૬ ઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ )

# 'અરવિંદ ઘોષનું તત્ત્વજ્ઞાન'*

મનુષ્ય–આત્માના ઊંડા મર્મો પકડવાનાં ત્રણ જ દ્વાર આપણને પ્રાપ્ત છે: મન, વાણી અને કર્મ. તેમાં પણ આત્માના સામર્થ્યનો ઓઘ જેટલું મન ઝીલે છે, તેનો ઘણો થોડો ભાગ વાણીમાં ઊતરે છે, અને કૃતિમાં તો તેનો શતાંશ જ ઊતરે છે. આથી તુરીયં વાચં મનુષ્યા વદન્તિ એમ વેદશ્રુતિ આપણને સ્પષ્ટ જણાવે છે કે વૈખરી વાણીમાં મનુષ્યો વાગ્દેવીના ચોથા ભાગને જ પ્રગટ કરી શકે છે. હાલના ભૌતિક સ્વરાજ્ય મેળવવાના આવેશવાળા સમયના ભેરીનાદમાં અલૌકિક અથવા અધ્યાત્મસ્વરાજ્યની સિદ્ધિ કરવાની દેવઘંટડી કોણ સાંભળે છે? ભૂતમાત્ર ઉપર આપણું સામ્રાજ્ય થાય તો પણ "અમૃતત્વની આશા વિત્તથી નથી" એવું કહેતા મહર્ષિ યાજ્ઞવલ્કયની મૈત્રેયી પ્રતિની સનાતન સત્યની ઘંટડી આપણી પ્રજાના અંતઃકરણમાં ક્યારે વાગશે? બાહ્ય અથવા બહિઃપુરના તુમુલ યુદ્ધમાં જેમને ઊતરવું છે તે ભલે ભેરીનાદથી સમરાંગણમાં આવી પોતાના કર્મનું ફલ કોઈ "પુરુષોત્તમ"ને નિષ્કામ ભાવે અર્પે; તેની ઉપયોગિતામાં અમારે વિવાદ નથી. પરંતુ બહિઃપુરનું જ વીરત્વ છે એમ નથી, પણ અંતઃપુરનું પણ વીરત્વ હોય છે. સૂર્યના બહારના દાહ–પ્રકાશની જેટલી ઉપયોગિતા છે, તેટલી જ ઘરના અંદરના અગ્નિની

* એ નામના શ્રી. મોતીલાલ જેઠાલાલ મહેતાના પુસ્તક પરનો અવલોકન-લેખ; પ્રગટ 'ચેતન'–જાન્યુ-ફેબ્રુ, ૧૯૨૧.

દાહ-પ્રકાશની છે. સંસારયજ્ઞનો આરંભ ગાર્હપત્ય અગ્નિથી થાય છે. દક્ષિણ, આહવનીય, વગેરે ત્યારપછીના છે.

અધ્યાત્મ-કાળની મધુર ઘંટડી ગુજરાતી ભૂમિમાં "અરવિંદ ઘોષના તત્ત્વજ્ઞાન"થી વગાડવામાં આવી. બાબુ અરવિંદના નામથી ભાગ્યે જ આ જમાનાનો કોઈ સંસ્કારી મનુષ્ય અજાણ્યો હશે. તેમની વાણીના શાંત પરિભાવથી અને તેજસ્વી તપથી ભારતવર્ષ એક રીતે પવિત્ર થયેલું છે. ગુજરાત સાથે તો તેમણે મમત્વનો સંબંધ બાંધ્યો હતો, અને વડોદરા કૉલેજના સમર્થ અધ્યાપક તરીકેનાં તેમનાં સંસ્મરણો અદ્યાપિ યુનિવર્સિટીમાં શિક્ષિત થયેલા ઘણા મધ્યમાયુ પુરુષોને તરવરતાં છે. તેઓનું રાજ્યતંત્ર સંબંધી જીવન હાલતો અસ્તપ્રાય જેવું છે; પરંતુ તેમનું ધર્મતંત્ર જીવન પોંડિચેરીની પરભૂમિમાં કોઈ નવા વેગથી ઝળકે છે. તે પરભૂમિમાં ઊગેલો સૂર્ય આપણી ભૂમિને 'આર્ય' નામના એક અંગ્રેજી માસિકથી અને અન્ય નિબંધો અને લેખોથી પરાવર્તન પામી પ્રકાશ આપે છે. તેમના વિચારોના પ્રકાશનું મુખ્ય સાધન અંગ્રેજી ભાષા છે. અને તે ભાષા ઉપર તેમની શક્તિ એટલી બધી કેળવાયેલી છે કે તેને તેમની માતૃભાષા કહીએ તો ચાલે.

"આર્ય" માસિકમાં સને ૧૯૧૬ થી ૧૯૧૯ સુધીમાં પ્રસિદ્ધ થયેલા અંગ્રેજી નિબંધો અને લેખો ઉપરથી તેમના તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ ગુજરાતી ભાષામાં પ્રતિબિંબિત કરવાનો ઘણો સ્તુત્ય પ્રયત્ન રા. મોતીલાલ જેઠાલાલ મહેતાએ કરેલો છે. અઢીસો પાનાની આ અમૂલ્ય અધ્યાત્મ-વિચારોની મણિમાલા કંઠસ્થ ન થાય તો સ્મરણી તરીકે ફેરવવાની પ્રત્યેક ગુજરાતી વિચારશીલ વાચકને અમે ભલામણ કરીએ છીએ...

ધર્મજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના સંબંધમાં વદવું જેટલું સહેલું છે તેટલું અનુવદન સહેલું નથી. પરચિત્તના વિચારો જ વાણીમાં ઊતર્યા છે તેનું યથાર્થ પ્રતિબિંબ પોતાના વિચારો અને પોતાની

વાણીમાંથી પોતાના વિચાર અને વાણીના વલણ વિના પ્રગટ કરવું એ ઘણું કઠિન છે. તેમાં ઉભય ભાષા ઉપરના સમાન સામર્થ્યની અને મૂળ લેખકના ચિત્ત સાથેના સમાન ધર્મના ઉદયની જરૂર છે. શ્રી મહેતાનો અનુવાદ મૂલ પ્રકૃતિની સુંદર છાયા આપે છે, અને મૂલ લેખક પ્રતિનાં તેમનાં આદર અને ભક્તિ તેમની ભાષામાં સાચો પ્રસાદ લાવી શક્યાં છે.

બાબુ અરવિંદનું તત્ત્વજ્ઞાન જ્યાં સુધી તેમના સઘળા વિચારોનું એકીકરણ ન થાય ત્યાં સુધી સ્વતંત્ર દર્શનરૂપે ગણી શકાય તેમ નથી. અનુવાદક પોતે લખે છે : "શ્રી અરવિંદ બાબુની ફિલસૂફી કાંઈક અંશે ડાર્વિનના મતને મળતી આવે છે, અને અહીં આપણા તૈત્તરીય ઉપનિષદને મળતી આવે છે. ડાર્વિને મનુષ્યની ઉત્પત્તિની શોધ કરી છે, જ્યારે અરવિંદે મનુષ્યની ઉત્પત્તિ ઉપરાંત મનુષ્યની વર્તમાન સ્થિતિ શી છે અને મનુષ્યનું છેવટનું ધ્યેય શું છે તે પણ બતાવ્યું છે. સત્, ચિત્, આનંદ, વિજ્ઞાન, મન, પ્રાણ અને શરીર આ સાત વસ્તુ છે. પહેલાં ત્રણ તે વસ્તુનું સ્વરૂપ છે; છેલ્લાં ત્રણ તે વસ્તુનાં રૂપ છે. વિજ્ઞાનમાં સ્વરૂપનો બન્નેનો અનુભવ રહે છે."

અનુવાદકના આ અનુમાન સાથે અમે સર્વાંશે મળી શકતા નથી. બાબુ અરવિંદના વિચારો જે વાઙ્મયમાં પ્રગટ થયા છે તે ઉપરથી અમારું અનુમાન જ એવું થાય છે કે ડાર્વિનના જેવો ક્રમિક ઉત્ક્રાંતિવાદ બાબુ અરવિંદને ઇષ્ટ નથી, તેમ તૈત્તિરીય ઉપનિષદની પંચકોશ વિદ્યા જે ઐકાત્મ્યવાદ પર ઠરેલી છે તે પણ તેમને સિદ્ધાન્તરૂપે ઇષ્ટ હોય એમ જણાતું નથી. અપૂર્ણમાંથી પૂર્ણ ભાવરૂપે વિકાસ પામવું એ પશ્ચિમનો ઉત્ક્રાન્તિવાદ; અને સ્વયંસિદ્ધ પૂર્ણ બ્રહ્મ માયા વડે અપૂર્ણ જીવ-જગત રૂપે ભાસે છે એ કેવલ અદ્વૈતવાદ—એ બન્ને બાબુ અરવિંદને ઇષ્ટ જણાતાં નથી. તેમના

વિચારો દ્વૈત—અદ્વૈત અથવા સમુચ્ચયવાદ આદિ તણાતા જણાય છે, અને યોગ( Mysticism ) ની છાયામાં દબાય છે.

બાબુ અરવિંદ જગતને માયિક માનતા નથી, તેમ જડ અને અને અજડનો, પ્રકૃતિ–પુરુષનો, દ્વૈતને પણ માનતા નથી. તેઓના અભિપ્રાય પ્રમાણે ઉપનિષદનો સિદ્ધાન્ત માયાવાદમાં નથી. "જ્ઞાન અને મોક્ષ" પ્રકરણમાં શુદ્ધ અદ્વૈત અને કેવલ અદ્વૈતનો વિવેક કરતાં બાબુ અરવિંદ લખે છે :

"ઉપનિષદનો ખરો અદ્વૈતવાદ કહે છે : सर्वं खल्विदं ब्रह्म, એટલે સર્વ એક છે એમ સ્વીકારે છે તે સર્વનું ઐક્ય કરે છે. ઉપનિષદમાં આવેલ બ્રહ્મજ્ઞાન પરિપૂર્ણ છે અને ઘણું વિશાળ છે. તેમાં ચોખ્ખું લખે છે કે સત્, ચિત્, આનંદના ચિત્સ્વરૂપમાં તેના આખા સ્વરૂપનું જ્ઞાન સમાયેલું છે. અદ્વૈત–સાક્ષાત્કાર કરી સચ્ચિદાનંદનું સ્વરૂપ જોતાં જણાશે કે જગતરૂપે આવિર્ભાવ થયેલ પણ પોતે જ છે, જીવરૂપે રમતાં પણ પોતે જ છે અને જીવ–જગત ઉપર રહેલ શુદ્ધ સ્વરૂપ પણ પોતે જ છે, એમ ત્રણ પ્રકારનો અનુભવ થશે. આ વસ્તુસ્થિતિ અનુભવથી સાચી લાગે છે અને તેથી તે મિથ્યા હોઈ શકે નહિ. એવી બે જુદી સ્વતંત્ર વસ્તુ નથી કે જ્યાં એક શુદ્ધ નિત્યસિદ્ધ સ્વયંજ્યોતિ છે અને બીજી માયા છે તે બ્રહ્મથી જુદી છે, અને ફક્ત જીવ અને જગતને ઓળખાવે છે. એ તો દ્વૈતવાદ થયો. જીવ, જગત્ અને ઈશ્વર, ત્રણે સચ્ચિદાનંદનું સ્વરૂપ છે અને સચ્ચિદાનંદનું જ્ઞાન થતાં ત્રણેનું જ્ઞાન થાય છે. જીવ અને જગત અને ઈશ્વરનું જ્ઞાન એક પછી એક એમ થાય છે, એમ સમજવું નહિ, પણ ત્રણેનો એક વખતે અનુભવ થાય છે. જીવ અને જગત પરિમિત સ્વભાવવાળાં હોવાથી તેનું જ્ઞાન સચ્ચિદાનંદમાં હોવાથી એમ ન સમજવું કે સચ્ચિદાનંદનું જ્ઞાન પણ તેવું જ થઈ જશે. સચ્ચિદાનંદ પ્રભુને પોતાનું નિર્ગુણ સ્વરૂપ જોવા માટે

જીવ-જગત વિષેનું પોતાના સગુણ રૂપનું જ્ઞાન છોડવાની જરૂર નથી. તેથી જ્યારે સચ્ચિદાનંદ પ્રભુ મનુષ્યજીવને પોતામાં લઈ લે છે અને મનુષ્યજીવ પણ તેના સ્વરૂપમાં વધે છે ત્યારે તેણે પણ જીવ વિષેનું પોતાનું જ્ઞાન છોડવાની જરૂર નથી. તેમજ જે પ્રભુસ્વરૂપમાં તે મળે છે તેની પ્રભુતા ભોગવતાં પોતે લાયક નથી એમ પણ સમજવું નહિ, ખરી રીતે તો તે પ્રભુ બની પ્રભુતા ભોગવી શકે તો જ જ્ઞાન પૂર્ણ કહેવાય."………

ઉપરના અવતરણથી અમને તો સ્પષ્ટ જણાય છે કે માયાવાદના ખંડનમાં માયાવાદનું જાણ્યે અજાણ્યે પણ મંડન છે. બાર્કલેના વિજ્ઞાનવાદનો ઉપહાસ કરનાર એક વિચારકે કહ્યું છે કે જગત વિજ્ઞાનમય નથી, કેમકે બાર્કલે પોતાનું માથું ભીંત સાથે અથડાવે તો ખબર પડે કે બાહ્ય જગત છે. આ ઉપહાસમાં જ વિજ્ઞાનવાદનું મંડન થયું હતું, કેમકે બાહ્ય ભીંતના અસ્તિત્વનું ભાન વેદના દ્વારા જ, જ્ઞાન દ્વારા જ, થઈ શકે. જ્ઞાન વિના અર્થનું અસ્તિત્વ ગોચર થતું નથી એ નિશ્ચયનો ભંગ ભીંત સાથે માથું અફાળવાથી થઈ શકે તેમ નથી. તેવી જ રીતે જીવ, જગત અને ઈશ્વરની ત્રિપુટીનો સ્વીકાર અને તેના અનુભવ વડે માયાવાદનું ખંડન કોઈ રીતે થઈ શકે નહિ. સચ્ચિદાનંદ પ્રભુની ત્રણ ભાવે પ્રતીતિ સમાન સત્તાવાળી સ્વીકારો, તો શુદ્ધ અદ્વૈતનો ત્યાગ કર્યા વિના છૂટકો નથી. જો વિષમ સત્તાવાળી માનો એટલે કે જગતનું દર્શન અને જીવનું જ્ઞાન વ્યાવહારિક છે, અને પરમાર્થ જ્ઞાનથી તે બાધિત થાય છે, અને જેવી બ્રહ્મની સત્તા છે તેવી સત્તા જીવ તથા જગતની નથી, તેમ શૂન્ય અથવા પ્રાતિભાસિક પણ નથી એવું માનો તો માયાવાદ ડોકિયું કાઢી ઊભો થાય છે. જીવ, જગત અને ઈશ્વર—એવો ત્રણ પ્રકારનો અનુભવ થાય છે અને તે અનુભવ પ્રમાણથી જ વસ્તુ-સત્તાનો નિર્ણય કરેલો હોય તો દ્વૈતવાદ અથવા વિશિષ્ટ અદ્વૈત ઊભું થશે, તેથી શુદ્ધ અદ્વૈત નહિ રહે. માયાવાદમાં બૌદ્ધ દર્શનના

શૂન્યવાદનો અધ્યારોપ થવાથી કેવલઅદ્વૈતવાદ અથવા માયાવાદ ઉપર આક્ષેપોનો આડંબર થાય છે. અમને લાગે છે કે બાબુ અરવિંદની યોગદૃષ્ટિ તેમને કાશ્મીરકોના ત્રિકદર્શન અથવા ઈશ્વરાદ્વૈત-દર્શન પ્રતિ ખેંચી જાય છે.

પ્રભુની પ્રભુતા ટકાવવા જીવ અને જગતનું તેનાં સ્વરૂપતુલ્ય અસ્તિત્વ ઊભું કરવું એ તત્ત્વવિદ્યા( Philosophy ) નો પ્રદેશ નથી, પરંતુ દેવ-વિદ્યા( Theology ) નો વિષય છે. "ભૂમા અથવા બ્રહ્મ શામાં પ્રતિષ્ઠિત છે? તો કે પોતાના મહિમામાં" એવું ઉપનિષદ્ જણાવે છે. તે જીવ અને જગતથી પર વસ્તુનો પ્રબોધ કરે છે; અને તે પરબ્રહ્મ જ અપરબ્રહ્મરૂપે પ્રતીત થાય છે. પરબ્રહ્મ જ્ઞેય છે અને જે ઉપાસ્ય છે તે જ વસ્તુ ઉપાધિનો, ગુણોનો અને આકૃતિનો બાધ કરવામાં આવે તો જ્ઞેય છે. આવી મીમાંસા ઉપર જ તત્ત્વજ્ઞાન અને ભક્તિ અથવા ઉપાસના ટકી શકે છે જ્ઞાન અને ઉપાસનાનો અવિરોધ ત્રિપુટીના સમાન સત્યત્વ ઉપર ટકી શકે નહિ.

ઈશ્વર અદ્વૈત અથવા શુદ્ધ અદ્વૈત જે બાબુ અરવિંદને અભિપ્રેત છે તેમાં "સર્વ વિરોધ મટી જાય છે અને સૌના જીવનનાં હેતુ અને કારણ સ્પષ્ટ થાય છે". એ નિર્ણય યોગપક્ષપાતી ચિત્તનો પ્રભાવ છે, પણ તત્ત્વ-પક્ષપાતી ચિત્તનો કહી શકાય નહિ. આવી યોગદૃષ્ટિની અમે અવગણના કરતા નથી. યોગ- દૃષ્ટિ તત્ત્વ-દૃષ્ટિને ઉઘાડવામાં અમોઘ સાધન છે. યોગ જ તત્ત્વદર્શનનું વ્યવહારભૂમિકાનું બળ છે. તત્ત્વદૃષ્ટિવાળા યોગીજનો જેટલું જગતનું હિત કરી શકે તેટલું કેવળ યોગીઓ કરી શકતા નથી; તેમ કેવળ જ્ઞાનીઓ કરી શકતા નથી. આથી આત્મિક વિકાસનાં સાધનોમાં યોગને બાબુ અરવિંદ જે ઊંચું સ્થાન આપે છે તે પ્રત્યેક જિજ્ઞાસુએ સ્વીકારવા યોગ્ય છે. તેમના અભિપ્રાય પ્રમાણે શાસ્ત્ર,

ઉત્સાહ, ગુરુ અને કાળ એ ચાર યોગનાં સાધનો છે. બાબુ અરવિંદના કેટલાક વિચારો તત્ત્વદૃષ્ટિના ઘણા મર્મોથી ભરેલા છે. અને તેમનો યોગપ્રભાવ તેમની વાણીના ઊંડા તપમાંથી જ્ઞાન-સમુદ્રનાં કિંમતી મૌક્તિકો ખેંચી લાવે છે. નીચેનાં ઉદાહરણો અમારા આ નિશ્ચયને વ્યક્ત કરવા સમર્થ છે :

(૧) "સમષ્ટિ-દૃષ્ટિએ જોતાં જગત જ્ઞાનમય-ચૈતન્યમય પ્રભુનું જ શરીર છે"

(૨) "મન, પ્રાણ અને શરીરવાળાં મનુષ્ય જીવનમાં જ મનની ઉપર વિજ્ઞાન અને સત્, ચિત્, આનંદ ( આત્મા ) રહેલ હોવાથી મનની ઉપરના ક્ષેત્રમાં મનુષ્ય ચડે ત્યારે જ તેનું જીવન પ્રભુમય થઈ શકે, ત્યારે જ પુરુષ પુરુષોત્તમ થઈ શકે."

(૩) "સચ્ચિદાનંદ ઈશ્વરના સ્વભાવમાં જ એક સ્વરૂપમાંથી અનેક રૂપે થવાનો ભાવ નિત્ય રહેલો છે. એક સ્વરૂપે અને અનેક રૂપે બન્ને રૂપે સાથે આનંદ લેવાની તેની ચિત્તશક્તિમાં નિત્ય રહેલું છે."

"બ્રહ્મ પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્નેને જાણે છે, બન્નેને સરખો જ આશ્રય આપે છે. પણ બન્ને સાથે કરીએ તેટલું જ તેનું સ્વરૂપ છે એમ જાણવું નહિ. બન્ને એક એકને પૂર્ણ કરવા જરૂરી છે એ માટે રહેલ છે."

(૪) "શરીર એ માત્ર ચિત્તશક્તિની ગાંઠ છે."

(૫) "સામાન્ય એકાગ્રતાથી જ્ઞાન અલ્પજ્ઞાન થાય છે.' 'ઉગ્ર એકાગ્રતાથી જ્ઞાન અજ્ઞાન થઈ જાય છે."

"અજ્ઞાન એ એક જરૂરી વસ્તુ છે. જો કે તે ગૌણ છે, પરાધીન છે, તો પણ ધાર્યું કાર્ય બરાબર પાર પડે તે માટે સર્વજ્ઞ પ્રભુએ તેને એક શક્તિ તરીકે રાખી મૂક્યું છે. તે કંઈ પ્રભુની

ભૂલ નથી. તેથી પ્રભુની અધોગતિ થતી નથી. પ્રભુને અનેક રૂપ લેવા માટે તે એક ઉપયોગી સાધન છે."

(૭) "ક્રિયાના અમુક ભાગમાં આ પ્રમાણે જ્ઞાનને પરિમિત કરવું, એકાગ્ર કરવું, કે જેથી જ્ઞાન દેખીતું બંધ થઈ અજ્ઞાનનો દેખાવ થાય, તે સર્વજ્ઞ પ્રભુના સ્વભાવમાં ન બને તેવી વસ્તુ નથી. એટલું જ નહિ, પણ તેવી શક્તિ પણ તેનામાં હોય તે તેની પરિપૂર્ણતા સિદ્ધ કરે છે."

(૮) "નીચેનું જીવન ત્યજવાથી નહિ પણ તેને ઉત્તમ જીવનના રૂપમાં ફેરવવાથી જ આપણને ખરો આત્મધર્મ પ્રાપ્ત થાય છે."

"જેમ સમષ્ટિમાં વ્યષ્ટિ છે, જેમ સમષ્ટિ વ્યષ્ટિને ધારણ કરી રહે છે, તેમ સર્વાતીત સ્વરૂપમાં સમષ્ટિ વ્યષ્ટિ બને છે અને તે બન્નેને ધારણ કરી રહે છે. જેમ જીવ જગતનો ભાવ બતાવે છે તેમ જગત પણ ઈશ્વરના અનેક ભાવ બતાવે છે."

ઉપરનાં સૂત્રવાક્યો વડે સાચી ચિન્મયી દૃષ્ટિ કેવી હોય, પુરુષનો પુરુષોત્તમ-ભાવ શી રીતે થાય છે, જગત્-સર્જનની લીલા કેમ હોઈ શકે, સર્વ વિરોધી ધર્મનો બ્રહ્મમાં અવિરોધ કેમ થાય, શરીર ચૈતન્યનું પૂજ્ય મૂર્ત રૂપ કેમ છે, વિરોધમાં લૌકિક જ્ઞાનનો અભાવ કેમ થાય, અજ્ઞાન એ બ્રહ્મમાં દોષ નથી, પણ અલંકાર કેમ થાય, ભાવ-પરિવર્તનમાં જ ઉત્કૃષ્ટ જીવનની કૂંચી શી રીતે રહેલી છે, અને વિશ્વમય વિશ્વના અંતર્યામી અને વિશ્વાતીત પરમાત્મા કેમ થાય—ઇત્યાદિ સિદ્ધાન્તો ચમત્કૃતિથી પુસ્તકમાં દર્શાવાયા છે. જેમની મૂળ વાણીનાં મૌક્તિકો આ છે તેમને જેટલું માન ઘટે છે તેટલું જ માન આપણી ગરવી ગુજરાતીના ઝવેરીને ઘટે છે.

અમે આશા રાખીએ છીએ કે શ્રી મહેતા જ બાણુ અરવિંદ

ઘોષના વિકાસ પામતા અધ્યાત્મ–દર્શનની સવિશેષ છાયા નવી નિબંધમાલામાં આપશે. અંતમાં ગ્રંથકારને અમે એક ઉપયોગી સૂચના કરીએ છીએ. બાબુ અરવિંદના તત્ત્વજ્ઞાનના વિચારોનું જ્યાં જ્યાં સજાતીયપણું આપણી ભૂમિના અથવા પાશ્ચાત્ય ભૂમિના વિચારક સાથે જણાય ત્યાં ત્યાં તેને તત્ત્વચિંતક પ્રતિ ધ્યાન ખેંચાય એવી "નોટ" આપે તો જેમને તત્ત્વજ્ઞાનના ઇતિહાસનો ગુજરાતીમાં અભ્યાસ કરવો છે તેમને સમાન વિચારનું સાહિત્ય શોધતાં અડચણ પડે નહિ.

# હોલિકા

આપણા સામાજિક ઉત્સવો અને વ્રતો સાથે ધર્મક્રિયાની એક અમરવેલી વળગેલી હોય છે. ઉત્સવો અને વ્રતોનાં બાહ્ય અંગો દેશ અને કાલની પરિસ્થિતિઓ બદલાવાથી બદલાય છે, પરંતુ મૂલ ધર્મક્રિયાની વેલી અમરવેલી જેવી જીવતી તેને તે રૂપમાં રહે છે. બાહ્ય ઉત્સવ અને વ્રતનાં અંગોમાં વ્યામોહ પામેલી અગર ગુંચાયેલી મતિ તે અમરવેલીને કાં તો જોઈ શકતી નથી, અથવા જુએ છે તો તેના અમરભાવને ચોખ્ખો કરી શકતી નથી. ધર્મક્રિયાની અમરવેલી આપણા ધર્મવૃક્ષના મૂલ, મધ્ય અને શિખરને વળગેલી હોય છે. વૃક્ષમૂલ તે અમરતા લાવનાર, નવા નવા ભાવને પ્રકટાવનાર, ધર્મ-ક્રિયાના દ્રષ્ટા ઋષિની આદિ વાણી છે: જેને આપણે તો માત્ર સાંભળીએ છીએ. તેથી ઋષિની જે **પશ્યન્તી** દૃષ્ટિ એટલે દર્શન તે આપણી શબ્દબ્રહ્મમયી શ્રુતિ, સાંભળીને રહસ્ય સમજવાનું સાધન; જે ઋષિનો દૃષ્ટવ્ય અર્થ તે આપણો શ્રોતવ્ય અર્થ; જે ઋષિની દૃષ્ટિ તે આપણી શ્રુતિ. આથી દૃષ્ટવ્ય અને શ્રોતવ્ય અર્થ એક, તો પણ અનુભવ કરનારો તે **દૃષ્ટાર્થ** અને સાંભળનારનો ને **આનુશ્રવિક અર્થ**.

જ્યારે ઋષિનો દૃષ્ટાર્થ તેમની બાહ્ય વાણી વડે પણ આપણે સાંભળી શકીએ નહિ, અને કદાચ સાંભળીએ તો ભેરીનાદમાં જેમ વાણીનો મધુર નાદ આપણે ગ્રહણ કરી શકીએ નહિ, ત્યારે તે સૂક્ષ્મ નાદના ગ્રહણ કરનારા—મનન કરનારા મુનિઓ તે દૃષ્ટાર્થ અથવા

શ્રુતાર્થને સ્મૃતિના તટ ઉપર લાવી પોતાની ભાંગીતૂટી વાણીમાં આપણને કહે છે. આ પ્રયત્નને સ્મૃતિ એવું નામ આપવામાં આવે છે. મનુ આદિ સ્મૃતિકારો શ્રુતાર્થને સ્મૃતિપટમાં ગાળી આપણને આપે છે. ધર્મવૃક્ષનો આ મધ્યભાગ છે.

આ દષ્ટાર્થ અને શ્રુતાર્થ સ્મૃતિપટમાંથી ગળાઈ આવે તો પણ જ્યારે ન સમજાય ત્યારે જેમ મધપૂડો મધનો સંગ્રહ અને સંચય કરી પરકલ્યાણાર્થ વૃક્ષને વળગી રહે છે, તેમ ભિન્ન ભિન્ન દષ્ટાર્થ અથવા શ્રુતાર્થનો સ્મૃતિના નાના નાના પડદાવાળાં ઘર કરી એક મધપૂડા જેવો ઇતિહાસ અને પુરાણનો સંગ્રહ થાય છે. આ ત્રીજું વાઙ્મય ધર્મ સંબંધી ડાળાંપાંખડાં રૂપ છે. આ મધપૂડામાં ગમે ત્યાં હાથ ઘાલવા જઈએ તો મધમાખીઓ કરડે અને આપણું શરીર સૂઝી જાય. જો કલા વડે માખો ઉરાડવામાં આવે તો મધ અને મીણ, બંને મળે.

આ પ્રમાણે ધર્મક્રિયાની અમરવેલી ધર્મવૃક્ષની કોઈ ઊંચી ડાળે વળગેલી, મધપૂડા જેવા ઇતિહાસ પુરાણ સાથે ગૂંચાયેલી હોય છે, તો પણ તેની દોરી પકડી તેના મધ્ય ભાગમાં આવીએ તો મુનિએ જણાવેલી સ્મૃતિના અર્થને અને તેથી ઊંડે ઊતરીએ તો ઋષિના શ્રુતાર્થને આપણે સમજી શકીએ છીએ.

ફાલ્ગુન માસની પૂર્ણિમા ઉપર થતો હોળીનો ઉત્સવ, અને તેને લગતી સઘળી ધર્મરૂપ, અધર્મરૂપ અને અપધર્મરૂપ ક્રિયાઓમાં આપણે મધપૂડા જેવી સ્થિતિ જોઈએ છીએ. નાનાં બાળકોથી માંડી મોટા પંડિતો પણ પોતપોતાની મતિ અનુસાર આ ઉત્સવ ઉપર ચેષ્ટાઓ કરે છે, અને પોતાની અંદર રહેલી શુભ, શુભાશુભ અને અશુભ વાસનાઓને બહાર (उत्) સ્વતંત્રતાથી નીકળવા (सव्) દે છે. ભીતરની વાસનાઓને મોકળાશથી બહાર નીકળવા દેવી તેનું નામ ઉત્સવ. પંડિતો અને શાણા શિષ્ટજનો હોલિકાનું પૂજન કરી,

અધ્યાત્મભાવ વડે ધર્મક્રિયા કરે છે; સામાન્ય પ્રજા પોતાની કામવાસનાને ઉત્તેજન આપવાનું દ્વાર ઊઘડેલું સમજી યથેષ્ટ આપદ્ધર્મરૂપ આચરણો યથેષ્ટ કરે છે; અને બિચારાં બાળકો અપશબ્દના ઉચ્ચારણ માત્ર કરી સામાન્ય પ્રજા કેવી ગાંડી છે તેનો ઉપહાસ કરે છે. શિષ્ટ અને અશિષ્ટ જનોની મિથ્યા પંડિતાઈ અને અવળા ધર્મનું બાળકો પોતાની અપશબ્દવાળી અવળી વાણીમાં હાંસી કરે છે.

ધર્મના મર્મને ન જાણનારા વેદાન્તીઓનાં સંબંધમાં ઉપહાસવાક્ય છે કે "कलौ वेदान्तिनो भान्ति फाल्गुने बालका इव" જેમ બાળકો ફાગણની હોળી ઉપર અપશબ્દો બોલ્યા કરે તેમ કલિયુગમાં વેદાન્તીઓ બ્રહ્મવાક્યને માત્ર બોલ્યા જ કરે છે. કહેવાતા વેદાન્તીઓ ઉપર જેવો આ આક્ષેપ વાજબી છે તેવો જ કહેવાતા ધાર્મિક જનો ઉપર પણ આ આક્ષેપ વાજબી છે. જેઓ ધર્મક્રિયા કરી તેના મર્મને જ ન જાણે તેઓ ભારવાહી બળદ છે એમ શ્રુતિ પોતે જ કહે છે. બ્રાહ્મણ જાતિનો હોઈ ક્ષત્રિયાદિને અશ્વમેધરૂપ યજ્ઞકર્મ કરાવે, અને પોતે અશ્વમેધની ઉપાસના અથવા રહસ્ય ન સમજે તો તે અબ્રાહ્મણ છે એમ 'શતપથ બ્રાહ્મણ'ની શ્રુતિ સ્પષ્ટ કહે છે.

ઇતિહાસ પુરાણમાં ગૂંથાયેલી હોલિકાની ક્રિયાજાલ કેવી છે? ટૂંકામાં આ ધર્મક્રિયા નીચે પ્રમાણે છેઃ

ફાલ્ગુની પૂર્ણિમા એટલે વસંત ઋતુની પૂર્ણિમાની રાત્રિના આરંભના પ્રહરે હોલિકાદેવીનું પ્રજ્વલન કરી પૂજન કરવું. પોતાના ઘરના આંગણામાં એક ખાડો (ગર્ત) ચતુષ્કોણ ખોદી તેમાં એક જલપૂર્ણ કુંભ દાટી તેના ઉપર વેદિ કરી તે ઉપર ઇંધનાદિ ગોઠવી, વસંત ઋતુનાં નવકુસુમો વડે પૂજન કરી, અગ્નિની ત્રણ વાર પ્રદક્ષિણા કરી અંતઃસ્થ હોલિકાદેવીનું જ્વાલામય સ્વરૂપ પૂજવું, અને પ્રતિપદાએ એટલે બીજા દિવસના પડવાએ તેની ભસ્મનું ચંદન કરી પવિત્ર થવું; બ્રાહ્મણોને ભોજન કરાવવું અને રસભર આંબાના મોર અને નાના

ભરવા ચંદનવાળા કરી ખાવા–ખવડાવવા : આ ક્રિયાનાં નિયત ફળો બે વર્ણવ્યાં છે: (૧) બાલરક્ષણ (૨) આયુષ્યારોગ્યવર્ધન.

આ નાની સુંદર વાસતી ધર્મક્રિયાની આગળ પાછળ અને બાહ્ય મધમાખીઓનો મોટો મધપૂડો વળગેલો છે. તે મધપૂડો તો માત્ર રસસંગ્રાહક છે. તમે તે ઉરાડી દેશો તો બીજે સ્થાને વળગશે. ઉરાડવામાં તમારી કુશલતા નહીં હોય તો તમને તે મધમાખી કરડશે; કદાચ તેઓ મરશે તો પણ તમને તો સોજા લાવશે. માટે અપધર્મરૂપ મધપૂડાને ઉરાડતાં પહેલાં પ્રતિનિધિ કર્મ તમારે સાધવું જોઈએ. જેવી રીતે બાળકોને સમાજસુધારકો પેટીઓ આપી પૈસા ઉઘરાવવા સમાજસેવામાં રોકે છે, તેમ મનુષ્યોમાં જેઓ દૈવીભાવને પ્રકટ કરવાની તાલાવેલી કરે છે તેઓએ ભૂલવું જોઈએ નહિ કે મનુષ્યમાં બીજા બે ભાવો રહેલા છે : **વીરભાવ** અને **પશુભાવ**. નારિયેલમાં મધુર જલ આત્મારૂપે ખરું, પરન્તુ તેનું રક્ષક આપણું માથું ભાગી નાખે તેવું કાચલું પણ ખરું અને ભીતરમાં ટોપરું પણ ખરું. એ મધુર જળ, ટોપરું અને કાચલું મળી નાળિયેર ગણાય. તેમ નિરભિમાની મનુષ્ય એ પશુ, વીર અને દિવ્ય ભાવનું વિશિષ્ટ રૂપ છે, અને તેવા રૂપે આ પૃથ્વી ઉપર વિરાજે છે. જે દૈવીભાવમાત્રના હિમાયતીઓ આપણી પ્રત્યેક ધર્મક્રિયામાં અને ઉત્સવોમાં તેમણે માની લીધેલી દૈવી ચેષ્ટાઓ જોવા માગે, તેમની શુભ વાસનાને તો હું ધન્યવાદ આપું છું. પણ જગદ્વૈચિત્ર્યની અને અધિકારભેદની તેઓ અવગણના કરે છે તેથી તેમની હિમાયત શોચનીય થઈ પડે છે. અધર્મમાંથી મનુષ્ય અપધર્મમાં આવે અને અપધર્મમાંથી સદ્ધર્મમાં આવે, અને ત્રણે સ્થિતિમાં સનાતન ધર્મસૂત્ર ઓળખે તે જ વિશાળ દૃષ્ટિવાળા બ્રાહ્મણ છે, અને તેઓ જ ધર્મના શાસ્તા છે.

પુરાણમાં ઉપલી ધર્મક્રિયાની સનાતન અમરવેલી ઓળખાય

તેટલા સારુ એવી વાત કહી છે કે હિરણ્યકશિપુ દૈત્યને, પોતાના વિષ્ણુભક્ત પુત્ર પ્રહ્‌લાદ ઉપર ઘણો દ્વેષ થવાથી તેને મારી નાખવાનાં અનેક અભિચારકાર્યોમાં એ દૈત્યની બહેન હોલિકા તે બાળકને પોતાના ખોળામાં મૂકી સળગી ગઈ, પરંતુ પ્રહ્‌લાદ મર્યો નહિ અને હોલિકા રાક્ષસી બળી ગઈ. પ્રહ્‌લાદ આનંદવાળો અને સર્વ ભક્તજનોના આનંદને વધારનારો રમતો રહ્યો. અને બાળકોએ ઠઠ્ઠામશ્કરીઓ કરી. આવી રીતે યજ્ઞપુરુષ વિષ્ણુએ બાલરક્ષણ કર્યું તેથી હોલિકાપૂજન બાલરક્ષણ કરે છે એવી એક ફલશ્રુતિ છે; અને વસંત ઋતુમાં નવપલ્લવ અને નવમંજરી જેમ અનંત વૈભવને વનસ્પતિમાં પ્રકટાવે છે, તેમ આ ક્રિયા સરહસ્ય કરવામાં આવે તો પૂજન કરનારના આયુષ અને આરોગ્યને વધારે છે એવી બીજી ફલશ્રુતિ છે.

આ ધર્મક્રિયાની અમરવેલીની પુરાણજાલમાંથી નીચેની બાબતો સ્મૃતિપટમાં તરી આવે છે :—

(૧) યજ્ઞનારાયણની–વિષ્ણુની–કોઈક શક્તિ આષાઢા નામવાળી દિતિવંશના સંબંધવાળી હોલિકા નામ ધારણ કરી પ્રતીતિમાં દૈત્યનું અને ખરી રીતે આદિત્યનું કામ કરે છે.

(૨) તે શક્તિ ઊંચેથી નીચે આવી પ્રથમ પાતાળમાં–ખાડામાં –સૂતેલી હોય છે તેને ખોદી કાઢવામાં આવે છે.

(૩) પાતાળમાં ઘટવાસિની હોય છે અને તે જલશાયી સાથે રહેનારી હોય છે.

(૪) પૃથ્વીના પટમાં તે ઢંકાઈ રહે છે અને તેના ઉપર દેવ-યજની એટલે વેદિ હોય છે.

(૫) તે વેદિ ઉપર તે યજ્ઞનારાયણની સુપ્ત શક્તિ બહાર આવી અગ્નિદ્વારા પ્રજ્વલિત થાય છે.

(૬) તે એક દેહમાં લય પામે છે અને વિષ્ણુપદમાં ઊડી જાય છે, પણ અમર બાળકને ભૂમિ ઉપર મૂકી જાય છે.

(૭) તે મનુષ્યબાલ ભસ્મવિભૂષિત થઈ વિષ્ણુના ચમત્કારની સ્તુતિ કરતો બ્રહ્મયાગ કરે છે, અને અચ્યુત પ્રભુના મહિમાનું ચ્યુત વૃક્ષ( આંબા )ના મૉર વડે પૂજન કરે છે અને મરણશીલ દેહમાં અમરણભાવવાળા પોતાના આત્મરૂપ વિષ્ણુનો પ્રકાશ કરે છે.

સ્મૃતિકાલનાં મુનિજનનાં આ મંતવ્યો સ્માર્ત અર્થો છે, અને તેનો યથામતિ વિવેક આપણે કરવાનો છે.

યજનીય પરમાત્મા યજ્ઞનારાયણ કોઈક પરમવ્યોમમાં વિષ્ણુ-પદથી ઓળખાય છે. જેમ માણસના પગલાથી તે કોણ મનુષ્ય છે તે ઓળખવાની કળા છે, તેવી આદિત્યમંડલ વિષ્ણુનું પગલું અથવા પદ છે, તે પગલાની પરખ હોય તો તે કોનું પગલું છે તે યોગવિદ્ પગથી કાઢનાર પગીની પેઠે જાણી શકે છે. આ વિષ્ણુપદ દ્યુલોકમાં વસેલું છતાં આષાઢા રાત્રિએ એટલે આષાઢી પૂર્ણિમાએ જાણે નીચું ઊતર્યું હોય એમ વૃદ્ધિ દ્વારા આપણી પૃથ્વી ઉપર આવે છે અને તેના ભીતર પ્રદેશમાં એટલે પાતાલમાં પ્રવેશી જલશાયી ભગવાનનું રૂપ ધરી યોગનિદ્રા સેવે છે. આથી તે વિષ્ણુપદની શક્તિ, આષાઢા એટલે **સારી રીતે સૂનારી** એ નામવાળી થાય છે. પોતે વસ્તુતઃ ન ભેદાય એવી દેવતામયી અદિતિની પુત્રી છતાં ભેદાય તેવી પૃથ્વીરૂપ દિતિની પુત્રી થઈ પાતાલમાં રહે છે. આ સૂતેલી આષાઢા નામવાળી પરમ વ્યોમમાંથી પાતાલવાસિની થયેલી શક્તિને ખોદી બહાર કાઢવામાં આવે છે, અને તેની આગળ પાછળ રહેલા મલિન અંશો હોય છે તેને ફેંકી દઈ પૃથ્વીના પટ ઉપર દેવયજનનો સંસ્કાર આપવામાં આવે છે. તે દેવયજનીને વેદિ કહે છે. કારણ કે તે વડે વિષ્ણુપદ ઓળખાય છે ( विद् ધાતુમાંથી वेदि શબ્દ નીકળ્યો છે.) જ્યારે આષાઢા શક્તિ વર્ષાઋતુમાં ફાલ્ગુનની પૂર્ણિમાએ બહાર આવે છે, ત્યારે વસંતઋતુ બહાર પ્રવર્તે છે. પોતાના અવતરણમાં જ્યારે તે શક્તિ પૂર્ણિમાની રાત્રિવાળી છતાં વૃત્રના બલથી એટલે ઘનમંડલના પ્રભાવથી અમાવાસ્યા જેવી થઈ હતી, તે હવે વાસંતી

પૂર્ણિમા ઉપર અત્યંત પ્રકાશવાળી થાય છે. આ કારણથી આ ફાલ્ગુની પૂર્ણિમાએ દિવસ જાણે રાત્રિમાં લય પામતો હોય એવું થાય છે તેથી તે શક્તિ હોલી કહેવાય છે. ( अहर्लीयते यस्यां सा ह्योली ) એટલે જેમાં અહર્ એટલે દિવસ લય પામે તે (અ) હોલી; का પ્રત્યય લગાડી ભાષામાં હોલિકા શબ્દ રૂઢ થયો છે.

આ હોલી યજ્ઞવેદિ ઉપર ચઢી પોતાના મૂલ આદિત્યરૂપમાં પ્રવેશે છે, અને પૃથ્વી ઉપર માત્ર ભસ્માવશેષ રહે છે. આ દેહાન્ત પ્રષ્ટિ વડે જે અવશિષ્ટ રહેલી ભસ્મ છે તે પૃથ્વી ઉપર યજન કરનારને વિભૂતિરૂપ બને છે, કારણ કે તેના લેપ અને અંજનથી વિષ્ણુપદને ઓળખવાની દૃષ્ટિ ઊઘડે છે.

હોલિકાપૂજનના આટલા સ્માર્ત અર્થો છે તે મુનિનાં મંતવ્યો છે. આ સ્માર્ત અર્થો અગ્નિકાંડના અગ્નિચયન પ્રકરણના દૃષ્ટાર્થ અને શ્રુતાર્થમાંથી વ્યક્ત થાય છે અને હોલિકાપૂજનમાં હજુ જે रक्षोघ्न મંત્રો વપરાય છે તે વડે વધારે સ્પષ્ટ થાય છે. જે યજ્ઞભૂમિમાં વેદિ પાસે સોમરસને વેલીમાંથી ઉત્પન્ન કરવાનો છે તે ભૂમિ પાસે ચાર ખાડા ખોદવામાં આવતા. તેને उपरव એવું નામ આપવામાં આવતું, અને તે ખાડા ખોદવામાં रक्षोहणं वलगहनं वैष्णवीमिदमहं ते वलगमुत्किरामि—ઇત્યાદિ યજુષ મંત્રોનો જે ઉપયોગ થાય છે તે વડે મંત્રાર્થ એવો જણાય છે કે 'વિષ્ણુ દેવતા સબંધી દેવવાણી' રાક્ષસ વર્ગનો નાશ કરનાર પૃથ્વીના ભીતરના પ્રદેશમાં દટાયેલાં ભૂતપ્રાણીનાં અસ્થિકેશાદિ બહાર કાઢી આ પૃથ્વીને દેવપૂજન કરવા યોગ્ય બનાવું છું. આવી પ્રયોગપદ્ધતિથી આ મર્મ દીવા જેવો સ્ફુટ થાય છે. અગ્નિચયન મંત્રોના કેટલાક શબ્દો આપણી લોકભાષામાં તરી આવેલા છે. ગયા તીર્થમાં ફલ્ગુ નદી ઉપર વિષ્ણુના પગલા આગળ શ્રાદ્ધ થાય છે. નારાયણ બલિમાં 'વળગણ' છોડાવવામાં આવે છે. આ 'વળગણ' શબ્દ वलगहनम् નો અપભ્રંશ

છે. જે ભૂત પ્રાણીના મૃત શરીરના અવયવો પૃથ્વીમાં ઢંકાયેલા પડી રહે છે તે વલગ, અને તેને કાઢી નાંખવાની ક્રિયા તે વલગહનમ્. આ 'વળગણ' કાઢવા સારુ વિષ્ણુપાદને માદળિયામાં બાળકોના ગળે પહેરાવવામાં આવે છે.

વ્યાપનશીલ પરમાત્મા જે પરમ વ્યોમમાં હૃદયાકાશમાં રહેલા છે, તેનું પ્રત્યક્ષ આદિત્યમંડલરૂપ પગલું (વિષ્ણુપદ) પૃથ્વીના ભીતરમાં જલશાયી ભગવાનનારૂપે પડેલું બહાર આવી, આ સર્વ ભૂતગ્રામોની માતા પૃથ્વી પોતાના ખોળામાં નવાં નવાં મનુષ્યાદિ શરીરોને બેસાડી પોતે વાસંતી પૂર્ણિમા ઉપર પરમ સોમરસને વરસાવી પરમવ્યોમમાં વિષ્ણુ સાથે વિહાર કરે, એવું અગ્નિચયનનું પરમ ગંભીર આર્ષ દર્શન હાલ હોળીમાં ચેષ્ટાભાવથી ગૂંથાયેલું છે, તેને ઉકેલવા હૃદયાકાશમાં કોઈ મથન કરશે ? જો તેવું મથન કરશે તો તેમને દિવીવચક્ષુરાततम् નભોમંડલમાં સૂર્યબિંબ ફટારેલા નેત્ર જેવું ઝળકે છે તેવું હૃદયાકાશમાં જ્યોતિર્મય વિષ્ણુપાદ ઓળખાશે.*

* માર્ચ ૧૯૨૧, "શ્રેયસ્સાધક"

# દીપોત્સવી*

આપણા સમાજના ઉત્સવોમાં આપણા ધર્મના ઇતિહાસનાં બીજકો એવી રીતે જોડાઈ ગયાં છે કે તે ઉત્સવોની મૂલ પ્રકૃતિ ઓળખવી કઠિન છે. જેમ વાઙ્મય સમુદ્રમાથી શબ્દો એ કાંઠા ઉપર તરી આવેલાં શંખ, ચક્ર, ગદા, પદ્મ છે, તેમ લોકોમાં પળાતા ઉત્સવો એ ધર્મ-સમુદ્રમાંથી ઘસડાઈ આવેલા કાદાના રંગબેરંગી વજ્રો અથવા પથ્થરો છે. જેમ શંખચક્રાદિમાં પ્રાચીન પ્રાણીમાલાનો ઇતિહાસ ઉકેલી શકાય છે, તેમ ઉત્સવોમાં પણ આપણે આપણા પૂર્વજોના બાહ્ય આચારોની છાપ ઉકેલી શકીએ છીએ.

હિંદુ સમાજમાં દીપોત્સવીના દિવસો આસો મહિનાની વદ બારશથી શરૂ થાય છે, અને કાર્તિક સુદી બીજના રોજ પૂરા થાય છે બારશ અને બીજ સાથે ૭ દિવસ અને તેમાના ચાર દિવસ સર્વસામાન્ય ઉત્સવના ઘણા કાળથી પળાય છે તેમાં પણ ધનતેરસ, કાળીચૌદસ, અને પડવો એ પ્રધાન આનંદના દિવસો ગણાય છે.

શ્રૌત કાલમાં આપણા ઋષિઓ ત્રણ પ્રકારના યજ્ઞો કરતા હતા. સાત પ્રકારના પાકયજ્ઞો, સાત પ્રકારના હવિર્યજ્ઞો, અને સાત પ્રકારના સોમયજ્ઞો કરતા હતા. તેમા પણ પાકયજ્ઞો ગૃહ્યાચારરૂપ હતા અને સોમયજ્ઞો શ્રૌતાચારરૂપ હતા તથા હવિર્યજ્ઞો પ્રકૃતિરૂપ હતા, અને તેના નિયમો બીજા બધામાં પ્રવેશ પામતા આ સર્વ યજ્ઞોમાં યજનીય પરમાત્મા–યજ્ઞનારાયણ–ના ભૂર્, ભુવર્ અને સ્વર્લોકમાં ત્રણ બાહ્ય

* 'સમાલોચક', નવેમ્બર ૧૯૨૦

પ્રતીકો લેવામાં આવતાં હતાં; અને અગ્નિ, વાયુ તથા સૂર્ય યજનીય મૂર્તિઓ ગણાતી. ઇંયા ત્રયીવિદ્યા તપતિ –' આ ઋગાદિ ત્રણ વેદની વિદ્યા પ્રત્યક્ષ ઝળકે છે ' એમ સૂર્યબિંબના સંબંધમાં કહેવામાં આવતું હતું.

ભગવાન્ સૂર્યની પોતાની અનંત ભૂરિશૃંગા ગાવઃ 'ઘણાં શિંગડાંવાળી ગાયો' હતી અને તે उरुगायः विष्णुः 'ઘણી સ્તુતિઓથી ગવાતા સર્વત્ર પ્રસરેલા ' વિષ્ણુ કહેવાતા. આ કિરણાવલિ (ગોમંડલ)-વાળા સૂર્યબિંબને 'વિષ્ણુપદ' એવું સુંદર નામ આપવામાં આવતું, કેમકે એ પગલાથી સાચા વિષ્ણુ ક્યાં છે તે ઓળખી શકાતું હતું.

સ્વર્લોકની–વૈંકુઠની આ કિરણરૂપ ગાયો ભૂલોકમાં વાયુમંડલમાં વિદ્યુદાદિરૂપે ઊતરી એક બાજુએ વૃષ્ટિ આદિ વ્યતિકરોથી પૃથ્વી ઉપર ઊતરતી, અને બીજી બાજુએ ચંદ્રમંડળમાં જ્યોત્સ્નારૂપે પેસી જતી. જે ધનમંડલમાં થઈ નીચે ઊતરતી તે વાણીરૂપ ગો બની, અને જે ચંદ્રમંડળમાં થઈ પૃથ્વીમાં જીવન આપતી તે સોમ વરસાવનારી અમરવેલી ગણાતી. તે કામધેનુની બાહ્ય પૂજવા યોગ્ય મૂર્તિ તે આપણી પ્રત્યક્ષ 'ગાય' થઈ. આ પ્રમાણે સ્વર્લોકની કિરણોરૂપ ગાયો, ભુવર્લોકની દેવવાણીરૂપ ગાયો, અને ભૂલોકની દૂધ, દહીં, ઘી વગેરે હવિષ દ્રવ્યને ઉત્પન્ન કરનારી પ્રત્યક્ષ ગાયો આપણા ઋષિઓની પરમ પૂજ્ય બની હતી.

ગાયો પોતાના વત્સને ધવડાવી શેષ દૂધ પોતાના પાલકને આપે છે તેથી તે ખરો યજ્ઞ કરે છે. આ દીપોત્સવીના આરંભના દિવસે સવત્સા ગાયોનું પૂજન કરી તેને ઘર આગળથી સ્વતંત્ર છોડી દેતા, તેમજ વાછડાંને ગાયોનું દૂધ ધવડાવી દેતા; અને 'તમે રુદ્રોની માતાઓ છો' એ મંત્ર વડે એકાદશ પ્રાણોનું પોષણ કરનારી ગાયમાતાનું દધિ, દૂર્વા વગેરેથી પૂજન કરતા. આ ઉપરથી ગોવત્સદ્વાદશી વ્રતમાં ગાયો મસ્ત થઈ ફરતી અને તેની છાયા આપણી 'વાઘબારશ'માં રહી છે. વત્સોને સારી રીતે ધાવવા દેવાં, અને દૂધનો ભાગ ન લેવો, એવા એક દિવસના

ઔદાર્યમાંથી વાછડાંને કોઈ દુહિતા પ્રમાદથી ધવડાવી દે ત્યારે ગૃહિણી તરફથી 'તેં તો વાઘબારશ કરી' એવો ટાણો મારવાની પ્રથા આપણી ભાષામાં પેઠી છે, તે આ ગોવત્સદ્વાદશીની વાણીની દ્વારકાની છાપ જણાય છે।

આપણા ઋષિઓ પાસે પહેલું બાહ્ય ધન ગોધન એટલે ગાયોનું હતું, બીજું ધન વાણીનું એટલે સરસ્વતીનું હતું, અને તે ભુવર્લોકના સંબંધનું હતું, અને ત્રીજું ધન સ્વર્લોકના તપનું હતું. આ ત્રણે ધનો ઉત્પાદક ધન હતાં, હાલના જમાનાની 'શેરસટ્ટા' જેવી અનુત્પાદક સંપત્તિ ન હતી. સવત્સા ગાયોથી દેશ ધાન્યાદિ સંપત્તિથી સભર થતો, વિદ્યાવિનય વડે સમાજની શોભા વધતી, અને તપ વડે પ્રજામાં બ્રહ્મવર્ચસ વડે સૂર્યમંડલના આપણે અવતારી છીએ, એવું દર્શાવી અપાતું. આ ધાન્યાદિ બાહ્ય સંપત્તિ, વિદ્યાદિ માનસ સંપત્તિ અને તપ આદિ આધ્યાત્મ સંપત્તિ 'આશ્વયુગી' એટલે અશ્વિન માસના પાકયજ્ઞમાં આપણા પૂર્વજો પ્રકટ કરતા અને ઉત્સવ માણતા હતા. શાંખાયન મુનિ અને પારસ્કર મુનિનાં ગૃહ્ય સૂત્રો ઉપરથી આપણને સમજાય છે કે ધનતેરશનો ઉત્સવ હાલના "ઘરેણાંના" પૂજનનો નહોતો, પરંતુ ક્ષેત્રની સમૃદ્ધિ જણાવનારી ખળાંની ધાન્યસંપત્તિ ઉત્પન્ન કરનાર સીતા–દેવીને લગતો હતો. તે સીતા તે જેમ સૂર્યબિંબના કિરણરૂપ ગાયો પાછળથી કૃષ્ણની ગાયો બની, તેમ વસ્તુતઃ વૃષ્ટિના દેવ ઇન્દ્રની પત્ની હોઈ પૃથ્વીમાં હળના ખેડાણથી પ્રકટ થઈ (સીતા હળ ચાલવાથી ખેડાયેલી રેખા અથવા ચાસ) રામચંદ્રની પત્ની બની. ગૌ અને સીતા એ બે શબ્દોમાં પુરાણોએ પુરાતત્વ અખંડ નવું રહે એમ જાળવી રાખ્યું છે ગાયો અને કૃષ્ણ તથા સીતા અને રામચંદ્ર સાથે જાણે નિત્ય સંબંધવાળાં થઈ ગયાં છે સ્વર્ગીય સાથે કૃષ્ણની મધ્યલોકની વાંસળીનો સંબંધ ઓળખાય છે, અને ચંદ્રમાના કલા જેવી હળથી ખેડાયેલી પૃથ્વીની રેખામાં આપણને રામાયણની સીતાદેવીનો સઘળો ઇતિહાસ લુપ્તોપમા જેવો ઓળખાઈ આવે છે. પારસ્કર મુનિ 'આશ્વયુગી' વ્રત,

જેમાં હાલની ધનતેરશના લક્ષ્મીપૂજનની પ્રકૃતિ છે તેમાં પાકયજ્ઞના પ્રસંગે કહે છે કેઃ—" હે સીતે ! વૈદિક અને અવૈદિક કર્મોના પાકનું તું અધિષ્ઠાન છું. તું મને મારા યજ્ઞકર્મમાં છોડી દઈશ નહિ. હું તને સ્વાહા કરું છું, એટલે સારા ભાવથી મારા યજ્ઞમાં બોલાવું છું. તું અશ્વબલથી ભરાયેલી, ગાયોથી પોષાયેલી, ખળાની ધાન્યમાલાથી શોભા પામતી उर्वरा એટલે વિશાલ થઈ છું. મારા પાકયજ્ઞમાં તને તેડું છું. તું સ્થિર થા અને મારો કદી ત્યાગ કરીશ નહિ. તને સ્વાહા છે."

આ વાક્યો વડે મીમાંસા કરશો કે ઉત્પાદક સીતાનું લક્ષ્મીપૂજન ખરું કે હાલનું અનુત્પાદક ધનનું ભાવ વિનાનું પ્રદર્શન સારું ? વિવેકી જન સત્વર સમજશે કે ભાવપૂર્વક ઉત્પાદક સીતા દેવીનું ધનતેરશનું પૂજન જ ઈષ્ટ છે.

ત્યાર પછી કાલરાત્રિનો દિવસ આવે છે. ચંદ્રમાની કૃષ્ણપક્ષની ચતુર્દશીની કલા ઉષઃકાલમાં પૂર્વમાં ઝળકે તે સમયે **અભ્યંગસ્નાન** કરી દિનશ્રીના ઉદયપૂર્વે રાત્રિની અલક્ષ્મીને બહાર કાઢી નાખવાનો વિધિ છે. ત્રયોદશીની ' સીતા 'માં–ક્ષેત્રની પાટીમાં ઊગેલા અપામાર્ગ (અંઘેડી) વડે મસ્તકને પવિત્ર કરી ધર્મરાજનું તર્પણ કરી પ્રદોષ સમયે દીપદાન કરવાનો ચતુર્દશીનો આચાર છે. માંત્રિકોની મંત્રસિદ્ધિ કરવાની ત્રણ રાત્રિઓ હોય છેઃ ૧. **કાલરાત્રિ**, ૨ **મહારાત્રિ** અને ૩ **મોહરાત્રિ**. કાલરાત્રિ તે દિવાળીના ઉત્સવોમાં આવનારી કાળીચૌદશ. મોહરાત્રિ તે પ્રસિદ્ધ મહામાસની શિવરાત્રિ અને **મોહરાત્રિ** તે શ્રીકૃષ્ણજન્માષ્ટમી. મનુષ્ય પ્રાણીની કર્માનુસારી ગતિ ત્રણ પ્રકારની હોય છે. પાપપ્રધાનની નારકી ગતિ, પુણ્યપ્રધાનની ચંદ્રલોકની ગતિ, અને મિશ્ર કર્મવાળાની ભૂલોકની ધારાબંધ જન્મપ્રવાહની ગતિ. ચોથી ગતિ જે દેવયાનની તે પુનરાવૃત્તિ વિનાની ક્રમમોક્ષની હોય છે. પાપપ્રધાન અથવા કૃષ્ણકર્મની નારકી યાતનાનું અતિક્રમણ કરવાનું મંત્રસામર્થ્ય આ કાલરાત્રિના સમયના જપ વડે સત્વર સિદ્ધ થાય છે.

જેમ વિરોચનના પુત્ર બલિને વામને ત્રિવિક્રમ રૂપથી છગી સ્વર્લોકના અંગૂઠા (વિષ્ણુપાદના) બાહ્ય પાદાવનેજન (પાદોદક) વડે પવિત્ર કર્યો, અને જેમ તે બલિ પોતાના વક્ષઃસ્થલ ઉપર વિષ્ણુને પગ દેવા દઈ પોતે પાતાલમાં જઈ પાતાલનો અધ્યક્ષ રાજા બન્યો, તેમ મંત્રવિદ્ આ કાળીચૌદશની મંત્રસાધના વડે સઘળાં કૃષ્ણ કર્મોનાં પરિણામોને દબાવી નારકી યાતનાથી બચે છે. મહાશિવરાત્રિમાં કરેલી મંત્રસાધના વડે પિતૃલોક જિતાય છે અને મોહરાત્રિની મંત્રસાધના વડે મનુષ્યલોક જિતાય છે.

નારકી યાતનાનો જય કરનાર દિવાળીના દિવસે એટલે અમાવાસ્યાએ દીપોની 'મંગલમાલા' વડે પોતાના ભવિષ્યના કલ્યાણની વિચંદ્રા [અંધારી રાત્રિ] છતાં તપોબળથી કૌમુદી રાત્રિ ઉત્પન્ન કરી શકે છે.

નવા વર્ષના પ્રાતઃકાલે પુણ્યકર્મો કરવાના સંકલ્પો કરી ગોબ્રાહ્મણાદિના પૂજન વડે સંસ્કૃત થઈ સંધ્યાકાળે તોરણમાં દીપાવલિ મૂકી વિંધ્યાવલિ નામની સ્ત્રી સાથે બલિરાજને "ભવિષ્યેન્દ્ર" તરીકે પૂજવાની અને તેમાં પોતાને ઇન્દ્રપદે-ઈશ્વરપદે ચઢવાનું છે તેવી ભાવનાનો પ્રકર્ષ પ્રતિપદાએ કરવાનો હોય છે.

બીજના દિવસે યમ અને યમી-ભાઈ બહેનના ઉત્સવ પળાય છે. તેમાં ભાઈનું મંગલ બહેન કરે છે. યમુના બહેનના હાથનું જમી યમ પવિત્ર થયા હતા. અને તે જ નીતિએ બહેનના હાથનું ભોજન બલવર્ધક, આયુષ્કર લેવું, અને તેમને વસ્ત્રાલંકારથી તૃપ્ત કરવી.

આ પ્રમાણે ગોવત્સદ્વાદશી, સીતાત્રયોદશી, કાલચતુર્દશી, અમાવાસ્યા, નંદાપ્રતિપદા અને યમદ્વિતીયાની અહોરાત્રની ઉત્સવમાલા છે. તેમાં હાલના જમાનામાં ઘણી વિકૃતિ છે, પણ પ્રાચીન પાકયજ્ઞની પ્રકૃતિ તેમાં હજુ પણ ઓળખી શકાય તેમ છે.

જેમાં હાલની ધનતેરશના લક્ષ્મીપૂજનની પ્રકૃતિ છે તેમાં પાકયજ્ઞના પ્રસંગે કહે છે કેઃ—" હે સીતે ! વૈદિક અને અવૈદિક કર્મોના પાકનું તું અધિષ્ઠાન છું. તું મને મારા યજ્ઞકર્મમાં છોડી દઈશ નહિ. હું તને સ્વાહા કરું છું, એટલે સારા ભાવથી મારા યજ્ઞમાં બોલાવું છું. તું અશ્વબલથી ભરાયેલી, ગાયોથી પોષાયેલી, ખળાની ધાન્યમાલાથી શોભા પામતી ઉર્વરા એટલે વિશાલ થઈ છું. મારા પાકયજ્ઞમાં તને તેડું છું. તું સ્થિર થા અને મારો કદી ત્યાગ કરીશ નહિ. તને સ્વાહા છે."

આ વાકયો વડે મીમાંસા કરશો કે ઉત્પાદક સીતાનું લક્ષ્મીપૂજન ખરું કે હાલનું અનુત્પાદક ધનનું ભાવ વિનાનું પ્રદર્શન સારું ? વિવેકી જન સત્વર સમજશે કે ભાવપૂર્વક ઉત્પાદક સીતા દેવીનું ધનતેરશનું પૂજન જ ઇષ્ટ છે.

ત્યાર પછી કાલરાત્રિનો દિવસ આવે છે. ચંદ્રમાની કૃષ્ણપક્ષની ચતુર્દશીની કલા ઉષઃકાલમાં પૂર્વમાં ઝળકે તે સમયે **અભ્યંગસ્નાન** કરી દિનશ્રીના ઉદયપૂર્વે રાત્રિની અલક્ષ્મીને બહાર કાઢી નાખવાને વિધિ છે ત્રયોદશીની 'સીતા 'માં–ક્ષેત્રની પાટીમાં ઊગેલા અપામાર્ગ (અઘેડી) વડે મસ્તકને પવિત્ર કરી ધર્મરાજનું તર્પણ કરી પ્રદોષ સમયે દીપદાન કરવાનો ચતુર્દશીનો આચાર છે. માંત્રિકોની મંત્રસિદ્ધિ કરવાની ત્રણ રાત્રિઓ હોય છેઃ ૧. **કાલરાત્રિ, ૨ મહારાત્રિ** અને ૩ **મોહરાત્રિ. કાલરાત્રિ** તે દિવાળીના ઉત્સવોમાં આવનારી કાળી ચૌદશ <u>મોહરાત્રિ</u> તે પ્રસિદ્ધ મહામાસની શિવરાત્રિ અને **મોહરાત્રિ** તે શ્રીકૃષ્ણજન્માષ્ટમી. મનુષ્ય પ્રાણીની કર્માનુસારી ગતિ ત્રણ પ્રકારની હોય છે પાપપ્રધાનની નારકી ગતિ, પુણ્યપ્રધાનની ચંદ્રલોકની ગતિ, અને મિશ્ર કર્મવાળાની ભૂલોકની ધારાબંધ જન્મપ્રવાહની ગતિ. ચોથી ગતિ જે દેવયાનની તે પુનરાવૃત્તિ વિનાની ક્રમમોક્ષની હોય છે. પાપપ્રધાન અથવા કૃષ્ણકર્મની નારકી યાતનાનું અતિક્રમણ કરવાનું મંત્રસામર્થ્ય આ કાલરાત્રિના સમયના જપ વડે સત્વર સિદ્ધ થાય છે.

જેમ વિરોચનના પુત્ર બલિને વામને ત્રિવિક્રમ રૂપથી છળી સ્વર્લોકના અંગૂઠા ( વિષ્ણુપાદના ) બાહ્ય પાદાવનેજન ( પાદોદક ) વડે પવિત્ર કર્યો, અને જેમ તે બલિ પોતાના વક્ષઃસ્થલ ઉપર વિષ્ણુને પગ દેવા દઈ પોતે પાતાલમાં જઈ પાતાલનો અધ્યક્ષ રાજા બન્યો, તેમ મંત્રવિદ્ આ કાળીચૌદશની મંત્રસાધના વડે સઘળાં કૃષ્ણ કર્મોનાં પરિણામોને દબાવી નારકી યાતનાથી બચે છે. મહાશિવરાત્રિમાં કરેલી મંત્રસાધના વડે પિતૃલોક જિતાય છે અને મોહરાત્રિની મંત્ર-સાધના વડે મનુષ્યલોક જિતાય છે

નારકી યાતનાનો જય કરનાર દિવાળીના દિવસે એટલે અમાવાસ્યાએ દીપોની ' મંગલમાલા ' વડે પોતાના ભવિષ્યના કલ્યાણની વિચંદ્રા [ અંધારી રાત્રિ ] છતાં તપોબળથી કૌમુદી રાત્રિ ઉત્પન્ન કરી શકે છે.

નવા વર્ષના પ્રાતઃકાલે પુણ્યકર્મો કરવાના સંકલ્પો કરી ગોબ્રાહ્મણાદિના પૂજન વડે સંસ્કૃત થઈ સંધ્યાકાળે તોરણમાં દીપાવલિ મૂકી વિંધ્યાવલિ નામની સ્ત્રી સાથે બલિરાજને " ભવિષ્યેન્દ્ર " તરીકે પૂજવાની અને તેમાં પોતાને ઇન્દ્રપદે-ઈશ્વરપદે ચઢવાનું છે તેવી ભાવનાનો પ્રકર્ષ પ્રતિપદાએ કરવાનો હોય છે.

બીજના દિવસે યમ અને યમી-ભાઈ બહેનના ઉત્સવ પળાય છે. તેમાં ભાઈનું મંગલ બહેન કરે છે. યમુના બહેનના હાથનું જમી યમ પવિત્ર થયા હતા. અને તે જ નીતિએ બહેનના હાથનું ભોજન બલવર્ધક, આયુષ્કર લેવું, અને તેમને વસ્ત્રાલંકારથી તૃપ્ત કરવી.

આ પ્રમાણે ગોવત્સદ્વાદશી, સીતાત્રયોદશી, કાલચતુર્દશી, અમાવાસ્યા, નંદાપ્રતિપદા અને યમદ્વિતીયાની અહોરાત્રની ઉત્સવમાલા છે. તેમાં હાલના જમાનામાં ઘણી વિકૃતિ છે, પણ પ્રાચીન પાકયજ્ઞની પ્રકૃતિ તેમાં હજુ પણ ઓળખી શકાય તેમ છે

જેમાં હાલની ધનતેરશના લક્ષ્મીપૂજનની પ્રકૃતિ છે તેમાં પાકયજ્ઞના પ્રસંગે કહે છે કે:—" હે સીતે ! વૈદિક અને અવૈદિક કર્મોના પાકનું તું અધિષ્ઠાન છું. તું મને મારા યજ્ઞકર્મમાં છોડી દઈશ નહિ. હું તને સ્વાહા કરું છું, એટલે સારા ભાવથી મારા યજ્ઞમાં બોલાવું છું. તું અશ્વબલથી ભરાયેલી, ગાયોથી પોષાયેલી, ખળાની ધાન્યમાલાથી શોભા પામતી ઉર્વરા એટલે વિશાલ થઈ છું. મારા પાકયજ્ઞમાં તને તેડું છું. તું સ્થિર થા અને મારો કદી ત્યાગ કરીશ નહિ. તને સ્વાહા છે."

આ વાકયો વડે મીમાંસા કરશો કે ઉત્પાદક સીતાનું લક્ષ્મીપૂજન ખરું કે હાલનું અનુત્પાદક ધનનું ભાવ વિનાનું પ્રદર્શન સારું ? વિવેકી જન સત્વર સમજશે કે ભાવપૂર્વક ઉત્પાદક સીતા દેવીનું ધનતેરશનું પૂજન જ ઈષ્ટ છે.

ત્યાર પછી કાલરાત્રિનો દિવસ આવે છે. ચંદ્રમાની કૃષ્ણપક્ષની ચતુર્દશીની કલા ઉષઃકાલમાં પૂર્વમાં ઝળકે તે સમયે **અભ્યંગસ્નાન** કરી દિનશ્રીના ઉદયપૂર્વે રાત્રિની અલક્ષ્મીને બહાર કાઢી નાખવાનો વિધિ છે. ત્રયોદશીની 'સીતા'માં–ક્ષેત્રની પાટીમાં ઊગેલા અપામાર્ગ (અંઘેડી) વડે મસ્તકને પવિત્ર કરી ધર્મરાજનું તર્પણ કરી પ્રદોષ સમયે દીપદાન કરવાનો ચતુર્દશીનો આચાર છે. માંત્રિકોની મંત્રસિદ્ધિ કરવાની ત્રણ રાત્રિઓ હોય છેઃ ૧. **કાલરાત્રિ**, ૨ **મહારાત્રિ** અને ૩ **મોહરાત્રિ. કાલરાત્રિ** તે દિવાળીના ઉત્સવોમાં આવનારી કાળીચૌદશ. મોહરાત્રિ તે પ્રસિદ્ધ મહામાસની શિવરાત્રિ અને **મોહરાત્રિ** તે શ્રીકૃષ્ણજન્માષ્ટમી. મનુષ્ય પ્રાણીની કર્માનુસારી ગતિ ત્રણ પ્રકારની હોય છે. પાપપ્રધાનની નારકી ગતિ, પુણ્યપ્રધાનની ચંદ્રલોકની ગતિ, અને મિશ્ર કર્મવાળાની ભૂલોકની ધારાબંધ જન્મપ્રવાહની ગતિ. ચોથી ગતિ જે દેવયાનની તે પુનરાવૃત્તિ વિનાની ક્રમમોક્ષની હોય છે. પાપપ્રધાન અથવા કૃષ્ણકર્મની નારકી યાતનાનું અતિક્રમણ કરવાનું મંત્રસામર્થ્ય આ કાલરાત્રિના સમયના જપ વડે સત્વર સિદ્ધ થાય છે.

જેમ વિરોચનના પુત્ર બલિને વામને ત્રિવિક્રમ રૂપથી છતાં સ્વર્લોકના અંગૂઠા (વિષ્ણુપાદના) બાલ પાદાવનેજન (પાદોદક) વડે પવિત્ર કર્યો, અને જેમ તે બલિ પોતાના વક્ષઃસ્થલ ઉપર વિષ્ણુને પગ દેવા દઈ પોતે પાતાલમાં જઈ પાતાલનો અધ્યક્ષ રાજા બન્યો, તેમ મંત્રવિદ્ આ કાળીચૌદશની મંત્રસાધના વડે સઘળાં કૃષ્ણ કર્મોનાં પરિણામોને દબાવી નારકી યાતનાથી બચે છે. મહાશિવરાત્રિમાં કરેલી મંત્રસાધના વડે પિતૃલોક જિતાય છે અને મોહરાત્રિની મંત્ર-સાધના વડે મનુષ્યલોક જિતાય છે

નારકી યાતનાનો જય કરનાર દિવાળીના દિવસે એટલે અમાવાસ્યાએ દીપોની 'મંગલમાલા' વડે પોતાના ભવિષ્યના કલ્યાણની વિચંદ્રા [અંધારી રાત્રિ] છતાં તપોબળથી કૌમુદી રાત્રિ ઉત્પન્ન કરી શકે છે.

નવા વર્ષના પ્રાતઃકાલે પુણ્યકર્મો કરવાના સંકલ્પો કરી ગોબ્રાહ્મણાદિના પૂજન વડે સંસ્કૃત થઈ સંધ્યાકાળે તોરણમાં દીપાવલિ મૂકી વિંધ્યાવલિ નામની સ્ત્રી સાથે બલિરાજને "ભવિષ્યેન્દ્ર" તરીકે પૂજવાની અને તેમાં પોતાને ઇન્દ્રપદે-ઈશ્વરપદે ચઢવાનું છે તેવી ભાવનાનો પ્રકર્ષ પ્રતિપદાએ કરવાનો હોય છે.

બીજના દિવસે યમ અને યમી-ભાઈ બહેનના ઉત્સવ પળાય છે. તેમાં ભાઈનું મંગલ બહેન કરે છે. યમુના બહેનના હાથનું જમી યમ પવિત્ર થયા હતા. અને તે જ નીતિએ બહેનના હાથનું ભોજન બલવર્ધક, આયુષ્કર લેવું, અને તેમને વસ્ત્રાલંકારથી તૃપ્ત કરવી.

આ પ્રમાણે ગોવત્સદ્વાદશી, સીતાત્રયોદશી, કાલચતુર્દશી, અમાવાસ્યા, નંદાપ્રતિપદા અને યમદ્વિતીયાની અહોરાત્રની ઉત્સવમાલા છે. તેમાં હાલના જમાનામાં ઘણી વિકૃતિ છે, પણ પ્રાચીન પાકયજ્ઞની પ્રકૃતિ તેમાં હજુ પણ ઓળખી શકાય તેમ છે.

## સદ્‌ગુરુ—અવતાર રહસ્ય

શ્રી ઈષ્ટ-જયન્તીના આ પ્રસંગે હું પ્રત્યક્ષ આવી આનન્દનો લાભ લઈ શક્યો નહિ, પરન્તુ વાણીના દ્વારથી હું તમારી સાથે પ્રત્યક્ષ વ્યવહાર કરી શકું એમ છું તો મારે શા માટે અસંતોષ ધરવો ? હું તમને મારી વિચારરૂપ પશ્યન્તી વાણીમાંથી વૈખરી વાણી વડે આ લઘુ નિબંધ લખી મોકલું છું તે તમારા શ્રોત્રદ્વારથી પુનઃ તમારી પશ્યન્તી વાણીના સંબંધમાં આવી મારા વિચારોનાં વિવિધ મૂર્તરૂપ પ્રત્યક્ષ ખડાં કરશે. જેઓ પરવિચારોની પ્રત્યક્ષ મૂર્તિઓને પશ્યન્તી વાણી વડે જોઈ શકતા નથી, તેમને જ " બ્રોડકાસ્ટિંગ " વડે દૂરસ્થ શબ્દ શ્રવણ કરવાનો મોહ હોય છે. શ્રોત્રગ્રાહ્ય શબ્દને અન્તશ્ચક્ષુથી ગ્રાહ્ય કરવાનું આપણા પ્રાચીનોનું સામર્થ્ય જેણે અનુભવી જાણ્યું નથી તેને આ દૂરશ્રવણની વિદ્યા કંઈક ચમત્કાર ઉત્પન્ન કરે. ત્યારે મારા શ્રોત્રગ્રાહ્ય શબ્દને આંતરચક્ષુ વડે જોવાનું રૂપાંતર પમાડવા સારુ કંઈક વૃત્તિને સમાહિત કરો. તમો વિજ્ઞાનશાસ્ત્ર(science)માં એક બલ અથવા શક્તિ બીજું રૂપ પકડે છે તે સારી રીતે જાણો છો. તેથી મારી આ વૈખરી વાણી તમને પશ્યન્તીમાં ભાસે એવું હું ઇચ્છું છું. પરમાત્મા મારી આ ઇચ્છાને સફલ કરશે જ એવી મને શ્રદ્ધા છે. ત્યારે આ શબ્દ સાંભળો.

શ્રી ઇષ્ટની જયન્તીમાં આપણે અનાદિસિદ્ધ ઈષ્ટશ્રીનો વિજય સાધવાનો નથી, પરંતુ તેમણે જે સનાતન સત્યનિયમ વડે વિજય

સિદ્ધ કર્યો છે તે નિયમનું રહસ્ય સમજવાનું છે. મેં એક સમયે લખ્યું છે કે પરમાત્માનાં બે રૂપો છે : (૧) ઈશ્વરનું અને (૨) સદ્ગુરુશ્રીનું અથવા સદાશિવનું. વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવાનું વ્રત ઈશ્વરે લીધું છે; પરંતુ વિશ્વાત્માઓ અથવા જીવોના દુઃખનું તિરોધાન અને તેમના સુખસ્વરૂપની અભિવ્યક્તિ કરનાર અનુગ્રહ કરવાનાં બે કૃત્યો શ્રીસદાશિવ અથવા સદ્ગુરુશ્રીના હાથમાં છે. જ્યારે પરમાત્મા અથવા પરબ્રહ્મ આ દૃશ્ય જગતના દેહ—પ્રાણરૂપ બાહ્ય સામગ્રી ઉપર સત્તા દાખવે છે ત્યારે તેમને ઈશ્વર સંજ્ઞા મળે છે; જ્યારે તે મન–બુદ્ધિની આન્તર સામગ્રીના પ્રકાશક અને પ્રવર્તક થાય છે ત્યારે તે સદાશિવ સંજ્ઞાવાળા અથવા સદ્ગુરુ નામવાળા થાય છે. જ્યારે ઈશ્વર આપણા દેહ—પ્રાણના માલિક છે, ત્યારે સદાશિવ અથવા સદ્ગુરુ આપણા મન–બુદ્ધિના અધ્યક્ષ છે. જ્યારે ઈશ્વર આપણી મમતાના વિષયરૂપ છે, ત્યારે સદ્ગુરુ આપણા અહંના વિષયરૂપ છે, જેટલા અંશમાં "મારાપણા" કરતાં "હુંપણું" ચડિયાતું છે, તેટલા અંશમાં પરમાત્માના ઈશ્વરપદ કરતાં સદાશિવપદ અથવા સદ્ગુરુપદ ચડિયાતું છે.

ત્યારે સદાશિવપદ અથવા સદ્ગુરુતત્ત્વ એટલે શું ? નિત્ય જણાયેલી વસ્તુ જોવા આપણે ઉપાયો સાધીએ છીએ. આપણું પોતાનું નિત્યસિદ્ધ મુખ જોવા દર્પણનો આશ્રય આપણે લઈએ છીએ, તેમાં આપણા પ્રતિબિમ્બને જોઈ આપણા મુખની સ્વચ્છતાનું ભાન કરીએ છીએ. તેવી જ રીતે આપણા શુદ્ધ સ્વરૂપનો આદર્શ આપણે "ગુરુમૂર્તિ" માં જોઈ જાણવાનો છે. જેમ પ્રતિબિમ્બ બિમ્બનું ભાન કરાવે છે, તેમ ગુરુમૂર્તિ અમૂર્ત સદ્ગુરુ સ્વરૂપને આપણા પોતાના આત્મારૂપે ઓળખાવે છે. બીજી મૂર્તિઓ કરતાં ગુરુમૂર્તિ આ જ કારણથી ચડિયાતી છે કે તે વડે આપણે આપણા સ્વ–રૂપનો પરામર્શ કરી શકીએ છીએ, જ્યારે બીજી મૂર્તિ વડે આપણે પર–રૂપનો અનુભવ કરી શકીએ છીએ. આ કારણથી તે

મૂર્તિ "ગુરુ" એટલે મોટી છે, બીજી મૂર્તિઓ "લઘુ" અથવા નાની છે. ગુરુમૂર્તિમાં ગુરુતાનું કારણ શું ? તમને સામાન્ય જનો કહેશે કે તે પણ ખાય છે, પીએ છે અને તમારા પોતાના જેવો વ્યવહાર કરે છે. હા, તે આપણા જેવો વ્યવહાર કરે છે, પરન્તુ જ્યારે આપણો વ્યવહાર ગુરુકર્મને પરતંત્ર છે અને માત્ર ચેષ્ટારૂપ છે, ત્યારે આ મૂર્તિનો વ્યવહાર સ્વભાવબલને વશ વર્તનારો છે, અને તેથી લીલારૂપ છે. આ પરવશ ચેષ્ટા અને સ્વતંત્ર લીલાનો ફેર જોવો હોય તો તમારા પોતામાં જ હું બતાવું. તમારા નાના બાળકના રમત ગમત અર્થે તમે ઘોડો બની તમારા તમારી પીઠ ઉપર ચઢવા દો. આ તમારી પોતાની સ્વતંત્ર લીલા છે. પરન્તુ પોલીસ તમને બલાત્કારે નીચા પાડી તમારી પીઠ ઉપર પગ મૂકે તે તમારી પરવશ ચેષ્ટા છે. જ્યાં જ્યાં વશિત્વ ત્યાં ત્યાં શિવત્વ, જ્યાં જ્યાં અવશિત્વ ત્યાં ત્યાં જીવત્વ—આ સૂત્ર શિવપદનો અને જીવપદનો આપણને સ્પષ્ટ ભેદ બતાવે છે. આવું શિવત્વ જે પદમાં સદા પ્રવર્તે છે તે સદાશિવત્વ અથવા સદ્ગુરુત્વ. તે જે પદમાં આગન્તુક પ્રવર્તે છે તે પદ આગન્તુક ગુરુત્વવાળું છે. પરમ વશિત્વ અથવા વશીકાર જે પદમાં છે તે પદને આપણે સદાશિવ અથવા સદ્ગુરુ કહીએ છીએ. તે તત્ત્વ પૂર્ણાંશમાં, કલામાં, અથવા અંશમાં જે જે સ્થૂલ મૂર્તિમાં પ્રકટ થાય તે તે મૂર્તિને "ગુરુમૂર્તિ" કહીએ છીએ.

આવું વશિત્વ ઓળખી કાઢવું એ ઘણું કઠિન કામ છે, પરન્તુ જેઓએ આવી જીવતીજાગતી શ્રી સદ્ગુરુની પૂર્ણાવતારની મૂર્તિઓના વ્યવહારોનું નિરીક્ષણ કર્યું છે, તેમને આ વશિત્વ અને તેના ફલરૂપ શિવત્વ ઓળખી કાઢતાં વાર નથી લાગતી. પરન્તુ જેઓ આવા અવતારવાળી સદ્ગુરુની મૂર્તિના સહવાસમાં આવ્યા નથી, અથવા આવ્યા છતાં જેમનામાં બુદ્ધિના દોષથી તે ઓળખી કાઢવાની શક્તિ નથી તેમના અર્થે કેટલાક નિયમો દર્શાવું.

તમે ભૂલોકના અગ્નિદેવને સારી રીતે ઓળખો છો., 'દેવતા' શબ્દ તો જાણે તેને જ સ્વભાવથી લાગુ પડેલો છે, અને બીજામાં તે ઉપચારથી અથવા લક્ષણાથી લાગુ પડે છે. આ અગ્નિનું દિવ્યત્વ અથવા દેવત્વ આપણને સામાન્ય રીતે બે લક્ષણોથી જણાય છે: (૧) દાહ અને (૨) પ્રકાશ. તેમાંનો દાહરૂપ ધર્મ આપણે ત્વક્-ઇન્દ્રિય વડે સમજી શકીએ છીએ; અને પ્રકાશરૂપ ધર્મ આપણે નેત્ર વડે ગ્રહણ કરી શકીએ છીએ. પરંતુ આપણી ત્વક્ઇન્દ્રિય અને ચક્ષુરિન્દ્રિય આ દાહપ્રકાશધર્મોને અમુક મર્યાદા સુધી નીચે અને અમુક મર્યાદા સુધી ઉપર જાણી શકે છે. બરફની નીચલી કક્ષા અને ઊકળતા પાણીની ઉપલી કક્ષામાં આપણી ત્વક્ઇન્દ્રિય કંઈ કામ કરી શકે તેમ નથી. તેવી રીતે કિરણપટના બે છેડાના રંગની ઉપરના રંગનું પ્રત્યક્ષ નેત્ર વડે આપણને થઈ શકતું નથી. વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી અગ્નિના દાહપ્રકાશ આપણી ઇન્દ્રિયોના સામર્થ્યની મર્યાદાને લીધે મર્યાદિત અનુભવાય છે, પરંતુ અગ્નિની ઉષ્ણતા અને પ્રકાશની મર્યાદા ઇન્દ્રિયમર્યાદા બહાર પણ જાય છે. આ બાહ્યમર્યાદાના દાહપ્રકાશ જાણવા સારુ Radiation એટલે પરમાણુના ભીતરના ભેદ વડે જે અંશુજાલ બહાર નીકળે છે તે વિદ્યાના સ્વરૂપને જાણવાની જરૂર રહે છે. એકલા Molecular Heat અને Light ના પ્રકરણના જ્ઞાનથી આ Radiated Heat અને Light નાં સ્વરૂપ સમજી શકાય તેમ નથી. આ કિરણોના અંશુજાલના મહિમાને જાણવા માટે કાં તો પ્રાચીનોની ષટ્ચક્રભેદની પદ્ધતિ જાણી મણિપુરચક્રનું સ્વરૂપ જાણવું જોઈએ, અથવા અર્વાચીન વિજ્ઞાનની Radium તત્ત્વની ચમત્કૃતિ સમજી જાણવી જોઈએ.

આ અગ્નિદેવના સંબંધમાં દાહપ્રકાશની મર્યાદાનું અતિક્રમણ આપણી ઇન્દ્રિયો આંતરયોગથી કરી શકે છે, અથવા હાલની વિજ્ઞાનપદ્ધતિનાં વિવિધ સાધન વડે "એકસરેઝ" દ્વારા કરી શકે છે. તેવી રીતે પરમાત્મવસ્તુના સ્વરૂપધર્મો જોવા જાણવા આપણાં કરણોને કોઈ ઊંચી કક્ષા ઉપર ચઢાવવાં પડે તેમ છે.

તમે સામાન્ય રીતે જાણો છો કે પરમાત્માનો અથવા પરબ્રહ્મ-તત્ત્વનો સત્તારૂપ ધર્મ અથવા અસ્તિત્વ સર્વ સ્થાવર તેમજ જંગમ પદાર્થમાં આપણે અનુભવીએ છીએ. પરમાત્માના અસ્તિત્ત્વના સ્પર્શ વિના કોઈપણ પદાર્થ ભાવરૂપે અનુભવમાં આવતો નથી. પરન્તુ જેમ સર્વ પદાર્થોની અંતર્ગત ઉષ્ણતાને આપણે પદાર્થનો ધર્મ માની અગ્નિના સ્વરૂપને જાણે ભૂલીએ છીએ, તેમ સર્વ પ્રાણી-પદાર્થોમાં નેત્ર વડે તેમનું ઉઘાડું અસ્તિત્વ જોવા છતાં, એટલે પરમાત્માનું પ્રત્યક્ષ દર્શન કરવા છતાં, તે અસ્તિત્વ તે પદાર્થનો ધર્મ છે એમ માની લઈએ છીએ. આવું સર્વસામાન્ય અસ્તિત્વ અથવા સત્તા બ્રહ્મનો સ્વભાવધર્મ છે. તે નિર્વિશેષ છતાં, સર્વ વિશેષોમાં પેસે છે, અને તે તે વિશેષો અથવા ભેદોનો સ્વભાવધર્મ હોય એવું આપણે માની લઈએ છીએ. પરંતુ પરમાત્માના સત્તા અથવા સતરૂપ ધર્મ ઉપરાંત આપણે આપણા આત્મામાં પોતાનું ભાન કરવાનું કોઈક બલ જોઈએ છીએ. આથી આપણે પોતાને ચેતનરૂપ અને અન્ય વિશ્વના પદાર્થોને જડરૂપ માનીએ છીએ. સત્તા ઉપરાન્ત ચિતિને–સદ્ ઉપરાન્ત ચિદ્‌ને—આપણે સમજીએ છીએ, પરંતુ આ ગ્રહણ કરવાનું સાધન આપણી બુદ્ધિ, તેને મર્યાદા છે તે આપણે ભૂલીએ છીએ. જેમ ત્વક્‌ઇન્દ્રિયની અને નેત્રઇન્દ્રિયની શક્તિની મર્યાદાને લીધે દાહપ્રકાશના અનેક પ્રકારના અનુભવો તે ઇન્દ્રિયો દ્વારા અમુક મર્યાદા બહારના આપણને થતા નથી, તેમ પરમાત્માના સત્–ચિદ્‌ધર્મોના ચડિયાતા અનુભવો આપણી બુદ્ધિની અથવા વિજ્ઞાનની મદદને લીધે આપણને સામાન્ય રીતે થતા નથી. તે અનુભવ થવા સારુ બુદ્ધિરૂપ ઇન્દ્રિયથી પરપ્રદેશની આપણી પ્રતિભા-શક્તિ જાગવી જોઈએ. ચિત્તની દિવ્ય પ્રતિભાશક્તિ વડે જ આપણે પરમાત્માના સત્–ચિદ્‌ધર્મો ઉપરાંત તેના આનન્દધર્મનું પ્રત્યક્ષ કરી શકીએ છીએ. પરમાત્માનો આ ત્રીજો વિલક્ષણ સ્વરૂપધર્મ જેઓને કરઆમલકવત્ સિદ્ધ છે તેમને જ ગુરુત્વ વળગ્યું છે, બીજા સર્વ

તુલ જેવા લઘુ છે. તુલ જેમ પવનથી આમતેમ ઊડ્યા કરે છે, તેમ પોતાનાથી ભિન્ન પદાર્થોના અસ્તિત્વ અને ચૈતન્યને માત્ર જાણી મનુષ્યો પોતાને ડાહ્યાડમરા માને છે, અને એ કવિ કહે છે તેમ Flutter through life's little day—આ જીવનના નાના દિવસમાં પતંગની પેઠે મનુષ્યો આમ તેમ ઊડે છે. આવું ક્ષુદ્ર તરંગી ઊડવાનું બંધ ત્યારે થઈ શકે છે જ્યારે ભીતરના કોઈ અદ્ભુત આનન્દબળથી ગુરુતા આવે.

આપણા અંતર્યામી સ્વરૂપનો આનંદ જે પદમાં પૂર્ણ જ્ઞાન અને સત્તા સહિત અખંડ ઉદિત રહે છે તે પદને સદાશિવપદ કહે છે, અને તેનું બીજું નામ સદ્ગુરુપદ છે. આ સ્વરૂપનો અખંડ આનંદ બે પ્રકારે ભોગવી શકાય છે: (૧) ક્રિયાભોગ્ય અને (૨) જ્ઞાનભોગ્ય. શરીર-પ્રાણ વડે ભોગવાય તે ક્રિયાભોગ્ય આનંદ છે; કેવલ મન-બુદ્ધિથી ભોગવાય તે જ્ઞાનભોગ્ય આનન્દ છે. ક્રિયાભોગ્ય આનંદમાં ભોગ્ય પદાર્થ પોતાના એકલા સ્વત્વમાં છે, અથવા મમત્વમાં છે એવું ભાન રહે છે; જ્ઞાનભોગ્ય આનંદમાં ભોગ્ય પદાર્થ આપણી મર્યાદામાં છે એટલું જ નહિ પણ અન્ય સર્વના સુખનો તે વિષય છે એવું આપણને ભાન રહે છે. આપણા મકાનને લગતો બાગ હોય અને તેમાં અન્યને પેસવા નહિ દેતાં આપણે જ તેનો ઉપભોગ કરી આનંદ માણીએ તો તે ક્રિયાભોગ્ય આનંદ છે; પરંતુ તે જ બગીચો સાર્વજનિક ઉપયોગમાં મૂકી આપણે પોતાના ઉપભોગ ઉપરાંત અન્ય મનુષ્યના સુખનું સાધન ઉઘાડી આપ્યું છે એવું આપણને ભાન રહે ત્યારે આનંદ જ્ઞાનભોગ્ય છે. જેટલો લલિતકલાથી પ્રગટ થતો આનંદ છે તે ઘણેભાગે જ્ઞાનભોગ્ય છે; હુન્નરકલાથી અથવા ક્રિયાકૌશલ્યથી ભોગવાતાં સુખો ક્રિયાભોગ્ય છે. ક્રિયાભોગ્ય આનંદ દેહ-પ્રાણના અભિમાન સાથે વળગી રહેલો છે, અને તેથી તેને વિષયાનંદ કહે છે; જ્ઞાનભોગ્ય આનંદ મન-બુદ્ધિના અભિમાન સાથે વળગી રહેલો છે માટે તેને નિજાનંદ કહે છે. પ્રથમમાં સાધનની

સાથેના આપણા સ્થૂલ સંબંધની અપેક્ષા રહે છે; બીજામાં માત્ર સૂક્ષ્મ માનસ સંબંધની અપેક્ષા રહે છે. સ્થૂલ વિષયાનંદ કરતાં સૂક્ષ્મ નિજાનંદ ચડિયાતો છે, અને તેમાં પણ સ્વરૂપના વૈભવને સ્પર્શ કરતો નિજાનંદ બ્રહ્મપક્ષપાતી છે, ત્યારે સદ્‌ગુરુપદમાં બ્રહ્માનંદ એ અખંડ સ્વભાવધર્મ હોય છે. અન્ય સર્વ પદમાં—પછી તે ઈશ્વરનું હોય, દેવનું હોય, સિદ્ધનું હોય કે મનુષ્યનું હોય—તે બ્રહ્માનંદ નિત્યોદિત રહેતો નથી, પરંતુ શાન્તોદિત હોય છે, એટલે અખંડ પ્રકટ રહેતો નથી, પરંતુ પ્રકટ થઈ લય પામે છે, પુનઃ પ્રકટ થાય છે અને લય પામે છે.

હવે સમજાશે કે સદ્‌ગુરુપદનું અસાધારણ લક્ષણ પરમ વશિત્વ તે તેના પરમ શિવત્વ લક્ષણ વડે ઓળખી શકાય છે. તેની પરમ મંગલતા તેમની અખંડ બ્રહ્માનંદની સ્ફુરતામાં છે. જ્યાં બ્રહ્માનંદની સ્ફૂર્તિ નથી ત્યાં શિવત્વ નથી, ત્યાં વશિત્વ નથી અને ત્યાં સદ્‌ગુરુત્વ પણ નથી. જેમ જલ બુદ્‌બુદનું રૂપ પકડે છે, અથવા બરફનું રૂપ પકડે છે, તેમ બ્રહ્માનંદની પ્રત્યક્ષ મૂર્તિ એ સદ્‌ગુરુનો દેહ છે. આ મૂર્તિને આગમમાં દક્ષિણામૂર્તિ કહે છે. કારણ કે તેમાં સર્વ દાક્ષિણ્ય પ્રજ્ઞા–ઊંડી સમજણ–કેન્દ્રિત થયેલી હોય છે; જ્યારે બીજી મૂર્તિઓ વામમૂર્તિ કહેવાય છે, કારણ કે તેમાં વક્રતા, કુટિલતા વગેરે ધર્મો હોય છે.

પરંતુ આ અન્તર્યામી સદ્‌ગુરુતત્ત્વ સ્વેચ્છાથી દિવ્ય લીલાશરીર ધારણ કરે ત્યારે તેમાં બ્રહ્માનંદ નિત્યોદિત રહે છે, પરંતુ જીવપદમાંથી પ્રયત્ન વડે શિવપદ મેળવી બ્રહ્માનંદ મેળવનાર પુરુષ કરતાં આ વિગ્રહના બ્રહ્માનંદમાં ફેર હોય છે. જ્યારે જીવનમુક્ત મહાપુરુષનો બ્રહ્માનંદ વ્યક્તિનિષ્ઠ અથવા પોતાના મર્યાદિત સ્વરૂપમાં પ્રતિષ્ઠિત હોય છે, ત્યારે શ્રી સદ્‌ગુરુના લીલાવિગ્રહનો અદ્‌ભુત બ્રહ્માનંદ સમષ્ટિનિષ્ઠ અથવા બ્રહ્માંડમાં વ્યાપેલો હોય છે. તેથી આ લીલાવિગ્રહ–સાથેના સંબંધમાં આવનાર સર્વ પ્રાણીઓ તે આનંદના

કણોને લેતા જાય છે, અને અક્લિષ્ટ વાતાવરણમાં આવે છે. આ અવતારી સદ્‌ગુરુશ્રીની મૂર્તિનો સંબંધ પ્રત્યક્ષી ફલને જણાવે છે. તેના સંબંધમાં આવનાર પ્રાણી ગમે તે પ્રકારના ગુણકર્મવાળો હોય તો પણ જ્યાં સુધી તેમના દેહ-પ્રાણની મર્યાદામાં હોય છે ત્યાં સુધી તેના ક્લેશનું આવરણ ભેદાય છે, તે પ્રાણી અત્યંત જડ અને અજ્ઞાની હોય તો પણ તેનામાં આ સંસારની પીડમાં શું છે તે જાણવાની ઇચ્છા પ્રકટે છે; તેનામાં દેહપ્રાણના અભિમાન ઉપરાંત મનબુદ્ધિનું શુદ્ધ અભિમાન જાગે છે; તેનામાં પોતાના બંધનના અથવા મોહના વિષયોમાં જે અભિમુખતા નિત્ય હોય છે તેમાં વિમુખતા થાય છે; પોતાના વિરોધી માની લીધેલા પ્રાણી-પદાર્થો પ્રતિનો દ્વેષ અંતરથી શમી જઈ તેમના પ્રતિ ઉપેક્ષાવૃત્તિ જાગે છે; અને તેનામાં દેહ-પ્રાણના અભિમાન ઉપરાંત મન-બુદ્ધિનું અભિમાન જાગેલું હોવાથી મરણનો ભય ઓછો થતો જાય છે, કારણ કે મરણનો ભય તેનામાં હોય છે કે જેનામાં દેહ-પ્રાણ નાશ પામે તો હું રહેવાનો નથી એવો નિશ્ચય બંધાયેલો હોય છે. જેનામાં દેહ પ્રાણ ઉપરાંત મન-બુદ્ધિ વગેરે ચડિયાતાં તત્ત્વોમાં આત્મબુદ્ધિ બંધાઈ છે, તેને સામાન્ય મરણનો ભય રહેતો નથી.

શ્રીસદ્‌ગુરુના લીલાવિગ્રહનું બીજું ચિહ્ન આ પ્રમાણે સંબંધમાં આવનાર સર્વને પરમ સુખ આપવાનું હોય છે. જ્યારે સામાન્ય ગુરુઓ ઘણેભાગે આત્મનિષ્ઠ રહી પોતે એકલા જ આનંદ ભોગવે છે, ત્યારે સદ્‌ગુરુશ્રી સર્વને આનંદ આપી જાણે છે. આ આનંદનું પ્રસારણ કૃત્રિમ ઉપાયથી કરવામાં આવતું નથી, પરંતુ બ્રહ્માનન્દની સ્વાભાવિક સ્ફુરતાને લીધે થાય છે. સમુદ્રનાં મોજાં જેમ ઊછળે છે, અને કાંઠા ઉપર જ્યારે ઊભા હોઈએ ત્યારે શીતલ કણોથી ભરચક વાયુ આપણને જેમ શાન્તિ આપે છે, તેમ શ્રીસદ્‌ગુરુના લીલાવિગ્રહના સંબંધમાં આવતાં આપણને સ્વરૂપસુખની લહેરો

લાગે છે. આવું સમજાય ત્યારે સમજવું કે આ તનુમાં સદ્ગુરુ-તત્ત્વનું અવતરણ છે.

ત્રીજું ચિહ્ન સદ્ગુરુપદના અવતરણનું હવે વિચારવા યોગ્ય છે. આપણે જેવી રીતે વિષયાનંદ ભોગવીએ છીએ, અને અન્યને આપી શકીએ છીએ, તેમ જીવન્મુક્ત પુરુષ બ્રહ્માનંદ ભોગવે છે, અને અન્યને તે આનંદ ભોગવાવી શકે છે, પરંતુ તે સાથે આનંદનો હું ભોક્તા છું અને આનંદનો હું પ્રેરક છું : આવું અભિમાન બંનેમાં હોય છે. આ અભિમાન બંનેમાં વિશેષણરૂપે રહેલું હોય છે. સામાન્ય જન વિષયાનંદથી જેવો વિશિષ્ટ છે, તેવો જીવન્મુક્ત પુરુષ બ્રહ્માનંદથી વિશિષ્ટ છે. પરંતુ સદાશિવના આનંદવાળા શરીરમાં અથવા સદ્ગુરુપદના અવતરણવાળા દેહમાં આવું આનંદને ભોગવવાનું તથા આપવાનું અભિમાન હોતું નથી, એટલે તે પદ વિશિષ્ટ એટલે વિશેષણવાળું નથી, પરંતુ કેવલ અથવા ઉપાધિ વિનાનું છે. જેમ સૂર્ય પોતાનાં સહસ્ર કિરણોને લોકલોકાન્તરમાં સંકોચ-વિકાસવાળાં કરે છે તો પણ તે અખંડ કર્તૃત્વઅભિમાન વિનાના કેવલ રહે છે, તેમ શ્રી સદ્ગુરુના અવતરણવાળી મૂર્તિ હું બ્રહ્માનન્દ ભોગવું છું અથવા ભોગવાવું છું, એ પ્રકારના ભોક્તૃત્વ-ભાવ વિનાની હોય છે.

પરન્તુ તે સાથે એમ ન સમજવું કે તે મૂર્તિ કર્તૃત્વ અને ભોક્તૃત્વ વિનાની છે માટે જડ અથવા શૂન્ય છે તે મૂર્તિ નિરુદ્ધ ભૂમિકાની અથવા નિર્વિકલ્પ સમાધિમાં રહેલી ન સમજવી- તે મૂર્તિમાં હું પૂર્ણ બ્રહ્મ છું, હું પૂર્ણ આનંદનો સમુદ્ર છું—એવું શુદ્ધ સાક્ષીપદનું જ્ઞાન ઝળકતું હોય છે. જેવી રીતે વિષયાનંદમાં જીવોની શૂન્યભાવવાળી સુષુપ્તિ અવસ્થા છે, તેમ બ્રહ્માનંદમાં રમનાર મુક્તોની નિર્વિકલ્પ સમાધિવાળી શૂન્ય ભોગવાળી તુરીય અવસ્થા છે, પરંતુ તે પદ ઉપરાંત (તુરીયાતીત) હું શુદ્ધ પૂર્ણ બ્રહ્મ છું—

આવી પૂર્ણ પ્રજ્ઞાવાળી એક સ્થિતિ છે, અને તે સદ્‌ગુરુપદના વૈભવની છે. આ સ્થિતિ પ્રકટ ન થાય ત્યાં સુધી મનુષ્યો ગુરુપદે આવે પણ સદ્‌ગુરુપદે ચઢયા કહેવાય નહિ. મૂળ શ્રી સદાશિવતત્ત્વ જ્યારે અવતરે છે ત્યારે આ તુરીયાતીત સ્ફૂર્તિ સદા ઝળકે છે. અત્રે ધ્યાનમાં રાખવું જરૂરનું છે કે જીવ આ પદે પ્રયત્ન વડે ચઢી શકે છે, ત્યારે શ્રી સદાશિવ અથવા સદ્‌ગુરુતત્ત્વ સ્વેચ્છાથી લોકકલ્યાણાર્થે નીચે ઊતરે છે. આ કારણથી શ્રી સદ્‌ગુરુના અવતરણવાળી મૂર્તિને પ્રત્યક્ષ "જ્ઞાનમૂર્તિ" કહેવામાં આવે છે.

આપણે પણ જ્ઞાનના આવેશમાં જ્ઞેયના અસ્તિત્વને ભૂલીએ છીએ, પરન્તુ જ્ઞેય ખોટું છે, વસ્તુતઃ નથી, મિથ્યા છે; એવા નિશ્ચયવાળા હોતા નથી. વિશ્વના ભેદોમાં સત્યપણાનો નિશ્ચય આપણા વિજ્ઞાનમય આવેશ સમયે પણ દૂર થયેલો હોતો નથી. પરન્તુ શ્રી સદ્‌ગુરુપદનાં અવતરણવાળી મૂર્તિમાં આવો ભેદભાવ અથવા દ્વંદ્વભાવ શમી ગયેલો હોય છે. ભેદો પ્રતીતિ માત્ર સ્વરૂપના વિલાસના ચમકારા છે: આવું જ્ઞાન તે જ્ઞાનમૂર્તિમાં હોય છે, અને તે પોતાના વિજ્ઞાનમયને પોતાના આનંદમયકોશના ચિદંબરમાં જાણે વીજળી પ્રકટ થતી હોય તેમ સમજી જાણે છે. જેમ આપણા એટલે જીવોના આનન્દમયકોશ ભેદના કણોથી વ્યાપ્ત થયેલો હોવાથી તેમાં ક્લેશનાં વાદળાં બંધાય છે, અને વિજ્ઞાનમયકોશમાં તેનાં વાવાઝરડાં થાય છે, તેમ આ મૂર્તિના આનન્દમય–ચિદંબરમાં કદી થતું નથી, તેમાં વિજ્ઞાનમયના વિદ્યુતના ચમકારા રજકણો વિનાના—પરોરજાઃ—પદનાં હોય છે. આ કારણથી આ આ તુરીયાતીત આનન્દમય કોશનું ચિદમ્બર શ્રી સદ્‌ગુરુની મૂર્તિમાં સર્વ રજકણો વિનાનું, સર્વ રાગાદિ ભાવનાના રંગો વિનાનું, પોતાના અખંડ વ્યાપક ભાવને જાણનારું, તે તે પ્રાણીપદાર્થોના પ્રતીતિમાં પોતાની પીડની વાસ્તવ સત્યતાને ઓળખનારું, અને તે તે પ્રતીતિઓમાં અન્તર્યામી તરીકે રહેલું પોતે અધિષ્ઠાન તત્ત્વ છે એવું

બુદ્ધિના ઘનમંડલ ઉપર રહેલા પ્રતિભાના મંડલમાં સાક્ષાત્ જોનારું હોય છે.

આ પ્રમાણે સદ્‌ગુરુતત્ત્વ અથવા સદાશિવતત્ત્વ આ વિશ્વના દેહ-પ્રાણ ઉપર શાસન કરનાર ઈશ્વરપદ કરતાં મન-બુદ્ધિના અધ્યક્ષ-રૂપ હોવાથી ચડિયાતું છે. તે તત્ત્વ "આ"પણાના ભારવાળું નથી, પરંતુ "હું" પણાના ભારવાળું છે. જગતના દેહ અને પ્રાણનું શાસન કરનાર ઈશ્વરપદ દૃશ્યપણા ઉપર, ઈદંત્વ એટલે "આ" —પણા ઉપર, ભાર મૂકી પ્રવૃત્ત થાય છે, અને તે ઉત્પત્તિ, સ્થિતિ અને નાશનું અભિમાન ધારણ કરે છે. પરન્તુ જગતનાં મન-બુદ્ધિનું શાસન કરનાર સદાશિવપદ અથવા સદ્‌ગુરુપદ વિશ્વના દ્રષ્ટાસ્વરૂપ ઉપર, ચૈતન્ય ઉપર, "હું" ઉપર, ભાર મૂકી પ્રવૃત્ત થાય છે, અને તેથી જડતાનો અથવા ભેદનો તે ગ્રાસ કરે છે અથવા તિરોધાન કરે છે, અને અભેદજ્ઞાનનો વિકાસ અથવા અનુગ્રહ કરે છે. ઈશ્વરપદ કર્માશયના વિપાક વડે જાતિ, આયુષ અને ભોગ પ્રકટાવે છે, ત્યારે સદાશિવપદ અથવા સદ્‌ગુરુપદ કલેશની વાસનાના લય વડે અને અક્લિષ્ટ સ્વરૂપના ગુણધર્મોના ઉદય વડે આપણામાં મોક્ષ પ્રકટાવે છે.

પરબ્રહ્મના અથવા પરમાત્માના એ બે કાર્યવિભાગ કરનારાં ઈશ્વરપદ અને સદાશિવપદની જેને ઓળખ છે તેઓ સમજે છે કે જે ફળ ઈશ્વર ન આપે તે શ્રી સદ્‌ગુરુ આપે છે. આનું કારણ એ છે કે ઈશ્વર જગતના વ્યવસ્થાપક હોવાથી ऋत અને सत्य ને—વ્યવહારના સિદ્ધ નિયમો અને પરમાર્થના સત્ય નિયમોને—તેઓ સ્વેચ્છાથી વશ વર્તે છે, અને પ્રાણીઓને તે જ નિયમમાં પ્રવર્તાવે છે. તેમનું શાસન વ્યાકૃત આકાશમાં જ્યાં ગુણકર્મના રજકણો છે તેમાં છે; શ્રી સદ્‌ગુરુ, બુદ્ધિ અથવા જ્ઞાનના પ્રેરક હોવાથી અને સ્વરૂપ તે सत्यस्य सत्यम् સત્યનું સત્ય હોવાથી અવ્યાકૃત આકાશમાં અથવા ચિદમ્બરમાં તેમની વિભુ સત્તા પ્રવર્તે છે તેથી

વ્યાકૃત પ્રદેશમાં પોતે પોતાના સ્વરૂપસામર્થ્યના અવતરણ વડે એટલે કિરણપ્રવેશ વડે અનેક પ્રતિબન્ધો અને અંતરાયોને દૂર કરે છે. શાસ્ત્ર કહે છે કે ઘણા દીપ્તિવાળા તપ વડે ઋત અને સત્ય પ્રકટ થાય છે. શ્રી સદ્‌ગુરુ અથવા સદાશિવપદનું અમુક દેહમાં અવતરણ સ્વેચ્છાથી થયું છે કે નહિ તેનું અનુમાન કરાવનારાં ચોક્કસ લિંગો અથવા ચિહ્નો નીચે પ્રમાણે છે :

(૧) તે જીવતી જાગતી ગુરુમૂર્તિમાં પરમ વશિત્વ એટલે પરમ વશીકાર હોય છે; અને તેથી જેમ कश्यप શબ્દ पश्यक એમ અવળ વાણીથી ઉત્પન્ન થયો છે, તેમ આ વશિ તે શિવ એમ અવળ વાણીથી આપણે સમજવાનું છે. આ વશિત્વ અથવા શિવત્વ સદાસિદ્ધ હોવાથી સદ્‌ગુરુનું બીજું નામ સદાશિવ છે.

(૨) તે ગુરુમૂર્તિ અખંડ બ્રહ્માનન્દવાળી નિત્યપ્રસન્ન હોય છે, અને તેથી તે દક્ષિણામૂર્તિ કહેવાય છે, જ્યારે બીજી મૂર્તિઓ વામમૂર્તિ ગણાય છે.

(૩) તે ગુરુમૂર્તિ નિત્યોદિત બ્રહ્માનન્દવાળી હોય છે એટલું જ નહિ, પણ સંબંધમાં આવનાર સર્વ પ્રાણીઓ—પછી તે ગમે તેવા અધિકારવાળાં હોય—તેમને સ્વભાવથી જ સુખ—શાન્તિ આપે છે.

(૪) તે મૂર્તિ બ્રહ્માનંદ ભોગવે છે, અને તે આનંદના કણો વડે અન્યને શાંત કરે છે, પરંતુ તે સાથે કર્તૃત્વ-ભોક્તૃત્વ વિનાના કેવલ સાક્ષીપદે રહેનારી હોય છે.

(૫) વળી આ કેવલપણું તે શૂન્ય અથવા જડતાનું ભરેલું નથી, પરંતુ દ્વંદ્વભાવવિનાનું એટલે કે જ્ઞેયના સત્યપણાના નિશ્ચયવાળું નહિ, પરંતુ જ્ઞેયની આભાસમયતાના નિશ્ચયવાળું જ્ઞાનમય છે.

(૬) તે ગુરુમૂર્તિ આનંદમયી અને જ્ઞાનમયી છતાં તેની શક્તિ

આનંદમયના ચિદમ્બરમા અખંડ વિદ્યમાન હોય છે, અને જ્યારે સામાન્ય જનોના આનંદમયનું ચિદમ્બર ક્લેશના કણોથી અથવા રજકણોથી ભરેલું હોય છે ત્યારે આ ચિદમ્બર परोरजा એટલે રજકણ વિનાનું, રાગદ્વેષની છાંટ વિનાનું, અત્યંત શુદ્ધ સત્વથી ભરેલું હોય છે, અને તેથી તેમા થતી ચૈતન્યની વીજળીઓ સંસારના ક્લેશમય વાવાઝરડાથી યુક્ત વાદળામાં થતી નથી, પરંતુ ઉનાળાની રાત્રિના વાદળા વિનાના આકાશમા સ્ફુરતી વીજળીઓ જેવી હોય છે.

આ ૭ લક્ષણો અથવા ચિહ્નો વડે અંકિત થયેલી ગુરુમૂર્તિ સાથે જેમને વ્યવહાર કરવાનું સુભાગ્ય હોય છે તેઓ આ શ્રીઈષ્ટ-જયન્તીના મહિમાને સમજી શકશે શ્રીસદ્‌ગુરુતત્ત્વની આ ભૂમંડલ ઉપર અનેક દૈવી મૂર્તિઓ થઈ છે, થાય છે અને થશે પરંતુ પ્રત્યેક મૂર્તિમાં આ ૭ અમૂર્ત ધર્મો સ્પષ્ટ હોય છે બીજા ધર્મો હોય, પરંતુ આ ૭ ધર્મોનો યથાઘટિત સમન્વય હોય ત્યારે જ તે શ્રીસદ્‌ગુરુની દક્ષિણામૂર્તિ ગણાય છે જેમ વિષ્ણુભગવાનની વાસુદેવ- મૂર્તિમાં જ્ઞાન, શક્તિ, ઐશ્વર્ય, બળ, વીર્ય અને તેજ, આ ૭ ગુણોનું એકીકરણ હોવું જોઈએ, તેમ આ સદાશિવની ગુરુ મૂર્તિમા (૧) વશિત્વ, (૨) આનંદત્વ, (૩) સુખપ્રદત્વ, (૪) કેવલત્વ, (૫ દંદરહિતત્વ (૬) ચિદમ્બરત્વ આ ૭ ધર્મોનું એકીકરણ હોવું જોઈએ આ મૂર્તિમા મે ગણાવ્યા તે ધર્મોનું ઉત્કીલન અથવા ઉકેલ કરવાનો એક પ્રકાર છે તે હું આ જયન્તીના પ્રસંગે જણાવું છું

ગુરુમૂર્તિ ભૂતમાત્રાની બનેલી હોય છે પંચભૂતોના પરમાણુઓથી ઘડાયેલી પ્રાણાદિ શક્તિવાળી જીવતી જાગતી વ્યવહાર કરતી મૂર્તિ તે ભૂતમયી મૂર્તિ છે, અને તે પંચભૂતોના પરમાણુઓ વિનાની આપણા ચિત્તના દ્રવ્યના પરમાણુઓથી ઘડાયેલી મંત્રના પ્રાણથી અનુપ્રાણિત જે મૂર્તિ છે તે ભાવમયી કહેવાય છે ભૂતમાત્રાની મૂર્તિ બાહ્ય ઇન્દ્રિયો સાથે વ્યવહાર કરી શકે છે, ભાવમાત્રાની મૂર્તિ

અંતઃકરણ સાથે વ્યવહાર કરી શકે છે. ભૂતમયી મૂર્તિ ક્રિયા વડે પૂજન સ્વીકારી શકે છે; ભાવમયી મૂર્તિ જ્ઞાન વડે પૂજન સ્વીકારી શકે છે. બંનેમાં સદ્ગુરુનું આત્મતત્ત્વ અન્તર્યામીરૂપે રહે છે. જેમ આપણો પાંચ હાથનો દેહ નખ જેવડા દર્પણમાં સર્વાંશે પ્રતિબિંબિત થાય છે, તેમ ગુરુમૂર્તિ આજ્ઞાચક્રના ઉપરના સૂક્ષ્મ પ્રદેશમાં જ્યાં નીચા મુખવાળા સહસ્રારપદ્મ અને ઊંચા મુખવાળા દ્વાદશાન્ત પદ્મની કર્ણિકા જોડાય છે ત્યાં સર્વાંશ સૂક્ષ્મ રૂપમાં ભાવમયી પ્રકટ થઈ શકે છે. આ અતિગોપ્ય સ્થાન આદર્શ અથવા દર્પણ જેવું છે, અને તેને આપણા આગમશાસ્ત્રમાં તારકસ્થાન કહે છે, કારણ કે ત્યાં આપણું તારણ કરનાર પ્રણવનું રહસ્ય શ્રીસદાશિવ અથવા સદ્ગુરુ-ચેતન ઉઘાડું કરે છે.

આ બંને પદ્મોના સંયુક્ત કર્ણિકાવાળા સ્થાનમાં એક ષટ્કોણ રચી તેના મધ્યબિન્દુમાં આપણા પ્રત્યક્ષ સમ્બન્ધમાં આવેલી મનુષ્યયોનિની ગુરુમૂર્તિની જે કોઈ વ્યવહારમુદ્રા આપણને રમણીય અથવા મોહક લાગી હોય તેવી મુદ્રાવાળી આપણા ચિત્તના શુદ્ધ-સત્ત્વથી ઘડી કાઢી સ્થાપન કરવી, અને જેમ બાહ્ય શિલ્પકાર પોતાની મનોમયી મૂર્તિને બહાર મૂર્તરૂપ આપે છે, તેમ આપણે આ બાહ્ય ભૂતમયી મૂર્તિને આન્તર ભાવમયી બનાવી તેની સ્થાપના કરવી. તે સ્થાપિત ભાવમયી ગુરુમૂર્તિની આગળ પાછળના ૭ કોણમાં ઉપરના ૭ સદ્ગુરુતત્ત્વના ગુણધર્મોનો વિન્યાસ કરવો, અને મૂર્તિના આસનની પીઠમાં પ્રણવનું સ્થાપન કરી તે ભાવમયી ગુરમૂર્તિમાં આપણને દીક્ષામાં મળેલા મંત્રના વર્ણોનો પ્રત્યક્ષ વિન્યાસ કરવો, એટલે કે શ્રીગુરુની ભાવમૂર્તિના હૃદય, શિરસ્, શિખા, નેત્રત્રય, કવચ અને અસ્ત્ર—એ ષડ્ અંગોમાં ઇષ્ટમંત્રનો વિન્યાસ કરી તે મંત્રના અંતે નમઃ, સ્વાહા, વષટ્, હું, ફટ્-એ શબ્દો ગોઠવી તે મૂર્તિમાં ઉપર વર્ણવેલા ૭ ગુણધર્મો જાણે ઉપર તરવરી આવતા હોય એવી ભાવના

કરવી; અને એવી ધ્યેયમૂર્તિને આપણી ચિત્તવૃત્તિના સ્વચ્છ પટવડે ઢાંકવી—એટલે કે જેમ આપણા બાહ્ય સ્થૂલ શરીર ઉપરનાં શંખ, પદ્મ, તલ, વગેરે ચિહ્નો જેમ વસ્ત્રવડે ઢાંકી આપણે વ્યવહાર કરીએ છીએ, તેમ આ મંત્રાક્ષરોથી અંકિત ભાવમૂર્તિ ઉપર આપણી વૃત્તિનું આવરણ આપવું. ભૂતમૂર્તિને ભાવમય બનાવ્યા પછી તથા મંત્રવર્ણવડે અંકિત કર્યા પછી, અને વૃત્તિપટવડે ઢાંકયા પછી આપણે તેમાં આત્મભાવ અથવા અહંગ્રહ કરવો એટલે તે મંત્રશક્તિસંપન્ન છ ગુણોથી ભરેલી ગુરુમૂર્તિમાં હું છું એવો ભાવાવેશ પ્રકટ કરવો. આ અહંગ્રહ અથવા હું-પણાનો ભાવાવેશ જેટલી ક્ષણ સિદ્ધ રહી શકે તેટલી ક્ષણોમાંથી ઉપરના ગુણધર્મો આપણા અભિમાનીના રૂપમાં ખેંચાઈ આવે છે, અને તેનું પરિણામ એ આવે છે કે આ ધ્યાનમાંથી ઉઠયા પછી આપણામાં તે ગુણધર્મોની છાયા જાણ્યે-અજાણ્યે પણ ઊતરી આવે છે.

જેમનાથી આ અહંગ્રહનો અથવા હું શ્રી સદ્ગુરુ છું, એવો ભાવાવેશ પ્રકટ ન થઈ શકે તેમણે તે મૂર્તિમાં "મારાપણા"ના પ્રતીકરૂપે ભાવના બાંધવી. જેમ રાજા પોતાના સ્થાને પોતાના પુત્રને મોકલી વ્યવહાર કરે છે; જેમ પિતા પુત્રને કાર્યાર્થે પ્રેરે છે, તેમ આપણા અન્તર્યામી આત્માના કોઈ અપૂર્વ રમણીય અને પ્રિય મિત્ર રૂપે આ ગુરુની મૂર્તિ છે એવો મમત્વનો ભાવાવેશ બાંધવો. અહંતાની ભાવ-અહંગ્રહ ઉપાસના કાળે કરીને આ મમત્વની ભાવનાવાળી પ્રતીકોપાસનામાંથી પ્રગટ થાય છે. આ મમત્વના ભાવાવેશવાળી ઉપાસનામાં પૂજ્ય ગુરુમૂર્તિમાં પંચભૂતદ્વારથી પંચોપચાર પૂજા કરવી એટલે કેઃ—

ॐ लँ पृथिव्यात्मक गन्ध समर्पयामि ।
ॐ वँ जलात्मकं नैवेद्यं समर्पयामि ।
ॐ रँ तेजस्तत्त्वात्मकं दीप दर्शयामि ।

ॐ यँ वाटवात्मकं धूपमाघ्रापयामि ।
ॐ हँ आकाशात्मकं पुष्प समर्पयामि ॥

આ મંત્રો વડે બાહ્ય ભૂતમૂર્તિને જે જે બાહ્ય ઉપચારો કરતા હતા તે આ આન્તર ભાવમૂર્તિને સર્વ ભૂતમાત્રાનું અર્પણ કરવું અને સર્વ ભૂતનાં સર્વોત્તમ ફળ આ ગુરુમૂર્તિને આપણે આન્તર યાગથી અર્પણ કરીએ છીએ એવી ભાવના કરવી.

ત્યાર પછી ભાવમૂર્તિ સામે બેઠી છે તેના સામે ત્રાટક બાંધી આપણે તે મૂર્તિમાં વિન્યાસ કરેલા મંત્રાક્ષરોને જપ વડે જગવવા, એટલે કે લોહચુંબક લોહના કણોને જેમ ગતિ આપે છે તેમ આપણા અન્તસ્થ પશ્યન્તી જપ વડે તે અક્ષરોમાં ગૂંથાયેલા અર્થ-તાત્પર્યરૂપ ભાવોને તરવરતા કરવા અથવા ઉકેલવા. આથી શ્રી ગુરુની ભાવમૂર્તિમાં વિન્યસ્ત અથવા ગોઠવાયેલો મંત્ર પોતાનું વાચકરૂપ પલટાવી વાચ્યનું રૂપ પકડશે જેમ આપણે જે કોઈ ભાષા ઉપર બરાબર અંકુશવાળા હોઈએ તો ગ્રંથ વાંચતાં વાચતાં લિપિનું ભાન ન કરતાં અર્થનું જ ભાન સત્વર કરી શકીએ છીએ, તેમ આ મંત્રથી અંકિત ગુરુમૂર્તિ ઉપર ત્રાટક કરવાથી આપણો મંત્ર માત્ર વાચક નહિ રહેતાં વાચ્યાર્થરૂપ બને છે; અને પરિણામ એ આવે છે કે મંત્રાર્થ વ્યક્ત થતાં ગુરુમૂર્તિનું દૈવત જાગે છે. મંત્રના શબ્દ, મંત્રના અર્થ અને મંત્રનું દૈવત જ્યારે સમવેગથી જાગે છે ત્યારે ઉપાસના સફળ થઈ સમજવી. તે મંત્રદૈવત અભીષ્ટ વસ્તુ ને વરદાન આપવા તૈયાર થાય છે. પરંતુ શ્રી સદાશિવ અથવા સદ્ગુરુની ભાવમૂર્તિ જ્યારે આ પ્રકારે સચેતન થઈ વરદાન આપે ત્યારે તે શું નહિ આપે તે કહી શકાતું નથી. પોતાના સ્વભાવ-સિદ્ધ ૭ ગુણોની વિભૂતિ આપણને આપે છે અને સાધક સિદ્ધપદે અથવા સદ્ગુરુના પદનો પૂર્ણાભિષિક્ત બને છે. ટૂંકામાં, તે પોતે શ્રી સદ્ગુરુની બીજી મૂર્તિરૂપે પ્રકટ થાય છે. જેમ એક દીવામાંથી બીજો દીવો પ્રકટ કરવામાં પહેલો દીવો, કોઈપણ પ્રકારનું બલ ખોતો

નથી, તેમ શ્રી સદ્ગુરુની આ ઉપાસનાના પરિણામમાં બીજી એક ગુરુમૂર્તિ પ્રકટ થાય છે, અને આવી અનેક મૂર્તિમાં શ્રીસદ્ગુરુ પરમાત્મા પ્રકટ થવા બલ ધરાવે છે.

શ્રી પરમાત્મદેવ તમારામાં અન્તર્યામીરૂપે રહેલા સદ્ગુરુચેતનને પ્રત્યક્ષ ગુરુમૂર્તિના આલમ્બન વડે અભિવ્યક્ત કરો એવી શુભ વાસનાથી આ લેખરૂપી અસ્ત્ર તમારા પ્રતિ ફેંકું છું, અને તે તમારી પશ્યન્તી વાણીમાં સ્ફુટ થશે એવી આશા રાખું છું.*

૧૯૨૪

* સં. ૧૯૮૧ની કાર્તિક કૃષ્ણ પ્રતિપદાની શ્રી ગુરુદેવજયન્તી પ્રસંગે લખી મોકલેલો લેખ.

# અધ્યાત્મવિદ્યા અને કલાવિજ્ઞાન

ભારતવર્ષની કલાના પુનરુદ્ધાર કરવાના વર્તમાન પ્રયત્નો જોઈ સર્વ સાહિત્યરસિકોને પ્રસન્નતા થવી ઘટે છે. પરંતુ પશ્ચિમ કલાવિજ્ઞાનમાં એક પાયાનો સિદ્ધાંતભેદ છે તે લક્ષ્ય બહાર ન જાય તેવા હેતુથી આ નાનો નિબંધ લખવાનું યોગ્ય ગણ્યું છે. પશ્ચિમમાં તત્ત્વજ્ઞાન માત્ર બુદ્ધિવિલાસરૂપ છે, અને કલાજ્ઞાન માત્ર ભાવસંતર્પણ કરનાર છે, ત્યારે ભારતવર્ષમાં તત્ત્વજ્ઞાન મોક્ષરૂપ પુરુષાર્થને સાધક છે, અને કલાવિજ્ઞાન અધ્યાત્મ આનંદનું નિમિત્ત છે.

આપણા અધ્યાત્મશાસ્ત્રના ગહન પ્રદેશો જેમણે અવલોકયા છે તેમને સ્પષ્ટ થયું છે કે અધ્યાત્મ–ભાવનાના ઉત્કર્ષમાં કલાનો સર્વાંશ ઉપયોગ થયો છે. ભાવનાની સિદ્ધિ કલાદ્વારથી જ થયેલી વર્ણવી છે, અને સઘળા અનુષ્ઠાનના પ્રયોગોમાં યજ્ઞવેદિ, મંડલ-રચના, મંત્રવિન્યાસ, બીજવિન્યાસ, વર્ણવિન્યાસ, વગેરે સર્વ ક્રિયાઓમાં કલાનું જ્ઞાન અને અનુષ્ઠાન ઘણા અગત્યનાં સ્વીકારવામાં આવે છે. વળી આગમોમાં બિંબ અથવા પ્રતિમાવિધાન, મંદિર-નિર્માણ, પ્રતિષ્ઠાવિધાન, વગેરે વિષયોમાં મૂર્તકલાઓનો અધ્યાત્મ–સંબંધ દર્શાવવામાં આવ્યો છે.

અધ્યાત્મ–વિદ્યામાં કલાવિજ્ઞાનને આટલું બધું પ્રાધાન્ય કેમ આપવામાં આવે છે ? આ પ્રશ્નનું સમાધાન થવા આપણે આત્મા અને કલા, એ બે પદાર્થો વચ્ચે કેવો સંબંધ છે તે વિચારવાની જરૂર છે.

'આત્મા' શબ્દની વ્યુત્પત્તિ ઉપરથી આપણને સમજાય છે કે જે પદાર્થ અન્ય વસ્તુને મેળવે ( आप्नोति ), તેને પોતામાં પકડી લે ( आदत्ते ), પોતામાં તેનો લય કરે ( अत्ति ) અને એકરસ ભાવે તે વસ્તુને પ્રકટ કરે ( सततभाव ), તેનું નામ **આત્મા.** વિષયોને ગ્રહણ કરવા, ધારણ કરવા, તેનો લય કરવો, અને તેમાંથી પોતાના સમાન ભાવવાળા એક રસને પ્રકટ કરવો, એ આત્માનાં સ્વભાવસિદ્ધ લક્ષણો છે. આત્મદેવનાં આ સ્વાભાવિક સામાન્ય લક્ષણો એક નાના પિંડના ક્ષેત્રજ્ઞમાં પણ છે. અને મોટા બ્રહ્માંડના અધ્યક્ષ સર્વજ્ઞ ચેતનમાં પણ છે. આત્માનાં આ સ્વાભાવિક લક્ષણો જેમાં નિત્યસિદ્ધ છે તેને પરમાત્મા કહે છે; જેમાં તે આવૃત એટલે ઢંકાયેલાં છે તેને જીવાત્મા કહે છે. "આત્મા" શબ્દની આગળ "પરમ" લગાડવાથી આત્મધર્મ બદલાય છે એમ નથી, માત્ર તે ધર્મોના નિરતિશય ઉત્કર્ષનું તે ભાન કરાવે છે. આ અધ્યાત્મદેવને દેવતાભાવે પરબ્રહ્મ, પરપુરુષ પરશિવ, એવી રીતે બ્રહ્મતંત્રમાં, વિષ્ણુતંત્ર ( ભાગવત અથવા વૈષ્ણવ મતમાં ), અને શૈવતંત્રમાં ઓળખાવવામાં આવે છે ત્રણે તંત્રમાં વસ્તુ એક છે, પરંતુ ભાવભેદથી ત્રણ તંત્રો મૂલ પરમાત્માની ત્રણ મૂર્તિઓને વ્યક્ત કરે છે. મૂલ વસ્તુ અત્યંત મોટી અને અન્યને મોટી કરનાર છે ( बृहत्वाद् बृंहणत्वाद् ब्रह्म ) તેથી પરબ્રહ્મ કહેવાય છે. તે સર્વમાં પૂર્ણરૂપે પ્રવેશેલી છે, અને સ્થૂલ, સૂક્ષ્મ, અને કારણ શરીરમાં ગુપ્ત રીતે સૂતેલી છે. ( पूर्णत्वात् पुरि शयनात् पुरुषः ) તેથી પરપુરુષ અથવા પુરુષોત્તમ કહેવાય છે; અને તે અત્યંત નિર્મલ અને સુંદર છે. ( वश् कान्तौ – ધાતુમાંથી वशि નો અવળા અક્ષરવિન્યાસથી शिव શબ્દ વ્યુત્પન્ન થયો છે, જેમ पश्यकः = कश्यप, તેમ वशि=शिव) તેથી પરશિવ કહેવાય છે.

આ પરમ આત્મતત્ત્વને બ્રહ્મ કહો, વિષ્ણુ અથવા પુરુષ કહો,

અથવા શિવ કહો—ગમે તે નામ વડે તેનો વ્યવહાર કરો તો પણ તેનો વસ્તુસ્વભાવ બદલાતો નથી. આ પરમતત્ત્વ જ્યાં સુધી પોતાના સ્વભાવધર્મોને પોતામાં જ શમાવી રહે છે ત્યાં સુધી તે નિષ્કલ, શાંત અથવા **નિર્વાણ** પદમાં રહેલું કહેવાય છે, અને જ્યારે તે પોતામાંથી ભિન્ન રૂપે આભાસ પામવાના વેગવાળું થાય છે ત્યારે **સકલ, સસ્પંદ,** અથવા **સંસારી** પદમાં આવેલું કહેવાય છે.

પરતત્ત્વ આ પ્રમાણે બહિર્વેગવાળું થાય ત્યારે તે સકલ અથવા શક્તિયુક્ત કહેવાય છે. આ સકલ શિવ પોતાની શક્તિ દ્વારા પોતાના સ્વરૂપધર્મોનો આવિષ્કાર કરે છે. પોતાની સત્તાને તે વિશ્વના પદાર્થો-રૂપે બહાર પાડે છે; પોતાની ચિતિ અથવા સ્ફૂર્તિને સચેતન શરીરી-ઓના સત્તર તત્ત્વોથી બનેલા લિંગાત્મામાં વ્યક્ત કરે છે; અને પોતાના આનંદ સ્વભાવને ભોગ્ય, વિશ્વ અને ભોક્તા જીવના સંયોગી-કરણ વડે પ્રકટ કરે છે. સચ્ચિદાનંદરૂપ વિભવથી ભરેલા સકલ શિવ પોતામાંથી આ શક્તિતત્ત્વને પોતાથી જાણે જુદું હોય તેમ સ્પષ્ટ કરવા મથે છે.

પરમેશ્વર પોતાની આંતરશક્તિના બલથી પોતાના સચ્ચિદાનંદ-રૂપ સ્વભાવધર્મોને પ્રકટ કરવાનો જે વ્યાપાર કરે છે તેને કલાયોગ કહે છે.

વિશ્વના ઉદયની ઇચ્છા અથવા સંકલ્પ વડે તે ભાવિ જગતનું ચિત્ર પોતામાં ઊભું કરે છે; તે ચિત્રને સર્વાંશ પોતાની જ્ઞાનશક્તિ વડે પ્રકાશિત કરે છે; અને તે ચિત્રને બાહ્ય પટ ઉપર ક્રિયાશક્તિ વડે ઉતારે છે. આ ચિત્ર સર્વાંશ બાહ્યાર્થરૂપે પ્રકટ થાય ત્યારે પોતાના અભીષ્ટ સ્વરૂપ-ચમત્કારને જોવાથી તેને આનંદની અભિવ્યક્તિ થાય છે. આ પ્રકારે વિશ્વના ઉદયમાં પરમેશ્વરની લીલા છે. પરમેશ્વરની ઇચ્છા, જ્ઞાન, ક્રિયા અને આનંદશક્તિ તેને પોતાના સ્વરૂપના વિભવનું

ભાન આત્મપ્રત્યક્ષ ( Self-consciousness ) વડે નિત્ય ઉદય પામેલું રહે છે, ત્યારે આપણા જીવચેતનમાં તે અધ્યાત્મપીઠનું પ્રત્યક્ષ હોતું નથી, માત્ર ચિત્રની પ્રતીતિ સત્યરૂપે જણાય છે ચિત્રની પ્રતીતિના પ્રત્યક્ષમાં પીઠનું અથવા કેન્વાસનું પ્રત્યક્ષ ગૂંથાયેલું છતાં અભાનકોટિમાં પેસે છે, અને ચિત્ર પ્રત્યક્ષ ભાનકોટિમાં આવે છે.

* પરમેશ્વર-ચેતનની ઇચ્છા, જ્ઞાન, અને ક્રિયા નામની ત્રણ શક્તિઓ સ્વરૂપના આનંદની નિત્ય અભિવ્યક્તિ કરી સફલ થાય છે, ત્યારે જીવ-ચેતનની માયા વડે ઢંકાયેલી, રાગ વડે રંગાયેલી, કલા વડે ખંડિત થયેલી, કાલ વડે અનિત્ય જણાતી, વિદ્યા વડે માત્ર ઝાંખા કરાવતી, અને નિયતિ વડે તે તે પદાર્થોના ગુણધર્મથી મર્યાદિત થતી, અધ્યાત્મશક્તિ સંકોચવાળી હોવાથી કોઈ કોઈ પ્રસંગે જ આનંદની અભિવ્યક્તિ કરે છે.

મનુષ્યપ્રાણીની અધ્યાત્મશક્તિ ૭ આવરણો વડે સંકોચ પામેલી તેને પુનઃ વિકાસમાં લાવી પરમેશ્વરપદ પર્યંત ચઢાવવાની વિદ્યાને અધ્યાત્મવિદ્યા કહે છે, અને તેની ઉકેલ (ઉત્કીલન ) કરવાની પદ્ધતિને કલાવિજ્ઞાન કહે છે.

તત્ત્વનો વિભવ જે વડે કળાય છે, સમજાય છે, તે દ્રવ્યની સ્થિતિને કલા કહે છે. માહેશ્વર મતમાં આ કલાદ્રવ્યને કાર્ય ( શરીર) અને કરણ(ઇન્દ્રિયો )વાળો તત્ત્વનો ખંડ કહે છે. જે દ્રવ્યમાં પરમશિવ તત્ત્વના અધ્યાત્મ-ધર્મોને પ્રકટ કરવાનું સામર્થ્ય રહ્યું છે તેને કલાદ્રવ્ય કહે છે. જેમાં તેવું સામર્થ્ય નથી તે જડદ્રવ્ય કહેવાય છે. કલાદ્રવ્ય ચૈતન્યવાળું છે, જડદ્રવ્ય ચૈતન્ય વિનાનું છે. સામાન્ય જીવોનું કલાદ્રવ્ય નિર્મલ હોતું નથી. તેમાં આરંભનો અણુમલ જે પરમેશ્વરથી ભેદભાન કરાવનાર છે તે અંતર્ગત હોય છે. તેના ઉપર માયામલની અંધારી હોય છે, અને તે ઉપરાંત તે પોતાના સંસરણમાં જે જે કર્મો કરે છે તેના સંસ્કારના મલ પણ વળગેલા હોય છે.

આ અણુમલ, માયામલ, અને કર્મમલના પાશથી બંધાયેલી કલા-દ્રવ્યની કણિકા આપણા શરીર (કાર્ય) અને કરણો (ઇન્દ્રિયો)ને એક ભુવનના રૂપમાં ઘડે છે. મૂલ વસ્તુ આ પ્રમાણે તત્ત્વ, કલા, અને ભુવનમાં પલટાય છે.

કલાદ્રવ્ય પોતાના ત્રણ મળથી છૂટવાના ક્રમમાં ત્રણ સાધનોની મદદ લે છે તેને નામ, રૂપ, અને કર્મ કહે છે. શબ્દ, અર્થ, અને પ્રત્યય (બોધક્રિયા) એ કલા વિજ્ઞાન શાસ્ત્રનાં ત્રણ સાધનો અધ્યાત્મ-વિદ્યાનાં નામ, રૂપ, અને કર્મ એ ત્રણ સાધનો સાથે મળતાં છે.

આત્મદેવની અધ્યાત્મ ચિતિશક્તિ જેમાં કેન્દ્રિત થઈ છે તેનું નામ ચિત્ત આ ચિત્ત કલા વિજ્ઞાનનું ક્ષેત્ર છે. તે ક્ષેત્રમાં શબ્દની વર્ણ, પદ અને વાક્યરૂપ વનમાલા જાગે છે; તેમાં બાહ્ય વિશ્વના અર્થોની આકૃતિઓ અથવા રૂપો અથવા આંતર સુખદુઃખાદિ ધર્મોની અમૂર્ત વાસનાઓ ચૈત્યની ભૂતાવલિ રૂપે નૃત્ય કરે છે; અને તે શબ્દ અને અર્થના અથડાવાથી જે જે ક્ષોભ થાય છે તે વડે તેમાં વિદ્યુત્‌ની પેઠે કોઈ કોઈ પદાર્થો સ્ફોટ પામે છે. શબ્દ, અર્થ, અને પ્રત્યયના આ વિવર્તોનું આશ્રયસ્થાન અથવા રંગભૂમિ તે આપણું ચિત્ત છે.

આ ચિત્ત બે પ્રકારનું હોય છે—

(૧) બોધપ્રધાન (Scientific or Rationalistic)

(૨) ભાવપ્રધાન (Artistic or Emotional).

સાંખ્યશાસ્ત્ર કહે છે કે આપણું લિંગશરીર ભાવથી સર્વદા રંગાયેલું અથવા વાસનાવાળું હોય છે. બોધ વસ્તુવિવેક કરે છે, ત્યારે ભાવ તેમાં રસવૃત્તિ જગવે છે. બોધ આપણા સત્ત્વ અને ચૈતન્યને જગવે છે, ત્યારે ભાવ આપણા આનંદ-સ્વભાવને બહાર કાઢે છે. પરમેશ્વરના પદના-માહાત્મ્યના બોધ અથવા જ્ઞાનથી ઉત્પન્ન થતો ભાવ તે ભક્તિરસ છે; તેવા માહાત્મ્યના જ્ઞાન વિનાનો ભાવ તે વિષયરસ છે.

કલાવિજ્ઞાનનું અધિકારી ચિત્ત ભાવપ્રધાન વર્ગમાં પડે છે. પરમેશ્વરપદના વૈભવનું ઉન્મીલન એટલે પ્રકાશ કરવામાં શબ્દબ્રહ્મ રૂપ સાધન લેવામાં આવે ત્યારે સંગીતકલા અને કાવ્યકલાનો ઉદય થાય છે. જ્યારે તે વૈભવના પ્રકાશ સારુ રૂપબ્રહ્મનો આશ્રય લેવામાં આવે ત્યારે ચિત્રકલા અને સ્થાપત્યકલા વગેરે વ્યક્ત થાય છે; અને જ્યારે પ્રત્યય અથવા જ્ઞાનબ્રહ્મનો આશ્રય લેવામાં આવે ત્યારે અસાધારણ સામર્થ્યવાળી મનન વડે ત્રાણ કરનારી મંત્રકલા પ્રકટ થાય છે.

શબ્દજન્ય કલાઓ અમૂર્ત વર્ગની છે. તેમાં કેવલ ધ્વનિ અથવા નાદરૂપ શબ્દ વડે સંવાદ ઉત્પન્ન કરનારી કલા સંગીતકલા છે, અને વાચક શબ્દ વડે રસ ઉત્પન્ન કરનારી કલા તે કાવ્યકલા છે.

રૂપજન્ય કલાઓ મૂર્ત વર્ગની છે. તેમાં આકૃતિ વિના રસની અભિવ્યક્તિ થતી નથી.

જ્ઞાનજન્ય કલા એટલે બોધ્ય ક્રિયાથી ઉત્પન્ન થનારી મંત્રકલા મૂર્તામૂર્ત વર્ગની છે. તે પ્રસંગે શબ્દનો આશ્રય લે છે, પ્રસંગે રૂપનો પણ આશ્રય લે છે.

(૧૯૨૪-૨૫)

## 'બાલાસ્તવન'–ભૂમિકા

"શ્રી બાલાસ્તવન તથા દૈવી અદ્ભુત ચમત્કાર" એ ગ્રંથના લેખક મારા પુરાણા સ્નેહી છે. હું તેમને લગભગ ચાળીસ વર્ષથી ઓળખું છું. તેમની ધર્મનિષ્ઠાને, તેમના નિષ્કપટપણાને અને તેમના આ ગ્રંથમાં જણાવેલા અનુભવો પ્રકટ કરવાના શુદ્ધ આશયને હું સારી રીતે સમજું છું. તેમણે બાળપણથી નોંધપોથીમાં સંગ્રહ કરેલા અનુભવો જેને તેઓ "ચમત્કાર" નામ આપે છે, તેમાં હાલની પ્રજા દૈવીપણું કેટલું જોશે તે પ્રભુ જાણે, પરંતુ એટલું તો ચોક્કસ છે કે આ પુરુષના અનુભવો જગતનાં અનેક ધતિંગોમાંનું એક ધતિંગ હશે એવું માનવાનું કારણ નથી. તેમના પ્રમાણિકપણાની મને ખાતરી હોવાથી આરંભભૂમિકાના બે બોલ લખવા સ્વીકાર્યું છે.

### આપણા ધર્મની ત્રણ પ્રણાલિકાઓ

સર્વ ધર્મો ચમત્કારથી ભરપૂર છે. પ્રત્યેક ધર્મમાં—પછી તે હિંદુ–ખ્રિસ્તી–મુસલમાન ધર્મ હોય, તેમાં—સામાન્ય સાધન વડે જે કાર્ય મનુષ્યો નથી કરી શકતા તે કોઈ વિલક્ષણ સાધન વડે સાધી શકે છે એવું જણાયું છે. આ વિલક્ષણ સાધન વડે સધાતા વ્યતિકરો અથવા બનાવોને ચમત્કાર, સિદ્ધિ, વગેરે નામ આપવામાં આવે છે. આવા ચમત્કાર અથવા સિદ્ધિઓ અનુભવાતી જ નથી એવું કહેનાર-

ખરેખર સર્વજ્ઞતાનો દાવો કરે છે. નાસ્તિકતા એ એક જાતનું સાહસ છે.* પરંતુ તે સાથે જે કંઈ વિલક્ષણ કહેવામાં આવે છે તે ખરું જ છે, એવું માનવાનો સ્વભાવ અથવા અંધશ્રદ્ધા એ પણ ચિત્તનો દોષ છે. અશ્રદ્ધા અથવા નાસ્તિકતા અને અંધશ્રદ્ધા અથવા સર્વાસ્તિકતા એ બે વચ્ચે શુદ્ધ શ્રદ્ધાના માર્ગને અવકાશ છે અને તે શુદ્ધ શ્રદ્ધાને લઈ સર્વ ધર્મમાં મહાત્માઓ અને સંતો વડે આ જગતમાં અનેક ચમત્કારોનાં જીવંત દૃષ્ટાન્તો થયાં છે, થાય છે અને થશે.

પરધર્મની વાતો બાજુ ઉપર મૂકી આપણા હિંદુધર્મનો યોગ્ય વિચાર કરતાં આપણને સમજાય છે કે તે ધર્મની ત્રણ પ્રણાલિકાઓ છેઃ (૧) વૈદિક, (૨) તાંત્રિક અને (૩) મિશ્ર. આ ત્રણે પ્રણાલિકાઓ એકએક સાથે સંકળાયેલી છે, અને કઈ ક્રિયા કેવલ વૈદિક અને કઈ ક્રિયા કેવલ તાંત્રિક તે શોધી કાઢવું મુશ્કેલ છે. તો પણ પ્રસિદ્ધ વેદ–સંહિતા અને બ્રાહ્મણ ગ્રંથો ઉપર પ્રામાણ્ય માની પ્રવૃત્ત થનારી ક્રિયાઓ વૈદિક ગણાય છે; આગમ અથવા તંત્રશાસ્ત્રને પ્રમાણ માની પ્રવૃત્ત થનારી ક્રિયાઓ તાંત્રિક કહેવાય છે; અને વેદને અને આગમને —શ્રુતિને અને તંત્રને—સમાન ભાવે જોનારી ક્રિયાઓ મિશ્ર વર્ગની છે. જેમ વેદાનુયાયીઓમાં કર્મયોગ અને જ્ઞાનયોગની વચલો ભક્તિયોગનો માર્ગ છે, તેમ તાંત્રિકોમાં પણ વામ અથવા કૌલ અને દક્ષિણ અથવા સામયિક વચ્ચેનો એક મિશ્ર મધ્યમ માર્ગ છે અને તે માર્ગને શાક્ત સંપ્રદાય કહે છે. ધર્મમાત્ર વિચાર અને આચારના સામ્ય ઉપર બંધાયેલા છે. કેવલ વિચાર અથવા કેવલ આચારમાં ધર્મરહસ્ય નથી. કેવલ વેદાન્તની વાતો કરનારા તથા કેવલ ગાયત્રી વગેરેના જપ કરી માત્ર આચારમાં સર્વસ્વ છે એમ માની બેસી રહેનાર હિંદુધર્મના વ્યાપક સ્વરૂપને સમજી શકે તેમ નથી. હિંદુધર્મની વિપુલતા સાથે તેમાં ઘણું ઊંડાપણું રહ્યું છે તે જણાવવાને કોઈપણ શબ્દ સમર્થ હોય તો તે શક્તિવાદ છે.

## શક્તિ એટલે શું ?

હિંદુધર્મના ઉપલક અભ્યાસકો શક્તિ શબ્દનો અર્થ સમજતા નથી, અને તેઓ કહેવાતા શાક્તોના ખોટા અને નિંદ્ય આચારો વડે શક્તિપૂજા એ મહાપાપી પ્રણાલિકા છે એવું માની લે છે. અને આ મંતવ્ય એવું તો મનના ભૂતરૂપ પૂર્વગ્રહ ( prejudice ) રૂપ દાખલ થઈ ગયું છે કે તંત્રશાસ્ત્રની વાત કરતાં કેળવાયેલા મનુષ્યો ગભરાય છે. આ પરિણામ ઊંડા અભ્યાસના અભાવને લઈને પ્રકટ થયું છે જેમ વેદાન્તશાસ્ત્રનું, ધર્મશાસ્ત્રનું અને અલંકારશાસ્ત્રનું ઊંડું અધ્યયન થાય છે તેમ તંત્રશાસ્ત્રનું થશે ત્યારે તે શાસ્ત્રને ન્યાય મળશે. હ્યુએન્સંગ ચીનથી મુસાફરીએ અત્રે આવ્યા ત્યારે નાલંદા વિદ્યાપીઠમાં તંત્રશાસ્ત્રનો સ્વતંત્ર અભ્યાસક્રમ હતો. હાલ તો નથી વિદ્યાપીઠોમાં તેનો અભ્યાસ કે નથી ગુરુમઠોમાં તેનો અભ્યાસ. શક્તિ માર્ગના વામ, દક્ષિણ અને મિશ્ર સંપ્રદાયોનું વાઙ્મય એટલું તો વિશાળ છે કે સામાન્ય મનુષ્યના એક જીવનમાં તેનો અભ્યાસ થવો દુર્લભ છે. તંત્રશાસ્ત્રમાં ઘણો કચરો છે એ ખરું છે "પરંતુ વેદશાસ્ત્રમાં કયાં ઓછો છે ? જેવાં તંત્રનાં નિંદ્ય સાધનો છે તેવાં વેદશાસ્ત્રમાં પણ છે. આ ગ્રંથના વાંચનાર અર્થે મારે જણાવવાનું કે આ જગતનું મૂલ કારણ જેને વૈદિકો અને તાન્ત્રિકો પરબ્રહ્મ, પરશિવ, પરવિષ્ણુ એવું નામ આપી ઓળખાવે છે તે તત્ત્વની બે બાજુઓ છે. એક બાજુનું નામ શિવ કહેવાય છે, બીજી બાજુનું નામ શક્તિ કહેવાય છે. જેમ એક ઢાલની એક ખાડાવાળી અને એક ઊપસેલી બાજુ હોય છે અને તેમ છતાં ઢાલ એ એક જ વસ્તુ છે, તેમ પરમ તત્ત્વની એક લયવાળી, પરમશાન્તિવાળી, સામાન્ય પ્રકાશવાળી અવસ્થા છે તેનું નામ શિવ; અને તેની સર્જનભાવવાળી, ઉન્મુખ કલાવાળી, વિશેષ પ્રકાશવાળી અવસ્થા છે તેનું નામ શક્તિ.

સત્, ચિત્ અને આનંદ સ્વભાવવાળું તત્ત્વ વ્યાપક ભાવે

લીન થયું હોય તે શિવ. તે જ્યારે પોતાના સ્વરૂપને "હું સચ્ચિદાનંદ પૂર્ણરૂપ છું" એવી રીતે ઉન્મુખ થઈ ઓળખતું થાય ત્યારે શક્તિ. આગમશાસ્ત્રમાં સામાન્ય ચિતિ અથવા પ્રકાશ તે શિવ છે; વિશેષ ચૈતન્ય અથવા વિમર્શ (પોતાને પોતાના રૂપે ઓળખવાનો સ્વભાવ) તે શક્તિ છે.

આ ચૈતન્યના પોતાના સચ્ચિદાનંદ–સ્વભાવને બહાર કાઢવાનો —ઝબકાવવાનો જે અંતરસ્થ વેગ તેને શક્તિ સંજ્ઞાથી તાંત્રિકો જણાવે છે. એ શક્તિતત્ત્વ વસ્તુતઃ સન્મય, ચિન્મય, અને આનંદમય છે. એટલે કે જ્યારે જ્યારે તે પોતાની સત્તાને, પોતાના બોધને અને પોતાના આનંદને પ્રકટ કરવા મથે છે, ત્યારે ત્યારે તે બિંદુભાવ વિસર્ગ ભાવમાં—કેન્દ્રમાંથી બાહ્ય વર્તુલ અથવા આવરણની મર્યાદામાં—આવે છે. જે ભાવમાં તે કેન્દ્રિત થાય છે તે ભાવમાં શક્તિ બિન્દુરૂપ સમજવી, અને જે ભાવમાં તે છૂટી પડી પોતાના સ્વરૂપનો પોતાનો વૈભવ દેખાડવા મથે તે ભાગમાં તે વિસર્ગરૂપ સમજવી. પરમશિવની સચ્ચિદાનંદમયી આ બિંદુવિસર્ગાત્મિક—બીજ અને અંકુરરૂપા—શક્તિ, ઇચ્છા જ્ઞાન અને ક્રિયારૂપે કારણ, સૂક્ષ્મ અને સ્થૂલ ભૂમિકામાં ઊતરતી આવે છે. આ શક્તિના વિસૃષ્ટિક્રમને તંત્રશાસ્ત્રમાં અવરોહક્રમ કહે છે અને તે વડે તે બંધાયેલા ચૈતન્યને ભોગ સિદ્ધ કરાવે છે. જ્યારે તે ઉપરની ત્રણે ભૂમિકામાં ક્રિયા, જ્ઞાન અને ઇચ્છા રૂપે પાછી વળી ઊંચે ચઢે છે અથવા આરોહક્રમ ઉપર જાય છે ત્યારે તે અભિમાનીને મોક્ષ સિદ્ધ કરાવે છે.

સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ ભૂમિકામાં આ સચ્ચિદાનંદમયી શક્તિ જે જે વ્યક્તિકરોને ઉત્પન્ન કરે છે તેને જ્યાં સુધી સર્વાંશે આપણે ન સમજીએ ત્યાં સુધી ચમત્કાર અથવા સિદ્ધિ કહીએ છીએ, અને સર્વાંશે સમજાય ત્યારે તેને શુદ્ધ અનુભવ અથવા સ્વાભાવિક "ભગ" કહીએ છીએ. એક જ બનાવ અથવા વ્યક્તિકરને અલ્પ-

ષ્ટતાને લઈને ચમત્કાર અથવા સિદ્ધિ અને સ્પષ્ટતાને લઈને શુદ્ધ અનુભવ અથવા શુદ્ધ ભગવદ્-ધર્મ કહીએ છીએ.

શક્તિ પોતાના અવરોહ-ક્રમમાં અથવા આરોહ-ક્રમમાં જે વ્યક્તિકરોને પ્રકટ કરે છે તેમાં જ્યાં સુધી અસ્પષ્ટતા અથવા મોહ અથવા ઝાંખાપણું હોય છે ત્યાં સુધી તે શક્તિ માયા કહેવાય છે; જ્યારે તેમાં સ્પષ્ટતા, સ્ફુટતા અથવા સ્ફુરત્તા આવે છે ત્યારે તે શક્તિને વિદ્યા કહે છે. આ વિદ્યાશક્તિ પણ ભોગ-મર્યાદાને લગતી હોય ત્યાં સુધી વેદન અથવા જ્ઞાન પ્રકટ કરનારી છતાં સ્વરૂપને સ્પષ્ટ નહિ કરનાર હોવાથી અવિદ્યા કહેવાય છે, અને જ્યારે મોક્ષ-મર્યાદાને વળગનારી થાય છે ત્યારે તે શુદ્ધ વિદ્યા-શક્તિ કહેવાય છે.

આ બંને પ્રકારની વિક્ષેપ કરનારી-પડદો ઉપાડનારી વિદ્યા (અવિદ્યા તથા શુદ્ધ વિદ્યા) અને આવરણ કરનારી, પડદો નાંખનારી-માયા ઇચ્છા વડે અને જ્ઞાન વડે, સંકલ્પ વડે અને બોધ વડે આવરણમાં અનુભવો જગવે છે, પરંતુ ક્રિયા વડે પોતાનું અદ્‌ભુત બળ જ્યારે દર્શાવવા મથે છે ત્યારે તે શક્તિ પ્રકૃતિ કહેવાય છે કારણ કે તેમાં કૃતિ એટલે ક્રિયા પ્રકર્ષથી એટલે ઘણા બળથી આગળ ધપે છે.

## અધ્યાત્મશાસ્ત્રનાં ત્રણ રૂપો

આ પ્રમાણે પરમ શિવની ઉન્મુખ ભાવવાળી સચ્ચિદાનંદમયી પરભૂમિકાની અધ્યાત્મ શક્તિ નીચેનાં ત્રણ રૂપમાં કામ કરે છે :—

(૧) માયાશક્તિ —આવરણ કરનારી.

(૨) અવિદ્યા શક્તિ-ઓછું જણાવી વિક્ષેપ કરનારી.

શુદ્ધ વિદ્યાશક્તિ-અધિક જણાવી વિક્ષેપ કરનારી

(૩) પ્રકૃતિ શક્તિ-કાર્યાકાર્ય પરિણામ વડે ગુણોનો વૈભવ દેખાડનારી.

સાયન્સ કહે છે: આપણી પૌર્વાત્ય પદ્ધતિને "સંપ્રજ્ઞાત યોગ" કહે છે. અનેક જનોના અનુભવોને પ્રયોગ અને નિરીક્ષણની કસોટી ઉપર ચઢાવી તેમાં સર્વસામાન્ય સત્ય કેવા પ્રકારનું છે અને તેમાં પ્રકૃતિ શક્તિ-( Nature ) કેવી રીતે પ્રવર્તે છે તે રીતનો નિર્ણય વિજ્ઞાનરૂપે સ્થાપવો તે અર્વાચીન "સાયન્સ"ની વિજ્ઞાનપદ્ધતિ છે. પ્રાચીન પદ્ધતિ, સંપ્રજ્ઞાત યોગ વડે જે જે કોઈ પ્રાણીઓ યોગનાં નિયત સાધનો વડે યોગજ ધર્મ સંપાદન કરી ચિત્તને નિરાવરણ દૃષ્ટિ વડે વસ્તુના શેષ-વિશેષો જોવાની અનુકૂલતા આપે અને તે તે વિષયો સૂક્ષ્મ ભૂમિકામાં સામાન્ય મનુષ્યને ન જણાય તો પણ સ્થૂલ ભૂમિકામાં અમુક રીતે તે વિશેષો ઊતરી આવશે એવું ભવિષ્યદર્શન કરાવી તેને ખાતરી કરવાની તક આપે છે. વસ્તુઓના ભૂતવિશેષો તે જાતિ, સ્મૃતિ, આદિ શક્તિ વડે અને ભાવિ વિશેષોને પ્રતિભા વડે જણાવવાની શક્તિ "યોગજ ધર્મ" નું ફલ છે. દુર્ભાગ્ય છે કે આપણી ભૂમિમાં આવા શુદ્ધ યોગીજનોની વિજ્ઞાનશાળા લગભગ બંધ થયા જેવી છે. પ્રત્યેક યોગાભ્યાસીના અનુભવોનું એકીકરણ એક ગુરુસ્થાનમાં પશ્ચિમની Psychic Society ની પેઠે થતું નથી અને તેથી પ્રમાણિક મનુષ્યોના વિલક્ષણ અનુભવો યથાર્થ છે કે અયથાર્થ છે, તેમાં તાત્ત્વિક સ્વરૂપ શું છે અને અનુભવ કરનારની બુદ્ધિના અતાત્ત્વિક રંગો કેટલા પેઠા છે, તેનો નિર્ણય કરવાનાં સાધનો નથી.

યોગધર્મ એકલો સંપ્રજ્ઞાત સમાધિ વડે જ પ્રાપ્ત થાય છે, એમ નથી. અસંપ્રજ્ઞાત યોગ ઘણું ઊંચું સાધન છે. તેના અધિકારીઓ ઘણા જ થોડા હોય છે. પરંતુ ચિત્તને અમુક પ્રકારનો સંસ્કાર બીજા ઉપાયોથી મળે છે. આ સંસ્કારો સિદ્ધ અને દિવ્ય એમ બે વર્ગના છે. તેમાં સિદ્ધ સંસ્કારો મેળવવાના ઉપાયોમાં મણિ અને ઔષધિ છે અને દિવ્ય સંસ્કારોના ઉપાયોમાં મંત્ર અને તપ છે. આ ગ્રંથમાં લેખકે

ઔષધિ અને મંત્રના ઉપાયો ન્યૂનાધિક અંશે સ્વીકારી જે જે પરિણામો સમજાયાં છે તે તે પોતાની નોંધપોથીમાં ચીતર્યાં છે. આ ઉપાયોમાં ઇષ્ટદેવતારૂપે તેમણે બાલા ત્રિપુરાને શક્તિરૂપે સ્વીકાર્યાં જણાય છે.

## બાલા ત્રિપુરા એટલે શું ?

શક્તિ–સંપ્રદાયમાં બાલા ત્રિપુરા એ પાયાની ઉપાસ્ય દેવતા છે. જેમ વૈદિક અનુષ્ઠાનમાં ગાયત્રી આધારદેવતા છે, તેમ તંત્ર સાધનમાં બાલા ત્રિપુરા એ આધારદેવતા છે.

ઉપર વર્ણવેલી આપણા સ્વરૂપની એટલે પરમશિવની પરાશક્તિને (સચ્ચિદાનંદમયી) માયા, વિદ્યા, અને પ્રકૃતિના ત્રણ વ્યૂહમાં કારણ, સૂક્ષ્મ, અને સ્થૂલ એવા ત્રણ પુરો અથવા દેહમાં જ્ઞાન, ઇચ્છા, અને ક્રિયા એ ત્રણ દલોમાં, ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવાના ત્રણ સામર્થ્યમાં આપણા પિંડમાં નાના નાના સુકુમાર રૂપમાં બાલાભાવે ઉપાસ્ય દેવતારૂપે સાધનાક્રમથી પ્રકટ કરનારી ઉપાસનાપદ્ધતિને બાલા ત્રિપુરાપદ્ધતિ કહે છે.

ઉપાસ્ય ભગવતીનું બાલા-રૂપ જે નામ અથવા શબ્દ વડે પ્રકટ થાય તેનાં ગુણ અને પરાક્રમો ઉપાસકનાં શરીર, મન, પ્રાણ, બુદ્ધિ વગેરે ઉપાધિમાં જે આકૃતિ વડે ઊઘડતાં જાય, તેને અનુક્રમે બાલા ત્રિપુરાનો મંત્ર અને બાલા ત્રિપુરાનું યંત્ર કહે છે. બાલા ત્રિપુરા દેવીનાં રૂપ, ગુણ અને કર્મ જે શબ્દ વડે વ્યક્ત થાય તે શબ્દ તેનો મંત્ર છે, કારણ કે તેના મનનથી ઉપાસકનું તે ત્રાણ અથવા રક્ષણ કરે છે. (મનનાત્ ત્રાયતે इति मंत्रः). તે મંત્ર વડે જે દેવીનાં રૂપ, ગુણ અને કર્મ ચિંતવી તેનું અખંડ અનુસંધાન રખાવી શકે તેવી વસ્ત્ર ઉપરની, પાષાણ ઉપરની અથવા ધાતુ ઉપરની શાસ્ત્રવિહિત આકૃતિ તેનું નામ યંત્ર. દેવતાના સ્વરૂપને જેમાં કબજે કરવામાં આવે તે યંત્ર. વ્યવહારમાં પણ જેમાં બળ અથવા સામર્થ્ય

ગોઠવી ઉપયોગમાં લેવાય છે તેવા સાધનને આપણે યંત્ર કહીએ છીએ, તેમ પરમાર્થમાં પણ જે વડે આપણું અધ્યાત્મબળ પ્રગટ કરી શકાય તેવી રચનાને યંત્ર કહે છે. મંત્રરૂપ શબ્દ અથવા "નામ" વડે અને યંત્રરૂપ આકૃતિ અથવા "રૂપ" વડે દેવતાનું જે દિવ્ય કર્મ અથવા પરાક્રમ આપણે અનુભવી શકીએ એવા વિજ્ઞાનવાળા શાસ્ત્રને તંત્ર કહે છે. કારણ કે તે વડે દેવતાનાં ગુણકર્મો વણાયેલા વસ્ત્રની પેઠે આપણને સ્પષ્ટ થાય છે. બાલા ત્રિપુરાના મંત્ર, યંત્ર, અને તંત્રને સમજાવનારા ગ્રંથને बाला त्रिपुरा रहस्य કહે છે.

આ દેવતાની ઉપાસનાનાં પિંડસ્થ સ્થાનોમાં કયાં બીજયંત્રો મૂકી ઉપાસના કેવી રીતે કરવી એ આ ભૂમિકાનો વિષય નથી, પરંતુ આ ઉપાસના વડે સરળતાથી ભોગ અને મોક્ષ સિદ્ધ થઈ શકે છે. એ બાબતની ખાતરીના પ્રસંગો જીવંત દશામાં મેં જોયા છે.

## ઉપાસકભેદથી શક્તિનાં ભિન્ન નામો

ભગવતીના આ સુંદર દિવ્ય "બાલા" સ્વરૂપને માહેશ્વરો शक्ति કહે છે; સાંખ્યો प्रकृति કહે છે; સૂર્યના ઉપાસકો અથવા સૌરો महाराज्ञी કહે છે; બૌદ્ધો तारा કહે છે; પાશુપતો शान्ता કહે છે; જૈનો श्री કહે છે; બ્રહ્મદેવના પૂજકો श्रद्धा કહે છે; અને વેદવાદીઓ गायत्री કહે છે. હાલના ગુજરાતીઓ "બાળી બહુચરા" કહે છે, અને તેની બાલ તીર્થની પીઠ ચુંવાળમાં આવેલું બહુચરાજીનું સ્થાન ગણાય છે.

શાકતોના પશુ, વીર, અને દિવ્ય એવા ત્રણ વર્ગના અધિકારી હોય છે, તેમાં बाला ના ઉપાસકોને પશુવર્ગના પાંચ નિંદ્ય મકારવાળાં દ્રવ્યોનો ઉપયોગ કરવો પડતો નથી, પરંતુ તેને બદલે પંચ ભૂતના પ્રતીકરૂપ ગંધ (પૃથ્વી), પુષ્પ (આકાશ), ધૂપ (વાયુ), દીપ (તેજ), અને નૈવેદ્ય (જલ), એ પંચોપચાર વડે ભૂતમાત્રાનું અર્પણ કરવાનું હોય છે. તેમનાં નૈમિત્તિક પૂજાદ્રવ્યોમાં પણ મધુત્રય (મધ,

ઘી, દૂધ ) માષાન્ન, મસુરની દાળ, ડાંગર અને કુમારિકા–પૂજનનું વિધાન હોય છે સ્ત્રીજાતિ પ્રતિ બાળા–ઉપાસકે વીરભાવ પ્રકટ કરવાનો હોય છે. સારાંશ, સ્વકીયા શક્તિ વિના સ્ત્રીજાતિની સર્વ વ્યક્તિઓ પ્રતિ પરમ પૂજ્યભાવ પ્રકટ કરવાનો હોય છે. તંત્રશાસ્ત્રનો અત્યંત સુંદર અને કોમલ વાગ્વિલાસ બાલા ત્રિપુરાના રહસ્યમાં છે; તે શાસ્ત્રનો નાગરિક કામવિલાસ લલિતા પદ્ધતિમાં છે, અને તેનો ભૈરવ કૃતિ–વિલાસ કાલી અથવા શ્યામા પદ્ધતિમાં છે.

ત્રિપુરા શક્તિ જોકે ત્રિવર્ગને સાધનારી છે તો પણ તેનાં પ્રથમ વ્યસ્ત રૂપમાં ધર્મપ્રદા બાલા છે, બીજા વ્યસ્ત રૂપમાં કામપ્રદા લલિતા છે, અને ત્રીજા વ્યસ્ત રૂપમાં કાલી છે. આ ત્રણને સમસ્ત ભાવે જેઓ ઉપાસે છે તેમને તે ભોગ અને મોક્ષ બંને આપે છે. આ ત્રણ વ્યક્ત દેવતાનાં બ્રહ્માણી, વૈષ્ણવી, રુદ્રાણી એવાં લોકપ્રસિદ્ધ નામો છે. તેની ઉપાસના–પદ્ધતિ જુદી જુદી છે.

આ ગ્રંથમાં વર્ણવાયેલા ચમત્કારો ઉપાસનાશાસ્ત્રની કસોટીએ ચઢાવીએ તો ઘણા ક્ષુદ્ર છે, પરંતુ સામાન્ય જ્ઞાનપદ્ધતિ કરતાં વિશેષ જ્ઞાનપદ્ધતિથી ઊંચાં સ્ફુરણોનો ઉદય થઈ શકે છે, તેની ખાતરી કરાવવા પૂરતા બસ છે. જ્યારે અનેક શાસ્ત્રો ગહન તર્ક-જાલમાં લઈ જઈ મનુષ્યને ગૂંચવે છે, ત્યારે

चिकित्सकज्योतिषमंत्रवादाः
पदे पदे प्रत्ययमावहन्ति ॥

વૈદક, જ્યોતિષ અને મન્ત્રશાસ્ત્ર ડગલે ડગલે તેના સિદ્ધાન્તોની સત્યતાની પ્રતીતિ કરાવે છે.

આ ગ્રંથના વાચકને એક મુદ્દાની વાત મારે છેવટે જણાવવી જોઈએ. સંસારના બાહ્ય વ્યતિકરો અથવા બનાવો સાથે આપણા આંતર અનુભવોનો સંબંધ બે પ્રકારનો હોય છે: (૧) કાર્યકારણ

સંબંધ, (૨) જ્ઞાપ્યજ્ઞાપક સંબંધ. ઉષ્ણ જળ વડે આપણે દાઝીએ તેમાં અગ્નિ અને જળનો આપણા અનુભવમાં કારણ-કાર્ય સંબંધ છે. પરંતુ ધૂપ અને અગ્નિ વચ્ચે જ્ઞાપક-જ્ઞાપ્ય સંબંધ છે. એટલે જ્યાં જ્યાં ધૂપ છે ત્યાં ત્યાં અગ્નિ છે, એવો અવ્યભિચરિત સંબંધ જણાય છે. જ્યાં જ્ઞાપ્ય-જ્ઞાપક સંબંધ, અવ્યભિચરિત હોય ત્યાં સત્ય અનુમતિ અથવા અનુમાન પ્રમાણ સમજવું; જ્યાં તે વ્યભિચરિત હોય ત્યાં હેત્વાભાસ છે એમ સમજવું. સ્વપ્નના પ્રસંગો, શુકનના પ્રસગો, અને સ્થૂલ જગતનાં પરિણામો વચ્ચે આવો વ્યભિચરિત જ્ઞાપ્ય-જ્ઞાપક સંબધ હોય છે. જ્યાં સુધી અમુક પ્રકારનાં સ્વપ્ન અથવા અમુક પ્રકારનાં પક્ષી આદિનાં દર્શન સાથે અમુક પ્રકારનાં ભૌતિક પરિણામોના અવ્યભિચરિત સંબંધ સાબિત ન થાય ત્યાં સુધી તે ચોક્કસ વિજ્ઞાન નથી એમ સમજવું. આ કારણોથી આપણાં વિજ્ઞાન—પ્રસ્થાનોમાં સ્વપ્નાધ્યાયને અને શકુન પ્રકરણને વિદ્યાના રૂપમાં ગણ્યાં નથી, પરંતુ ઉપવિદ્યામાં ગણ્યાં છે. હાલના માનવશાસ્ત્રના અભ્યાસકો સ્વપ્નોમાં કયાં સ્વપ્નો કયા વ્યતિકરોને સૂચવે છે તેની માહિતી અને શોધ કરે છે, તે વડે આંતર મન સ્વપ્નાવસ્થામાં કયા સ્થૂલ વ્યતિકરનું સૂચન કરે છે તેનો નિર્ણય કરવાના નિયમો ઘડે છે. પરંતુ અબાધિત સત્યરૂપે તેવા નિયમો હજુ ઘડાયા નથી. માટે વાચકે પ્રત્યક્ષ અને અનુમાનના ચોક્કસ નિયમોની મર્યાદા બહાર અમુક પુરુષનો અનુભવ સ્વતઃ કાર્યકારણ ભાવના અથવા જ્ઞાપ્ય-જ્ઞાપક ભાવના નિયમ પ્રમાણે વસ્તુસત્ય છે એવું માની લેવું નહિ આ ગ્રંથના લેખકને પોતાને પણ અમુક મંત્રપ્રયોગમાં નિષ્ફલ ગયાના તથા મેસ્મેરિઝમ વગેરે પ્રયોગમાં અડચણ આવ્યાના પ્રસગો અનુભવમાં આવ્યા છે. તેથી, આ પ્રયોગોમાંના અનુભવની સાચી પીડ કઈ અને પ્રતીતિરૂપ છાયા કઈ, તેની ખાતરી થતાં સુધી પ્રતીતિને પ્રતીતિરૂપે સત્ય માની, ઊંડી વિજ્ઞાનની કસોટીની જરૂર રહે છે.

જગતમાં ઘણું અગમ્ય છે. જે કંઈ જણાય છે તે માત્ર આગિયાના ચમકારા જેવું છે, અને તે ચમકારાથી સૂર્યના પ્રકાશ જેવું જ્ઞાન આપણને થઈ ગયું છે એવું માનવું તે સાહસ છે, એટલું પણ સમજાવવા પૂરતા આ ગ્રંથના અનુભવો બસ છે. શોધક વૃત્તિ જાગે, મિથ્યા જ્ઞાનથી તૃપ્તિ ન થાય અને ઉપાસના વગેરે સાધનોથી કંઈક વિલક્ષણ પ્રતીતિઓ થાય, પછી તે વસ્તુ સત્ય છે કે પ્રતીતિરૂપની છે તેનો નિર્ણય કરવાને ઉદ્યોગ કરવો—એટલું જ ભાન ઉત્પન્ન કરે તો આ ગ્રંથ વડે લેખકનું પ્રયોજન સફળ થયું સમજાશે.*

સાંટાક્રુઝ તા. ૨–૬–૧૯૨૬.

---

* 'બાલાસ્વરન તથા દૈવી અદ્ભુત ચમત્કાર' (લે. સોગીલાલ ત્રિવેદી)નો ઉપોદ્ઘાત.

# સર્વસાધારણ ધર્મ અને સ્વધર્મ

આજના ભાષણનો વિષય સર્વધર્મ અને સ્વધર્મ એવો રાખેલો છે. તે પરથી તમને એમ લાગશે કે સર્વ ધર્મોની સરખામણી કરવાનો મારો આશય હશે. પણ જો એવો ભ્રમ હોય તો તે દૂર કરશો. હું કોઈ જુદા જુદા ધર્મોની સરખામણી કરવા માગતો નથી. મેં એટલા, માટે જ 'સર્વ ધર્મ' શબ્દ વાપરવાને બદલે 'સર્વસાધારણ ધર્મ' એ શબ્દ વાપર્યો હતો. તેમ કરતી વેળાએ પણ મારો હેતુ કાંઈ સર્વ ધર્મોમાંથી સામાન્ય તત્ત્વો શોધી કાઢવાનો ન હતો. આ જમાનાને અનુસાર રાજ્યતંત્ર કેવું હોવું જોઈએ તે વિચારી અપણા ઇતિહાસને ધ્યાનમાં રાખી હિંદની પ્રજા આત્મનિર્ણય કરવાની ભાવનાથી વર્તે, તો તે જ ન્યાયે આપણા ધર્મતંત્રમાં પણ આત્મનિર્ણય (self-determination) પ્રેરકરૂપ થવો જોઈએ. પણ અત્યારે તો આપણને એમ કહેવામાં આવે છે કે તમે બધા ધર્મનું શિક્ષણ લો અને તેમાંથી જે સારું લાગે તે પાળજો. મારે તે વિષે કહેવાનું એટલું જ છે કે પરધર્મના આશય ગમે તેટલા સારા ઉત્તમ હશે તો પણ તે આપણા નથી, એટલું જો આપણે સમજીશું નહિ, તો તેનાથી આપણી ખિલવણી—ઉન્નતિ થવાની નથી. જેમ આપણા પર પરદેશી પ્રજાનું રાજ્ય ગમે તેટલું સારું હોય તો પણ તે સ્વરાજની ગરજ સારે નહીં, તેમ અન્યના ધર્મ કે પશ્ચિમની પ્રજાના ધર્મમાં કાંઈ સારું હોય તો પણ તેને આપણું કરી લઈએ તો જ તે આપણને ગુણકારી થઈ શકે. એ અન્ય ધર્મોની સરખામણી

આપણા હિંદુ ધર્મ સાથે કરવામાં આવે છે તે વેળા કેટલાક એવા આક્ષેપ પણ કરવામાં આવે છે કે જે સાચા માનીએ તો આપણને આપણા ધર્મ કરતાં અન્યનો ધર્મ સારો લાગે; પણ એ આક્ષેપો કેટલા સાચા છે તે આપણે જોવું જોઈએ.

પહેલો આક્ષેપ એ છે કે હિંદુ ધર્મ અનિર્વચનીય છે. એમાં શું છે તે અગર શું નથી તે કહેવું મુશ્કેલ છે. આ આક્ષેપ ખોટો છે. જો એ ખરો હોય તો બધા જ ધર્મને આપણે હિંદુ ધર્મના જુદા જુદા સંપ્રદાય જેવા ગણી શકીએ. પણ ખરી હકીકત એ છે કે હિંદુ ધર્મને બીજા ધર્મોથી જુદો પાડીને ઓળખી શકાય તેમ છે. હિન્દુ ધર્મને પોતાનું સ્વત્વ છે.

આપણે કોઈ અમુક દેવની કે માત્ર એક પરમેશ્વરની ઉપાસના કરતા નથી, પણ પૃથ્વી, પાષાણ અને વૃક્ષ વગેરે સર્વની પૂજારૂપી ખીચડો હિન્દુ ધર્મના નામથી ઓળખીએ છીએ, એવો આક્ષેપ કરવામાં આવે છે. પણ એ તો પશ્ચિમની કલ્પના માત્ર છે. અત્યારે પશ્ચિમની સંસ્કૃતિએ આપણા ધર્મ સહિત આપણો ગ્રાસ કર્યો છે; તેથી જ આપણે હવે બુદ્ધ, જિસસ વગેરે સર્વનો ઉપદેશ સાંભળીએ છીએ અને રખે કોઈ ધર્મની નિંદા થઈ જાય એવી સંભાળ રાખી અહિંસા-ધર્મ પર જઈએ છીએ. પણ આ સ્વાભાવિક નથી. સર્વે ધર્મોમાં જે કાંઈ છે તે જ બધું હિંદુ ધર્મમાં છે એમ માનો તો પણ આપણામાં વિશિષ્ટત્વ શું છે તે શોધો તો ખરા. મૃત શરીરીઓનાં શરીરોનાં દટાયેલા અવશેષો દટાઈ ગયેલા હોય છે અને તેનાં રૂપાંતર થઈ જાય છે, તે પરથી શોધ કરીને તેનાં થરો તપાસી અસલ પ્રાણી અથવા વનસ્પતિ કેવાં હશે, તેનો સમય કયો હશે, વગેરે માહિતી ઉપજાવવાની રીત છે. તે મુજબ હિંદુ ધર્મ જો હવે જૂનો થઈ ગયો લાગે, એનામાં વિકૃતિ થઈ ગઈ લાગે, તો પણ એ કેવો હતો અને તે કયારે હતો તથા તે વેળા એનાં લક્ષણો શાં હતાં તે

તપાસી લેવું જોઈએ. એમ થઈ શકે એમ પણ છે. હિંદુ ધર્મ એ શબ્દનો કોઈ પણ કલ્પનામય અર્થ પરદેશીઓ કે પરધર્મીઓ કરે તે આપણે માની લેવો ન જોઇએ.

હિન્દુ ધર્મનું એક લક્ષણ એ છે કે તે એક મનુષ્યની વાણી પરથી બંધાયેલો નથી. મુસલમાન ધર્મ જોશો તો તે તેના સંસ્થાપક પયગમ્બર સાહેબના શબ્દો પર કેવળ શ્રદ્ધા રાખે છે. ખ્રિસ્તી ધર્મમાં જિસસ ક્રાઈસ્ટ પરની શ્રદ્ધા એટલી જ આગ્રહપૂર્વકની છે. જરથુસ્તના ધર્મમાં પણ એ સંસ્થાપકના જીવન અને તેમના શબ્દો પર બધો આધાર છે. માત્ર હિન્દુ ધર્મ જ એવો છે કે જે કોઈ એક પુરુષનાં વચનો પર રચાયેલો નથી. એ અપૌરુષેય છે. પ્રકૃતિના સિદ્ધ સ્વભાવને ઉકેલે એવી પ્રતિભાની દૃષ્ટિમાં એટલે આર્ષબુદ્ધિમાં પ્રકટેલો, અને અનુભવની કસોટી પર ચઢાવ્યા પછી વિશ્વાસપાત્ર બને તેવો આપણો હિન્દુ ધર્મ છે. ઈશ્વરનાં ગમે તે નામ વેદમાં હશે પણ તેમાંથી એકેની પૂજા દેહધારીના વચનને આધારે મનાતી નથી.

વેદ એ આર્યધર્મનો પ્રથમ પાયો છે. તેમાંથી ઉદ્ભવેલા સંપ્રદાયોનો સમૂહ એ હિન્દુ ધર્મ છે. એ વેદ અપૌરુષેય છે. તેને શ્રુતિ શબ્દરાશિ એટલે ગુરુપરંપરાથી સાંભળેલો કહે છે. એના આચાર્યો કે ઈશ્વરના અવતારો વગેરેનાં વાકયોમાં શ્રુતિના પડઘા પડેલાં વાકયો તે સ્મૃતિ છે. એ સાંભળીને યાદ રાખેલાં, માટે સ્મૃતિરૂપ—યાદદાસ્તીરૂપ છે; એ શ્રુતિરૂપ એટલે પ્રત્યક્ષ દર્શનરૂપ નથી. ગમે તે સંપ્રદાયના હિન્દુઓ હોય તો પણ જેને માનવાની તેઓ ના ન પાડે એવી ગીતામાં શ્રીકૃષ્ણ કહે છે કે હું નવો ધર્મ સ્થાપવા કે શીખવવા આવ્યો નથી પણ જૂના ધર્મનો પુનરુદ્ધાર કરવા આવ્યો છું: એ સનાતન ધર્મ આપણો છે.

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥

× × ×

स एवयं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥
(गीता ४)

આ સનાતન ધર્મભાવના નવા નવા રૂપમાં ફરી ફરી પ્રગટ થાય છે. સિદ્ધ પુરુષો એનો પુનરુદ્ધાર કરે છે. રસાતળમાંથી વરાહ ભગવાને એ ધર્મને પાછો આણ્યો. છતાં એ સનાતન ધર્મ પરમેશ્વરનાં કોઈ દેહધારી સ્વરૂપનાં વાક્યો પર રચાયેલો નથી. મીમાંસાના-આચાર્યો તો દેવવાક્યને પણ પ્રમાણુ ગણવાની ના પાડે છે.

વેદ શબ્દનું પ્રામાણ્ય શબ્દમાં જ છે. પુરુષતંત્ર નથી એ હિન્દુ ધર્મનું સનાતન સ્વરૂપ છે. એના સામર્થ્યનું પ્રાતિભ દર્શન કરનારા ઋષિ-દ્રષ્ટા એ ધર્મનાં મૂળને વેદનું નામ આપે છે, કેમકે વિદ્ ધાતુ (જેનો અર્થ જાણવું એવો થાય છે તેના) પરથી બનેલો એ 'વેદ' શબ્દ 'જ્ઞાનનો સાગર' એ અર્થમાં વપરાય છે. એ વેદ કોઈ અમુક મનુષ્યની કૃતિ નથી. શાસ્ત્ર એટલે સુધી કહે છે કે न भवेद् वेदकिंकरः એટલે કે તું વેદનો પણ નોકર થઈશ નહીં. કહેવાનું તાત્પર્ય એ છે કે એ જ્ઞાનભંડારરૂપ વેદના શબ્દો પર મોહી પડીને એના અર્થના જ્ઞાનની અવગણના કરીશ નહીં. 'એ જ્ઞાન તે જ વેદ છે. જે સત્ય છે એમ નિશ્ચય થાય તેને જ માનવું અને તે સત્ય નથી એમ લાગતું હોય તો ભલે બ્રહ્મા તે કહે તોપણ તે ન માનવું જોઈએ એમ ગુરુ પોતાના વિદ્યાર્થીને કહે, એવી પ્રથા હિન્દુધર્મમાં પરંપરાથી છે. મીમાંસકો પણ કહે છે કે શ્રદ્ધાળુઓ માટે શબ્દ પ્રમાણ ભલે પૂરતું ગણાય પણ અમે તો અલ્પ શ્રદ્ધાવાળા હોવાથી અમને તો યુક્તિથી સમજાવવા એમ આપને અમારી પ્રાર્થના છે.

આ રીતે આપણે જોઈ શકીએ છીએ કે હિન્દુધર્મ અપૌરુષેય છે. એમાં શબ્દ પ્રમાણ પર ભાર મૂક્યો હોય તો પણ તે અમુક માણસની વાણી પર નથી, એ લક્ષણથી હિંદુધર્મ ઓળખી શકાય.

તેથી નવા નવા રૂપમાં પ્રગટ થઈ શકે એવું એ ધર્મનું રૂપ છે. અને એ જ કારણથી એના પર ત્રણ પ્રકારના પટ ચઢ્યા છે. ઍનિજ્ની માફક એના પટ ઓળખવા હોય તો ધર્મકર્મ કરતી વેળા જે સંકલ્પ કરવામાં આવે છે તેની ભાષા તપાસો. એમાં કહે છે કે શ્વેતવરાહકલ્પે અમુક મન્વંતરે જમ્બૂદ્વીપે श्रुतिस्मृति-इतिहासपुराणोक्तफलप्राप्त्यर्थम् अमुककर्म अहं करिष्ये । આ પરથી જોશો કે એમાં એની અતિશય પ્રાચીનતાનો ઉલ્લેખ કર્યા બાદ દેશમર્યાદા દર્શાવ્યા પછી એકલા શ્રુતિધર્મનું નહિ, પણ એ સ્મૃતિ, ઇતિહાસ અને પુરાણરૂપ ત્રણ પટથી રંગાયેલો એવો જે ધર્મ મૂળ શ્રુતિરૂપ—વેદરૂપ હતો તેનું ફળ પામવા અર્થે અમુક કર્મ કરવાનો એ સંકલ્પ છે.

આ સ્થળે આપણે હિંદુધર્મનું બીજું વિશિષ્ટ લક્ષણ જોઈશું. તે એ છે કે એમાં અધિકાર પર ભાર મૂકેલો છે. આ ધર્મમાં બધાને એક જ અસ્ત્રે મૂંડવાના નથી. બધા કાંઈ રાજા ન હોય; બધા કાંઈ રૈયત પણ ન હોય. માટે રાજાનો ધર્મ જુદો અને રૈયતનો જુદો, વિદ્યાર્થીનો જુદો, વ્યાપાર ઉદ્યોગમાં પડેલા ગૃહસ્થનો જુદો અને પેન્શન પર રિટાયર થયેલાનો જુદો. વેપારી વૈશ્યનો, મિલમાં કામ કરનાર મજૂરનો, ન્યાયાસન પર બિરાજમાન જજનો, યુદ્ધમાં ઝૂઝનાર ક્ષત્રિયનો, જુદો જુદો અધિકાર ગણવો જોઈએ. વર્ણ અને આશ્રમના ભેદને માન્ય રાખી તેને અનુસરતા અધિકાર પ્રમાણે પાળવાના ધર્મનાં રૂપ પણ જુદાં જુદાં હોય જ એમ હિંદુ ધર્મે સ્વીકાર્યું છે; અને તે વેળાએ સાચું બોલવું, ચોરી ન કરવી, વગેરે સર્વસામાન્ય સનાતન ધર્મને પણ સાથે જ ટકાવી રાખ્યો છે. એક જણ બીજાને તમાચો મારે તો તે તમાચો ખાનારે પોતાનો બીજો ગાલ આગળ ધરી કહેવું કે ભાઈ, અહીં પણ તમાચો માર એવી આજ્ઞા ખ્રિસ્તી ધર્મમાં છે. પણ એમાં એ તમાચો મારનારનો દોષ સ્વીકારાયો નથી અને તેને સહી લેવામાં કોઈવાર ભૂષણ હોય તો

કોઈવાર દૂષણ પણ હોય તેનો સમ્યગ્ વિવેક કરેલો નથી.

આ અધિકારભેદને લીધે હિંદુધર્મનાં કેટલાંક ભિન્નભિન્ન સ્વરૂપો તમને નજરે પડશે. પરધર્મીઓની પાસેથી કાંઈ સારું તત્ત્વ મળે અને તે આપણી પરિસ્થિતિ તથા આપણા અધિકારને અનુકૂળ હોય, ફરજરૂપ હોય, તો તે સ્વીકારવામાં જ લાભ છે અને હિંદુને ધર્મમાં તે માટે માત્ર છૂટ છે એમ નહિ પણ આજ્ઞા છે. માત્ર એ નવું તત્ત્વ સ્વીકારવા જેવો તમારો અધિકાર હોવો જોઈએ. જો તમે એ અધિકારનો વિચાર કરીને એ પરધર્મના તત્ત્વને સ્વધર્મના રૂપમાં સમજીને સ્વીકારશો તો જ તે લાભદાયી થશે. તેમ નહીં હોય તો તેથી ગેરલાભ થશે, આપણે પાદરીઓને એમ નથી કહેવા માગતા કે સાચું બોલો, ચોરી ન કરો, વગેરે જે તત્ત્વો ખ્રિસ્તી ધર્મમાં છે તે અમને માન્ય નથી; પણ આપણને માન્ય હોય એવાં તત્ત્વો પણ આપણે જે વેળા સ્વીકારીએ તે વેળા તેને ખ્રિસ્તી ધર્મના રૂપમાં નહીં પણ આપણા હિંદુધર્મના એક અંગરૂપે જ સ્વીકારીએ છીએ, એ વાત કહી આપણે તેમને સ્પષ્ટ જણાવવું જોઈએ કે તમે જે રૂપે અમારી પાસે એ સ્વીકારાવવા માગો છો તે રૂપે અમને તે સ્વીકાર્ય નથી.

હિન્દુ ધર્મ પર અનેક ખોટા આક્ષેપો થાય છે તેમાં કેટલાક તો અણસમજથી એનું દોષયુક્ત પાલન થતું હોવાને લીધે છે. હિંદુ-ધર્મનો પાયો વેદ છે. એની શાખા, ખંડ કે અંશ જાણ્યા વગર ચારે વેદ ગાયા એમ કહેવું એ ખોટું છે. એ જ પ્રમાણે જે ધર્મ બાળકનો નામાભિધાન સંસ્કાર આપતાં તેને વેદોઽસિ વેદોઽસિ વેદોઽસિ એમ ત્રણ વાર તેને તે પોતે જ્ઞાનસ્વરૂપ છે, એવો સંસ્કાર આપે છે, અને લોકપ્રસિદ્ધ તારું નામ ગમે તે પડે પણ તું જ્ઞાનરૂપ છે એ વાત વીસરીશ નહિ એવું શીખવે છે, તે ધર્મને અણસમજથી આપણે ઊંધા ભાવવાળો માની હલકો પાડયો છે. આપણા ધર્મનાં પુસ્તકો કયાં કયાં છે તેની પૂરી વિગત પણ જાણ્યા વગર કે તેમાંથી

ચોડાંકે સાંગોપાંગ શીખ્યા વગર પોતાને બ્રાહ્મણ કહેવડાવનારાઓ હિન્દુ ધર્મની કીર્તિને ઝાંખી પાડે છે એ ધર્મગ્રથો ગુરુમુખેથી શીખવાના છે એ રીતે સાંભળેલું તે જ શ્રુતિ ગણાય ધર્મનું અથવા ઉત્તમ વ્યવહારનુ જ્ઞાન સત્વર સ્ફુટ થાય તેવુ વાણી ઉપર રમતુ જોઈએ ભારે પુસ્તકોને શોધવા ઉપર ધર્મસિદ્ધાન્તને ટકાવી રાખવા જોઈએ નહિ આનંદશંકરભાઈને ત્યાં એક મૈથિલ પંડિતને તેમનો ન્યાયગ્રંથ બંધાવી આપવા કહ્યુ ત્યારે તે પંડિતે હસીને કહ્યુ હતુ કે આ તમારી લાયબ્રેરીનાં પાચશેર દશશેરનાં ભારવાળા બાધેનાં પુસ્તકો સૂતે સૂતે વાંચનાર મને છાતી ઉપર ભારરૂપ થઈ પડે મારે તો ગદાધરીંનુ એક પત્તુ વાંચી મનન કરુ તો બસ છે આ રમૂજી પ્રસંગ સ્પષ્ટ શીખવે છે કે અમુક તત્ત્વનુ સચોટ જ્ઞાન તો મુખપાઠ અને સ્મૃતિમાં સદાસર્વદા તરી રહેતુ જોઈએ જેને માટે વારવાર પુસ્તકો શોધવા જવુ પડે તે જ્ઞાનનુ અપક્વપણુ સમજવુ જેમ ઘણુ ખાનાથી પેટમાં અજીર્ણ થાય છે તેમ મગજમાં પણ અજીર્ણ થશે વળી એ રીતે મેળવેલી વિદ્યા શીખ્યા પછી મુખપાઠે રહેવી જોઈએ પુસ્તકમાં જોવી પડે એટલુ બાકી રહેતુ હોય તો તે ધારીએ તે વેળા જોઈતુ કામ ન આપે તેથી શીખેલુ ફરી યાદ કરી જવા માટે નિત્યપઠનની ટેવ રાખવી જોઈએ એકની એક વાત પણ નિત્યપઠનથી તેના ગુણ અને દોષ દર્શાવે છે માટે નિત્યપઠનનો નિયમ રાખવો એ સર્વ હિંદુ ધર્મના અભ્યાસીનુ કર્તવ્ય છે સત્યની શોધમાં આગળ વધવાનો પ્રયત્ન રોજ કરવો જોઈએ સત્યની ઝાખી પ્રત્યેક પદાર્થમા થાય એ ખરુ છે પણ તે પ્રત્યેકનુ નામરૂપ જુદુ હોવાનો વિવેક કરી તે સર્વની ભીતરનુ સત હાથ ધરવુ એ આપણો ધર્મ છે જગતનો વ્યવહાર એક સૂત્રથી બંધાયો છે એમ સમજાય તે પછી તે સૂત્રરૂપ આત્માને ઓળખી શકાય એ સંબંધી વિશેષ જ્ઞાન માટે છાંદોગ્ય ઉપનિષદ જોશો તો સમજાશે

ધર્મના ત્રણ સ્કંધો છે એ ત્રણને ઓળખો તો તમારી ખાતરી થયા વગર નહિ રહે કે હિંદુ ધર્મ એટલે ધાર્મિક મંતવ્યનો ખીચડો એમ નથી. એ ત્રણ સ્કંધમાં પહેલાનાં ત્રણ અંગ છે. તેનાં નામ યજ્ઞ, અધ્યયન અને દાન છે. યજ્ઞ વિશે પુરુષસૂક્તમાં વિવેચન છે. આદિમાં યજ્ઞ, અધ્યયન અને દાન હતાં. આપણા કરતાં વિશાળ દૃષ્ટિવાળા ચડિયાતા પ્રાણીની પાસેથી ધર્મોમાં મુખ્ય જ્ઞાન મેળવવા માટે અગર ચિત્તશુદ્ધિ અર્થે આપણને વહાલામાં વહાલું એવું દ્રવ્ય હોય તેનો ઈશ્વરપ્રીત્યર્થે ત્યાગ કરવો એનું નામ યજ્ઞ. આ શ્રુતિધર્મ હતો. યજ્ઞભાવના એ તો હિન્દુ ધર્મનું પ્રથમ રૂપ છે. કોઈ કહે છે કે મનુષ્ય પ્રાણી કોઈ સર્વોત્તમ પ્રાણી નથી. જગદીશ્વરને માનો તો પણ તેની પ્રસન્નતા અર્થે દ્રવ્યનો ત્યાગ કરવો એ ધર્મનું પ્રથમ પગલું છે. પહેલા સ્કંધનું બીજું અંગ તે અધ્યયન. એ તત્ત્વ હાલ આપણા કરતાં વધારે સારી રીતે મુસલમાનો પાળે છે એ લોકો રોજ સવારસાંજ જ્યાં હોય ત્યાં તુરત બંદગી કરવા મંડી જાય છે, ત્યારે આપણા બ્રાહ્મણો ઊગતા સૂર્યને અર્ઘ્ય આપવાનું પણ વીસરે છે. આટલી ચીવટ ધર્મને માટે મુસલમાનોને છે, તેથી તેમને માટે મારા મનમાં માન ઉત્પન્ન થાય છે. પંડિત મદનમોહન માલવીય રેલવે ટ્રેનમાં પણ એ મુસલમાનોની માફક જ વખત થતાં પોતાનું નિત્ય કર્મ કરવા મંડી જાય છે. તે વેળા જે સાધનસામગ્રીની જરૂર લાગે તે હમેશાં તેઓ પોતાની પાસે રાખે છે. તેને લીધે તેઓ જ્યારે ટ્રેનમાં બેઠા હોય ત્યાં પાસે મુસલમાન હોય તો તે મુસલમાન પણ ખસી જઈ ને એમને એમનું ધર્મકર્મ કરવા માન સાથે સગવડ આપે છે. એમનું આવું ધર્મ માટેનું અભિમાન હિન્દુ કોમને શોભારૂપ છે. તમારે પણ રોજ કાંઈક અધ્યયન કરવું જોઈએ. નિત્યપાઠ ટૂંકો હશે, નાનો હશે તો ચાલશે, પણ તે રોજ કરવો જોઈએ. સ્વર્ગસ્થ ડૉ. ભાંડારકર જેવા વિદ્વાન પણ રોજ અધ્યયન કરતા. આપણું એ પઠનપાઠન વિશેનું અજ્ઞાન કે બેદરકારી દૂર કરવા જેવી

છે. કોઈ હજામને તમે બોલાવશો તો તે પણ પોતાનું શસ્ત્ર અર્થાત્ અસ્ત્રો ઘસીને અણીદાર રાખતો દેખાશે; પણ બ્રાહ્મણને બોલાવશો તો તે પોતાનું શસ્ત્ર અર્થાત્ અધ્યયન તેને તેજસ્વી રાખવાને બદલે ભૂલી ગયેલો દેખાશે એમ થવું ન જોઈએ. ભણેલું હોય તે ફરી ફરીને વાંચી જવું અને વિચારી જવું. એ રીતે અધ્યયનને તેજસ્વી રાખવાની જરૂર છે. પહેલા સ્કંધનું ત્રીજું અંગ તે દાન. તે તો દરેક ધર્મમાં છે. એટલું એ સર્વ ધર્મનું સાધારણ લક્ષણ છે. પણ આપણા ધર્મમાં તો એને આવશ્યક લક્ષણ ગણ્યું છે. દ્રવ્યના મોહને દૂર કરનાર ધર્મક્રિયા દાન જ છે. દરિદ્રનો ઉદ્ધાર એ દાનથી થાય છે પણ તેના કરતાં વિશેષ મહત્ત્વનો લાભ દાન કરનારને થાય છે. તે એ છે કે દરિદ્ર પ્રતિ તેની અનુકંપા ચેતનવંતી રહે છે અને જ્યાં સુધી તે દુઃખી જનનું દુઃખ તેનાથી બને તેટલું દૂર ન થઈ શકે ત્યાં સુધી પોતાનું દ્રવ્ય તુચ્છ છે એમ તેને લાગે છે અને એ દ્રવ્ય સંઘરવાના લોભને બદલે દરિદ્રનું દુઃખ મટાડવામાં તેનો વ્યય કરવો એ વધારે સારું કાર્ય છે એમ તેને અનુભવ થાય છે ગૃહસ્થો માટે આ ત્રણ ધર્મો છે : યજ્ઞ, અધ્યયન અને દાન; એ પાળવા જોઈએ તે ન પાળે તેવો ગૃહસ્થ ભિક્ષુકથી પણ અધમ છે

બીજો સ્કંધ તપ છે. આ પણ હિન્દુ ધર્મનું ચોક્કસ લક્ષણ છે. શરીર, મન તથા વાણી એ ત્રણેમાં વિકૃતિ એટલે કે મેલ ઉત્પન્ન થાય એ કુદરતનો ક્રમ છે. તે મેલને દૂર કરી તેને શુદ્ધ કરવાની જે ક્રિયા, તેનું નામ તપ. સોનાને કે કોઈ પણ ધાતુને તેમાં ભેગો થયેલો કચરો બાળી નાખવા માટે તપાવવી પડે છે; તેમ દેહને મનને કે વાણીને અમુક રીતે સંયમમાં રાખવી પડે છે. તેમ કરીએ તો જ તેમાં રહેલી અશુદ્ધિ દૂર થાય. દેહમાં ઉન્માદ ન [illegible] માટેની કસોટી એ તપ છે. તિતિક્ષાને પણ તપ કહેવામાં [illegible] એ દેહ વગેરે સાધનને વશ આપણે [illegible] ન પડે, [illegible] આપણા વશમાં રહી કામ આપે, એવી ભાવનાની [illegible]

આ રીતે દેહ, મન તથા વાણી પરનું પ્રભુત્વ-સામર્થ્ય લાવનારી ક્રિયા તે તપ છે. તેનાં સાધનો આહારશુદ્ધિ વગેરે છે. સ્મૃતિમાં કહ્યું છે કે,

अद्भिः शुध्यन्ति गात्राणि मनः सत्येन शुध्यति ।
विद्यातपोभ्यां भूतानि बुद्धिर्ज्ञानेन शुध्यति ॥

જલ વડે સ્થૂલ ગાત્રો શુદ્ધ થાય છે. મન સત્યથી શુદ્ધ થાય છે. વિદ્યા-તપ વડે ભૂતો એટલે આપણાં શરીરના પંચભૂતના અણુઓ શુદ્ધ થાય છે, અને બુદ્ધિ તત્ત્વજ્ઞાનથી શુદ્ધ થાય છે. જેમ શરીરમાં એકઠો થયેલો મળ કાઢી નાંખીએ તો જ શરીર સારું રહે, તે જ પ્રમાણે અન્ય અશુદ્ધિ પણ દૂર કરવી જોઈએ. તેમાં સ્નાનવિધિ પણ ઉપયોગી છે. છતાં તે ન કરવાનું પ્રયોજન ન હોય તેવી વેળા ભસ્મસ્નાનથી ચલાવી લેવારૂપી આળસ કરાય ત્યારે એ શૌચ-વિધિ શુદ્ધિની ક્રિયા સફળ ન થાય. જો આપણી રોજની ક્રિયા માટે દેહમાં સામર્થ્ય ન હોય તો જીવવું એ મૂવા જેવું લાગવું જોઈએ. દેહને વશ વર્તાવવા ઔષધોપચાર કરવો, પણ દેહને વશ થઈને નિત્યકર્મમાં પ્રમાદ ન સેવાવો જોઈએ. જ્યારે દેહ આપણું ધ્યેય સિદ્ધ કરવા નાલાયક થાય તે વેળા મરણ પણ વધારે સારું લાગવું જોઈએ. વાણીનું તપ તે સત્ય અને મૌનથી થાય છે. મૌન આત્મબળ વધારનાર છે. લવલવરૂપી ભાષણો મૌનના જેટલાં શ્રેયઃસાધક નથી. પ્રતિપાદ્ય વિષયનું ચિંતન કરતી વેળા વાણીનો ઉન્માદ ત્યજાવનાર મૌન છે ત્રીજો મળ મનનો હોય છે. તેનું આલોચનરૂપ તપ તે ચિંતન છે. તેને મહાદેવના ત્રીજા નેત્રરૂપે વર્ણવાયું છે. આવા ત્રણ પ્રકારના તપને હિંદુ ધર્મના બીજા સ્કંધ તરીકે ગણવાનું છે. સંયમ, ઉદ્યોગ અને બ્રહ્મચર્ય એ સાધનો બ્રહ્મને પ્રાપ્ત કરવા માટે ઘણાં જરૂરનાં છે. જેઓ હિંદુ ધર્મમાં રહી ઇંદ્રિયસંયમની અવગણના કરે છે તેઓ

ધર્મનું મૂળ કાપે છે. ગૃહસ્થાશ્રમીએ યજ્ઞ કરવા, વાનપ્રસ્થીએ તપ કરવું, અને સંન્યસ્તાશ્રમીએ બ્રહ્મચર્ય પાળવું, એ સમન્વય યોગ્ય નથી. યજ્ઞ, તપ અને બ્રહ્મચર્ય એ ત્રણે સ્કંધ ધર્મના છે અને તે ત્રણેનું પાલન દરેકને માટે આવશ્યક છે, છતાં આશ્રમને માટે અમુક વિશિષ્ટ ધર્મ તરીકે એને ગણવાનું પણ ઇષ્ટ એટલું જ જરૂરનું છે. વાનપ્રસ્થાશ્રમમાં તપના ઉત્કૃષ્ટ પ્રકારો સાધવાના છે.

અહીં સુધી આપણે વૈદિક ધર્મનું અવલોકન કર્યું. હવે તે પછીનો જમાનો લઈએ. તેમાં સુધારણા મુખ્ય મનુ વગેરે સ્મૃતિકારોએ કરી છે. એમણે ધર્મને ઐહિક અને પારલૌકિક એવા બે પ્રકારે વર્ણવ્યો. શ્રદ્ધાવાન આ લોકમાં પાળવાના ધર્મ પાળે પણ તેથી દેહ પછીની અવસ્થા માટે શું? એ સવાલની સાથે જ બીજો સવાલ એ થયો કે જેને શ્રદ્ધા ન હોય તેને માટે આ લોકમાં વ્યવહાર માટે શું? આ સવાલોના જવાબમાં ધર્મનું જે સ્વરૂપ સમજાયું તેને આપણા ધર્મના સાહિત્યમાં બીજા ખંડ તરીકે ગણી શકીએ. એમાં આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિતવિધાન એ ત્રણે વિશે વિચાર કરેલો છે.

વ્યવહાર એ ધર્મની બીજી શાખા છે. તેની અનેક ઉપશાખાઓમાં રાજધર્મ એ પણ એક પેટાશાખા છે. એ બધાંનું વિધાન સ્મૃતિકારો કરે છે. તેમના પછી બૌદ્ધો થયા. તેમણે પણ હિંદુ ધર્મનું સ્વરૂપ સુંદર રીતે સમજાવ્યું છે. ધર્મનાં જુદાં જુદાં નિરૂપણોમાંથી દરેકમાં એકેક ચમત્કૃતિ રહેલી તમે જોઈ શકશો. તે માટે એક ઠેકાણે કહ્યું છે કે,

> श्रोतव्यः सौगतो धर्मः कर्तव्यः पुनरार्हतः ।।
> वैदिको व्यवहर्तव्यः ध्यातव्यः परमः शिवः ।।

આ પ્રમાણે પ્રભુનું ધ્યાન એ જેમ હિંદુ ધર્મનો એક પ્રકાર છે, તે જ પ્રમાણે વૈદિક ધર્મની માફક જ આર્હત ધર્મ અને

ધર્મ એટલે કે બૌદ્ધ ધર્મ પણ આર્યાવર્તના વ્યાપક ધર્મના અંગરૂપે જ પ્રથમ ગણાવ્યા હતા, પણ પાછળના સમયમાં ઇતિહાસ પર વિશેષ ધ્યાન ન અપાતાં સ્માર્ત ધર્મ વધારે ખીલ્યો. દાન એ ધર્મનું આવશ્યક અંગ ગણાતું હતું, પણ પાછળથી સ્થિતિ બદલાઈ.

અત્રે યાદ રાખવા જેવું છે કે હિંદુ ધમમાં પ્રાચીન સમયમાં હિંસા હતી પણ પાછળથી જૈનો અને બૌદ્ધ ધર્મના સંબંધને લીધે અહિંસા પર ભાર મુકાયો, એમ માનનારાઓની ભૂલ છે. એ ધર્મોએ બીજી અનેક રીતે હિંદુ ધર્મ પર ઘણી ઊંડી છાપ પાડી છે એ વાત આપણે સ્વીકારીએ અને એના સ્થાપકોને આપણા દેવોના અવતારરૂપે હિન્દુ ધર્મમાં સ્થાન અપાયું છે તે યાદ રાખીએ, તો પણ એમ તો કહેવું જ પડે કે એમની અસર કાંઈ પારકા દેશમાંથી આવેલી નથી. ઐતિહાસિક નજરે પણ એ ધર્મની અસરથી જ હિંદુ ધર્મે અહિંસા સ્વીકારી એ માન્યતા સત્ય નથી. જૈન અને બૌદ્ધ એ બે ધર્મોની સ્થાપનાની અગાઉ પ્રથમ પાશુપત મત હતો અને તે અગાઉ પણ 'મહાભારત'નો ભાગવત ધર્મનો પ્રબોધક નારાયણ ખંડ રચાયેલો હતો. અત્યારે દક્ષિણ હિંદમાં ભાગવત ધર્મ નામથી જે પંથ અગર સંપ્રદાય પ્રવર્તે છે તે ભાગવત ધર્મનું એ મૂળ પુસ્તક છે. પંચરાત્ર વગેરે ગ્રંથો તો પાછળથી બનેલા છે વાસુદેવ નામ કૃષ્ણને અપાયું તે તેઓ વસુદેવના પુત્ર હતા એટલા માટે નહિ, પણ વાસુદેવ તરીકે ઓળખાતા એ કુળમાં લગભગ સાતમી પેઢીના મુખ્ય સન્માન પામેલા વાસુદેવ હતા. તેથી જ એમણે કહ્યું છે કે વૃષ્ણીના કુળમાં વાસુદેવ હું છું. એ વૃષ્ણી-કુળમાં કૃષ્ણની અગાઉ જે ધર્મ પળાતો તે મહાભારતના નારાયણીય ખંડમાંથી ઉદ્‌ભવેલો ભાગવત ધર્મ હતો અને તેમાં અહિંસાને સ્થાન હતું. સમય વીતતાં દ્રવ્યયજ્ઞનું માહાત્મ્ય ઘટ્યું અને જ્ઞાનયજ્ઞનું વધ્યું. તે પછી તપને વધારે મહત્તા મળી અને દ્રવ્યયજ્ઞ કરતાં પણ તપ વધારે શ્રેયસ્કર ગણાયું. અને પાછળથી જપયજ્ઞને સર્વોત્તમ ગણવાનું ગીતામાં

આપે વાંચ્યું હશે જ. આ પરથી આપ જોઈ શકશો કે પાછળથી આ બીજાં તત્ત્વોને મળેલી મહત્તારૂપી આવરણ દૂર કરીએ તો હિંદુ ધર્મમાં મૂળ અહિંસા શ્રીકૃષ્ણે દાખલ કરી હતી. જૈન અને બૌદ્ધ ધર્મોમાંથી અહિંસા હિંદુ ધર્મમાં આવી એમ કહેવામાં સત્ય નથી. એમને માટે એટલું કબૂલ કરવું જોઈએ કે જ્ઞાનયજ્ઞની મહત્તા એમણે ઠીક વધારી

અહિંસાનું પ્રધાનપદ સ્મૃતિઓના જમાનાથી જ સ્થપાયેલું છે. વેદમાં હિંસા ન હતી એમ કહેવું ખોટું છે. પ્રભુએ જેમ બાગ બનાવ્યો છે, તે પ્રમાણે જંગલ પણ બનાવ્યું છે બાગ તો નાનો હોઈ માણસોના રક્ષણથી જળવાય પણ મહાન જંગલોની રક્ષા તો કુદરત જ કરે. ત્યાં તેને માટે વાઘવરુ વગેરે હિંસક પ્રાણીઓ પણ હોય જ. તેમ વેદ એ પણ જ્ઞાનનું મોટું જંગલ છે. તેમાં હિંસક તત્ત્વોનો અભાવ નથી. તમારે એ વેદમાંથી જે સારું લાગે તે લેવાનું છે. હિંસા બંધ થઈ તે સ્મૃતિકાળમાં થઈ. તે વેળા યજ્ઞ સિવાય હિંસા ન કરવાનાં અને યજ્ઞમાં પણ હિંસાના કાર્યને સંકુચિત ક્ષેત્રમાં જ અવકાશ આપવાનાં નવાં પગલાં ભરાયાં. તેમ છતાં યજ્ઞો ન કરવા એમ કોઈએ કહ્યું નથી; અને યજ્ઞોને જો કાઢી નાખો, જો યજ્ઞના નામ પર મીંડું ફેરવો તો હિંદુ ધર્મ નાશ પામે. પણ એ યજ્ઞનું સ્વરૂપ એ કાળમાં બદલાયું તે આપણે જોયું. છેવટમાં જપ-યજ્ઞને શ્રેષ્ઠ ગણવાનો ગીતામાં અપાયેલો ઉપદેશ પણ જોઈ ગયા.

હવે ધર્મનો બીજો સ્કંધ અધ્યયન, તેનો પ્રકાર કેવી રીતે બદલાયો તે આપણે જોઈએ. પુરાણોના સમયથી તીર્થમાહાત્મ્ય અને દેવતામાહાત્મ્ય વધ્યાં. એ રચનાનું કારણ પણ ઉપર જણાવ્યા પ્રમાણે યજ્ઞનું સ્વરૂપ બદલાવાનું જ હતું. અગાઉના યજ્ઞોમાં દાન ઘણું મહત્ત્વનું અંગ હતું પણ જેમ જેમ દાનવૃત્તિ લોકોમાંથી [illegible] થતી ગઈ તેમ તેમ અધ્યયનને ઉત્તેજન માટે દેવતાને નિ[illegible]

-તીર્થને નિમિત્તે કાંઈક ગોઠવણ કરવી ઇષ્ટ ગણાઈ. આ ફેરફાર યોગ્ય -હતો કે કેમ, એ સારો છે કે માઠો, તે પ્રશ્ન અત્રે આપણે વિચાર-વાનો નથી આપણે યાદ રાખવાનું એ છે કે વેદની માફક પુરાણો પણ મોટાં જંગલરૂપ છે. એ પણ તેની અગાઉનાં અને તેના સમયનાં શાસ્ત્રોનો સમન્વય જ કરે છે.

જો વેદ સમજવા હોય તો પુરાણો સમજવાં પડશે. ઇતિહાસ અને પુરાણો હિંદુ ધર્મના હાથ અને પગ છે. એના વડે જ હિંદુ ધર્મનું કેટલુંક સ્વરૂપ બંધાયું છે. એ જો ન સમજાય તો અર્ધ-કુક્કુટ ન્યાય થાય, એટલે કે અપૂર્ણ જ્ઞાનને આધારે આપણે ખોટા અનુમાન પર ઊતરી પડીએ. કેટલાક કહેશે કે આપણા હિંદુ ધર્મનું સાહિત્ય ઓળખવું મુશ્કેલ છે, કેમ કે શું પ્રથમનું છે અને શું પાછળથી લખાઈને એમાં દાખલ થયું તે ઓળખવું મુશ્કેલ છે. પણ આ શંકાને એક પ્રકારની અત્યુક્તિ ગણવી પડશે. તે સમયે હિન્દુ ધર્મના પાલનમાં અધ્યયન–અધ્યાપનની વિધિ એવી હતી કે એ આક્ષેપને સ્થાન જ ન મળી શકે ક્રમ, જટા, ઘન વગેરે જુદી જુદી શૈલીથી વેદના મુખપાઠ કરવામાં આવતા. મંત્રોમાં કોઈ એક ઠેકાણે એક અક્ષર પણ વધારો તો અનેક ઠેકાણે પાઠ ફેરવવો પડે. એટલે કોઈ અક્ષર કે શબ્દ કે વાક્ય ઉમેરાય તો તે તુરત ધ્યાન ખેંચ્યા વગર રહે નહીં. પણ જેઓ આપણા ધર્મસાહિત્યમાં અમુક ભાગ પ્રક્ષિપ્ત છે એમ આક્ષેપ કરે છે તેઓ કહી નથી શકતા કે એ ભાગ કયા સમયે પ્રક્ષિપ્ત થયો. વ્યાસે એક ઠેકાણે ખીલકાંડ નામ આપી એવો પ્રક્ષિપ્ત લાગતો ભાગ જુદો દર્શાવ્યો છે; પણ તે એવી રીતે જુદો દેખાડી શકાયો તેનું કારણ એના પઠનપાઠનની રીત સારી હોવાનું છે વ્યાસે એ પ્રમાણે અમુક ભાગને પ્રક્ષિપ્ત તરીકે જાહેર કર્યો ત્યાં સુધી કોઈએ એવી ફરિયાદ પણ કરી ન હતી કે આપણા ધર્મના સાહિત્યમાં એવી છૂટ લેવાની કોઈએ હિંમત ધરી હોય. આપણને

આંખો બે છે પણ તે બેઉ એક જ ચીજ દેખે છે. તે જ પ્રમાણે ધર્મ અને બ્રહ્મ, એ બે આંખથી એક વેદાર્થ જોવાની જરૂર છે.

હવે જરા ફરીથી યાદ કરી જઈએ. હિન્દુ ધર્મ અપૌરુષેય છે. એ અધિકાર પર ભાર મૂકે છે. એમાં શ્રૌત કાળમાં યજ્ઞ અધ્યયન અને દાન પર ભાર મુકાતો. પાછળથી સ્મૃતિકાળમાં વ્યવહાર અને રાજધર્મ વગેરેને તથા અહિંસાને પ્રાધાન્ય મળ્યું. પછી પુરાણકાળમાં દેવતા તથા તીર્થોનાં માહાત્મ્ય વધ્યાં. હવે કોઈ કહેશો કે આટલાં લક્ષણયુક્ત હિંદુ ધર્મને ઓળખી ન શકાય એવો કહેનાર સત્ય બોલે છે કે માત્ર પોતાનું અજ્ઞાન દર્શાવે છે ? હમણાં તો ધર્મ વિષેનું અજ્ઞાન ઘણું વધી ગયું છે. ગીતા કે રુદ્રાધ્યાય શીખવાને બદલે બાઈબલ ભણાય છે. પણ તે શું કામ લાગશે ? એવાં પરધર્મનાં પુસ્તકો ગમે તેટલાં ભણશો તો પણ તેથી સ્વત્વ નહીં મળે. એમાંથી ધર્મનું ખરું તત્ત્વ તમને મળનાર નથી. ખ્રિસ્તી કે મુસલમાન ધર્મ તમારા કાળને અનુકૂળ નથી. જે ધર્મ દેશકાળને અનુકૂળ હોય તેને જ આપણે હિંદુઓ સ્વધર્મ તરીકે સ્વીકારી શકીએ.

સર્વસાધારણ ધર્મનાં, એટલે બધા લોકોએ પાળવાયોગ્ય ધર્મનાં, કેટલાંક લક્ષણ કહ્યાં છે, તેમાં પ્રથમ પાંચ અહિંસા, સત્ય, અસ્તેય બ્રહ્મચર્ય અને અપરિગ્રહ છે. એ સામાન્ય પીઠ વગર મનુષ્ય કદી આગળ નહીં વધી શકે. એ પાંચ વડે જ મનુષ્યનું મનુષ્યત્વ છે. એ ન હોય તો તેને માટે ગીતાના અભ્યાસનો અધિકાર પણ નથી. ધર્મના બે પ્રકાર પ્રવૃત્તિ અને નિવૃત્તિ છે. તેમાં પ્રવૃત્તિનો આધાર પારકા પર છે. નિવૃત્તિનો આધાર સ્વાવલંબન પર છે. બાળક જન્મે છે ત્યારપછી તેનામાં પ્રથમ પશુત્વ ખીલે છે. જ્યારે તે પુષ્ટ થાય છે અને તેને સંસ્કાર લાગે છે ત્યારે તેનામાં દેવત્વ ખીલે છે. સર્વસાધારણ ધર્મો જેવા કે અહિંસા વગેરે ખીલવવા માટે મનુષ્યોની

-તીર્થને નિમિત્તે કાંઈક ગોઠવણ કરવી ઇષ્ટ ગણાઈ. આ ફેરફાર યોગ્ય -હતો કે કેમ, એ સારો છે કે માઠો, તે પ્રશ્ન અત્રે આપણે વિચારવાનો નથી આપણે યાદ રાખવાનું એ છે કે વેદની માફક પુરાણો પણ મોટાં જંગલરૂપ છે. એ પણ તેની અગાઉનાં અને તેના સમયનાં શાસ્ત્રોનો સમન્વય જ કરે છે.

જો વેદ સમજવા હોય તો પુરાણો સમજવાં પડશે. ઇતિહાસ અને પુરાણો હિંદુ ધર્મના હાથ અને પગ છે. એના વડે જ હિંદુ ધર્મનું કેટલુંક સ્વરૂપ બંધાયું છે. એ જો ન સમજાય તો અર્ધકુકુટ ન્યાય થાય, એટલે કે અપૂર્ણ જ્ઞાનને આધારે આપણે ખોટા અનુમાન પર ઊતરી પડીએ. કેટલાક કહેશે કે આપણા હિંદુ ધર્મનું સાહિત્ય ઓળખવું મુશ્કેલ છે, કેમ કે શું પ્રથમનું છે અને શું પાછળથી ઉમેરાઈને એમાં દાખલ થયું તે ઓળખવું મુશ્કેલ છે. પણ આ શંકાને એક પ્રકારની અત્યુક્તિ ગણવી પડશે. તે સમયે હિન્દુ ધર્મના પાલનમાં અધ્યયન–અધ્યાપનની વિધિ એવી હતી કે એ આક્ષેપને સ્થાન જ ન મળી શકે. ક્રમ, જટા, ઘન વગેરે જુદી જુદી શૈલીથી વેદના મુખપાઠ કરવામાં આવતા. મંત્રોમાં કોઈ એક ઠેકાણે એક અક્ષર પણ વધારો તો અનેક ઠેકાણે પાઠ ફેરવવો પડે. એટલે કોઈ અક્ષર કે શબ્દ કે વાક્ય ઉમેરાય તો તે તુરત ધ્યાન ખેંચ્યા વગર રહે નહીં. પણ જેઓ આપણા ધર્મસાહિત્યમાં અમુક ભાગ પ્રક્ષિપ્ત છે એમ આક્ષેપ કરે છે તેઓ કદી નથી શકતા કે એ ભાગ કયા સમયે પ્રક્ષિપ્ત થયો. વ્યાસે એક ઠેકાણે ખીલકાંડ નામ આપી એવો પ્રક્ષિપ્ત લાગતો ભાગ જુદો દર્શાવ્યો છે; પણ તે એવી રીતે જુદો દેખાડી શકાયો તેનું કારણ એના પઠનપાઠનની રીત સારી હોવાનું છે. વ્યાસે એ પ્રમાણે અમુક ભાગને પ્રક્ષિપ્ત તરીકે જાહેર કર્યો ત્યાં સુધી કોઈએ એવી ફરિયાદ પણ કરી ન હતી કે આપણા ધર્મના સાહિત્યમાં એવી છૂટ લેવાની કોઈએ હિંમત ધરી હોય. આપણને

આંખો બે છે પણ તે બેઉ એક જ ચીજ દેખે છે. તે જ પ્રમાણે ધર્મ અને બ્રહ્મ, એ બે આંખથી એક વેદાર્થ જોવાની જરૂર છે.'

હવે જરા ફરીથી યાદ કરી જઈએ. હિન્દુ ધર્મ અપૌરુષેય છે. એ અધિકાર પર ભાર મૂકે છે. એમાં શ્રૌત કાળમાં યજ્ઞ, અધ્યયન અને દાન પર ભાર મુકાતો. પાછળથી સ્મૃતિકાળમાં વ્યવહાર અને રાજધર્મ વગેરેને તથા અહિંસાને પ્રાધાન્ય મળ્યું. પછી પુરાણકાળમાં દેવતા તથા તીર્થોનાં માહાત્મ્ય વધ્યાં. હવે કોઈ કહેશો કે આટલાં લક્ષણયુક્ત હિંદુ ધર્મને ઓળખી ન શકાય એવો કહેનાર સત્ય બોલે છે કે માત્ર પોતાનું અજ્ઞાન દર્શાવે છે? હમણાં તો ધર્મ વિષેનું અજ્ઞાન ઘણું વધી ગયું છે. ગીતા કે રુદ્રાધ્યાય શીખવાને બદલે બાઈબલ ભણાય છે. પણ તે શું કામ લાગશે? એવાં પરધર્મનાં પુસ્તકો ગમે તેટલાં ભણશો તો પણ તેથી સ્વત્વ નહીં મળે. એમાંથી ધર્મનું ખરું તત્ત્વ તમને મળનાર નથી. ખ્રિસ્તી કે મુસલમાન ધર્મ તમારા કાળને અનુકૂળ નથી. જે ધર્મ દેશકાળને અનુકૂળ હોય તેને જ આપણે હિંદુઓ સ્વધર્મ તરીકે સ્વીકારી શકીએ.

સર્વસાધારણ ધર્મનાં, એટલે બધા લોકોએ પાળવા-યોગ્ય ધર્મનાં, કેટલાંક લક્ષણ કહ્યાં છે, તેમાં પ્રથમ પાંચ અહિંસા, સત્ય, અસ્તેય બ્રહ્મચર્ય અને અપરિગ્રહ છે. એ સામાન્ય પીઠ વગર મનુષ્ય કદી આગળ નહીં વધી શકે. એ પાંચ વડે જ મનુષ્યનું મનુષ્યત્વ છે. એ ન હોય તો તેને માટે ગીતાના અભ્યાસનો અધિકાર પણ નથી. ધર્મના બે પ્રકાર પ્રવૃત્તિ અને નિવૃત્તિ છે. તેમાં પ્રવૃત્તિનો આધાર પારકા પર છે. નિવૃત્તિનો આધાર સ્વાવલંબન પર છે. બાળક જન્મે છે ત્યારપછી તેનામાં પ્રથમ પશુત્વ ખીલે છે. જ્યારે તે પુષ્ટ થાય છે અને તેને સંસ્કાર લાગે છે ત્યારે તેનામાં દેવત્વ ખીલે છે. સર્વસાધારણ ધર્મો જેવા કે અહિંસા વગેરે ખીલવવા માટે મનુષ્યોની

દેશ, કાળ અને નીતિની મર્યાદાનું ધોરણ આપણા ધર્મે લક્ષમાં લીધું છે. માછીના કુટુંબમાં જન્મેલાંને 'તું મચ્છી ન મારીશ' એવો ઉપદેશ કામનો નથી, પરંતુ એકાદશીને દિને મચ્છી ન મારીશ, એ નિયમવિધિનો ઉપદેશ કામનો છે. એ જ પ્રમાણે ધન-સંચય કરવાની વૃત્તિ જે સર્વને હોય છે તેને કાબૂમાં રાખતાં આવડે માટે પહેલા પગથિયા તરીકે અપરિગ્રહ શીખવાયો છે. કોઈ આપણને કશું આપે તો તે લેવાનું મન થાય, છતાં તે ન લેવું એનું નામ અપરિગ્રહ. એથી મનુષ્યત્વ ખીલે છે.

ચિત્તના ત્રણ ધર્મ: જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા, એમાંથી ગમે તે પ્રધાનપદે હોય પણ એ ત્રિવિધ સ્થિતિથી જુદા જ પ્રકારની સ્થિતિ વીતરાગીની હોય છે. એ ચારે રૂપ ઉપરથી સ્વધર્મની ચાર શાખાઓ સમજી શકાશે. ક્રિયાશીલ સ્વધર્મમાં તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાનનો સમાવેશ થાય છે. તેમાંથી તપ અને સ્વાધ્યાય વિષે હું વિવેચન કરી ગયો છું. જ્ઞાન અને તેને માટે જોઈતાં ધ્યાન તથા ભક્તિ વિષે તેમજ ઇચ્છા વિષે કોઈ બીજે પ્રસંગે હું કહીશ. ઈશ્વરપ્રણિધાન શબ્દનો અર્થ એ છે કે આપણી ચિંતા પ્રભુને સોંપવી ક્રિયાનું અભિમાન અને તેના ફળનો લોભ એ બેના ત્યાગને માટે ઈશ્વરપ્રણિધાનની ક્રિયા આવશ્યક છે. કોઈ પણ બનાર સૃષ્ટિમાં આપણે હાથે બને તો તેમાં આપણે કર્તા નહીં પણ નિમિત્ત માત્ર છીએ, એમ પ્રભુએ વિરાટ-દર્શનથી દેખાડ્યું છે. प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति. બધી ચીજો અને પ્રાણીઓ સ્વભાવને વશ થઈને વર્તે છે. તેમને નિગ્રહમાં રાખવાનો પ્રયત્ન કેમ સફળ થાય? 'માટે તું યુદ્ધ કર' એમ ઉપદેશ આપી ગીતામાં ઈશ્વરપ્રણિધાનનો વિધિ દર્શાવ્યો છે.

આપ જોઈ શક્યા હશો કે હિંદુ ધર્મના આ સિદ્ધાંતો સર્વ ધર્મોને માટે છે. કોણ કહેશે કે અહિંસા, સત્ય, ઇત્યાદિ પાળવા

સાધક નથી ? પણ એ રીતે બધાએ પાળવાના સામાન્ય ધર્મ ઉપરાંત દરેક વ્યક્તિને માટેના વિશેષ ધર્મ પણ હોય છે અને તેને સ્વધર્મ કહેવો જોઈએ. દરેક વ્યક્તિના જુદા અધિકાર પ્રમાણે એ સ્વધર્મ જુદા જુદા પ્રકારનો હોય છે, અને પોતાનો શો અધિકાર છે તે જાણી લઈ પોતાનો એ સ્વધર્મ શોધી લેવો એ આત્મનિર્ણયનો પ્રદેશ છે. તેને માટે સ્વાધ્યાયની ઘણી જ જરૂર છે. પાળવાથી જ હિંદુ ધર્મને જાગવી શકીશું. આપણે કોઈની સાથે વિગ્રહ નથી. પણ 'તમે તે તમે અને અમે તે અમે' એમ એકમેક વચ્ચેનો ભેદ, ભૂલ્યા વગર એકમેકને માન આપીને આપણે વર્તી શકીએ......*

(૧૯૨૬)

* 'સમાલોચક' : ડિસેમ્બર, ઈ. સ. ૧૯૨૬. મુંબઈના શ્રી ગુજરાત મંડળની સભામાં શ્રી રામકૃષ્ણ મિશનવાળા સ્વામી વિશ્વાનંદજીના પ્રમુખપદ નીચે તા. ૧૨ સપ્ટેમ્બર ૧૯૨૬ ના રોજ આપેલું વ્યાખ્યાન.

# ધર્મનું ભાવનામય શિક્ષણ

ભારતવર્ષમાં સ્વયંભૂ ઉદય પામેલા મુખ્ય ત્રણ ધર્મો છે :— (૧) બ્રાહ્મણોનો વૈદિક ધર્મ અથવા હાલનો બહોળો હિન્દુ ધર્મ, (૨) જૈન ધર્મ અને (૩) બૌદ્ધ ધર્મ. તેમાં બૌદ્ધ ધર્મ પોતાની જન્મભૂમિમાંથી અસ્ત થયો છે એમ કહેવામાં આવે છે, પણ ખરી રીતે હિન્દુસ્તાનમાં તે તદ્દન નાશ પામ્યો નથી, પરંતુ રૂપાંતરથી હિન્દુ ધર્મના પૌરાણિક ધર્મમાં પેસી ગયો છે. બહારના પ્રદેશોમાં તે મહાયાન અને હીનયાનની શાખામાં સ્વતંત્ર વિસ્તારવાળો અદ્યાપિ વિદ્યમાન છે, અને હાલની સંસ્કૃતિએ તે ધર્મને અનુકૂલ વાતાવરણ ઉત્પન્ન કર્યું છે, અને તેથી તે હવે હિન્દુઓમાં પણ ફરીથી વિશેષ આદરપાત્ર બન્યો છે. જૈન ધર્મે તો પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ હજી સારી રીતે જાળવી જાણ્યું છે, અને આત્માના અસ્તિત્વ બાબતમાં હિન્દુધર્મ સાથે તેણે ઘણો સારો સગાઈસંબંધ સાચવ્યો છે; અને તેથી નિરાત્મવાદી બૌદ્ધો કરતાં જૈનો હિન્દુઓ સાથે વ્યવહારધર્મમાં તેમ પરમાર્થધર્મમાં વધારે સામ્યભાવ જાળવી શકયા છે.

ભારતવર્ષના આ ત્રણ મુખ્ય ધર્મો જો કે અનેક શાખાપ્રશાખામાં, સંપ્રદાયો અને પંથોમાં વહેંચાયેલા છે, તો પણ તેના ત્રણ મુખ્ય પ્રવાહો ગંગા, યમુના અને સરસ્વતી જેવા સ્વતંત્ર વહે છે. એટલું જ નહિ, પણ તે ત્રણ નદીઓ જ્યાં જ્યાં મળે છે ત્યાં પ્રયાગ જેવાં પવિત્ર ક્ષેત્રો રચે છે, અને તેમાં સર્વ સંપ્રદાયો અને પંથોના

અનુયાયીઓ સમાન પવિત્રતાનો લાભ લઈ શકે છે. આ ત્રણ ધર્મોના સાધારણ રીતે એક મતે સ્વીકારાના નીચેના સિદ્ધાંતો સમાન છે :

(૧) ત્રણે ધર્મો કર્મસિદ્ધાંતને માને છે
(૨) ત્રણે ધર્મો જન્માંતર-સિદ્ધાંતને માને છે.
(૩) ત્રણે ધર્મો જીવના બંધમોક્ષને માને છે.
(૪) ત્રણે ધર્મો અહિંસાવૃત્તિને આદરભાવથી જુએ છે.

સર્વ પ્રાણીઓ જે શુભાશુભ કર્મ કરે છે તેનાં નિયત સુખ-દુઃખરૂપ પરિણામો તે તે વ્યક્તિને એક જ જન્મમાં મળી શકતાં નથી અને દેશ કાળ અને બીજાં નિમિત્તોની કર્મવિપાકમાં જરૂર પડે છે, અને તેથી અવિપકવ કર્માશયો નવા જન્મની અપેક્ષા રાખે છે. પ્રત્યેક વ્યક્તિનાં કર્મો જો કે મુખ્યત્વે કરીને કર્તાને જ ભોગ આપે છે, તો પણ તે તે કર્મોના ઉપભોગો જનસમાજને ન્યૂનાધિક અંશે કર્મસંસ્કારના નિયમ પ્રમાણે વારસામાં મળ્યા વિના રહેતા નથી, તેથી શુભ અને અશુભ કર્મનો બદલો કર્મ કરનાર વ્યક્તિને જ મળે છે એટલું જ નહિ, પણ સમાજનો ઉદય અને અપકર્ષ પણ વ્યક્તિઓના ગુણકર્મ અનુસાર પરિણામી ફલ ( resultant force ) તરીકે અવશ્ય મળે છે. દેહાંતર સ્વર્ગાદિ લોકમાં થાય છે એવી કલ્પના ખ્રિસ્તીઓના અને મુસલમાન ધર્મમાં પણ છે. પરંતુ જીવોને અનેક ભવો પ્રાપ્ત થાય છે, અને તે પોતે સુખદુઃખને ભોગવે છે એટલું જ નહિ પણ પ્રજાનું સમગ્ર શરીર તે સુખદુઃખના ભોગોને ભોગવતું વિદ્યમાન રહે છે. પ્રજાનું સમગ્ર શરીર પણ યુગાંતર ધર્મના વિપાકથી બદલાય છે અને નવા રૂપમાં સમષ્ટિ-પ્રજાનું શરીર પણ ઘડાય છે, અને જેવી રીતે વ્યક્તિનાં ભવાંતર છે તેમ સમષ્ટિનાં પણ જન્માંતરો થાય છે.

વૈદિક ધર્મને પાળનારો જે સમાજ હતો, તે ભગવાન બુદ્ધના શાસન પછી પલટાયો અને શ્રૌતસંપ્રદાયને બદલે સ્મૃતિધર્મરૂપ સ્માર્ત સંપ્રદાય થયો.. તેના ઉપર ઇતિહાસ, પુરાણ, આગમ .

તંત્રોએ જે અદ્ભુત અસર કરી તેમાંથી હિન્દુઓનો અર્વાચીન હિન્દુધર્મ નવા દેહમાં જન્મ્યો. વેદકાળના કોઈ ઋષિ હાલ નવા દેહમાં જાતિસ્મૃતિવાળા ઊતરી આવે તો તે હાલના હિન્દુધર્મને પોતાનો મૂલ ધર્મ છે એવું કહેતાં ખચકાય. યજ્ઞહિંસાને દેશવટો મળેલો જોઈ તેમને આ તે વૈદિકધર્મ કે કોઈ બીજો, એવો ભ્રમ થયા વિના રહે નહિ. હાલના હિન્દુધર્મવાળો જનસમાજ ત્રીજી કક્ષાના પૌરાણિક શરીરમાં પલટાયો છે, અને કાળે કરીને હિન્દુઓ અનેક પરધર્મીઓના સહવાસ અને સંસ્કૃતિના પ્રભાવથી નવા યુગના હિન્દુધર્મમાં રસ લેતા થશે. પરંતુ જેમ ઊંઘમાંથી આપણે ઊઠીએ ત્યારે જેવી પૂર્વસ્મૃતિ સાથે ઊઠીએ છીએ, અને જન્માંતર થયા પછી તે સ્મૃતિ સામાન્ય નિયમ તરીકે લોપ પામે છે અને કોઈ વિલક્ષણ સંસ્કારવાળા પ્રાણીને પૂર્વના એક બે કે ત્રણ ભવની સ્મૃતિ અનુકૂળ ઉદ્દીપક સામગ્રી મળતાં જાગી ઊઠે છે, તેવી જ રીતે હિન્દુ સમાજ પણ સામાન્ય રીતે પોતાની પૂર્વભવની સ્મૃતિ ભૂલી ગયો છે, પરંતુ જૈન ધર્મ અને બૌદ્ધ ધર્મના સંબંધને લીધે પોતાની પ્રાચીન વૈદિક યજ્ઞની પશુહિંસાનું વિચિત્ર સ્મરણ તેને પ્રસંગે જાગ્રત થાય છે.

વ્યક્તિને તેમ સમાજને કર્મસિદ્ધાંત તથા ભવાંતર પરિણામ લાગુ પડે છે, તો પણ બંધ અને મોક્ષનો અનુભવ સ્વતંત્ર વ્યક્તિ જ કરી શકે છે, સમાજને તેનો સ્પષ્ટ અનુભવ થતો નથી. બંધ અને મોક્ષ પોતાપણાના ભાનવાળા અભિમાની જીવને સ્વતંત્રપણે અનુભવાય છે; શિથિલ બંધવાળા સમાજને ભિન્ન અભિમાનનો ઉદય નહિ હોવાથી બંધ અને મોક્ષ અનુભવાતા નથી. જ્યાં જ્યાં સાભિમાન ચેતન છે એટલે જ્યાં જ્યાં ભિન્ન અસ્તિત્વનું અભિમાન છે ત્યાં ત્યાં બંધ અને મોક્ષ છે; જ્યાં માત્ર સામાન્ય ચૈતન્ય છે અને વિશેષ ચૈતન્યનો ઉદય નથી, ત્યાં બંધ-મોક્ષનો અનુભવ નથી. જેમ જેમ ચૈતન્યની કલા વિશેષાકાર બનતી જાય છે તેમ તેમ

બંધનો અને મોક્ષનો અનુભવ ઉત્કટ વેગથી થતો જાય છે. કર્મોના વિપાક વડે થતો સુખદુઃખનો સ્પષ્ટ અનુભવ વેદનાની તીવ્રતા ઉપર ઘડાયેલો હોય છે. આભિમાનિક ચેતનની જડ અવસ્થામાં અને આભિમાનિક ચેતનની શુદ્ધ કેવલ અવસ્થામાં વેદના થતી નથી. સુખ અને દુઃખની વેદના જણાય તેનું નામ બંધ; એ વેદના કૈવલ્યભાવમાં નિવૃત્ત થવી તેનું નામ મોક્ષ. આ પ્રમાણે વિચારતાં મનુષ્યપ્રાણીઓને જેવો બંધનો અનુભવ તીવ્ર છે તેમ મોક્ષનો અનુભવ પણ તીવ્ર હોય છે.

કર્મ સિદ્ધાંત, જન્માંતર સિદ્ધાંત અને બંધ-મોક્ષ સિદ્ધાંત હિન્દુઓ, જૈનો અને બૌદ્ધોને સમાન રીતે માન્ય છે, તો હાલ ધર્મશિક્ષણમાં શા કારણથી શિથિલતા અથવા અનાદર જણાય છે? મને લાગે છે કે ધર્મતત્ત્વમાં ખામી નથી, પરંતુ ધર્મના શિક્ષણની પદ્ધતિમાં ખામી છે. ધારણ કરવું—પછી તે વ્યક્તિનું હોય કે સમાજનું હોય—તેનું નામ ધર્મ. મન, વાણી અને શરીરની જે પ્રવૃત્તિ કર્તા પુરુષનું અને જે સમાજમાં તે રહે છે તે સમાજનું સારી રીતે સમતોલપણે ધારણ કરાવી શકે તેનું નામ ધર્મ. પરંતુ આવા પ્રવૃત્તિધર્મને સાધવામાં જીવોએ પોતાનાં પ્રાક્તન કર્મો જે પણ આદિ યોનિમાં કરેલાં હોય છે તે વિઘ્ન કરનારા પ્રત્યવાયરૂપે ઊભાં થાય છે. પ્રવૃત્તિબંધક નિમિત્તો જ્યાં સુધી દૂર ન થાય ત્યાં સુધી શુદ્ધ પ્રવૃત્તિધર્મનું આચરણ થઈ શકતું નથી. કૂવામાંથી પાણી ખેંચવાનો ગમે તેટલો શ્રમ કરીએ પરંતુ જો થાળાં અને નીકોની રચના ન હોય તો આપણો શ્રમ નિરર્થક બને. તેવી જ રીતે મનુષ્યોનો પોતાનાં મન, વાણી અને શરીરની નીકો સુગમ અને સરલ ન બનાવે, અથવા પારિભાષિક શબ્દોમાં કહું તો પોતાની નાડીઓની શુદ્ધિ ન કરે તો તેનો પ્રવૃત્તિધર્મ મિથ્યાશ્રમરૂપ બની પડે. સામાન્ય સમજણ એવી છે કે પ્રવૃત્તિધર્મ પછી નિવૃત્તિ પળાવો જોઈએ. વસ્તુસ્થિતિ આથી ઊલટી છે. ધર્મ [illegible]

કરવાનું બળ ચિત્તમાં છે, કોઈ બહારના પ્રદેશમાં નથી. આ કારણુ-થી ભારતવર્ષના મુખ્ય ત્રણ ધર્મોના પ્રવર્તક મહાપુરુષો શ્રીકૃષ્ણ ભગવાન, શ્રી મહાવીર અને શ્રી ગૌતમ બુદ્ધ, એ ત્રણેનું સમાન મંતવ્ય છે કે મનુષ્યપ્રાણીના ચિત્તમાં રહેલી જેટલી આસુર અથવા પશુયોનિની સ્વાભાવિક વાસનાઓ છે, તેનું નિયંત્રણ પ્રથમ જ થવું જોઈએ. આપણી આસુર અથવા પશુવાસનાઓનું નિયંત્રણ કરી અથવા નિરોધ કરી દીધા પછી જ આપણે વાસ્તવ પ્રવૃત્તિધર્મ સાધી શકીએ. આ પ્રમાણે નિવૃત્તિધર્મ પહેલો અને પછી પ્રવૃત્તિ-ધર્મ એમ કહેવામાં આપાતતઃ વિરોધ લાગે, પણ તે ખરો વિરોધ-દોષ નથી, પરંતુ વિરોધાભાસ નામનો ગુણ છે. આપણા આત્માને અને આત્મામાં ન માનનારા બૌદ્ધોના અભિપ્રાય પ્રમાણે પાંચ સ્કંધરૂપ પુદ્ગલ અથવા પુરુષને સ્વાભાવિક પાંચ દોષો લાગેલા છે. તે દોષોને દબાવ્યા અથવા લય પમાડ્યા પછી જ શુદ્ધ પ્રવૃત્તિધર્મનું વીર્ય પ્રકટ થાય છે.

પ્રવૃત્તિધર્મની સાધનામાં આપણને જે બહારની સામગ્રીની જરૂર પડે છે તેની, નિવૃત્તિ-ધર્મના પાલનમાં કંઈ જરૂર પડતી નથી. આ વસ્તુ ખાસ વિચારવાયોગ્ય છે. ઉદાહરણ તરીકે, જીવોને કુદરતી રીતે હિંસાદોષ વળગેલો છે. હિંસા કરવાની પ્રવૃત્તિ પ્રાણીને શીખ-વવી પડતી નથી. જ્યારથી જીવ પોતાનો સ્વતંત્ર વ્યવહાર કરતો થાય છે ત્યારથી એ એમ જ માની લે છે કે બીજા જીવને મન, વાણી અથવા શરીરથી દબાવ્યા વિના એટલે હિંસા કર્યા વિના તેનાથી જીવાય જ નહિ. "જીવો અને જીવવા દો" એ સત્ય સૂત્રને બદલે "જીવવું છે પણ માર્યા વિના જીવાય નહિ" એ અવળા સૂત્રનો તે સ્વીકાર કરી લે છે. 'હું જીવું અને બીજા પણ જીવે', એને બદલે 'હું જીવું અને બીજા ભલે મરે', આવો અવળો નિશ્ચય દરેક જીવને સામાન્ય કુદરતી પાઠ તરીકે સિદ્ધ હોય છે. મેં ઘણા

સાહેબલોકને પોતાના અંગ ઉપર અડેલી પણ નહિ એવી માખને પ્રયોજન વિના મારી નાખતા જોયા છે. આ મનુષ્યો કદાચ આપણા કરતાં વધારે કેળવાયેલા હશે, પરન્તુ તેમની આ સ્વાભાવિક હિંસક વૃત્તિ દોષરૂપ છે એવું તેમના મનમાં કદી થતું નથી. આવી સ્વાભાવિક હિંસક વૃત્તિને વિવેકથી દબાવવી, પોતાના જીવનમાં કોઈપણ પ્રકારનું વિઘ્ન નહિ કરનારાં પ્રાણીઓને સ્વતંત્ર જીવવા દેવાં; પોતાના જીવનમાં આવશ્યક ગણાતા પદાર્થો ખાતર પણ પ્રાણીઓનો વધ કર્યા વિના વનસ્પતિના ખોરાકથી જીવન નભાવવું, વગેરે ભાવવાળી અહિંસાવૃત્તિ કેળવવી તેમાં પ્રથમનો નિવૃત્તિધર્મ અથવા યમ સધાય છે. સ્વાભાવિક પશુભાવની હિંસામાંથી અહિંસા સાધવામાં જીવને કોઈપણ બાહ્ય સામગ્રીની જરૂર નથી. હિંસાવૃત્તિના ઉદયને દબાવી તેમાંથી પાછા હઠવું એવો અહિંસાનો નિવૃત્તિધર્મ છે. આ ગુણ સાધવામાં બાહ્ય ચેષ્ટા અથવા પ્રવૃત્તિ નથી, પરંતુ ભીતર વળવું અથવા ચિત્તને તે ખોટા વેગથી પાછું વાળવું એટલું જ ધ્યાનમાં રાખવાનું છે. આ પ્રમાણે હિંસા એ પશુધર્મ છે, અને અહિંસા એ મનુષ્યધર્મ છે. હિંસા સ્વાભાવિક અથવા કુદરતી છે, ત્યારે અહિંસા શાસ્ત્રીય અથવા પ્રયત્ન વડે કેળવવા યોગ્ય ધર્મ છે.

બીજો ચિત્તને લાગેલો આસુર ધર્મ જૂઠું બોલવાનો છે. મનુષ્ય પ્રાણી પોતાનાં હિતમાં જૂઠું બોલવું આવશ્યક માની લે છે. અનેક વ્યવહારોમાં તે સ્વભાવથી અસત્યને જ વળગી રહે છે. અસત્યથી જ વ્યવહાર સારો સધાય છે એવું દુનિયાના કેળવાયેલા અને ડાહ્યા મનુષ્યો પણ માની લે છે. અસત્ય આ પ્રમાણે કુદરતી થઈ પડયું છે, તેમાંથી પાછા વળી સત્ય નિશ્ચય કરવો અને સત્ય બોલવું અથવા મૌન સેવવું એમાં ક્યા બાહ્ય સાધનની જરૂર છે? કોઈપણ સાધન વિના સત્ય ગુણને આપણે સેવી શકીએ છીએ. અસત્યમાં પ્રવૃત્તિ છે; સત્યમાં નિવૃત્તિ છે. અસત્યમાં છૂટ છે, સત્યમાં નિયંત્રણ છે. મનને વળગેલો ત્રીજો આસુર ધર્મ ચોરી કરવાની વાસનાનો છે.

કોઈની માલિકીનો પદાર્થ તેની ઇચ્છા અથવા સંમતિ વિના લઈ લેવો અથવા તે વાપરવાની વૃત્તિ થવી તે જીવોમાં સ્વભાવથી જ ઉદ્દય પામે છે. તેને દબાવી પારકા પદાર્થમાં ભોગબુદ્ધિ ન કરવી એવા મનોધર્મને અસ્તેય કહે છે. આ અસ્તેયવૃત્તિ કેળવવામાં બહારનાં કોઈપણ સાધનની જરૂર નથી તેમાં ચિત્તના વેગને પાછા હઠાવવાનો જ પ્રયત્ન છે. તેવી જ રીતે સ્ત્રીના સંબંધની વાસના પુરુષને, અને પુરુષના સંબંધની વાસના સ્ત્રીને સ્વાભાવિક છે. તેનું નિયંત્રણ કરવામાં એટલે બ્રહ્મચર્ય સાધવામાં બહારનાં કોઈપણ સાધનની જરૂર નથી, એટલે કે બ્રહ્મચર્ય ગુણને સિદ્ધ કરવામાં પરાશ્રિત થવાની અગત્ય નથી. પારકા પદાર્થનું અર્પણ કરવામાં આવે તો તે લેવામાં અથવા સંપાદન કરેલા પદાર્થોનો સંચય કરવામાં મનુષ્યોનાં મનનો સ્વાભાવિક વેગ હોય છે. દેહનિર્વાહ ઉપરાંતના સર્વ પદાર્થોનો પરિગ્રહ જીવને અનેક પ્રકારના ક્લેશોને ઉત્પન્ન કરે છે. સંચય ગૃહસ્થાશ્રમમાં થાય તો પરાર્થે થાય અથવા દાનાર્થે થાય, અને ત્યાગાશ્રમમાં દેહયાત્રાના નિર્વાહ પૂરતો જ થાય. આવી રીતે અપરિગ્રહ કેળવવામાં પણ બહારનાં કોઈ સાધન ઉપર આધાર રાખવો પડતો નથી.

આ પ્રકારના પાંચ મૂળ ગુણો–અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ–હિન્દુઓના જૈનોના અને બૌદ્ધોના સર્વમાન્ય ધર્મસિદ્ધાંતરૂપે ગણાય તેમ છે. આ મૂળ ગુણોની કેળવણી મંદ, મધ્યમ અને ઉત્તમ વેગથી મેળવવી એ સંબંધમાં જૈન શાસનમાં જેટલો આગ્રહ છે તેટલો બીજા બે ધર્મોમાં નથી. અહિંસાવૃત્તિનો સાર્વભૌમ મહિમા જૈનદર્શનમાં જેવો ખીલવવામાં આવ્યો છે તેવો બીજાં દર્શનોમાં નથી આવ્યો. પ્રાચીન વેદધર્મની હિંસાને ઝઘડો કર્યા વિના ઓછી કરવાનો પ્રથમ પ્રયત્ન સાંખ્યાચાર્ય કપિલ મહર્ષિએ કર્યો છે. ત્યારપછી કલિયુગના આરંભમાં પશુયજ્ઞ કરતાં દ્રવ્યયજ્ઞ અને દ્રવ્યયજ્ઞમાં પણ જપયજ્ઞ અથવા જ્ઞાનયજ્ઞ ચડિયાતો છે તેવો

ઉપદેશ ભગવાન શ્રીકૃષ્ણે ભારતવર્ષમાં હિન્દુઓને આપ્યો છે. તે ઉપદેશના મંદ વેગને મધ્યમ વેગ આપનાર ભગવાન ગૌતમ બુદ્ધ અને તીવ્ર વેગ આપનાર ભગવાન મહાવીર સ્વામી છે. આ પ્રમાણે ઐતિહાસિક દૃષ્ટિથી ત્રણ ક્ષત્રિય મહાપુરુષોએ એટલે કે, શ્રીકૃષ્ણ ગૌતમ બુદ્ધ અને મહાવીરે અહિંસાધર્મનું પ્રાધાન્ય ભારતમાં સ્થાપ્યું છે, અને વેદના પ્રાચીન ધર્મમાં હિંસાને જે સ્થાન હતું તે અર્વાચીન હિન્દુ ધર્મમાં નાશ પામી ગયા જેવું છે. ધર્મની વિશુદ્ધ ભાવનાની ખિલવણીમાં ક્ષત્રિય મહાત્માઓએ જ મુખ્ય ઉપકાર કર્યો છે અને બ્રાહ્મણ વિદ્વાનોએ તેને વિદ્યાના બળ વડે ઉત્તેજન આપ્યું છે.

આવા સર્વસામાન્ય અહિંસા–યમના શિક્ષણના બે પ્રકારો છે: (૧) આજ્ઞા વડે પળાવવાનો અથવા મીમાંસકની પરિભાષામાં કહીએ તો વિધિવાક્ય ઉપર અથવા નિયોગવાક્ય ઉપર આધાર રાખવાનો અને (૨) ભાવનાનો એટલે કે હાલ આપણને જે અસિદ્ધ છે તે સામે આદર્શ ઊભો કરી તે આદર્શને સિદ્ધ કરવાનો ધારાવાહી રસમય ચિંતનનો. હાલના બુદ્ધિપ્રધાન યુગનો વિચાર કરતાં આપણને સમજાય છે કે ધર્મતત્ત્વનું શિક્ષણ અત્યંત બાલ્યાવસ્થામાં અથવા કિશોર અવસ્થામાં આપ્તવાક્ય ઉપર શ્રદ્ધા રાખવાનું આપવામાં આવે તો તે યોગ્ય છે. પરંતુ આ વચન ઉપર શ્રદ્ધા ગુરુજનોનાં ચારિત્ર્ય અને ભાવનામય ઉપદેશથી જ સુદૃઢ થઈ શકે છે નહિ તો, જે શ્રદ્ધાને સમજણ અથવા વિચારનો ટેકો નથી તે શ્રદ્ધા વિજ્ઞાનના રૂપમાં પરિણામ પામતી નથી, અને પ્રસંગે તે અશ્રદ્ધાનું કે સંશયનું રૂપ પકડે છે અથવા લોકલજ્જાથી મિથ્યા આચારરૂપ થઈ રહે છે. અર્વાચીન કેળવણી પામેલા ઘણા હિન્દુ અને જૈન યુવકો કાં તો મોટી વયે અશ્રદ્ધાવાળા નાસ્તિક બને છે, કાં તો અજ્ઞેયવાદી સંશયાત્મા થાય છે, અથવા મિથ્યાચારી એટલે દંભી વર્તનવાળા થાય છે. અશ્રદ્ધા, સંશય અને મિથ્યાચાર (દંભ) ધાર્મિક જીવનની

એક જાતની ઊધઈ છે. તે ઊધઈ ધર્મરસને સૂકવી નાખી મનુષ્યના જીવનને પૂરેપૂરું ખાઈ જાય છે. તેનું જીવન માત્ર દેવાળા પૂરતું જણાય છે, પરંતુ અંદરથી સત્ત્વહીન હોય છે. ધર્મતત્ત્વના સંગીન વિજ્ઞાન વિનાનું મનુષ્યજીવન પશુના અથવા વનસ્પતિના જીવન કરતાં કોઈ રીતે ચડિયાતું નથી. તેવા જીવનમાં નથી મૂળમાં રસ કે નથી શાખા–પ્રશાખામાં ચેતનબળ. એક નાનું મર્યાદિત ધર્મશીલ જીવન સમાજને જેટલું બળ આપે છે તેટલું બળ મોટું દેખાતું પરાક્રમવાળું જીવન આપી શકતું નથી. ધાર્મિક જીવન સ્થિર દાહ અને પ્રકાશ આપનાર સગડીના અગ્નિ જેવું છે. અધાર્મિક જીવનનો ભડકો હોળીના ભડકા જેવો છે. હોળી સળગી ભડકા કરી માત્ર શમી જાય છે. તેના ભડકાથી કંઈપણ ઉપયોગી કાર્ય થતું નથી. સગડીનો તાપ અન્નાદિ સામગ્રીને ઉત્તમ રીતે રાંધી આપે છે–પકવી આપે છે. સામાન્ય જનસ્વભાવ માત્ર ભડકાથી અથવા દારૂખાનાથી મોહ પામે છે, પરંતુ ઉપયોગી કાર્ય તો બેઠો અગ્નિ જ કરે છે. ધાર્મિક મનુષ્યો આવું કાયમનું કલ્યાણ કરનારા હોય છે; ત્યારે ધનનો તથા ઉપભોગ–સામગ્રીનો વૈભવ દેખાડનારા મનુષ્યો બહુ તો તાત્કાલિક વિનોદ ઉપજાવે છે.

ધર્મની આજ્ઞામય શિક્ષણપદ્ધતિ કરતાં ભાવનામય શિક્ષણ-પદ્ધતિ ચારિત્ર્યવાળા ધર્મશીલ સ્ત્રીપુરુષોની અને તે પણ જનકલ્યાણમાં ઉત્સાહપૂર્વક ભાગ લેનારની અપેક્ષા રાખે છે. સંસારથી અત્યંત ઉપરામ પામેલા અથવા તીવ્ર વિરાગવાળા સાધુજનો ધર્મનું ભાવનામય અથવા રસમય શિક્ષણ આપી શકતા નથી, તેઓ માત્ર પોતાના અંગત મોક્ષને આગળ તરતો રાખે છે; બીજા જીવોના ઉદ્ધારમાં તેમને ઉત્તેજક બળ હોતું નથી. કેવલ સંન્યાસી, કેવલ મુનિ અથવા કેવલ અર્હત ભાવને સેવનારા હિન્દુ, જૈન અથવા બૌદ્ધ સાધુ વંદનીય છે, તો પણ પ્રજાની વિશુદ્ધિનું વ્રત જ્યાં સુધી તેઓ લે નહિ ત્યાં સુધી ભાવનામય શિક્ષણ આપવામાં તેઓ

અનધિકારી નીવડે છે. નિવૃત્તિધર્મના અંહિસાદિ યમ ઉપરાંત પ્રવૃત્તિધર્મમાં ઠીક વેગ આપનાર તપ, સ્વાધ્યાય, પ્રવચન અને ઈશ્વરભક્તિ વગેરે ક્રિયાયોગની ખાસ જરૂર ધર્મશિક્ષણમાં રહે છે. યમો જ્યારે સંન્યાસયોગના ઘટક છે, ત્યારે નિયમો ક્રિયાયોગના ઘટક છે. યમ અને નિયમ વડે—સંન્યાસ અને ક્રિયાયોગ વડે—ધર્મનાં ડાબાં-જમણાં અંગો રચાયેલાં છે. ધર્મનું શરીર યમ અને નિયમો વડે ઘડાયેલું છે. બંનેની જરૂર શિક્ષણપદ્ધતિમાં છે. કેવળ યમપ્રધાન શિક્ષણ વ્યક્તિના પોતાના કલ્યાણમાં ઉપયોગી છતાં જનતાનું હિત પ્રવર્તાવવા અસમર્થ થાય છે. કેવલ નિયમ-પ્રધાન શિક્ષણ આચારમયતા ઉપર ભાર મૂકતું થાય છે અને વિચારશૂન્યતા લાવી મૂકે છે. ધર્મનું સત્ય સ્વરૂપ કેવલ યમમાં તેમ કેવલ નિયમમાં નથી, પરંતુ યમ અને નિયમના સુંદર યોગમાં, સંન્યાસ અને ક્રિયાના સમન્વયમાં, આવી વસ્યું છે.

લોકકલ્યાણમાં કર્તવ્યબુદ્ધિ સમજી શુદ્ધ ધર્મજ્ઞાનનો પ્રચાર કરનારા સાધુજનોની આ જમાનામાં ઘણી અગત્ય છે મિથ્યા ફકીરી અથવા મિથ્યા ત્યાગનો મહિમા ગાનારા આ જમાનામાં નિરુપયોગી છે, એટલું જ નહિ પણ પ્રસંગે ભોળી પ્રજાને અનર્થમાં નાખનારા છે ચમત્કાર કરવામાં, સિદ્ધિઓનું પ્રદર્શન કરવામાં, સત્ય ધર્મનો ઉપહાસ થાય છે. ધર્મનું બિંબ ચારિત્ર્યવાળા જીવનમાં છે. ચારિત્ર્ય મિથ્યા ફકીરીમાં અથવા સિદ્ધિમાં રહ્યું નથી. સાધુતાનું સુંદર લક્ષણ આપણા કવિ ભવભૂતિએ જે આપ્યું છે તેનાથી સાધુજનની પરીક્ષા કરવી જોઈએ:

> प्रियप्राया वृत्तिर्विनयमधुरो वाचि नियमः
> प्रकृत्या कल्याणी मतिरनवगीतः परिचयः ।
> पुरो वा पश्चाद्वा तदिदमविपर्यासितरसम्
> रहस्यं साधूनामनुपधि विशुद्धं विजयते ॥

જેમની વૃત્તિ ઘણે ભાગે પ્રિય લાગે તેવી હોય, જેમની વાણીમાં

વિનય વડે મધુર નિયમ હોય, જેમની મતિ સ્વભાવથી જ કલ્યાણને ઇચ્છનારી હોય, જેમનો પરિચય નિર્દોષ જણાય અને જેનાં જીવનમાં આગળ પાછળ જોતાં રસભંગ થાય તેવું વર્તન ન હોય, તેવા સાધુજનોનું વિશુદ્ધ અને આડંબર વિનાનું રહસ્યવાળું જીવન ખરેખર વંદનીય છે.

આવા સરળ રીતે સમજાય તેવાં લક્ષણોવાળા સાધુજનોના હાથમાં વિદ્યા અને વિનયની કૂંચી સોંપાવી જોઈએ. આથી ઊલટાં લક્ષણોવાળા હાલના મહાત્માઓમાં લોકો મોટાઈ માની લે છે તે બતાવી આપે છે કે શુદ્ધ સંસ્કૃતિ ( culture ) અને પરીક્ષકબુદ્ધિ આપણામાં જેવી જોઈએ તેવી કેળવાઈ નથી.

મૂર્તિપૂજાની યોગ્યતા કે અયોગ્યતાનો નિર્ણય કરવાનું આ સ્થાન નથી, પરંતુ ધર્મનું અમૂર્ત રૂપ ધાર્મિક જીવન ગાળનાર મહાપુરુષના શરીરમાં મૂર્ત રૂપ ધારણ કરે છે. શ્રી રામચંદ્રજી અને શ્રી કૃષ્ણના આલંબન વિના હિન્દુઓનો હિન્દુ ધર્મ હવામાં બાચકા ભરવા જેવો થઈ જાય, ગૌતમ બુદ્ધની ધ્યાનસ્થ મૂર્તિ વિના બૌદ્ધ ધર્મ દૂરના રળિયામણા ડુંગરા જેવો થઈ જાય, અને મહાવીરની દિવ્ય મૂર્તિને સમક્ષ રાખ્યા વિના જૈન ધર્મ અસાધ્ય આદર્શ જેવો થઈ જાય. ધર્મસંસ્થાપક અથવા ધર્મસુધારકની મૂર્તિને વિદ્યાર્થીઓની સમક્ષ રાખવાથી ધર્મવૃત્તિને જેવું ઉત્તેજન મળે છે તેવું બીજા કશાથી મળતું નથી. સમજણપૂર્વક કરવામાં આવે તો વીરપૂજા અથવા દેવપૂજા મનુષ્યના અંતઃકરણમાં જડતા લાવનારી બનતી નથી, પણ તેની આધ્યાત્મિક ઉન્નતિ કરવાનું સાધન બને છે. તેવા આલંબન ઉપર જ ભક્તિભાવ બંધાય. આલંબન વિના ભક્તિભાવ રચાતો નથી. આવા આલંબનની અગત્ય વેદવાદીઓના વેદધર્મમાં નિત્યસિદ્ધ ઈશ્વર અને તેના અવતારોમાં, બૌદ્ધ ધર્મમાં સમ્યક્-સંબુદ્ધ ભગવાન ગૌતમ બુદ્ધની મૂર્તિમાં, અને જૈનોમાં તેમના તીર્થંકરોનાં દિવ્ય

બિંબોમાં સ્વીકારાઈ છે. ધર્મની અમૂર્ત ભાવનાનો રસ આવા મૂર્ત આલંબન વગર પ્રગટ થતો નથી, એ મુદ્દો પણ આપણા ધર્મશિક્ષણમાં વિસરાવો જોઈએ નહિ. ધર્મને આ પ્રમાણે શુષ્ક આજ્ઞાવાક્ય ઉપર ટકાવવાને બદલે આપણે જો ભાવના ઉપર ટકાવીએ, તો ઊછરતી પ્રજા જે ધર્મ પ્રતિ અનાદરવાળી થાય છે તે આદરવાળી થશે અને બાહ્ય વૈભવવાળા જીવનમાં અત્યારે દેખાતું આધ્યાત્મિક દારિદ્રય દૂર થશે.*

* મુંબઈમાં મહાવીર જૈન વિદ્યાલયના "સ્ટુડન્ટસ યુનિયન"ના ત્રીજા સ્નેહસંમેલન પ્રસંગે તા. ૨૧-૮-૧૯૨૭ના રોજ આપેલ ભાષણનો સાર.

# ખ્રિસ્તી ધર્મ અને શૈવ સિદ્ધાંત

ભગવાન જિસસ ક્રાઈસ્ટની જયંતીમાં હિંદુભાઈઓ શા કારણથી ઉત્સાહ અને આનંદ દર્શાવે છે? હિંદુ ધર્મ અને ખ્રિસ્તી ધર્મ વચ્ચે એવો કયો સગાઈસંબંધ છે કે જે વડે તેઓ જન્મે હિંદુ છતાં ખ્રિસ્તી બંધુઓ સાથે આત્મભાવે જોડાય છે? પ્રાણી-પદાર્થો સાથે એવો કોઈ સામાન્યબુદ્ધિથી અગમ્ય અધ્યાત્મ સંબંધ હોય છે કે જે વડે ગમે તે દેશ, કાળ અને વસ્તુસ્થિતિમાં તે પ્રાણી-પદાર્થો હોય તો પણ પરસ્પર આકર્ષાય છે.

ધર્મના વિશાળ વિષયના અભ્યાસમાં મને એવું સમજાયું છે કે આપણે ધર્મના શુદ્ધ રૂપને ભૂલી અશુદ્ધ અંશને વળગી પરસ્પર વિગ્રહ અને કલેશ કરીએ છીએ. આપણી ધર્મભાવના સાચી 'સૂઝ' વાળી હોય તો આપણા ધર્મના બાહ્ય આચારો દેશ, કાળ અને નિમિત્તોને લઈ ગમે તેટલા જુદા હોય તો પણ આંતર વિચાર વડે પરસ્પરના ધર્મની ભાવનાની કદર કરી શકીએ એટલું જ નહિ, અપધર્મમાં તણાતાં પણ બચી શકીએ.

મનુષ્યપ્રાણીમાં ધર્મભાવના આગંતુક નથી, સાહજિક છે. જેમ ક્ષુધા અને તૃષા દેહ સાથે પ્રકટ થાય છે, અને દેહ સાથે જ લય પામે છે, તેમ અલ્પજ્ઞ અને પરતંત્ર જીવચેતનને સર્વજ્ઞ અને સ્વતંત્ર પરમેશ્વર-ચેતન સાથે અનુસંધાન કર્યા વિના સંતોષ થતો નથી. ધર્મભાવના એક જાતની આધ્યાત્મિક ભૂખ છે. ભૂખ એ સ્વાભાવિક

છે. વિકારી દેહમાં ભૂખ વિકારી થાય છે. અજીર્ણના વ્યાધિવાળાને ભૂખનું વિકૃત દુઃખ ભોગવવું પડે છે. પરંતુ સ્વસ્થ દેહમાં ભૂખ આરોગ્ય અને બળને પ્રગટ કરનાર છે. તેવી રીતે જ્યાં સુધી જીવને પરમેશ્વર સાથે જોડાવાની ઊંડી વાસના ન જાગે ત્યાં સુધી ધર્મ-ભાવના વિકૃતરૂપ પકડે છે, પરંતુ ભૂખ જેવી રીતે સ્વતઃ દોષરૂપ નથી તેમ ધર્મભાવના પણ દોષરૂપ નથી. નીરોગી શરીરમાં ભૂખ એક ગુણ છે, તેમ નીરોગી મનમાં ધર્મભાવના ગુણરૂપ છે.

મનુષ્યપ્રાણીને જ્યાં સુધી અલ્પજ્ઞતા, પરતંત્રતા, અપૂર્ણતા વગેરે જણાયા કરશે ત્યાં સુધી સર્વજ્ઞ, સ્વતંત્ર અને પૂર્ણ પરમેશ્વરને મળવાને તે તલસ્યા જ કરશે. ધર્મની આવી સાચી ભૂખ ઊઘડવી તેનું નામ ધર્મજિજ્ઞાસા છે. હિંદુજાતિના મહર્ષિઓ ધર્મભાવનાનાં બે રૂપો માને છે: (૧) પ્રાકૃત એટલે પ્રકૃતિના વિકાસક્રમથી સમજણમાં આવતું, (Natural Religion); (૨) અપ્રાકૃત, એટલે પ્રકૃતિદ્વારથી નહિ, પણ અન્ય દ્વારથી સમજાય તેવું. અપ્રાકૃત ધર્મ ઐતિહાસિક મહાપુરુષોથી સમજાય તેવો હોય છે, અને પ્રસંગે પ્રતિભાવાળા દર્શનથી સંસ્કારી સ્ત્રી–પુરુષોને પરમેશ્વર–દ્વારથી જાણે ઊતરી આવતો હોય એવો લાગે તેવો અપૌરુષેય વર્ગનો હોય છે. હિંદુઓ અપૌરુષેય વર્ગના ધર્મને વેદમાં, ખ્રિસ્તીઓ 'બાયબલ'માં, અને મુસલમાન ભાઈઓ 'કુરાને શરીફ'માં સમાયેલો માને છે.

પૌરુષેય ધર્મ એટલે મહાપુરુષોના ઉપદેશ અને સદાચારથી સમજાતા ધર્મના મૂલનો સ્વીકાર હિંદુઓએ કર્યો છે. શ્રુતિને એટલે વેદને તેઓ અપૌરુષેય ધર્મનું મૂલ માને છે, અને સ્મૃતિ અને સદાચારને પૌરુષેય ધર્મનું મૂલ માને છે. તે ઉપરાંત હિંદુઓ પોતાનું પ્રિય અથવા કલ્યાણ શામાં રહ્યું છે, અને શુદ્ધ સંકલ્પ વડે જે ધર્મણાઓ અથવા કામનાઓ પ્રકટ થાય તે વડે પણ ધર્મતત્ત્વનો નિર્ણય થઈ શકે છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ

# ખ્રિસ્તી ધર્મ અને શૈવ સિદ્ધાંત

ભગવાન જિસસ ક્રાઈસ્ટની જયંતીમાં હિંદુભાઈઓ શા કારણથી ઉત્સાહ અને આનંદ દર્શાવે છે? હિંદુ ધર્મ અને ખ્રિસ્તી ધર્મ વચ્ચે એવો કયો સગાઈસંબંધ છે કે જે વડે તેઓ જન્મે હિંદુ છતાં ખ્રિસ્તી બંધુઓ સાથે આત્મભાવે જોડાય છે? પ્રાણી-પદાર્થો સાથે એવો કોઈ સામાન્યબુદ્ધિથી અગમ્ય અધ્યાત્મ સંબંધ હોય છે કે જે વડે ગમે તે દેશ, કાળ અને વસ્તુસ્થિતિમાં તે પ્રાણી-પદાર્થો હોય તો પણ પરસ્પર આકર્ષાય છે.

ધર્મના વિશાળ વિષયના અભ્યાસમાં મને એવું સમજાયું છે કે આપણે ધર્મના શુદ્ધ રૂપને ભૂલી અશુદ્ધ અંશને વળગી પરસ્પર વિગ્રહ અને ક્લેશ કરીએ છીએ. આપણી ધર્મભાવના સાચી 'સૂઝ' વાળી હોય તો આપણા ધર્મના બાહ્ય આચારો દેશ, કાળ અને નિમિત્તોને લઈ ગમે તેટલા જુદા હોય તો પણ આંતર વિચાર વડે પરસ્પરના ધર્મની ભાવનાની કદર કરી શકીએ એટલું જ નહિ, અપધર્મમાં તણાતાં પણ બચી શકીએ.

મનુષ્યપ્રાણીમાં ધર્મભાવના આગંતુક નથી, સાહજિક છે. જેમ ક્ષુધા અને તૃષા દેહ સાથે પ્રકટ થાય છે, અને દેહ સાથે જ લય પામે છે, તેમ અલ્પજ્ઞ અને પરતંત્ર જીવચેતનને સર્વજ્ઞ અને સ્વતંત્ર પરમેશ્વર-ચેતન સાથે અનુસંધાન કર્યા વિના સંતોષ થતો નથી. ધર્મભાવના એક જાતની આધ્યાત્મિક ભૂખ છે. ભૂખ એ સ્વાભાવિક

છે. વિકારી દેહમાં ભૂખ વિકારી થાય છે. અજીર્ણના વ્યાધિવાળાને ભૂખનું વિકૃત દુઃખ ભોગવવું પડે છે. પરંતુ સ્વસ્થ દેહમાં ભૂખ આરોગ્ય અને બળને પ્રગટ કરનાર છે. તેવી રીતે જ્યાં સુધી જીવને પરમેશ્વર સાથે જોડાવાની ઊંડી વાસના ન જાગે ત્યાં સુધી ધર્મભાવના વિકૃત રૂપ પકડે છે, પરંતુ ભૂખ જેવી રીતે સ્વતઃ દોષરૂપ નથી તેમ ધર્મભાવના પણ દોષરૂપ નથી. નીરોગી શરીરમાં ભૂખ એક ગુણ છે, તેમ નીરોગી મનમાં ધર્મભાવના ગુણરૂપ છે.

મનુષ્યપ્રાણીને જ્યાં સુધી અલ્પજ્ઞતા, પરતંત્રતા, અપૂર્ણતા વગેરે જણાયા કરશે ત્યાં સુધી સર્વજ્ઞ, સ્વતંત્ર અને પૂર્ણ પરમેશ્વરને મળવાને તે તલસ્યા જ કરશે. ધર્મની આવી સાચી ભૂખ ઊઘડવી તેનું નામ ધર્મજિજ્ઞાસા છે. હિંદુજાતિના મહર્ષિઓ ધર્મભાવનાનાં બે રૂપો માને છે: (૧) પ્રાકૃત એટલે પ્રકૃતિના વિકાસક્રમથી સમજણમાં આવતું, (Natural Religion); (૨) અપ્રાકૃત, એટલે પ્રકૃતિદ્વારથી નહિ, પણ અન્ય દ્વારથી સમજાય તેવું. અપ્રાકૃત ધર્મ ઐતિહાસિક મહાપુરુષોથી સમજાય તેવો હોય છે, અને પ્રસંગે પ્રતિભાવાળા દર્શનથી સંસ્કારી સ્ત્રી-પુરુષોને પરમેશ્વર-દ્વારથી જાણે ઊતરી આવતો હોય એવો લાગે તેવો અપૌરુષેય વર્ગનો હોય છે. હિંદુઓ અપૌરુષેય વર્ગના ધર્મને વેદમાં, ખ્રિસ્તીઓ 'બાયબલ'માં, અને મુસલમાન ભાઈઓ 'કુરાને શરીફ'માં સમાયેલો માને છે.

પૌરુષેય ધર્મ એટલે મહાપુરુષોના ઉપદેશ અને સદાચારથી સમજાતા ધર્મના મૂલનો સ્વીકાર હિંદુઓએ કર્યો છે. શ્રુતિને એટલે વેદને તેઓ અપૌરુષેય ધર્મનું મૂલ માને છે, અને સ્મૃતિ અને સદાચારને પૌરુષેય ધર્મનું મૂલ માને છે. તે ઉપરાંત હિંદુઓ પોતાનું પ્રિય અથવા કલ્યાણ શાસ્ત્રમાં રહ્યું છે, અને શુદ્ધ સંકલ્પ વડે જે ઈપ્સાઓ અથવા કામનાઓ પ્રકટ થાય તે વડે પણ ધર્મતત્ત્વનો નિર્ણય થઈ શકે છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ

વગેરે સઘળા ધર્મોની ધર્મમયતા, પોતાનું જેવું હિત તેવું અન્યનું હિત હોય છે, તે ધર્મો આપણને જેવા પ્રિય છે તેવા અન્યને પણ પ્રિય છે, તેનાથી ઊલટા અધર્મો આપણને અપ્રિય છે એવા બુદ્ધિ વડે થતા નિર્ણયથી સમજાય છે. આ કારણથી પોતાના પ્રિયપણાના ભાનથી અને અમુક વાસના સાચા સંકલ્પથી ઉત્પન્ન થઈ છે એવા અવલોકન વડે જે ધર્મતત્ત્વનો નિર્ણય થાય તેને પ્રાકૃત ધર્મ એટલે પ્રકૃતિના જ્ઞાનથી સમજાય તેવો ગણવામાં આવે છે. આ પ્રમાણે હિંદુધર્મના વિચારકોએ (૧) પ્રાકૃત ધર્મનું દ્વાર પ્રિયપણાના ભાનને અને સત્ય સંકલ્પ વડે ઉદય પામતી કામનાને માન્યું છે, (૨) અપ્રાકૃત પૌરુષેય ધર્મનો આધાર આપ્ત પુરુષના ઉપદેશ અથવા વાક્ય ઉપર અને તેમના સદાચાર ઉપર રાખ્યો છે, અને (૩) અપ્રાકૃત અપૌરુષેય ધર્મનો આધાર શ્રુતિ અથવા વેદ ઉપર માન્યો છે.

હિંદુધર્મ એવો સંગ્રાહક છે કે તે સર્વને પોતામાં સમાવી દે છે. ભારતવર્ષે બ્રાહ્મણધર્મ, જૈન ધર્મ અને બૌદ્ધ ધર્મને પોતાની મર્યાદામાં પ્રકટ કરી પોતાના કર્યા છે, તે સાથે ખ્રિસ્તી અને મુસલમાનધર્મનો અતિથિ તરીકે સત્કાર કર્યો છે. અતિથિ તરીકે આપણે ખ્રિસ્તીધર્મનો સત્કાર પ્રથમ દક્ષિણાપથમાં કર્યો છે. આર્ય પ્રજા કરતાં દ્રાવિડ પ્રજાએ તે ધર્મનું આતિથ્ય વહેલું કર્યું છે. મલબારકિનારા ઉપર ખ્રિસ્ત સંપ્રદાયનો સીરિયન પંથ ઈ. સ. ના લગભગ છઠ્ઠા સૈકાથી પ્રવેશ પામેલો છે. સીરિયન, જેકોબાઇટ અને રિફોર્મ્ડ એટલે સુધારેલા સીરિયન, એ રીતે ત્રણ મુખ્ય વર્ગમાં તે પંથ ચાલે છે.

હિંદુ ધર્મની બે મુખ્ય શાખાઓ છે: (૧) વેદવાદની અને (૨) આગમવાદની. સઘળા મહાપુરુષોથી પ્રબોધાયેલા ધર્મસાહિત્યને હિંદુઓ આગમવ્યૂહમાં ગણે છે: જેમ કે જૈનાગમ, બૌદ્ધાગમ,

વૈષ્ણવ અથવા સાત્વત આગમ, અને શૈવાગમ. દ્રાવિડ દેશમાં જેટલું વેદનું પ્રામાણ્ય છે તેટલું આગમોનું પણ છે તામિલદેશમાં જે શૈવ સિદ્ધાંતના નયનાર અને શિવાચાર્યો થયા છે તેમણે જે "વેદાંત-સિદ્ધાંત-સમરસ" એવા ભાવથી નિગમ અને આગમની એકવાક્યતા કરી છે, અને તેમાં શૈવ સિદ્ધાંતનાં મૂલતત્ત્વો સાથે ખ્રિસ્ત-સંપ્રદાયનાં મૂલતત્ત્વોનો સજાતીય સંબંધ છે. વેદાંત-દર્શનના બ્રહ્મવાદ કરતાં શૈવ સિદ્ધાંતના પરમેશ્વરવાદ-સાથે-ખ્રિસ્તધર્મના-પાયાના-સિદ્ધાંતો ઘણા મળતા આવે છે. શૈવ સિદ્ધાંત પ્રમાણે ત્રણ મુખ્ય તત્ત્વો છે અને તેને શૈવો (૧) પતિ એટલે પરમેશ્વર, (૨) પશુ એટલે જીવ, અને પાશ એટલે પશુને બંધન ઉત્પન્ન કરનાર નિમિત્તો, એવાં નામો આપે છે.

ખ્રિસ્ત-સિદ્ધાંત પ્રમાણે પરમેશ્વર જગતના અંતર્યામી છે, અને જિસસ ક્રાઈસ્ટમાં દેવનો આત્મા પૂર્ણરૂપે પુત્રભાવે પ્રકટ થઈ મનુષ્ય પ્રજાનું પ્રભુ સાથે સંયોજન કરાવે છે. તેવી જ રીતે શૈવ સિદ્ધાંતમાં પણ સ્વતંત્ર પતિ અથવા શિવ ગુરુદ્વારથી પશુ એટલે જીવનું સમુદ્ધરણ કરે છે, અને એવી એકપણ જીવકલા નથી કે જેમાં શિવકલા પેઠેલી ન હોય, એવું માનવામાં આવે છે. જીવ શિવને ઝંખે તેના કરતાં શિવ જીવને પોતામાં સાયુજ્યભાવ પમાડવા અત્યંત કરુણાથી શક્તિપાત કરી ખેંચે છે. જેમ પરમેશ્વર અને પતિત મનુષ્યના આત્માનું સંયોજન ભગવાન જિસસ ક્રાઈસ્ટના તારક અવતારી આત્માથી થાય છે એવું ખ્રિસ્તસંપ્રદાયનું મંતવ્ય છે, તેમ શૈવ સિદ્ધાંતમાં પણ શિવચેતન કોઈ દિવ્ય, સિદ્ધ અથવા મનુષ્યયોનિના શરીરમાં ઊતરી આવી પશુ એટલે જીવોના પાશને તોડે છે. પશુ-પાશવિમોચનમાં કરુણા અથવા અનુગ્રહ પરમેશ્વરને પ્રેરક બને છે. જીવો પોતાના પ્રયત્નથી જેટલા સફલ થાય છે તેના કરતાં વધારે ઉપકારક ઈશ્વરનો પ્રસાદ થાય છે. સામાન્ય વેદાંતસિદ્ધાંતમાં જીવ તે અવિકૃત બ્રહ્મ જ છે, અને તેનું ભિન્ન અસ્તિત્વ નથી; ત્યારે

વગેરે સઘળા યમોની ધર્મમયતા, પોતાનું જેવું હિત તેવું અન્યનું હિત હોય છે, તે ધર્મો આપણને જેવા પ્રિય છે તેવા અન્યને પણ પ્રિય છે, તેનાથી ઊલટા અધર્મો આપણને અપ્રિય છે એવા બુદ્ધિ વડે થતા નિર્ણયથી સમજાય છે આ કારણથી પોતાના પ્રિયપણાના ભાનથી અને અમુક વાસના સાચા સંકલ્પથી ઉત્પન્ન થઈ છે એવા અવલોકન વડે જે ધર્મતત્ત્વનો નિર્ણય થાય તેને પ્રાકૃત ધર્મ એટલે પ્રકૃતિના જ્ઞાનથી સમજાય તેવો ગણવામાં આવે છે. આ પ્રમાણે હિંદુધર્મના વિચારકોએ (૧) પ્રાકૃત ધર્મનું દ્વાર પ્રિયપણાના ભાનને અને સત્ય સંકલ્પ વડે ઉદય પામતી કામનાને માન્યું છે, (૨) અપ્રાકૃત પૌરુષેય ધર્મનો આધાર આપ્ત પુરુષના ઉપદેશ અથવા વાક્ય ઉપર અને તેમના સદાચાર ઉપર રાખ્યો છે, અને (૩) અપ્રાકૃત અપૌરુષેય ધર્મનો આધાર શ્રુતિ અથવા વેદ ઉપર માન્યો છે.

હિંદુધર્મ એવો સંગ્રાહક છે કે તે સર્વને પોતામાં સમાવી દે છે. ભારતવર્ષે બ્રાહ્મણધર્મ, જૈન ધર્મ અને બૌદ્ધ ધર્મને પોતાની મર્યાદામાં પ્રકટ કરી પોતાના કર્યા છે, તે સાથે ખ્રિસ્તી અને મુસલમાનધર્મનો અતિથિ તરીકે સત્કાર કર્યો છે અતિથિ તરીકે આપણે ખ્રિસ્તીધર્મનો સત્કાર પ્રથમ દક્ષિણાપથમાં કર્યો છે. આર્ય પ્રજા કરતાં દ્રાવિડ પ્રજાએ તે ધર્મનું આતિથ્ય વહેલું કર્યું છે. મલબારકિનારા ઉપર ખ્રિસ્ત સંપ્રદાયનો સીરિયન પંથ ઈ. સ ના લગભગ છટ્ઠા સૈકાથી પ્રવેશ પામેલો છે સીરિયન, જેકોબાઇટ અને રિફોર્મ્ડ એટલે સુધારેલા સીરિયન, એ રીતે ત્રણ મુખ્ય વર્ગમાં તે પંથ ચાલે છે

હિંદુ ધર્મની બે મુખ્ય શાખાઓ છે: (૧) વેદવાદની અને (૨) આગમવાદની. સઘળા મહાપુરુષોથી પ્રબોધાયેલા ધર્મસાહિત્યને હિંદુઓ આગમસ્વરૂપમાં ગણે છે: જેમ કે જૈનાગમ, બૌદ્ધાગમ,

વૈષ્ણવ અથવા સાત્વત આગમ, અને શૈવાગમ. દ્રાવિડ દેશમાં જેટલું વેદનું પ્રમાણ્ય છે તેટલું આગમોનું પણ છે. તામિલદેશમાં જે શૈવ સિદ્ધાંતના નયનાર અને શિવાચાર્યો થયા છે તેમણે જે "વેદાંત–સિદ્ધાંત–સમરસ" એવા ભાવથી નિગમ અને આગમની એકવાક્યતા કરી છે, અને તેમાં શૈવ સિદ્ધાંતનાં મૂલતત્ત્વો સાથે ખ્રિસ્ત–સંપ્રદાયનાં મૂલતત્ત્વોનો સજાતીય સંબંધ છે. વેદાંત–દર્શનના બ્રહ્મવાદ કરતાં શૈવ સિદ્ધાંતના પરમેશ્વરવાદ સાથે–ખ્રિસ્તધર્મના પાયાના સિદ્ધાંતો ઘણા મળતા આવે છે. શૈવ સિદ્ધાંત પ્રમાણે ત્રણ મુખ્ય તત્ત્વો છે અને તેને શૈવો (૧) પતિ એટલે પરમેશ્વર, (૨) પશુ એટલે જીવ, અને પાશ એટલે પશુને બંધન ઉત્પન્ન કરનાર નિમિત્તો, એવાં નામો આપે છે.

ખ્રિસ્ત–સિદ્ધાંત પ્રમાણે પરમેશ્વર જગતના અંતર્યામી છે, અને જિસસ ક્રાઈસ્ટમાં દેવનો આત્મા પૂર્ણરૂપે પુત્રભાવે પ્રકટ થઈ મનુષ્ય પ્રજાનું પ્રભુ સાથે સંયોજન કરાવે છે. તેવી જ રીતે શૈવ સિદ્ધાંતમાં પણ સ્વતંત્ર પતિ અથવા શિવ ગુરુદ્વારથી પશુ એટલે જીવનું સમુદ્ધરણ કરે છે, અને એવી એકપણ જીવકલા નથી કે જેમાં શિવકલા પેઠેલી ન હોય, એવું માનવામાં આવે છે. જીવ શિવને ઝંખે તેના કરતાં શિવ જીવને પોતામાં સાયુજ્યભાવ પમાડવા અત્યંત કરુણાથી શક્તિપાત કરી ખેંચે છે. જેમ પરમેશ્વર અને પતિત મનુષ્યના આત્માનું સંયોજન ભગવાન જિસસ ક્રાઈસ્ટના તારક અવતારી આત્માથી થાય છે એવું ખ્રિસ્તસંપ્રદાયનું મંતવ્ય છે, તેમ શૈવ સિદ્ધાંતમાં પણ શિવચેતન કોઈ દિવ્ય, સિદ્ધ અથવા મનુષ્યયોનિના શરીરમા ઊતરી આવી પશુ એટલે જીવોના પાશને તોડે છે પશુપાશવિમોચનમાં કરુણા અથવા અનુગ્રહ પરમેશ્વરને પ્રેરક બને છે. જીવો પોતાના પ્રયત્નથી જેટલા સફલ થાય છે તેના કરતાં વધારે ઉપકારક ઈશ્વરનો પ્રસાદ થાય છે. સામાન્ય વેદાંતસિદ્ધાંતમાં જીવ તે અવિકૃત બ્રહ્મ જ છે, અને તેનું ભિન્ન અસ્તિત્વ નથી; ત્યારે

શૈવ સિદ્ધાંતમાં એવું માનવામાં આવે છે કે જીવ માત્ર વિખૂટો પડેલો અંશ હોઈ પાપ અથવા સ્વભાવ-મળ દૂર થતાં તે શિવ સાથે સાયુજ્ય પામે છે. વેદાંતનો મોક્ષ કૈવલ્યમાં છે; શૈવ સિદ્ધાંતનો મોક્ષ ઈશ્વર-સાયુજ્યમાં છે. કૈવલ્યમાં જીવાત્માનું ભિન્ન અસ્તિત્વ નથી, સાયુજ્યમાં જીવનું સ્વગત ભિન્ન અસ્તિત્વ પરમેશ્વરમાં રહે છે, અને તે શિવના સાયુજ્ય-સંબંધથી શિવના સર્વ કલ્યાણગુણોવાળો મોક્ષ-અવસ્થામાં બને છે. આમ ખ્રિસ્તસિદ્ધાંતનું શૈવ સિદ્ધાંત સાથે ઘણું સરખાપણું છે.

વેદાંતશાસ્ત્ર કરતાં શૈવ સિદ્ધાંત ખ્રિસ્તસંપ્રદાય સાથે જીવના સ્વભાવમળ સંબંધમાં પણ વધારે મળતો આવે છે. વેદાંતશાસ્ત્ર પાપ એ અજ્ઞાન અથવા અવિદ્યાથી જીવમાં ઊભું થયેલું છે એમ માને છે, ત્યારે શૈવ સિદ્ધાંત જીવનો સ્વાભાવિક "અણુમલ" નામનો દોષ જેમ ધાતુમાં કાટનો સ્વભાવદોષ હોય તેમ જીવત્વ સાથે લાગેલો હોય છે એમ માને છે. એ મત પ્રમાણે પાપ (Evil) એ જીવનો ભાવમય દોષ છે, વેદાંતના કહેવા પ્રમાણે અજ્ઞાનથી ઊભો થયેલો દોષ નથી. શૈવસિદ્ધાંતનું મંતવ્ય છે કે જ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ થયા છતાં મનુષ્યો પાપાચરણ કરે છે, અને તે જીવના સ્વભાવ-મળ અથવા અણુમળને લીધે થાય છે. અજ્ઞાને કરીને મનુષ્યો અશુભ કર્મ કરે છે એ વાત ખરી છે, પરંતુ સમજણ અથવા જ્ઞાનનો ઉદય થયા છતાં પણ જીવ અણુમળથી દબાયેલો રહે છે ત્યાં સુધી તે સર્વાંશે પાપપ્રવૃત્તિથી અટકતો નથી. જીવના આ સ
સહજદોષ અથવા અણુમળની નિવૃત્તિ ...ના શક્તિપાત
અનુગ્રહથી જ થઈ શકે છે. જીવના ... થતાં
અને કર્મ વડે થતા સંસ્કારો પ્રય... શકે
સ્વભાવમળ અથવા અણુમળ તો ...
જ દૂર થાય છે. આ મુદ્દામાં ખ્રિ...

શૈવ સિદ્ધાંત મળતો આવે છે. વ્યાપક અને નિરાકાર પરમાત્મા સાથેનો જીવનો સંબંધ દેહધારી અને સાકાર એવા પરમેશ્વરના પુત્રમાં શ્રદ્ધાભક્તિ વડે જીવાત્મા સાધી શકે છે, એવા ખ્રિસ્તી સિદ્ધાંતમાં મુક્તિનું દ્વાર "ગુરુ–ઈશ્વર" છે એ શૈવ સિદ્ધાંતનું પ્રતિબિંબ હિંદુઓને દેખાય તેવું છે.

હિંદુઓ ખ્રિસ્ત–ચર્ચના ખ્રિસ્ત–ધર્મને કદાચ ભિન્ન દેશકાળમાં ઊછરેલા હોવાથી ન માને તો પણ જિસસ ક્રાઈસ્ટના જીવનમાં ગુંથાયેલી ધર્મભાવનાને તો પોતાની જ કરી માની શકે એમ છે. પરમેશ્વરવાદના નીચે પ્રમાણે પાંચ મુદ્દાઓમાં ખ્રિસ્તીઓ હિંદુઓના સમાન ગોત્રવાળા ગણાય તેમ છે :

(૧) પતિ અથવા પરમેશ્વરનું અસ્તિત્વ બંનેને સંમત છે.

(૨) પરમેશ્વર દેહધારી થાય છે અને પુરુષોત્તમભાવ જિસસ ક્રાઈસ્ટમાં જેવો મૂર્તધારી થયાનું ખ્રિસ્તીઓનું પવિત્ર મંતવ્ય છે, તેમ પરમેશ્વર નાના મોટા અવતારી થાય છે અને જીવોનો ઉદ્ધાર કરવા તે મથે છે, એની હિંદુઓની ભૂમિકા પાયામાં એક છે; જો કે બંને મત ઉપર બંધાયેલી ઇમારત ભિન્ન દેશકાળને લઈને ભિન્ન ભાસે છે.

(૩) પરમેશ્વરનું જગત્કર્તૃત્વ ખ્રિસ્તીઓ અને સેશ્વરવાદી હિંદુઓનું સમાન કક્ષાનું છે.

(૪) પરમેશ્વર અથવા ભગવાન અનેક કલ્યાણ–ગુણોના આધાર છે એ નિર્ણય જેવો ખ્રિસ્તીઓનો છે તેવો હિંદુઓનો, શૈવોનો અને ભાગવતોનો પણ છે.

(૫) પરમેશ્વર મનુષ્યના આત્માનો ઉદ્ધાર પ્રેમ અને કરુણાથી જિસસ ક્રાઈસ્ટના દ્વાર વડે કરે છે એ મંતવ્ય જેમ ખ્રિસ્તીઓનું છે, તેમ પરમેશ્વર ગુરુદ્વારથી શક્તિપાત અથવા અનુગ્રહ કરી જીવને શિવસાયુજ્ય આપે છે, એ હિંદુઓનો સમાન કક્ષાનો સિદ્ધાંત છે.

હિંદુધર્મની ઊંડી સમજણવાળા આ પાંચ મુદ્દા ખ્રિસ્ત-સંપ્રદાય સાથે એકમતવાળા હોવાથી ભગવાન જિસસ ક્રાઈસ્ટની જયંતીમાં મુદિતાની ભાવનાથી જોડાઈ પોતાના ધર્મજ્ઞાનની વિશુદ્ધિ હિંદુઓ કરી શકે એમ છે ધર્મના આચરણના બાહ્ય રૂપમાં અનેક ભેદો છતાં હિંદુઓનો અને ખ્રિસ્તીઓનો પરમેશ્વરમાં અનન્યશરણતાનો ભાવ બંનેના ધાર્મિક આત્માઓનું સયોગીકરણ કરનાર હોવાથી, ખ્રિસ્તીઓના આવી જયંતીના પ્રસંગે હિંદુઓને સ્વાભાવિક રીતે આનંદ થાય તેમાં આશ્ચર્ય નથી.

ખ્રિસ્ત-સિદ્ધાંતનાં તત્ત્વત્રય-પરમેશ્વર પિતા, તેમનો પુત્ર, અને તેમનો અંતર્યામી આત્મા, પ્રાચીન અધિદૈવ, અધિભૂત અને અધ્યાત્મ એવા ત્રણ ઓપનિષદ વ્યૂહ સાથે, તથા પરાપ્રકૃતિ વાસુદેવમાંથી કાર્યવ્યૂહરૂપે સંકર્ષણ એટલે જીવવ્યૂહ, પ્રદ્યુમ્ન એટલે અંતઃકરણવ્યૂહ અને અનિરુદ્ધ એટલે અહંકારવ્યૂહ એવા ભાગવત-મતના ત્રણ કાર્ય-વ્યૂહો સાથે, અને શૈવોના પરશિવમાંથી પ્રકટ થનારાં શક્તિતત્ત્વ, સદાશિવતત્ત્વ, અને ઈશ્વરતત્ત્વ નામનાં તત્ત્વત્રયો સાથે, તેમના સ્વભાવધર્મોને લક્ષમાં લઈએ તો, મળતાં આવે છે જેવી રીતે ખ્રિસ્તીઓમાં "બૅપ્ટિઝમ" નામનો ધર્મસંસ્કાર છે તેવો શૈવોમાં શૈવી દીક્ષાનો ક્રમ મુક્તિમાર્ગમાં આવશ્યક મનાયો છે.

જેવી રીતે મૂળનો સાદો બૌદ્ધ ધર્મ હીનયાનમાં ગૂંચાયેલો રહી મહાયાનમાં તેણે સાર્વભૌમ રૂપ પકડ્યું છે, જેવી રીતે બ્રાહ્મણોનો વૈદિક સનાતન ધર્મ યજ્ઞકાંડમાં મર્યાદિત રહી જ્ઞાનકાંડમાં સાર્વભૌમ બન્યો છે; તેવી રીતે આરંભમાં એક વ્યક્તિએ પ્રાચીન યાહુદી ધર્મની સુધારણા કરી જે શુદ્ધ અને સાદા નૈતિક ધર્મનું સ્થાપન કર્યું તેવો ભગવાન ઈસુ ખ્રિસ્તનો ધર્મ પણ પાછળથી ગ્રીક—રોમન પ્રજાના તાત્ત્વિક સિદ્ધાન્તોથી વિપુલ બની હવે સાર્વત્રિક ધર્મ બન્યો છે. હાલના ખ્રિસ્તી ધર્મની વ્યાખ્યા એવી થઈ શકે

કે એ ધર્મ એટલે ભગવાન જિસસ ક્રાઇસ્ટના અવતારી પુરુષે પ્રબોધેલો મનુષ્યના આત્મા અને પરમાત્માનો સંબંધ શી રીતે પુનઃ સિદ્ધ થાય તેવા નીતિતત્ત્વનું વિવેચન કરનારો, સર્વ ભૂમંડળના મનુષ્યોને ઉપયોગી થઈ પડે તેવો, સંસારના દુઃખથી ભીતરની નિવૃત્તિ કરાવનારો, એકેશ્વરવાદવાળો, ઐતિહાસિક ધર્મ. આ ધર્મ એક પુરુષના મૂલવચન ઉપર બંધાયેલો પૌરુષેય ધર્મ હોવા છતાં તેમાં સાર્વભૌમ ધર્મતત્ત્વના અંશો ગુથાયેલા હોવાથી તે એકદેશી નહિ પણ સાર્વત્રિક ધર્મ બનેલો છે. આ સાર્વત્રિક ધર્મભાવનામાં ભગવાન જિસસ ક્રાઇસ્ટના આલંબન ઉપર ભક્તિનું બળ છે. જેવી રીતે રામ અને કૃષ્ણની મૂર્તિના આલંબન ઉપર હિંદુઓની એકેશ્વરભાવના રચાઈ છે, તેવી રીતે જિસસના મૂર્ત રૂપ ઉપર ખ્રિસ્તીઓની એકેશ્વરભાવના છે. ભજનીય પરમેશ્વર એક અને તેનાં રૂપો અનેક હોઈ શકે. ભક્તિ અથવા પરમેશ્વર સંબંધી પરમ પ્રીતિનું રૂપ એક અને ભજનના પ્રકારોમાં અને ઉપાસનાની પદ્ધતિમાં ભેદ, આવો પરમેશ્વરવાદનો સિદ્ધાંત જેઓ સમજી જાણે તેવા હિંદુઓ સમભાવથી ખ્રિસ્તી બંધુઓની ધર્મભાવનાની વાસ્તવિક કદર કરી શકે. જેઓને ભજનીયના રૂપભેદમાં મિથ્યા આગ્રહ છે તેઓ એકેશ્વરવાદના સમરસને ઓળખી શકે તેમ નથી.

આવા જયંતીના પ્રસંગે ખ્રિસ્તી બંધુઓ હિંદુઓને પ્રેમભાવથી બોલાવી ખ્રિસ્તધર્મના મર્મો સમજાવે, અને હિંદુઓ પોતાનું વ્યાપક ધર્મતત્ત્વ ખ્રિસ્તી ભાઈઓને સમજાવે તો "હું અને તમે" એવા ભેદવાળા ભાવો કરતાં "આપણે" એવા ભાવથી શુદ્ધ ધર્મરસ મનુષ્યના આત્માને કેવું સંતર્પણ આપી શકે છે તે સિદ્ધ કરી શકીએ જેને પરમેશ્વરની સાચી ભક્તિ લાગી છે તેઓ પોતાના ઇષ્ટ જ્ઞેય–ધ્યેય સાથે પારકાના ઇષ્ટ જ્ઞેય–ધ્યેયની એકતાકલ્પના કર્યા વિના નહિ રહે.

(૨૪-૧૨-૧૯૨૭)

## "પક્ષપાતરહિત અનુભવપ્રકાશ"*

આ ગ્રંથને લગતી અથવા ગ્રંથકારને લગતી બાબતોની પ્રસ્તાવના ગ્રંથના અનુવાદ કરનાર પોતે જ લખનાર છે તેથી મારે આ આમુખમાં તે સંબંધી કંઈ કહેવાનું નથી. આ વિસ્તારવાળો ગ્રંથ જ્યારે છપાતો હતો ત્યારે હું અવલોકી ગયો છું. તે ઉપરથી કયા દૃષ્ટિબિંદુથી આ ગ્રંથ જોવામાં આવે તો તે વાચકને ઉપયોગી થઈ પડશે એ બાબત આ પ્રવેશક-ભૂમિકામાં હું ચર્ચવા માગું છું.

આપણાં શાસ્ત્રો ત્રણ વર્ગમાં પડે છે :

(૧) **અધિભૂતશાસ્ત્રો :** જેવાં કે ન્યાય, વૈશેષિક, જ્યોતિઃ-શાસ્ત્ર, ચિકિત્સાશાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્ર, વગેરે; (૨) **અધિદૈવશાસ્ત્ર :** જેવાં કે મંત્રશાસ્ત્ર, દેવતામીમાંસા, ઉપાસનાશાસ્ત્ર, ધર્મતંત્રો વગેરે; (૩) **અધ્યાત્મશાસ્ત્ર :** જેવાં કે સાંખ્ય, યોગ, વેદાંતશાસ્ત્ર વગેરે. અધિભૂતશાસ્ત્રો પ્રત્યક્ષને આધારભૂત લેખે છે પરંતુ તેની પ્રમાણ-મર્યાદા તર્કમાં સમાયેલી છે. અધિદૈવશાસ્ત્રો કેવલ શબ્દપ્રમાણ ઉપર જીવે છે. અધિભૂતશાસ્ત્રો જ્યારે તીવ્ર બુદ્ધિની અપેક્ષા રાખે છે, ત્યારે અધિદૈવશાસ્ત્રો દૃઢ શ્રદ્ધાની અપેક્ષા રાખે છે. અધિભૂતદૃષ્ટિ પ્રસંગે જડવાદી થાય છે, અધિદૈવ પ્રસંગે અંધશ્રદ્ધાવાદી બને છે. અધ્યાત્મ-શાસ્ત્ર તર્કને સ્વીકારે છે, પરંતુ તેનું રાજ્ય તે ચિત્ત ઉપર થવા

* ઋષિકેશવાસી કાળીકમળીવાળા મહારાજ શ્રી. વિશુદ્ધાનંદજી-પ્રણીત આ નામના હિંદી વેદાંતગ્રંથના શ્રી. ચુનીલાલ જ. ઓઝાએ કરેલ ગુજરાતી અનુવાદનો પ્રવેશક.

દેતું નથી. તે શાસ્ત્ર શબ્દના પ્રામાણ્યને પણ માને છે પરંતુ શ્રદ્ધા-સુંદરીને તર્કની સાંકળ વચ્ચે ચાલવા દે છે. તે ઉપરાંત તે અનુભવ ઉપર પોતાના સિદ્ધાંતોનું પ્રામાણ્ય ઘડે છે. તર્ક વડે સિદ્ધ થયેલો શાબ્દિક નિર્ણય અનુભવની કસોટી ઉપર ચઢવો જોઈએ. વસ્તુના સ્વભાવ, ગુણ અને સામર્થ્યને આપણે મર્યાદાવાળી ઇંદ્રિયોના અધ્યક્ષરૂપ જીવો સર્વજ્ઞ પરમેશ્વરની પેઠે નિરાવરણ પ્રત્યક્ષ અનુભવી શકતા નથી, અને તેથી આપણે તર્કનો અને શબ્દ-પ્રમાણનો આશ્રય લેવો પડે છે, તેમાં કોઈ જાતનો દોષ નથી; પરંતુ આપણે તર્કના અતિશય વડે નાસ્તિક થવામાંથી બચવું જોઈએ અને શબ્દપ્રામાણ્ય-ની જડતામાંથી પણ છૂટવું જોઈએ. આ બન્ને સાધનો આપણા અનુભવનાં અંગ છે, કંઈ અંગી નથી. ચશ્માં નેત્રનાં સહાયક છે; જેને નેત્ર ન હોય તેને તે કંઈ દેખાડી શકતાં નથી. તેમ અનુભવનું ત્રીજું દિવ્ય નેત્ર ન હોય તો તર્ક અને શબ્દ કંઈ પણ જણાવી શકે તેમ નથી. તર્કની અને શબ્દની—બુદ્ધિ અને શ્રદ્ધાની—કસોટી અનુભવ જ કરે છે. પરંતુ અનુભવ પ્રમાણરૂપ છે કે મિથ્યાજ્ઞાનરૂપ છે, એ બાબતમાં સાવધ રહેવાની જરૂર છે. ઘણા અધ્યાત્મશાસ્ત્રના અભ્યાસકો પોતાના મનના તરંગોને સાચા અનુભવરૂપ માની લે છે. તેઓ મનોરાજ્ય અને તત્ત્વજ્ઞાનનો ભેદ પણ કળી શકતા નથી. તેઓ અધિદૈવશાસ્ત્રના ધર્મવાદી કરતાં કોઈ રીતે ચડિયાતા હોતા નથી. સાચા બ્રહ્મવાદી અનુભવના પ્રામાણ્યની ચોકસી કરે છે. સત્યજ્ઞાન અને આભાસજ્ઞાન બન્ને બુદ્ધિના જ પ્રતિભાસો છે, જ્યારે મિથ્યા-જ્ઞાન (અપ્રમા) વસ્તુના સ્વભાવ, ગુણ અને કર્મને અનુસરતું નથી.

સત્યજ્ઞાન અથવા પ્રમા ઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષ જ્ઞાન હોવું જોઈએ એવો કંઈ નિયમ નથી. તે નિર્ણયાત્મક બુદ્ધિરૂપ પણ હોઈ શકે છે. ઇન્દ્રિયોથી અગોચર પદાર્થ પણ સત્યજ્ઞાનનો વિષય બની શકે છે; માત્ર તેના સત્યપણાની ખાતરીની પદ્ધતિ આપણે જાણવી જોઈએ. સ્થૂળ ચક્ષુરિન્દ્રિયથી ન જણાય તેવાં કિરણો—"એક્સ

રેઝ"—બીજા સાધનો વડે અનુભવમર્યાદામા આવે છે અને તેથી પ્રમાજ્ઞાનના વિષય બને છે ઝાંઝવાનુ જળ ચક્ષુરિન્દ્રિયથી અનુભવાતુ છતાં મિથ્યાજ્ઞાનરૂપ સમજાય છે સૂર્ય અસાધારણ મોટો છતા થાળી જેવડો ઇન્દ્રિયગોચર થાય છે, પરતુ તેનુ અસાધારણ મોટાપણું વિજ્ઞાને કરીને સમજાય છે આ પ્રમાણે અગોચર વિષય ગોચર થાય છે પ્રસગે ગોચર વિષય તદ્દન ખોટો ઠરે છે પ્રસગે ગોચર વિષય તેની દેખાતી મર્યાદા કરતાં અન્ય સાચા રૂપમાં સમજાય છે પહેલા પ્રસગમા બાહ્ય ઇન્દ્રિયની અશક્તિ અગોચર પદાર્થને ગોચર થવા દેવામાં પ્રતિબધક હોય છે, બીજા પ્રસગમાં બાહ્ય ઇન્દ્રિયોની રચના અને બાહ્ય સજોગો ભ્રમપ્રતીતિ ચાલુ રાખવામાં નિમિત્તો છે; ત્રીજા પ્રસગમાં બાહ્ય ઇન્દ્રિયની શક્તિમર્યાદા સાચા અનુભવની પ્રતિબધક છે પરતુ આ ત્રણેમાં સત્ય વસ્તુનો નિર્ણય આપણી બુદ્ધિ કરી શકે છે એટલે કે "એક્સ રેઝ" છે એમ જાણી શકીએ છીએ ઝાંઝવાનુ જળ દેખાવા છતાં વસ્તુત નથી એમ સમજી શકીએ છીએ; સૂર્ય થાળી જેવડો દેખાવા છતાં તે અસાધારણ મોટો છે એમ સમજીએ છીએ આ સત્યજ્ઞાન અથવા અનુભવને અધ્યાત્મશાસ્ત્રમાં પરોક્ષ અને અપરોક્ષ એમ બે પ્રકારનો માનવામાં આવે છે એ બને જ્ઞાન પ્રમાણભૂત છે એટલે સાચાં છે પરતુ જેમ અરુણોદય થયા વિના સૂર્યોદય થતો નથી, તેમ પરોક્ષ જ્ઞાન વિના અપરોક્ષ જ્ઞાન ઉદય થતુ નથી

બાળકના પ્રથમ અનુભવમાં ઝાંઝવાનુ જળ આવે ત્યારે તે તેને સાચુ માની પોતાનાં માબાપને તે તરફ જવા વારવાર કહે છે તેવા પ્રસગે તેના મિથ્યાપણાનો નિશ્ચય માબાપ બાળકને અનેક રીતે કરાવી શકે છે તેના તે સ્થાને બાળકને ઊભુ રાખી સૂર્યપ્રકાશ ઓછો થતાં ભ્રમને અદૃશ્ય થતો દેખાડે છે એટલે અતરે તે જળના જેવો ભાસ થાય તેટલે અતરે ચાલીને જતા જળ આઘુ ખસેલુ દેખાડે છે આવા અનેક લૌકિક ઉપાયો વડે બાળકના

અંતઃકરણમાં એ દેખાતું જળ જળ નથી, પરંતુ આભાસમાત્ર છે એવો દઢ નિશ્ચય જગવવામાં આવે છે. ત્યારપછી બાળક અને પ્રૌઢ માબાપનો ઝાંઝવાનાં જળના મિથ્યાપણાનો અનુભવ સરખો બને છે. જોકે પ્રતીતિ જેવી ને તેવી કાયમ રહે છે. આ જ ન્યાય અધ્યાત્મ-શાસ્ત્રમાં પણ પ્રવર્તે છે.

અધ્યાત્મશાસ્ત્રની વેદાંતશાખાની મર્યાદાના ત્રણ પાયાના સિદ્ધાન્તો છે : (૧) આ જગત જેમ ખારી ભૂમિ ઉપર ઝાંઝવાનું જળ ભાસે તેમ બ્રહ્મતત્ત્વ ઉપર ભાસતો એક વિવર્ત છે અને જેમ ઝાંઝવાનું જળ મિથ્યા છે તેમ જગત પણ મિથ્યા છે (૨) ભૂમિ જેવી સાચી છે તેવું બ્રહ્મતત્ત્વ પરમાર્થ સત્ય છે. (૩) આ પરમાર્થ સત્ય વસ્તુ આપણાથી ભિન્ન કોઈ પદાર્થ નથી, પરંતુ તે આપણો ખરો આત્મા છે જગતનું મિથ્યાત્વ, બ્રહ્મનું સત્યત્વ, અને જીવ અને બ્રહ્મનું એકપણું—આ ત્રણ સિદ્ધાંતો જ્યારે દઢ પરોક્ષ જ્ઞાનરૂપ બને ત્યારે વેદાન્તશાસ્ત્રના અભ્યાસકે પચાસ ટકાનો વિજય મેળવ્યો કહેવાય; અને તે અપરોક્ષ જ્ઞાનરૂપ બને ત્યારે તેણે સો ટકા સિદ્ધિ મેળવીને "વિદ્વાન"ની પદવી મેળવી ગણાય.

"બ્રહ્મવિદ્" અથવા "વિદ્વાન"ની પદવી મેળવ્યા પછી વિદ્યાની ચઢિયાતી બે પાયરીઓ હોય છે અને તે 'બ્રહ્મવિદ્વરિયાન અને બ્રહ્મવિદ્વરિષ્ઠ' એ સંજ્ઞાવાળી હોય છે. આ ત્રણે પદવી અપરોક્ષ જ્ઞાનની છે, તેમાં પહેલી તે ઉદયભૂમિકા છે, બીજી પૂર્વાહ્નભૂમિકા છે અને ત્રીજી મધ્યાહ્નના સૂર્ય જેવી છે.

આ ગ્રંથમાં પરોક્ષ જ્ઞાનના અરુણોદયની ભૂમિકાનું ચોક્કસ નિરૂપણ છે, અને અપરોક્ષ અનુભવના ઉદય, પૂર્વાહ્ન અને મધ્યાહ્ન-ભૂમિકાનાં રૂપો અને રંગોનાં તેમાં છાયાચિત્રો છે.

આ ગ્રંથકારે વેદાન્તશાસ્ત્રનાં પ્રમેયો અથવા જાણવા યોગ્ય મુદ્દાઓનું જાણે એક સાજન અથવા વરઘોડો કાઢી ડંકા'

બજાવવાનું મુખ્ય કામ કર્યું હોય તેમ જણાય છે. મોટા વરઘોડામાં ડંકાનિશાન જેના હાથમાં હોય તે પાછળ સાજન કેમ ચાલે છે, શોભા કેવી છે, વગેરે જોવા રહેતો નથી, પણ જ્યાં જવાનું છે તે તરફ જ પોતાનાં ડંકાનિશાનવાળા ઘોડાને ચલાવે છે, અને બધો વરઘોડો તેની પાછળ ચાલે છે. તેમ આ મૂલગ્રંથના કર્તાએ વેદાન્ત-શાસ્ત્રના ત્રણ ડંકા બજાવવામાં જ ધ્યાન રાખ્યું છે. ગ્રંથનો સંદર્ભ અથવા અનુબંધ કેવો રહ્યો છે તે ઉપર તેમણે ભાગ્યે લક્ષ્ય આપ્યું જણાય છે. તેની વ્યુત્પત્તિઓ કેટલેક સ્થળે કલ્પિત છે, પરંતુ આખ્યાનો, ઉપાખ્યાનો, સંવાદો, કથાઓ, ઉપકથાઓના ભંડારમાંથી "હું નિર્વિકાર, નિર્વિકલ્પ, અચલ, અસંગ, બ્રહ્મચૈતન્ય છું" આ સર્વોત્તમ રત્નનો મુકુટ માથા ઉપર રાખી પોતે સ્વરાજ્યને મેળવવા લાયક છે એમ તે દર્શાવી શક્યા છે. તેમણે શરીરે ભલે "કાળી કમળી" પહેરી ફકીરી દર્શાવી હોય, તો પણ તેનો ભીતર આત્મા सर्वात्मत्व महाविभूतिसहितं स्यादीश्वरत्वं स्वतः। सिद्ध्यत्तत्पुनरष्टधा परिणतम् चैश्वर्यमव्याहतम् એ દક્ષિણામૂર્તિ સ્તોત્રની ફલશ્રુતિ પ્રમાણે સર્વાત્મભાવની અદ્ભુત વિભૂતિવાળો જણાય છે. મુકુટનાં રત્નો બરાબર જડયાં નથી; તે આડાં-અવળાં બેઠાં છે, પણ તે ખોટાં નથી, સાચાં છે.

ગ્રંથકર્તાએ પોતાના અનુભવપ્રકાશને "પક્ષપાતરહિત" સંજ્ઞા આપી છે તેનું કારણ એવું જણાય છે કે અધિભૂતશાસ્ત્રનો ઝોક જગતના સાચાપણા ઉપર છે, અને અધિદૈવશાસ્ત્રનો ઝોક પરમેશ્વરની જગતકારણતા ઉપર અને તેની ઉપાસના ઉપર છે. આ બંને પ્રકારની દષ્ટિઓ એક એક બાજુએ ઢળતી હોવાથી પક્ષપાતવાળી છે. તે દષ્ટિઓ સુંદર, મોહમય કટાક્ષવાળી છે. એક જગતના કલ્પિત સૌંદર્યના મોહમાં આપણને ડુબાડે છે, બીજી દષ્ટિ આપણામાં પરમેશ્વરના સગુણ રૂપમાં સાયુજ્ય પામવાના મોહને જગવે છે. અધ્યાત્મદષ્ટિ શિવના ત્રીજા નેત્ર જેવી જગતને બાળે છે અને પોતાના

આત્મા સમાન બીજો કોઈ દેવ નથી એ દેખાડી, પ્રકારે દેવાધિદેવ પોતે છે એવું દર્શાવી, યથાર્થ પરમેશ્વરભાવને જગવે છે.

આ ગ્રંથ કદાચ તીવ્ર વૈરાગ્યભાવવાળો જણાશે, તો પણ તેમાં ઘણા કોમળ ભાવોને ઉત્પન્ન કરે એવા પુરાણોના રમ્ય પ્રસંગો , છે. તે મિથ્યા ધર્મના આડંબરને ત્યજાવે તેવો છે, ઇતિહાસના ઘણા અધ્યાત્મ-મર્મોને પ્રકટ કરે છે અને બીજા વેદાંતગ્રંથોની પેઠે સ્ત્રી-નિંદાથી ભરેલો નથી.

• ગુજરાતી ભાષામાં વેદાન્તશાસ્ત્રના નિર્ણયો આખ્યાન-ઉપાખ્યાન વડે રંમૂજી ભાષામાં સમજાવે તેવી શૈલી અનુવાદ કરનાર વિદ્વાને સ્વીકારી છે અને કઠિન શબ્દોના ટિપ્પણ વડે સિદ્ધાંત સમજવામાં સુગમતા કરી આપી છે.

હું ધારું છું કે અધ્યાત્મશાસ્ત્રનાં રસિક સ્ત્રી-પુરુષોને આ ગ્રંથ ઘણા મધુર ભાવો પ્રકટાવી આખરે શાંત રસની નિષ્પત્તિ કરવામાં ઉપકારક થઈ પડશે.

બોરીવલી, ૨૪-૪-૧૯૨૭

# 'ઈશાવાસ્ય ઉપનિષદ ' નો મર્મ

શ્રૌત વાઙ્મયમાં ઈશાવાસ્ય ઉપનિષદનું ક્યાં સ્થાન છે, એ જાણવા વિના આ ગુર્જરી ભાષાના અનુવાદનું રહસ્ય ઢંકાયેલું રહેવા સંભવ છે. આ ઉપનિષદ્ કર્મપ્રધાન -શુક્લ યજુર્વેદની મંત્રસંહિતામાં અંતિમ અધ્યાયમાં ગોઠવાયેલું છે. આપણા શ્રૌત સાહિત્યમાં મંત્ર અને બ્રાહ્મણ એમ પ્રત્યેક વેદના બે વિભાગ પડે છે. તેમાં મંત્ર–સમુચ્ચયને સંહિતા નામ આપવામાં આવે છે, અને મંત્રના અર્થતાત્પર્યને વિવરણરૂપે પ્રતિપાદન કરનાર વિભાગને બ્રાહ્મણ કહે છે. યજુર્વેદની શુક્લ અને કૃષ્ણ એવી બે મુખ્ય શાખાઓ છે, અને તેમાં શુક્લ યજુઃશાખાને વાજસનેયી શાખા પણ કહે છે આ શાખાની બે પ્રશાખાઓ હાલ ઉપલબ્ધ છે: એક માધ્યંદિની અને બીજી કાણ્વ. આ શાખાની સંહિતા સાથે સંબંધ ધરાવતું મોટું શતપથ બ્રાહ્મણ છે, અને તેના છેવટના આરણ્યક વિભાગમાં બૃહદારણ્યક નામનું મોટું ઉપનિષદ્ છે.

આ શાખા યજુર્વેદના મંત્ર અને બ્રાહ્મણ વિભાગને સારી રીતે પૃથક્ રાખનારી હોવાથી તેને શુક્લ સંજ્ઞા અપાયેલી છે, અને તૈત્તિરીયાદિ બીજી શાખાઓમાં મંત્ર અને બ્રાહ્મણ મિશ્ર થયેલા હોવાથી તેને કૃષ્ણ નામ આપવામાં આવ્યું છે. યજુર્વેદને આ શુક્લતા આપનાર તપસ્વી યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય ગણાય છે. તેમના સંબંધમાં આખ્યાયિકા ચાલે છે કે તે ગુરુને સત્ય કહેવામાં શાપ પામવાથી વેદરહિત થયા,

અને સર્વ વિદ્યાને આપનાર ભગવાન સૂર્યની આરાધના કરી તેમણે તેમના દ્વારા વિશુદ્ધ વેદાર્થને પુનઃ પ્રાપ્ત કર્યો

શુક્લ યજુઃસંહિતાની રચના તપાસતાં સ્પષ્ટ જણાઈ આવે છે કે તેમાં ભિન્ન ભિન્ન સમયે દાખલ થયેલા ચાર ભાગ છે. પ્રથમના અઢાર અધ્યાય ઘણા પ્રાચીન છે, અને તેના ઉપર સઘળી યાગાદિ ક્રિયાનું બંધારણ છે. તેમાં પ્રથમના દશ અધ્યાયમાં, અને અગિયારથી અઢારમાં દર્શ પ્રૌર્ણમાસ યજ્ઞવિદ્યાનું પ્રતિપાદન છે. આ બે આધાર-ભૂમિકાના મંત્રોનું વિવરણ 'શતપથ બ્રાહ્મણ'ના પહેલા પાંચ અને ૭ થી નવ સુધીના બ્રાહ્મણમાં આવે છે.

બીજા વિભાગમાં ઓગણીસથી પચ્ચીસ અને ત્રીજામાં અશ્વમેધ પર્યન્ત વિશિષ્ટ યજ્ઞોનાં વિધાન છે. ૨૬ થી ૩૯ સુધી ચાલતા આ કર્મકાંડની સમાપ્તિ થયા પછી ચોથા ભાગમાં ઈશાવાસ્ય ઉપનિષદરૂપ ચાળીસમા અધ્યાયમાં જ્ઞાનકાંડનો પ્રવેશ થયો છે.

પ્રાયશઃ વેદના રહસ્યરૂપ ઉપનિષદગ્રંથો બ્રાહ્મણના આરણ્યક વિભાગમાં છેવટે આવેલા હોય છે, અને તેથી તે ગ્રંથોને "વેદાન્ત", અર્થાત્ વેદના અંતમાં આવેલા, એવી સંજ્ઞા આપવામાં આવે છે. આ ગ્રંથોનું રહસ્ય અથવા તાત્પર્ય મુખ્યત્વે કરી સમાહિત અંતઃકરણવાળા પુત્ર અથવા શિષ્યને અરણ્યના એકાન્તમાં ગુરુરૂપ પતા દ્વારા પાસે બેસાડી જણાવવામાં આવતું, તેથી તે ગ્રંથને ઉપનિષદ (उप + नि + सद्) સંજ્ઞા આપવામાં આવતી. ઉપનિષદ જ્યારે ગુહ્યવિદ્યારૂપ હોઈ એકાન્તમાં શીખવવામાં આવતું, ત્યારે વિસ્તાર પામેલા યજ્ઞની ચર્ચા યજ્ઞસભામાં અર્થાત્ પરિષદ્‌માં થતી હતી. કાળે કરી 'ઉપનિષદ' શબ્દ અવિદ્યાને તોડનાર રહસ્યવિદ્યારૂપે સ્વીકારાવા લાગ્યો, અને તેથી જ પાછળનાં શાસ્ત્રોમાં રહસ્યભાગને ઉપનિષદ નામ આપવામાં આવ્યું. (જુઓ—'કૌટિલીય અર્થશાસ્ત્ર'નું અને વાત્સ્યાયનના 'કામશાસ્ત્ર'નું છેવટનું પ્રકરણ) વેદના અંતમાં

સ્થપાયેલા ગ્રંથની તે જ ન્યાયે લાક્ષણિક વેદના સિદ્ધાન્તરૂપે ગણના થવા લાગી.

આ ઈશાવાસ્ય મંત્રો વાચ્યાર્થ અને તાત્પર્યાર્થમાં ઉપનિષદ છે તેમ વેદાન્ત પણ છે. વાજસનેયી સંહિતામાં ઓગણચાળીસ અધ્યાયમાં પ્રતિપાદન થયેલ ક્લિષ્ટ કર્મકાંડથી અને તેના વ્યાપારથી થાકી ગયેલા અથવા તૃપ્ત થયેલા અધિકારીને જાણે સમાશ્વાસન અથવા શાંતિ આપવા મધુકાંડના દ્રષ્ટા દધ્યઙ્ આથર્વણ* મુનિને આ મંત્રોનો આવિષ્કાર થયો હોય નહિ શું એવું શ્રદ્ધાળુઓનું માનવું છે. અને પાશ્ચાત્ય+ વિવેચક પદ્ધતિથી પણ કર્મકાંડથી વિરક્ત થયેલા જનસમુદાયના વિચારનો ઉલ્લેખ આ ઉપનિષદમાં છે. કર્મથી અત્યંત ઉપરામિતા અને કેવલ કર્મપરાયણતા, એ બે કોટિની સંયોગી ભૂમિ આ ઉપનિષદ રચે છે, અને તેથી જ્ઞાન અને કર્મનો સમુચ્ચય ન સ્વીકારતાં છતાં અપરા વિદ્યા અર્થાત્ સગુણ બ્રહ્મવિદ્યા અથવા ઉપાસના અને કર્મના સમુચ્ચયને આ ઉપનિષદ ઇષ્ટ માને છે.

ઉપનિષદ ગ્રંથોના આવિર્ભાવક્રમનો વિચાર કરી પ્રોફેસર ડૉઇસન તે ગ્રંથોને ચાર વ્યૂહમાં ગોઠવે છે. પ્રથમ વ્યૂહમાં ગદ્યપ્રધાન પ્રાચીન ઉપનિષદો–બૃહદારણ્યક, છાંદોગ્ય, તૈત્તિરીય, ઐતરેય, કૌશીતકી, કેન, ઇત્યાદિનો સમાસ થાય છે. બીજો વ્યૂહ છંદઃપ્રધાન છે અને તેમાં કાઠક, ઈશ, શ્વેતાશ્વતર, મુંડક અને મહાનારાયણનો સમાસ થાય છે. ત્રીજામાં ત્યાર પછીથી પ્રવેશ પામેલાં ગદ્યપ્રધાન ઉપનિષદો, જેવાં કે પ્રશ્ન, મૈત્રાયણીય, માંડૂક્ય, વગેરેનો સમાસ થાય છે અને છેલ્લા વ્યૂહમાં બાકીનાં સઘળાં અથર્વઉપનિષદને સ્થાન આપવામાં આવે છે.

---

* જુઓ આ ઉપનિષદ ઉપરના ઉવ્વટાચાર્યની ભૂમિકા.

+ જુઓ History of Sanskrit literature (Macdonell) પૃ. ૨૦૯

બીજા વ્યૂહમાં ગોઠવાયેલ ઈશાવાસ્ય ઉપનિષદના વિષયની ગૂંથણી પ્રતિ લક્ષ કરતાં તે શ્વેતાશ્વતર કરતાં પ્રાચીન જણાય છે, પણ કાઠક કરતાં અર્વાચીન છે. કાઠક ઉપનિષદ્‌ના કેટલાક ભાવ ઈશાવાસ્યમાં પ્રવિષ્ટ થયેલા છે.*

યજુર્વેદે આપણને એક મોટામાં મોટું 'બૃહદારણ્યક' નામનું બ્રાહ્મણ–ઉપનિષદ આપ્યું છે અને તે સાથે આ નાનામાં નાનું ઈશાવાસ્ય નામનું સંહિતોપનિષદ્ આપ્યું છે. આ બે ઉપનિષદની આંતર વ્યવસ્થા પ્રતિ લક્ષ કરતાં સ્પષ્ટ થાય છે કે દરેકમાં ત્રણ આંતર વિભાગ પડેલા છે. 'બૃહદારણ્યક' ઉપનિષદમાં આગમ-પ્રધાન મધુકાંડ, ઉપપત્તિપ્રધાન યાજ્ઞવલ્ક્યકાંડ અને અર્થવાદપ્રધાન ખિલકાંડ ગોઠવાયેલા છે; તેમ આ લઘુ ઉપનિષદમાં પણ જ્ઞાનકાંડના

---

* નીચેની કાઠક શ્રુતિ અને ઈશાવાસ્ય–શ્રુતિ ઉપકાર્ય-ઉપકારક ભાવને સ્પષ્ટ કરશે ;-

अशरीरं शरीरेपु अनवस्थेष्वस्थितम् ।
महान्तं विभुमात्मान मत्वा धीरो न शोचति ॥
का. २

यस्मिन् सर्वाणि भूतानि आत्मैवाभूद्विजानतः ।
तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥
ई. ७

नित्यो नित्यानां चेतनश्चेतनानाम्
एको बहूनां यो विदधाति कामान् ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीराः
तेषां सुखं शाश्वत नेतरेषाम् ॥ का. ५–२३

* * *

कविर्मनीषी स्वयंभूर्याथातथ्यतोऽ
र्थान्व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ।
ई. ८

તાત્પર્યને પ્રથમના આઠ મંત્રમાં પરિસમાપ્ત કર્યું છે, નવથી ચૌદ સુધીમાં ઉપાસના અને કર્મનો સમુચ્ચય યુક્તિપુરઃસર પ્રતિપાદન કર્યો છે, અને પંદરથી અઢાર સુધીમાં ઉપાસકની ઉપાસનાનું પરિણામી તાદાત્મ્યાપત્તિરૂપ ફલ વર્ણવ્યું છે.

ઉપરનું મંત્રપૃથક્કરણ અર્વાચીન વિવેચક પદ્ધતિ અનુસાર કર્યું છે એમ નથી, પરંતુ વેદાન્તની સાંપ્રદાયિક પદ્ધતિ તે પ્રકારની વ્યવસ્થાને ટેકો આપે છે. સાંપ્રદાયિક પદ્ધતિ પ્રમાણે ઉપક્રમ અને ઉપસંહારની એકવાક્યતા, અર્થવાદ, અપૂર્વત્વ, ઉપપત્તિ અને ફલ–એ પ્રકારના તાત્પર્યનો નિર્ણય કરનાર છ લિંગો પ્રથમના આઠ મંત્રમાં જ પરિસમાપ્ત થાય છે. અનુવાદમાં

"ઇશે વિશ્વે ધટે સૌ આ છવાવું જ્ઞાનદૃષ્ટિએ"

એ પ્રકારે ઉપક્રમમાં ઇશમયી દૃષ્ટિ વિશ્વના સર્વ પ્રાણીપદાર્થોમાં પ્રવેશાવી ઉપસંહારમાં

"અખંડ તેજસ્વી શુચિ સ્વરૂપથી
વ્યાપી ભાવ યોજે ભવના સર્વદા એક માપે"

એ અદ્વૈતદૃષ્ટિનું અનુમોદન કરી એકવાક્યતા કરી છે. આ અદ્વૈતદૃષ્ટિનો જે આશ્રય કરતા નથી પરંતુ દ્વૈતદૃષ્ટિનો આશ્રય કરે છે, તેના ફલનો પ્રસ્તાવ કરતાં શ્રુતિ ત્રીજા મંત્રમાં જણાવે છે કે

"અંધારે ગાઢ ઘેરેલા લોક આસુર છે કહ્યા,
ત્યાં જાય કાય પડતાં તે, જે આત્મા ન માણતા."

આ પ્રમાણે અર્થવાદ વડે રહસ્ય પ્રતિ આકર્ષણ કરી શ્રુતિ સંતોષ પામતી નથી, પણ અદ્વૈત–વસ્તુની અપૂર્વતા અર્થાત્ શાસ્ત્રૈકગમ્યતા સૂચવી, આત્માને ઇન્દ્રિયાદિ દેવોથી અગોચર જણાવી, ચોથા મંત્રમાં સ્પષ્ટ કહે છે કે

"હાલે ન ને રૂડે મનથીય છેટે;
સામે છતાં તે નવ દેવ પામે."

અને અપૂર્વતાના સમર્થનમાં ઉપપત્તિ બતાવે છે કે

"ધાનારને તે ઠરી ઠામ આંટે;
ત્યાં વ્હેણુ આ માતરિશ્વા બહાવે."

વળી પરમ તત્ત્વ સર્વદા એકરસ અથવા એકરૂપ છે એ પ્રકારના સિદ્ધાન્તનું

"પાર એ આ બધાની ને આ બધાનીય માંહ્ય એ."
"સૌ ચરાચરમાં આપ—આપમાં સૌ ચરાચર."

ઇત્યાદિ અભ્યાસ વડે સમર્થન કરી, છેવટે અદ્વૈત ઈશમયી દૃષ્ટિનું ફલ શ્રુતિ પોતે જ સાતમા મંત્રમાં કથે છે કે

"જ્યાં થાયે જ્ઞાન ને જોયે આત્મરૂપ ચરાચરે,
વાધે એકત્વબુદ્ધિ, ત્યાં મોહ ને શોક ક્યાં રહે?'

આ પ્રમાણે વેદાર્થની પરિસમાપ્તિ આઠ જ મંત્રમાં થઈ રહે છે, અને ત્યાર પછી પ્રકરણાન્તરનો આરંભ થાય છે. આ બીજા પ્રકરણની ઉત્થાનિકામાં ભેદાભેદવાદી અને અભેદવાદીના સિદ્ધાન્તના વાદનાં બીજ રહેલાં છે. જ્યારે શ્રુતિના વાચ્યાર્થને વળગી ભેદાભેદવાદી જ્ઞાન અને કર્મનું—વિદ્યા અને અવિદ્યાનું—સંભૂતિ અને અસંભૂતિનું—સમકાલે સેવન કરવા વડે મોક્ષરૂપ ફલનો ઉદય થાય છે એમ જણાવે છે, ત્યારે કેવલાદ્વૈતી તર્કાનુસારી શ્રુતિતાત્પર્યને સ્વીકારી તત્ત્વજ્ઞાન અને કર્મનો એકાધિકરણમાં સમુચ્ચય સંભવતો જ નથી એમ પ્રમાણપુરઃસર બતાવી, આ બીજા પ્રકરણના મંત્રો વડે ઉપાસના અને કર્મનો અર્થાત્ સગુણ બ્રહ્મભાવના અને યાગાદિ કર્મનો સમુચ્ચય શ્રુતિસંમત છે એમ પ્રતિપાદન કરે છે.

સંપ્રદાયના આ વિવાદાસ્પદ વિષયને દૂર રાખી કેવલ શ્રુતિશરણ થઈ આપણે જોઈશું તો સ્પષ્ટ થશે કે આ ઉપનિષદ કર્મઠતાની—

કર્મજાડ્યની નિંદા કરે છે, અને ધર્માચરણમાં—કર્મનિષ્ઠામાં—અદ્વૈતનિષ્ઠા પ્રતિ ખેંચી જનાર ઈશ્વરભાવનાના સચેતન રસને રેડે છે. આ કર્મના ફલના પ્રેરક પરમાત્માને—ઈશ્વરને—સર્વ ક્રિયામાં ઓતપ્રોત રાખવાનું, તેની ભાવના વિનાની સર્વ પ્રવૃત્તિ અવિદ્યામયી ગણવાનું, પ્રવૃત્તિ વિના જીવનનો વિકાસ થતો નહિ હોવાથી નિર્ભ્રાંતપણે યાવજ્જીવ વિદ્યા સહિત—અર્થાત્ ઈશ્વરની ઉપાસના સહિત -યથાપ્રાપ્ત કર્તવ્યો કરવાનું, અને પરિણામે પોતાનો અને ઈશ્વરનો અભેદભાવ અનુભવી શાશ્વત પદમાં શમવાનું પરમ ગંભીર રહસ્ય આ ઉપનિષદ આપણને દર્શાવે છે.

ત્રીજા વિભાગ( ૧૫ થી ૧૮ )માં વિદ્યા–અવિદ્યાના સમુચ્ચયના ફલનું વર્ણન છે.× યાવજ્જીવ ઉપાસના સહિત કર્મ કરનાર ઉપાસકને આદિત્યમંડલસ્થ સગુણબ્રહ્મ પરમેશ્વર અંતિમ ઘડીએ ત્યજતા નથી, પણ તેની શરીરની શિથિલતા છતાં તેના મનોદર્પણમાં પ્રાણોત્ક્રમણ-સમયે સ્ફુરેલા રહે છે, અને પામર જીવોને જેવો મરણનો ત્રાસ છે તેવો આ ઉપાસકને હોતો નથી, પરન્તુ मृत्युरप्युत्सवायते એ ન્યાયે

" હે દેવ સૌ જ્ઞાનતણા સુજાણ !
અગ્ને ! સુમાર્ગે લઈ જા શુભાર્થ.
તૂં કાપ કૂડો અમ પાપસાર્થ.
તને ઘણેરા અમ આ પ્રણામ."

---

× આ પંદરમા મંત્રથી પ્રકરણાન્તર થાય છે એમ 'બૃહદારણ્યક' ઉપનિષદના પાંચમા અધ્યાયના પંદરમા બ્રાહ્મણથી સ્પષ્ટ થાય છે. આ બ્રાહ્મણમાં આ ૧૫ થી ૧૮ મંત્રો અક્ષરશઃ દાખલ થયા છે, અને તેની પહેલાં ગાયત્રીની ઉપાસનાનું પ્રકરણ છે, તેથી પણ આ વિદ્યા-અવિદ્યાનો સમુચ્ચય સિદ્ધ થાય છે.

તે ઉપાસક સાનંદ પ્રણામ કરી સર્પ જેમ કાંચળી ત્યજે તેમ આ સ્થૂલ ઉપાધિ ત્યજે છે.

આ પ્રમાણે કર્મજાડ્યનો ત્યાગ કરાવનાર પરમેશ્વરભાવનાને સર્વ પ્રવૃત્તિમાં સદોદિત રાખનાર, શોકમોહાદિનો સર્વાત્મભાવ વડે નાશ કરનાર અને પરિણામે પ્રભુના સ્વરૂપને અભેદભાવે "આદિત્યમાં પુરુષ જેહ, તે હું આ" એવો સાક્ષાત્કાર કરાવનાર આ ઉપનિષદનો ગુજરાતી ભાષાનો અનુવાદ મૂલના રહસ્યને કોઈ પણ અંશમાં પ્રતિબિંબિત કરશે, તો આ પ્રયત્ન ચરિતાર્થ થયો ગણાશે.*

* 'વસંત' રજત મહોત્સવ અંક, ૧૯૨૭. કેશવલાલ હ. ધ્રુવના 'ઈશાવાસ્યોપનિષદ્'નો અનુવાદની પૂર્વભૂમિકા.

## ‘શંકરાનંદી તાત્પર્યબોધિની’

### ગીતાશાસ્ત્રનું પ્રસ્થાનત્રયીમાં સ્થાન

મહાભારત–યુદ્ધ પછીની હિન્દુધર્મની વ્યાપક ભાવનાનું સુંદર ચિત્ર જે ગ્રંથમાં આલેખાયેલું છે તે ‘શ્રીમદ્ ભગવદ્‌ગીતા’ હિંદુધર્મના સર્વ સંપ્રદાયો તથા પન્થોનો સર્વમાન્ય પ્રમાણગ્રંથ છે. શૈવો, શાક્તો, વૈષ્ણવો, ગાણપત્યો, સૌરો, વગેરે ગમે તે દેવમાં પરમેશ્વર–ભાવના બાંધનાર હિંદુધર્મના અનુયાયીઓ ગીતા પોતાના સિદ્ધાન્તને ટેકો આપનાર છે એવું માને છે. મુખ્યત્વે કરીને વેદાન્તશાસ્ત્રના ત્રણ આધારગ્રંથોમાં ગીતાનું સ્થાન શ્રુતિથી બીજે નંબરે આવે છે.

જે માર્ગે વટેમાર્ગુ જાય તો લૂંટાય નહિ અથવા ભયમાં આવી પડે નહિ તેવા રાજમાર્ગને પ્રસ્થાન* કહેવામાં આવે છે. આવાં પ્રસ્થાનો ત્રણ છે, અને તે ત્રણે એક જ પદે લઈ જાય છે. ઈશાદિ ઉપનિષદો જે વેદના અંગમાં આવેલાં છે તેનું નામ શ્રુતિપ્રસ્થાન છે. વેદની અનેક શાખાઓના પ્રસંગે પ્રસંગે લોપ થવાથી ઉપલબ્ધ શ્રુતિઓનું તાત્પર્ય શામાં છે તે તારવવામાં મદદ આપનાર સ્મૃતિપ્રસ્થાન છે. વેદરાશિ યુગાંતરોમાં લય પામે, પરંતુ તેના ધર્મ-

---

* प्रतिष्ठन्ते परंपरया विहरन्ति येन मार्गेण तत्प्रस्थानम् । (પરંપરા વડે જેમાર્ગે મનુષ્યો વિહાર કરે તે પ્રસ્થાન) (अभिनवगुप्त)

તત્ત્વને લગતા સનાતન નિયમો જે સર્વજ્ઞ પરમેશ્વરના ચિત્તસત્વમાં ગુપ્ત રહ્યા હોય તેની સ્મૃતિ ઋષિમુનિઓ જાળવે છે, અને તે પ્રત્યક્ષશ્રુતિને અવિરોધી હોય તો પ્રમાણ ગણાય છે.

શ્રુતિના અદ્વૈતવાદને બંધ ન બેસે એવી સાંખ્યાદિ સ્મૃતિઓને દૂર રાખી શ્રુતિને સર્વાંશે બંધ બેસે એવી ભગવાનના શ્રીકૃષ્ણાવતારી રૂપને થયેલી તેવી ધર્મજ્ઞાન અને તત્ત્વજ્ઞાનની સ્મૃતિ ભગવાન શ્રીકૃષ્ણના ચિત્તમાં ભારતયુદ્ધના આરંભે જાગેલી અને તેનું ભાન અર્જુનને કરાવવામાં આવેલું. આ પ્રત્યક્ષ ધર્મ અને બ્રહ્મનો બોધ શ્રીકૃષ્ણે અર્જુનને આપેલો તેનું શુદ્ધ રૂપ કૃષ્ણદ્વૈપાયન વ્યાસે ધારણ કરી પ્રબોધેલું હતું ભારતના પૂર્વભાવી જય નામના મૂલ ગ્રંથમાં તે રૂપ હતું કે નહિ, અને હતું તો કેવા રૂપમાં તે તારવવું હાલ દુર્ઘટ છે. તો પણ વૈશંપાયને भारतसहिता માં ઈ. સ. પૂર્વે ૧૫૦૦માં તે ઉપદેશનો જે સંગ્રહ કર્યો છે તે ઈ. સ પૂ ૩૦૦ના અરસામાં સૂતે મહાભારતની રચના કરી તેમાં સારી રીતે જળવાઈ રહ્યો છે મહાભારત સંહિતામાં ૭૦૦ શ્લોકમાં આ શ્રીકૃષ્ણાર્જુનનો સંવાદ ગ્રથિત થયો છે. મહાભારતમાં ઘણે સ્થળે "હરિગીતા"ની સ્તુતિ આવે છે અને તે ઉપરથી અનુમાન થાય છે કે વૈશંપાયનપ્રણીત ગીતાગ્રંથ ભારતસંહિતામાં હતો તે સૂતપ્રણીત 'મહાભારત'માં ગોઠવવામાં આવ્યો છે. આ ગ્રંથ 'બ્રહ્મસૂત્ર' ઈ. સ પૂ. ૨૫૦માં બાદરાયણ વ્યાસે રચ્યાં તે પહેલાંનો છે; કારણ, જ્યાં જ્યાં 'બ્રહ્મસૂત્ર'માં સ્મૃતિ શબ્દ આવે છે ત્યાં ત્યાં ગીતાવાક્યોનો ઉલ્લેખ કરવામાં આવે છે શંકરાચાર્યે (ઈ. સ. ૭૮૮–૮૨૦) આ ગીતાનો પ્રમાણગ્રંથ તરીકે સ્વીકાર કર્યો તે પહેલાં તેને आम्नाय એટલે વેદતુલ્ય માનવાની પ્રથા હતી તેના અભ્યાસનો ક્રમ વેદના પઠનપાઠન જેવો હતો, એમ અભિનવગુપ્તાચાર્ય (ઈ સ. ૯૯૩) ગીતાતાત્પર્યસંગ્રહ ના આરંભમાં જણાવે છે.

સ્મૃતિપ્રસ્થાનમાં ભગવદ્ગીતા એ શાસ્ત્રગ્રંથ છે અને તેના એક એક દેશને વળગનાર 'મહાભારત'માં સમાયેલા ચાર પ્રકરણગ્રંથો છે: (૧) ઉત્તરગીતા, (૨) અનુગીતા, (૩) વિષ્ણુસહસ્રનામ, અને (૪) સનત્સુજાતીય. આ સર્વનો સ્મૃતિપ્રસ્થાનમાં સમાસ થાય છે.

મૂલશ્રુતિના તાત્પર્યને ભગવાનની કૃષ્ણાવતારની સ્મૃતિ અનુસાર સમજવું તેમાં પણ તર્કવડે સિદ્ધાંતની એકવાક્યતા કરાવનાર શાસ્ત્રને ન્યાયપ્રસ્થાન કહે છે. આવું ન્યાયપ્રસ્થાન તે બાદરાયણ વ્યાસનાં બ્રહ્મસૂત્રો છે.

આ ત્રણે પ્રસ્થાનોની એકવાક્યતા કરી પોતાના સિદ્ધાંતનું સ્થાપન કરે અને પ્રજામાં તે સિદ્ધાંત અનુસાર ધર્મના અનુષ્ઠાનનો આચાર સ્થાપે અને વિવિદિષુને વિદ્વાના વિચારોની પદ્ધતિ રચી આપે, તેમને આચાર્ય સંજ્ઞા આપવામાં આવે છે. અદ્વૈતવેદાંતના વ્યવસ્થાપક જગદ્ગુરુ શંકરાચાર્યે (ઈ. સ. ૭૮૮-૮૨૦) ત્રણે પ્રસ્થાનો ઉપર ભાષ્યો રચી કેવલાદ્વૈત સિદ્ધાંત સ્થાપ્યો તે પૂર્વે પણ કેટલાક ઋષિઓએ આ પ્રસ્થાનગ્રંથો ઉપર પોતાના સિદ્ધાંતની ઇમારત ચણવાના પ્રયત્નો કર્યા હતા. ઉદાહરણ તરીકે, ઉપવર્ષાચાર્યે (ઈ. સ. પૂ. ૨૬૦) ઘણે ભાગે શાંકર મતના અદ્વૈતવાદને અનુસરતી પૂર્વપીઠિકા રચી હતી. ત્યાર પછી દ્રવિડાચાર્યે અને ભર્તૃપ્રપંચે એવા પ્રયત્ન કર્યા હતા. વિશિષ્ટ અદ્વૈત સિદ્ધાંતના પુનરુદ્ધારક રામાનુજાચાર્યના (ઈ. સ. ૧૦૧૭-૧૧૩૭) પૂર્વગામી બૌધાયનમુનિ (ઈ. સ. પૂ. ૩૫૦) ની 'બ્રહ્મસૂત્ર' ઉપર વૃત્તિ હતી, અને તેને અનુસરતાં વિવરણો ગૃહ, ટંક, ભારુચિ આદિ આચાર્યોએ કર્યાં હતાં. આ વૃત્તિઓનું સાહિત્ય હાલ અસ્ત પામી ગયું છે. તેની રીતે દ્વૈતમતને અનુસરતાં પૂર્ણપ્રજ્ઞ અથવા મધ્વાચાર્ય (ઈ. સ. ૧૦૩૯-૧૧૨૦) નાં પ્રસ્થાનત્રયી ઉપર ભાષ્યો છે અને શુદ્ધાદ્વૈતવાદી શ્રીવલ્લભાચાર્યે (ઈ. સ. ૧૪૭૯-૧૫૩૦) પણ અણુભાષ્યાદિમાં પ્રયત્નો કર્યા છે.

હાલના જમાનામાં કેળવાયેલા સંસ્કારી જનોએ આ ત્રણે પ્રસ્થાનોનાં મૂલ તાત્પર્યો તારવવામાં આ સર્વ ભાષ્યો અને ટીકાઓના વાઙ્મયનો ઉપયોગ કરવા કરતાં આ મૂલગ્રંથોને સ્વતંત્ર બુદ્ધિથી વિચારવાની અગત્ય છે. આવો પ્રયત્ન ગીતાનું તાત્પર્ય કર્મયોગમાં છે, એવું જણાવનાર લોકમાન્ય બાલગંગાધર ટિળકે ગીતારહસ્ય માં કર્યો છે; જો કે સિદ્ધાંતમાં તે શાંકરમતનો સ્વીકાર કરે છે.

## 'ભગવદ્‌ગીતા'ની પ્રસન્નગંભીરતા

'ભગવદ્‌ગીતા' પ્રથમ દર્શને રમ્ય, સરળ અને મોહક ભાષામાં રચાઈ છે, અને તેમાં આરંભથી તે અંત સુધી પ્રતિભાની જે દિવ્યતા ઝળકે છે તે એવી તો અપૂર્વ છે કે થોડા જ સમય પછી થયેલી 'અનુગીતા'માં શ્રીકૃષ્ણ પોતે જ કહે છે કે "યોગયુક્ત થઈને મેં જે જ્ઞાન રણમાં કહ્યું હતું તે ફરી મારાથી કહી શકાશે નહિ." આ સ્તુતિ 'મહાભારત'ની સંહિતામાં આવે છે, અને તે એટલું સાબિત કરે છે કે ગીતાની ચમત્કૃતિ ફરીથી આવી શકી નથી. તે ગ્રંથનાં અનુકરણો (૧) શિવગીતા, (૨) રામગીતા, (૩) ગણેશગીતા, (૪) અષ્ટાવક્રગીતા, (૫) અવધૂતગીતા, (૬) સૂર્યગીતા (૭) યમગીતા, (૮) દેવીગીતા, (૯) શક્તિગીતા, (૧૦) બ્રહ્મગીતા, વગેરે અનેક થયાં છે. પરંતુ જેમ કાલિદાસના 'મેઘદૂત'નાં અનુકરણોમાં મૂલની કાવ્યચમત્કૃતિ આવી શકી નથી, તેવી જ રીતે ધર્મજ્ઞાનનું આર્ષ ગુંજન બીજી કોઈ ગીતામાં આપણને સંભળાતું નથી. 'ભગવદ્‌ગીતા' ખરેખર ભગવાને ગાયેલી ઉપનિષદો જ છે.

'ભગવદ્‌ગીતા'ના શબ્દો પ્રસાદવાળા છે અને તેનો પ્રવાહ એવો તો વેગવાળો અને શાંત ચાલુ છે કે વાંચનાર જાણે બધું વાંચતાં વાંચતાં સમજી જતા હોય એવો તેને માટે મોહ થઈ જાય છે. પરંતુ આ પ્રવાહની અંદર ઘણા પથ્થરના ખડકો છે. તે ખડકો સાથે અથડાતો ધર્મજ્ઞાનનો પ્રવાહ મોટાં વમળો અને ભમરીઓ

ઉત્પન્ન કરે છે અને તેમાં ભલભલા વિદ્વાનોની મતિ ગુંચાય છે, તો સામાન્ય જનોનું પૂછવું જ શું ? ઉદાહરણ તરીકે या निशा सर्वभूतानाम्...; कर्मण्यकर्म यः पश्येत्...વગેરે વાક્યો દેખીતાં કેવાં સહેલાં, પણ અર્થમાં કેવાં મૂંઝવનારાં છે તે જેમણે પોતાની બુદ્ધિનું મંથન કર્યું હશે તેમને જ સમજાશે. ગીતામાં આવતા યોગ, યોગી, ब्रह्म, आत्मा, निर्वाण, सिद्धि, शांति વગેરે શબ્દો અનેક ભાવોમાં વપરાયા છે, અને તેનો તાળો વાંચનારને એકદમ બેસે તેવો નથી આ કારણથી શબ્દાર્થમાં અને તાત્પર્યાર્થમાં 'ભગવદ્ગીતા'ને સમજવામાં આપણે પ્રાચીન વિચારકોના અભિપ્રાયોની તુલના કરવાની જરૂર છે.

## ગીતા ઉપરનું ભાષ્યો અને ટીકાઓનું વાઙ્મય

ગીતાશાસ્ત્રનું તાત્પર્ય અદ્વૈતવાદમાં જણાવનાર શંકરાચાર્યના કેવલાદ્વૈતને અનુસરતાં અથવા ઈશ્વરાદ્વૈતને અનુસરતાં ભાષ્યો ઉપર અનેક ટીકાઓ થઈ છે આ વાઙ્મયને લીધે ઘણાં દુર્બોધ સ્થાનો આપણને સુગમ થયાં છે.

શાંકર ભાષ્ય ઉપરની આનંદગિરિની ટીકા ( ઈ. સ. ૧૩૮૦ ) શાંકરમતના તાત્પર્યનિર્ણયમાં ઘણી ઉપયોગી છે. તે ઉપરાંત મૂલ ગ્રંથ ઉપર

(૧) અભિનવગુપ્ત ( ઈ. સ ૯૯૩ )-કૃત गीतातात्पर्यसंग्रह.

(૨) શ્રીધરસ્વામી ( ઈ. સ. ૧૩૦૦ ) ની सुबोधिनी.

(૩) શંકરાનંદ ( ઈ સ. ૧૩૫૦ ) ની तात्पर्यबोधिनी.

(૪) મધુસૂદન સરસ્વતી ( ઈ. સ. ૧૬૦૦ ) ની गूढार्थ.

(૫) નીલકંઠ ( ઈ. સ. ૧૬૫૦ ) ની दीपिका चतुर्धरी

(૬) દૈવતસૂરિની परमार्थप्रपा

વગેરે સ્વતંત્ર ટીકાઓ તે તે નામને અનુસરતા ગુણવાળી છે.

આ સર્વ ટીકાઓ મૂલસિદ્ધાંતમાં અદ્વૈતાનુસારી છે, અને અભિનવગુપ્તના શિવાદ્વૈતમતને બાદ કરીએ તો સર્વ શાંકર મતને અનુસરતી છે.

## શંકરાનંદ સ્વામી ( ઈ. સ. ૧૩૫૦ )

ત્રીજા આંકવાળી તાત્પર્યબોધિની ટીકાના કર્તા શંકરાનંદ સ્વામી છે.' તે ટીકાનું ભાષાંતર ગુજરાતી પ્રજા સમક્ષ મૂકવામાં ભાષાંતરકર્તાએ ઘણો શ્રમ લીધો છે. મૂલ ટીકાકાર શંકરાનંદસ્વામી ચૌદમા સૈકાના પૂર્વાર્ધમાં વિજયનગર સામ્રાજ્યના પ્રભાવ સમયે થયા જણાય છે. સઘળા વેદાર્થનું વિવરણ કરનાર માધવાચાર્યે હિંદુધર્મને શુદ્ધ રૂપમાં સમજાવવા ભગીરથ પ્રયત્ન કર્યો હતો વીરબુક્ક અને હરિહરના સમયમાં સાયણ અને માધવ નામના બે મંત્રીભાઈઓએ ઉપનિષદ્ માર્ગનું પુનઃસ્થાપન કર્યું હતું માધવાચાર્યનું સંન્યસ્તાશ્રમનું નામ વિદ્યારણ્ય સ્વામી હતું, અને તેમના સંન્યાસદીક્ષાના ગુરુ શંકરાનંદ સ્વામી હતા એમ ' પંચદશી ' ના મંગલાચરણથી સમજાય છે. મંગલાચરણમાં વિદ્યારણ્ય સ્વામી પોતાના ગુરુના ચરણકમલને નમન કરતાં કહે છે કે :—

> नमः श्रीशंकरानंदगुरुपादांबुजन्मने ।
> सविलासमहामोहग्राहग्रासैककर्मणे ॥

શ્રી શંકરાનંદના ક્ષરજીવનની માહિતી મળતી નથી. તેમના બ્રહ્મવિદ્યાના ગુરુ આનંદાત્મ સરસ્વતી હતા, અને તેઓ દ્રવિડદેશના હતા એમ જણાય છે. પરંતુ તેમનું અક્ષરજીવન તેમના ગ્રંથોમાં સારી રીતે સચવાઈ રહ્યું છે. સાંભળવા પ્રમાણે તેમને પૂર્વાશ્રમનાં એક વિધવા દીકરી હતાં. તેમને અદ્વૈતજ્ઞાનનો ઉપદેશ આપવામાં ઇતિહાસ-પુરાણના પ્રાચીન ગ્રંથો સ્ત્રી-નિંદાથી ભરેલા શ્રવણ કરાવવામાં નિરુપયોગી લાગ્યા, તેથી તેમણે સ્વતંત્ર आत्मपुराण નામનો પુરાણનાં લક્ષણવાળો ગ્રંથ રચ્યો અને તેમાં સર્વ મુખ્ય ઉપનિષદોની

આખ્યાયિકાઓ ગૂંથી. આ ગ્રંથનું દીકરીને શ્રવણ કરાવી તેને તેમણે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો. 'યોગવાસિષ્ઠ' આદિ ગ્રંથોમાં વૈરાગ્ય પ્રકરણમાં જે જુગુપ્સાભરેલી સ્ત્રીનિંદા આવે છે તેવા દોષથી આ ગ્રંથ મુક્ત છે. તેમણે ઉપનિષદોના સિદ્ધાંતો અત્યંત સુંદર ભાષામાં કથાના રૂપમાં તેમાં વર્ણવ્યા છે.

આ ઉપરાંત પ્રથમના ત્રણ વેદનાં લગભગ સઘળાં ઉપનિષદો ઉપર, તથા અથર્વવેદનાં અથર્વશિખાથી માંડી હંસપર્યંતનાં બત્રીસ ઉપનિષદો ઉપર તેમની દીપિકા છે. ભાષ્યકારના પછી ભાષ્યરૂપે વિવરણ કરવા કરતાં પોતે મધ્યમ અધિકારીને ઉપયોગી થાય તેવા હેતુથી તેમણે પોતાની ટીકાઓને દીપિકા નામ આપ્યું છે. શ્રુતિ-પ્રસ્થાન એટલે ઉપનિષદો અને ન્યાય–પ્રસ્થાન એટલે બ્રહ્મસૂત્ર ઉપર આ દીપિકાઓ સારો પ્રકાશ નાખે છે. મૂલના ગૂઢાર્થથી ભરેલા શબ્દોનું તથા વાક્યોનું સ્પષ્ટીકરણ તેઓ સારી રીતે કરી શક્યા છે. આ દીપિકાઓ આ બે પ્રસ્થાનોનાં શિખરો ઉપર દીપમાળ રચતી હોય એવી છે. શંકરાનંદ સ્વામીએ ઘણાં સ્તોત્રો પણ રચ્યાં છે અને તે પાછળથી આદ્યશંકરાચાર્યના નામે આરોપાયાં છે. ઉદાહરણ તરીકે, प्रश्नोत्तररत्नमालिका સ્તોત્ર શંકરાનંદસ્વામીનું છે, એ માણિક્યચંદ્ર ભટ્ટની ટીકાના મંગલવાક્યથી સમજાય છે.

## तात्पर्यबोधिनी

સ્મૃતિપ્રસ્થાનના ગીતાશાસ્ત્ર ઉપરની શંકરાનંદી ટીકાનું નામ તાત્પર્યબોધિની છે. ગીતાશાસ્ત્રના અઢાર અધ્યાયમાં અઢાર યોગોની ભગવાનની સ્મૃતિ છે.

મૂલવેદના ત્રણ કાંડો છે, એટલે વેદાર્થ ત્રણ વ્યૂહમાં પડે છે. પ્રથમ કાંડને કર્મકાંડ કહે છે અને તેમાં કર્મ કરનાર અને કર્મ છોડનાર અધિકારી જીવને પોતાના પદનું એટલે त्वं પદનું (તું કોણ ?)

ભાન કરાવવામાં આવ્યું છે. આ કર્મકાંડના તાત્પર્યને જણાવનાર ગીતાશાસ્ત્રના ૭ અધ્યાયોમાં અનુક્રમે १ अर्जुनविषादयोग; २ सांख्ययोग; ३ कर्मयोग; ४ ब्रह्मार्पणयोग; ५ कर्मसंन्यासयोग; ६ आत्मसंयमयोग એવા ૭ યોગો છે. અધિકારી જીવ પોતાના સ્વરૂપને શી રીતે કર્મ અને સંન્યાસ વડે મેળવી શકે તેનું ભાન કરાવનાર આ ૭ યોગોનું વર્ણન છે. બીજા ૭ અધ્યાયોમાં વેદના ઉપાસનાકાંડનું તાત્પર્ય સમાવવામાં આવ્યું છે, અને તેમાં ઉપાસ્ય અથવા ભજનીય પરમેશ્વર અથવા જગત્કારણ—तत्पद—નું સ્વરૂપ સમજાવવામાં આવ્યું છે, અને તે સમજણ આ ૭ વિશિષ્ટ યોગો વડે આપવામાં આવી છે: ७ ज्ञानयोग; ८ अक्षरब्रह्मयोग; ९ राजविद्याराजगुह्ययोग; १० विभूतियोग; ११ विश्वरूपदर्शनयोग; १२ भक्तियोग. અનુભવ કરનાર જીવને જગત્કારણ પરમેશ્વરદ્વારથી ભક્તિ દ્વારા અદ્વૈતાનુભવ શી રીતે જાગે છે તેનું વર્ણન વેદના ત્રીજા જ્ઞાનકાંડના તાત્પર્યરૂપે ૭ અધ્યાયમાં કરવામાં આવ્યું છે. આ ૭ અધ્યાયમાં ગૂંથેલા યોગોને અનુક્રમે १३ क्षेत्रक्षेत्रज्ञविभागयोग; १४ गुणत्रयविभागयोग; १५ पुरुषोत्तमयोग; १६ दैवासुरसंपद्विभागयोग; १७ श्रद्धात्रयविभागयोग; १८ मोक्षसंन्यासयोग એવાં નામો આપવામાં આવ્યાં છે.

મૂલ ગીતાશાસ્ત્રમાં આવો ગુપ્ત બોધ ગૂંથવામાં આવ્યો છે એવું ભાન કરાવનાર શંકરાચાર્યની પહેલાંના સમયથી ચાલી આવતી અધ્યાયસમાપ્તિવાચક પુષ્પિકામાં નીચેના શબ્દો હોય છે:

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे...योगो नाम...अध्यायः ।

વેદના અંતમાં આવેલાં ઉપનિષદ્ મનુષ્યદેહધારી પુરુષનાં વચન નથી પરંતુ આદિપુરુષ બ્રહ્માના વચનરૂપ છે, જે બ્રહ્મદેવના મૂર્ત રૂપને સામાન્ય મનુષ્યોએ જોયું–જાણ્યું નથી. પરંતુ આ અઢારે અધ્યાય

ઉપનિષદો તો શ્રી કૃષ્ણાવતારી ભગવાને નારાયણપદમાં અચ્યુતભાવે રહી, નરદેહધારી અર્જુન નામના પુરુષને નિમિત્ત કરી કહેલાં છે. તે માત્ર શ્રુતિ એટલે ગુરુપરંપરાથી સાંભળેલા ઉપદેશરૂપ નથી, પરંતુ પ્રત્યક્ષ વદાયલાં વાક્યોનો સાર હોવાથી "ભગવાને ગાયેલા ઉપનિષદો છે." વળી પ્રાચીન ઈશાદિ ઉપનિષદોમાં બ્રહ્મવિદ્યા છે તેમાં કાંઈ શંકા નથી, પરંતુ તેમાં યોગોનું શાસન નથી, એટલે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિનાં સાધનો અથવા ઉપાયોની યોજના મૂલ ઉપનિષદોમાંથી તારવવી કઠિન પડે છે ભગવાનથી બોધાયેલા ઉપનિષદોમાં સમાયેલી બ્રહ્મવિદ્યામાં સાધનો અથવા ઉપાયોની શાસ્ત્રીય વ્યવસ્થા છે તેથી તે "બ્રહ્મવિદ્યામાં યોગશાસ્ત્ર" છે.

બ્રહ્મવિદ્યાનું યોગશાસ્ત્ર મૂલ હિરણ્યગર્ભ એટલે બ્રહ્માએ યુગારંભે પ્રવર્તાવ્યું હતું, અને તેનું અનુશાસન યોગદર્શનમાં ભગવાન પતંજલિએ કર્યું છે. પરંતુ તે યોગદર્શન ગુરુશિષ્યના સંવાદના રૂપમાં સરળ બોધ આપનાર નથી, અને તેમાં સાંખ્યદર્શનનો દ્વૈતસિદ્ધાંત છે, મૂલ શ્રુતિનો અદ્વૈતસિદ્ધાંત નથી તેથી વિશેષણ મૂકવામાં આવે છે કે અર્જુન અને કૃષ્ણનો પ્રત્યક્ષ સંવાદ આ શાસ્ત્રમાં છે. આ પ્રમાણે ગીતાશાસ્ત્રમાં (૧) રહસ્યો એટલે ઉપનિષદો છે; (૨) તે ઉપનિષદો ભગવાન કૃષ્ણે મનુષ્યાવતારમાં કહેલાં છે; (૩) તેમાં (૩) બ્રહ્મવિદ્યા છે; (૪) તે બ્રહ્મવિદ્યામાં અઢાર યોગો અથવા ઉપાયોની ન્યાયાનુસાર શાસન-પદ્ધતિ છે; અને (૫) તે યોગશાસ્ત્ર શુષ્ક તર્કજાલરૂપ નથી, પરંતુ પ્રત્યક્ષ ગુરુશિષ્યના મધુર સંવાદરૂપે હોવાથી ઉત્તમ કાવ્યરૂપ છે. ગીતાની રચનામાં આ પાંચ મુદ્દા સમાયેલા છે.

"ગીતા" શબ્દ સંસ્કૃત ભાષાના નિયમ પ્રમાણે વિશેષણરૂપે ગણવો જોઈએ, પરંતુ <u>ભગવદ્ગીતાસુ ઉપનિષત્સુ</u> એ વાક્યમાં ઉપનિષદ્ શબ્દ સ્ત્રીલિંગે હોવાથી 'ભગવાને ગાયેલી ઉપનિષદ્"

એવી રીતે યોજાયેલો હોવાથી રૂઢ નામ ગીતા શબ્દ ભાષામાં પ્રવેશ પામ્યો છે. "ભગવાને ગાયેલું રહસ્યવાળું આ કાવ્ય છે" એમ કહેવાનો ભાવ એ વાક્યમાં સમાયેલો છે.

ગીતાશાસ્ત્રનું પરમ તાત્પર્ય શાંકર મત પ્રમાણે સંન્યાસ-જ્ઞાન-યોગમાં છે, કેટલાક આચાર્યોના અભિપ્રાય પ્રમાણે કર્મયોગમાં છે, કેટલાક આચાર્યોના મત પ્રમાણે જ્ઞાન-કર્મના સમુચ્ચયમાં છે, અને કેટલાક આચાર્યોના અભિપ્રાય પ્રમાણે ભક્તિયોગમાં છે. પરંતુ ગમે તે પરમ તાત્પર્ય હોય તો પણ પ્રત્યેક અધ્યાય અવાંતર તાત્પર્યને જણાવે છે એવું શંકરાનંદ સ્વામીનું મંતવ્ય હોવાથી ભગવાનનાં વાક્યો કયા અભિપ્રાય પ્રતિ વળે છે, તે સમજાવવા શ્રી શંકરાનંદે પોતાની ટીકામાં પ્રયત્ન કરેલો હોવાથી તે ટીકાનું નામ તાત્પર્ય-બોધિની આપવામાં આવ્યું છે.

## તાત્પર્ય અને તેનો બોધ

કોઈ પણ શાસ્ત્ર અથવા પ્રકરણ જે મુદ્દાને સાબિત કરવાનું વલણ ધરાવે તે મુદ્દાને અથવા વસ્તુને તાત્પર્ય કહે છે. જે વસ્તુનો સાબિત કરવા વાક્યોનો પ્રવાહ ચાલે તે વસ્તુનું નામ તાત્પર્ય. આવું તાત્પર્ય સમગ્ર શાસ્ત્રનું હોય અથવા પ્રકરણનું હોય, અથવા અધ્યાયનું હોય અથવા અમુક વાક્યોનું પણ હોય. સમગ્ર શાસ્ત્રના તાત્પર્યને મુખ્ય તાત્પર્ય કહે છે. પ્રકરણાદિનાં તાત્પર્યને અવાંતર તાત્પર્ય કહે છે. ગીતાશાસ્ત્રનું પરમતાત્પર્ય

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

એ અઢારમા અધ્યાયના ૬૬મા શ્લોકમાં છે. ઈશ્વરશરણતા અને તે વડે થતી ચિત્તની નિષ્પાપ અવસ્થા એ ગીતાનું પરમપ્રયોજન આપણને સમજાય છે આ પરમતાત્પર્યનું બીજ अशोच्यानन्व-

શોચસ્ત્વમ્ એ બીજા અધ્યાયના અગિયારમા શ્લોકમાં ભગવાનના વાક્યમાં છે. વિષાદને કારણે મોહ પામેલી અર્જુનની બુદ્ધિએ રણત્યાગ કરવાનો નિશ્ચય કર્યો; અને તેથી તેના ક્ષાત્ર ચિત્તમાં જડતા ઉત્પન્ન થઈ છે. આ મોહનું અથવા અવિદ્યાનું નિવારણ કરનારી જડીબુટ્ટી ભગવાને "શોક ન કરવા યોગ્યનો તું શોચ કરે છે, અને ડહાપણવાળી વાતો કરે છે"—એ વાક્યમાં રોપી છે. આ બીજ અઢારે અધ્યાયના અઢાર યોગો વડે અંકુરિત થઈ, પલ્લવિત થઈ, સપુષ્પ થઈ, આખરે બ્રહ્મવિદ્યામાં ફળ્યું છે. જે અર્જુને બીજા અધ્યાયના નવમા શ્લોકમાં न योत्स्ये—'હું નહિ લડું', એવો નિર્ણય કર્યો હતો તે જ અર્જુન અઢારમા અધ્યાયના ૭૩ મા શ્લોકમાં કહે છે : नष्टो मोहः : "મારો મોહ નાશ પામ્યો છે, મારી સ્મૃતિ, હે અચ્યુત, તમારી કૃપાથી પ્રાપ્ત થઈ છે, મારા સંદેહો નાશ પામ્યા છે, અને હું તમે જે કહો છો તે કરવા તત્પર છું."

અવિદ્યાથી ઉત્પન્ન થનારો અને સ્વધર્મનો ત્યાગ કરવાનો મોહ, અને વિદ્યા વડે ઈશ્વરાર્પણ બુદ્ધિથી કર્મ અને સંન્યાસ વડે નિર્ભ્રાંત અને નિઃશંકપણાથી યથાપ્રાપ્ત પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ સેવવી, એવા જ્ઞાન-ભક્તિયોગમાં ગીતાનો ઉપદેશ સમાપ્ત થયેલો જણાય છે. આ પ્રમાણે અવિદ્યાથી બંધાયેલા ઊંધા નિર્ણયમાંથી અર્જુનને વિદ્યાથી બંધાયેલા સત્ય નિર્ણય ઉપર લાવવો તે ગીતાશાસ્ત્રનું પરમ પ્રયોજન છે. શાસ્ત્રનું અથવા પ્રકરણનું તાત્પર્ય તારવવામાં ૭ સાધનો અથવા લિંગોની જરૂર પડે છે. તે સાધનો અથવા લિંગો વિના તાત્પર્ય તારવી શકાતું નથી. આ તાત્પર્યનિર્ણય કરનાર સાધનો નીચે પ્રમાણે છે :—

✓(૧) **ઉપક્રમ અને ઉપસંહારની એકવાક્યતા**—જે વસ્તુ પ્રતિપાદન કરવાનો આરંભ કર્યો હોય તે છેવટે થવું જોઈએ.

(૨) અર્થવાદ એટલે પ્રતિપાદ્ય વસ્તુના ટેકામાં સ્તુતિ અને વિરોધી મુદ્દાની નિંદાવાળાં વાક્યોનો પ્રયોગ.

(૩) અપૂર્વતા—જે વસ્તુ સાબિત કરવાની છે તે સામાન્ય પ્રમાણથી અથવા સમજણથી સમજાય તેવી નથી, પણ વિશેષ પ્રમાણથી અથવા જ્ઞાનથી પકડાય તેવી છે એવું જણાવનારાં વાક્યો.

(૪) ઉત્પત્તિ—સાધક-બાધક યુક્તિ વડે પ્રતિપાદ્ય મુદ્દાનું દઢીકરણ.

(૫) અભ્યાસ—તે જ મુદ્દો આખ્યાયિકા વગેરેથી નજર બહાર ન જાય તેટલા સારુ ફરી ફરીને વાક્યાંતરથી નજર આગળ તરતો રાખે તેવાં વાક્યોનો પુનઃ પુનઃ ઉપયોગ.

(૬) ફલ—પ્રતિપાદ્ય વસ્તુ શ્રોતાને પ્રાપ્ત થયાનું ભાન કરાવનાર વાક્ય.

શંકરાનંદ સ્વામીની ટીકામાં આવા તાત્પર્યનિર્ણયના અનેક પ્રકારો જોવામાં આવે છે ઉદાહરણ તરીકે अर्जुनविषादयोगः નામનું પ્રથમ પ્રકરણ તપાસીએ. આ પ્રથમ પ્રકરણ આખા પહેલા અધ્યાયનો મુખ્ય વિષય છે, અને બીજા અધ્યાયના નવમા શ્લોક પર્યંત તે ચાલે છે. બંને સેનાની વચ્ચે મારો રથ લાવીને સ્થાપો એમ કહી અર્જુનના હૃદયનો કબજો વિષાદે એટલે મોહવાળા ખેદે લીધો અને "હું નહિ લડું" એવું કહેવડાવી મહાભારત યુદ્ધના આરંભમાં આ મહાવીરને પંઢ જેવો બનાવી મૂક્યો. મોહજન્ય ખેદ અથવા વૈરાગ્યના ઉપક્રમની અને ઉપસંહારની એકવાક્યતા —

"મારાં ગાત્રો શિથિલ થઈ જાય છે, મુખ સુકાઈ જાય છે મારા શરીરમાં કંપ તથા રોમોદ્ગમ થાય છે, (અ ૧ શ્લો. ૨૯) વગેરેથી આરંભ પામી "હું નહિ લડું (અ. ૨ શ્લો. ૯) એવા અંતવાક્યમાં વાચકને થયેલી સમજાશે. "મારે રાજ્યને શું કરવું

છે, મારે ભોગને શું કરવા છે, મારા જીવવામાં શો અર્થ છે' વગેરે વાક્યો વડે મોહજન્ય વૈરાગ્યનો અર્થવાદ દર્શાવવામાં આવ્યો છે. સામાન્ય બુદ્ધિવાળો મનુષ્ય રણસંગ્રામના આરંભમાં યુદ્ધમાં જીતી રાજ્યપ્રાપ્તિ કરવી એવા નિર્ણય ઉપર આવે તેને બદલે રણમાં સગાંસંબંધીનો નાશ કરી રાજ્યપ્રાપ્તિ કરવામાં પાપ છે એવી વિશેષબુદ્ધિ દેખાડવાનો—અપૂર્વતાનો પ્રયત્ન આ પ્રકરણમાં જણાશે. રણત્યાગના અને ક્ષાત્રધર્મને બદલે બ્રાહ્મણધર્મમાં થયેલો મોહના ટેકામાં અનેક સાધક—બાધક યુક્તિઓ અર્જુન પહેલા અધ્યાયના ૨૮-૪૬ શ્લોકોમાં આપે છે. કુલક્ષયનું પાપ થશે, મિત્રદ્રોહ થશે, સ્ત્રીઓની ભ્રષ્ટતા થશે, વર્ણસંકર પ્રજા થશે, જાતિધર્મો અને કુલધર્મોનો યુદ્ધનાં પરિણામમાં લોપ થશે, અને છેવટે નરક પ્રાપ્ત થશે એવી તર્કપરંપરા અર્જુન જણાવે છે, તેમાં -ઉપપત્તિ નામનું તાત્પર્યનિર્ણાયક લિંગ રહેલું વાચકને સમજાશે. અંતમાં પોતાના પ્રથમ દર્શને જાગેલા વૈરાગ્ય વડે અર્જુન એવું ફલ માગે છે કે "આ શત્રુઓ મને રણમાં મારે અને તેઓ સુખી થાય તો તેમાં મારું કલ્યાણ છે (૧ અ. શ્લો. ૪૬)" આવું વિષાદયોગનું ફલ છે.

અર્જુનના મોહજન્ય વૈરાગ્ય અથવા વિષાદનું આવું સંપૂર્ણ ચિત્ર છે. તાત્પર્યનિર્ણાયક સાધનો વડે આપણે તે ઉકેલી શકીએ છીએ,

સંસારનાં સુખો પ્રતિનો વૈરાગ્ય એ પશુધર્મમાંથી નરધર્મમાં લાવનાર પ્રથમ ચિહ્ન છે. જે મનુષ્ય અત્યંત જડ છે તેને આવા વિચારો જાગતા જ નથી, તેનામાં સદસદ્‌નો વિવેક જ ઊઘડેલો હોતો નથી. ગમે તે રીતે હિંસા કરી પોતાનું ઐહિક સુખ સાધવું એવો તેનામાં દુરાગ્રહ હોય છે. આ પશુભાવનાની સુષુપ્તિમાંથી અર્ધજાગ્રત અથવા સ્વપ્નાવસ્થા વિષાદયોગ થયા પછી આરંભ પામે છે. વિષાદયોગ જાગ્યા પછી મનુષ્ય પશુભાવમાંથી નરભાવમાં આવે છે. મુંઝાયેલું અંતઃકરણ સત્ય નિર્ણયને ઝંખે છે અને કોઈ

અનુભવી ગુરુના પ્રબોધને મેળવવા મથે છે. એનું ભાન બીજા અધ્યાયના સાખ્યયોગમાં કરવામાં આવ્યું છે. આ પ્રમાણે સઘળા અધ્યાયોની સંગતિ સાધી પ્રત્યેક અધ્યાયનું ઉપનિષદ્ અથવા રહસ્યનું તાત્પર્ય જણાય તેવી રીતે ગીતાશાસ્ત્ર સમજાવવાનો શંકરાનંદ સ્વામીએ પ્રયત્ન કર્યો છે.

ગુજરાતી પ્રજાને ગીતાશાસ્ત્રના શબ્દાર્થનું સુગમતાથી ભાન કરાવનારી, અને અવાંતર અને મુખ્ય તાત્પર્યને સમજવામાં મદદ આપનારી શંકરાનંદીનો ગુજરાતી અનુવાદ અવશ્ય ઉપયોગી થશે એમ અમારું માનવું છે.*

અમદાવાદ, તા ૮-૪-૧૯૨૮

---

* શ્રી મોતીલાલ ઘેડાકૃત 'તાત્પર્યબોધિની' ટીકાવાળી શ્રીમદ્ ગીતાના અનુવાદનો ઉપોદ્ઘાત.

# રુદ્રાધ્યાય મંત્રો

શ્રૌત સાહિત્યમાં 'રુદ્રાધ્યાય'નું માહાત્મ્ય શા કારણથી દઢ થયું છે? મૂલ વેદની* ऋक्, यजुष्, साम અને अथर्व સંહિતાઓ રચાયા પછી અધ્વર્યુશાખાના યજુર્વેદની બે સંહિતાઓ થઈ છે. એકને કૃષ્ણ યજુર્વેદ અને બીજાને શુક્લ યજુર્વેદ કહે છે. એકંદરે યજુર્વેદની ૧૦૯ શાખાનું વર્ણન આવે છે. આ પ્રત્યેક શાખાની સંહિતામાં રુદ્રમંત્રો આવે છે તેથી રુદ્રાધ્યાય યજુર્વેદીઓનો ઘણો પુરાણો વારસો છે. વૈશંપાયનને અધ્યયન કરાવેલા મૂલ યજુર્વેદની ૮૬ શાખાનું વર્ણન આવે છે, અને યાજ્ઞવલ્ક્યે સંસ્કાર કરી ગોઠવેલી યજુર્વેદની પંદર શાખાઓ થયેલી જણાય છે. હાલ ઘણીખરી શાખાઓનું સાહિત્ય લોપ પામ્યું છે. પરંતુ કૃષ્ણ યજુર્વેદની તૈત્તિરીય શાખા અને શુક્લ યજુર્વેદની માધ્યંદિની વાજસનેયી શાખાનું મંત્ર, બ્રાહ્મણ અને સૂત્ર સાહિત્ય પૂર્ણ રૂપમાં મળે છે.

---

* ચારે વેદમાં રુદ્ર મંત્રો આવે છે :
  1. ઋગ્વેદમાં "इमा रुद्राय तमसे" એ રૌદ્રસૂક્ત છે.
  2. યજુર્વેદમાં "नमस्ते रुद्रमन्यवे" એ પ્રમાણે શરૂ થાય છે. વળી इमा रुद्राय स्थिरधन्वने गिरः એવું ૭ ઋચાનું સૂક્ત પણ છે.
  3. સામવેદમાં "आ वो राजानम्" એ અને રુદ્રસંહિતા છે.
  4. અથર્વવેદમાં नीलरुद्र મંત્રો છે.

કૃષ્ણ યજુર્વેદની મૈત્રાયણી શાખાનું સાહિત્ય પણ ઘણી શોધથી એકત્રિત થયું છે. તે જ વેદની કાઠક શાખાનું સાહિત્ય અપૂર્ણ સ્થિતિએ મળે છે. આ સર્વ શાખાઓમાં અગ્નિચયન પ્રકરણના અંતમાં रुद्राध्याय અને છેવટે वसोर्धारा મંત્રો આવે છે. પહેલા ખંડને શ્રૌત સાહિત્યમાં नमक કહે છે, કારણ કે તેમાં रुद्र દેવને પ્રત્યેક મંત્રમાં નમસ્કાર કરેલો હોય છે, અને वाजश्च વગેરે ખંડને चमक મંત્રો કહે છે, કારણ કે તેમાં "च मे" એટલે "અને આ વસ્તુ મને પ્રાપ્ત થાઓ" એવા ભાવનાં च એટલે "અને" તથા मे એટલે "મને" એ પદો વારંવાર આવે છે. મૂલ યજુર્વેદની સંહિતામાં नमस्ते रुद्र मन्यवे–એ મંત્રથી શરૂ થતા रुद्राध्यायનો વિનિયોગ ચિતિ અગ્નિમાં રુદ્રની પ્રીતિ અર્થે હોમ કરવાનો છે; અને वाजश्च मे એ ચમક મંત્રોનો વિનિયોગ સતત ઘી વગેરે દ્રવ્યની ધારાના હોમમાં કરવામાં આવ્યો છે.

### બ્રાહ્મણગ્રંથોનું अग्निरहस्य પ્રકરણ

આ રુદ્રમંત્રો ઉપર બ્રાહ્મણગ્રંથમાં રુદ્રના સ્વરૂપનું વર્ણન આવે છે. પાંચ પ્રકારે વેદિની રચના કર્યા પછી, અને તે રચનામાં ગોઠવાયેલી ઈંટોમાં અમુક અમુક દેવની ભાવના બાંધ્યા પછી અગ્નિનું તાત્ત્વિક વર્ણન આવે છે, આ કારણથી બ્રાહ્મણગ્રંથના તે પ્રકરણને अग्निरहस्य પ્રકરણ કહે છે. આ अग्निरहस्यનું સત્ય સ્વરૂપ યમે નચિકેતાને શીખવ્યું હતું, અને તેવાં પાંચ પ્રકારનાં अग्निचयन બ્રાહ્મણોમાં આવે છે : सावित्रकेतुकचयन, चातुर्होत्रीयचयन, वैश्वसृजचयन, आरुणकेतुकचयन, नाचिकेतचयन. પ્રત્યેક ચયનમાં अग्नि દેવનું અધિભૂત, અધિદૈવ અને અધ્યાત્મ સ્વરૂપ ચિંતવવામાં આવે છે, અને તે દેવની ભિન્ન ભિન્ન રૂપમાં ભાવના કરવાનું વિધાન છે. ઉદાહરણ તરીકે नाचिकेतचयनમાં અગ્નિદેવ એ સંવત્સર-રૂપે યજાય છે. તે દેવને એક પક્ષીનું રૂપ આપી તેના મસ્તકમાં વસંતઋતુની ભાવના બાંધવી, તેની જમણી પાંખમાં વર્ષાની ભાવના

બાંધવી, પુચ્છમાં શરદ્‌ની ભાવના બાંધવી, કર્મ કરનારા બ્રાહ્મણો તે સંવત્સરના માસ સમજવા, દિવસરાત્રિઓ તે શતરુદ્રીય મંત્રો સમજવા અને વૃષ્ટિને વસોર્ધારા મંત્ર સમજવા.

## ચિતિઅગ્નિ તે રુદ્રદેવ

વેદિમાં ચયનક્રિયા કર્યા પછી જે અગ્નિ નું પ્રકટીકરણ કરવામાં આવે છે તે દેવનું શ્રૌત નામ રુદ્ર છે. બ્રાહ્મણગ્રંથ આ સંબંધમાં કહે છે :—

"આ જે અગ્નિ ચયન–પ્રક્રિયા વડે પ્રકટ થાય છે તે ભૂખ્યો છે અને તે રુદ્રરૂપે પ્રકટ થાય છે. તેનું તર્પણ દેવોએ કર્યું હતું. આ મૂલ અગ્નિદેવનું બીજું રુદ્રરૂપે દર્શન છે. આ જે શતરુદ્રીય મંત્રો વડે હોમ કરવામાં આવે છે તે પ્રજાપતિનું આ પ્રકટ થયેલા આદિત્યને લક્ષ્યમાં લઈ મંત્રના અર્થને બંધ બેસે તેવી ભાવનાથી ચિંતન કરવું. ખરેખર આ પ્રજ્વલિત અગ્નિ તે સો મસ્તકવાળા રુદ્ર સમજવા."

મૂલ અગ્નિદેવનું રુદ્ર નામનું બીજું રૂપ વેદના યજ્ઞકાંડ સાથે એવું તો સંયુક્ત છે કે યજ્ઞક્રિયા હોય ત્યાં રુદ્રનો ભાગ હોવો જ જોઈએ. ગમે તે દેવતાને લગતો યજ્ઞ અથવા યાગ કરવામાં આવે તો પણ તેમાં રુદ્રનો ભાગ ન અપાય તો યજ્ઞ પૂર્ણ થતો નથી. પુરાણોમાં આ વસ્તુને દક્ષયજ્ઞવિધ્વંસ માં સમજાવવામાં આવી છે, અને રુદ્રને ન તેડાવવાથી રુદ્રપત્ની સતીનું સ્વેચ્છાથી દહન થયું, અને દક્ષ જેવા પ્રજાપતિના યજ્ઞની ખરાબી થઈ. આ ગાથાને લક્ષ્યમાં લઈ શ્રૌત ક્રિયામાં રુદ્રસતર્પણ આવશ્યક અંગ તરીકે દાખલ થયું.

## અદ્વિતીય રુદ્રનો અષ્ટમૂર્તિમાં પ્રવેશ

પ્રત્યક્ષ અગ્નિનું બીજું દર્શન રુદ્રદેવમાં થયું, અને યજ્ઞકાંડમાં તે આવશ્યક દેવતા સ્થપાયાથી રુદ્રની પ્રાથમિક ભાવના જે સંકુચિત

હતી તે હવે વિરાડ્‌ભાવે વિકાસ પામવા લાગી અને: ઉંવટે एको हि रुद्रो न द्वितीयाय तस्थुः—એક જ રુદ્ર અદ્વિતીય પરમેશ્વર છે એ ભાવ શ્રૌત સાહિત્યમાં પ્રવેશ પામ્યો, અને બ્રાહ્મણગ્રંથોના સમયમાં આરણ્યક પ્રકરણમાં રુદ્ર ભગવાન સમગ્ર વિશ્વમાં વ્યાપી રહેલા અને આઠ મૂર્તિમાં ઓળખાતા પરમેશ્વર ગણાવા લાગ્યા. આ આઠ રુદ્રની મૂર્તિઓ— (૧) પૃથ્વી, (૨) જલ, (૩) તેજ, (૪) વાયુ, (૫) આકાશ, (૬) સૂર્ય, (૭) ચંદ્ર અને (૮) યજમાનનો આત્મા એ રીતે વિરાટ્ શરીરમાં ગોઠવાયેલી સમજાવા લાગી. આ આઠ મૂર્તિઓમાં અનુક્રમે (१) शर्व, (२) भव, (३) रुद्र, (४) उग्र, (५) भीम, (६) ईशान, (७) महादेव અને (८) पशुपति—એવાં આઠ નામ વડે એક પરમેશ્વરનું આઠ ભાવમાં યજન-પૂજન થવા લાગ્યું. તેમાં પાંચ ભૂતોમાં अधिभूत, સૂર્યચંદ્રમાં अधिदैव અને યજમાનમાં अध्यात्म ભાવે ઉપાસના કરવાનું વિધાન થયું.

## ઉપનિષદ્‌માં રુદ્રનું અધ્યાત્મ-ચિંતન

આ અષ્ટમૂર્તિ પરમેશ્વર અથવા રુદ્ર યજમાનના આત્મારૂપે पशुपति નામથી ઓળખવાની પ્રક્રિયામાં તે દેવ અધ્યાત્મ-ભાવે ઉપાસના કરવા યોગ્ય થયો; અને એકંદર તેત્રીસ કોટિ અને તેત્રીસ વર્ગના દેવોમાં આઠ વસુ, એકાદશ રુદ્ર, બાર આદિત્ય, એક ઈંદ્ર, અને એક પ્રજાપતિ—એટલાનો સમાસ કરી જેમ બ્રહ્માંડમાં આ દેવતામંડલની અધિદૈવ કલા છે, તેમ પિંડમાં પણ તે દેવતાઓની અધ્યાત્મકલા છે એ રીતે ઉપનિષદ્‌માં ચિંતન થવા લાગ્યું. 'બૃહદારણ્યક'માં આ એકાદશ રુદ્ર તે પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, અને મન મળી એકાદશ કરણોના સમૂહના અધ્યક્ષ દેવ છે એમ ચિંતવવું, એવું વિધાન થયું.

અષ્ટમૂર્તિ રુદ્ર એકાદશ ઇન્દ્રિયગ્રામમાં અધ્યાત્મભાવે પેઠા પછી તે દેવ પશુ એટલે જીવના પ્રાણાત્મા બન્યા, અને દેવભાવે તે

પતિ અને જીવભાવે પશુ મનાયા. આરણ્યકની આ ભાવનામાંથી પાશુપત-દર્શન થયું અને જેવી રીતે તત્ત્વ-વિદ્યાનાં પ્રસ્થાનમાં વેદત્રયી, સાંખ્ય-યોગ, અને પુરુષ એટલે વિષ્ણુદેવનું તંત્ર ગણાયું, તેમ પાશુપત-તંત્ર પણ ગણાવા લાગ્યું.

આમ, વૈદિકોએ મૂલ અગ્નિદેવને રુદ્રભાવે યજ્યા, બ્રાહ્મણ-વિચારકોએ તેને અષ્ટમૂર્તિ પરમેશ્વર તરીકે સ્વીકાર્યા, ઉપનિષદ્‌ના ચિંતકોએ તેને એકાદશ પ્રાણાત્મા તરીકે અધ્યાત્મભાવે સ્વીકાર્યા, અને સામાન્ય પ્રજાએ તે દેવનો ભય અને પ્રીત વડે સત્કાર કર્યો. ક્રોધવાળું ભયજનક રૂપ તે શિવ. રુદ્ર નું સંતર્પણ કરવું, અને તેમને શિવરૂપે ઉપાસવા. અગ્નિ સાથે તેનાં નામ, રૂપ, ગુણ અને કર્મનો સંબંધ રહેવાથી રુદ્ર સાથે સઘળી ભયંકર તાંત્રિક ભાવનાઓ જોડાઈ અને સ્મશાનમાં વાસ, દિગંબર શરીર, વ્યાઘ્રચર્મનું ધારણ, વૃદ્ધ વૃષભનું વાહન, સર્પોના અલંકાર, ભસ્મલેપન, કપાલ અને ખટ્વાંગનું ધારણ, વગેરે તાંત્રિક પરિકર આ દેવની સાથે જોડવામાં આવ્યા, અને આગમમાં રુદ્રનું આવી લોકદષ્ટિથી વિચારણીય રૂપ સમજાવવામાં આવ્યું. આ તાત્ત્વિક ભાવનામાં સંહારરુદ્ર જે ગુણમૂર્તિ છે તેના કરતાં ચડિયાતું તુરીય એટલે પ્રણવની ચોથી માત્રાથી સમજાતું શક્તિથી એટલે અંબિકાથી યુક્ત સાંવ રૂપ પરમેશ્વરભાવે ઘડાયું. આ અંબા સહિત-સ્ત્રીશરીર સહિત-રૂપ તે ગૌરીપટ્ટ અથવા યોનિ અને લિંગના સંયુક્ત પ્રતીક તરીકે સાંવ રૂપે બાહ્ય પૂજામાં દાખલ થયું. આ રુદ્રની રહસ્યમૂર્તિમાં વૃદ્ધ નંદી તે પુરુષતત્ત્વ, ખટ્વાંગ નામનું આયુધ તે પ્રધાનતત્ત્વ, પરશુ તે મહત્તત્ત્વ અથવા બુદ્ધિ, ગજાજિન તે અહંકારતત્ત્વ, ભસ્મ તે પંચ તન્માત્રાઓ, સર્પમાળા તે ઇન્દ્રિયો, અને કપાલ તે પંચ સ્થૂલભૂતમાત્રાઓ સમજવી, એવી ઉપાસના-પ્રક્રિયા* ઘડાઈ.

*જુઓ મહિમ્નઃ સ્તોત્રના આઠમા શ્લોક ઉપર મધુસૂદન સરસ્વતીની ટીકા.

વેદમાર્ગમાં અથવા નિગમ સાહિત્યમાં રુદ્રનું રહસ્ય જણાવનારાં ૧૫ ઉપનિષદો છે: (१) अक्षमालिका, (२) अथर्वशिखा, (३) अथर्वशिरस्, (४) कालाग्निरुद्र, (५) कैवल्योपनिषद्, (६) गणपति, (७) जाबालि, (८) दक्षिणामूर्ति (९)- पचब्रह्ममंत्र, (१०) बृहज्जाबाल, (११) भस्मजाबाल, (१२) रुद्रहृदय, (१३) रुद्राक्षजाबाल (१४) शरभ, અને (१५) श्वेताश्वतर. તેમાં શ્વેતાશ્વતર ઉપનિષદ્ પરમાત્મા અથવા પરમેશ્વરને રુદ્ર અથવા શિવ સંજ્ઞાથી જ પ્રબોધે છે.

## આગમવાદી શૈવ દર્શનો

આગમ સાહિત્યમાં પશ્ચિમ હિંદમાં પાશુપત દર્શન, દક્ષિણ દ્રાવિડમાં આગમાંત શૈવ સિદ્ધાંત, અને ઉત્તરમાં કાશ્મીર મંડળમાં ત્રિકદર્શન પ્રકટ થયાં. નિગમ સાહિત્ય અને આગમ સાહિત્યમાં રુદ્રાધ્યાય નો કર્મમાં એટલે યજ્ઞક્રિયામાં, ઉપાસનામાં એટલે ધ્યાનમાર્ગમાં અને તત્ત્વજ્ઞાનમાં વિનિયોગ સ્વીકારાયો છે. એટલે મૂળ મંત્રોનો જે ચિત્યગ્નિના હોમમાં વિનિયોગ છે તેનો ધ્યાનમાં અને જ્ઞાનમાં પણ વિનિયોગ થયો છે. વળી—સ્માર્ત -સાહિત્યમાં અને પુરાણોમાં રુદ્રકલાનું અનેક રૂપે વર્ણન આવે છે. આ પાછળના ધર્મસાહિત્યમાં મોક્ષધર્મનું જ્ઞાન આપવામાં રુદ્રમંત્રોનો-જુદા જુદા પ્રયોગોમાં વિનિયોગ કરવામાં આવ્યો છે.

## રુદ્રમંત્રોની સંકલનાના પ્રકારો

રુદ્રમંત્રોની આટલી બધી પ્રતિષ્ઠા હિંદુધર્મની સર્વ શાખાઓના સાહિત્યમાં બંધાવામાં તે મંત્રોની રચના અને તાત્પર્યની ચમત્કૃતિ મુખ્ય કારણરૂપે છે. વેદશાસ્ત્રના બે પ્રમેયો ધર્મ અને બ્રહ્મ, તેમાં ધર્મ ક્રિયાતંત્રરૂપ છે, અને બ્રહ્મ જ્ઞાનતંત્ર છે. ધર્મ અને બ્રહ્મને, કર્મ અને જ્ઞાનને, સાંધનાર શાસ્ત્રખંડનું નામ ઉપાસના છે. તે કાંડ જ્ઞેય બ્રહ્મને જગત્–કારણ પરમેશ્વર અથવા ઉપાસ્યભાવે સમજાવી

તેની સાથેની માનસક્રિયા એટલે ધ્યાનસંબંધ કેવી રીતે સેવવો તે દર્શાવે છે. ધ્યેય બ્રહ્મ અથવા ઉપાસ્ય પરમેશ્વરનું ચિંતન નામ, રૂપ, ગુણ અને કર્મ વડે જીવોને થઈ શકે છે. અને આવું સગુણ બ્રહ્મનું માહાત્મ્ય જાણવાનો સર્વ પ્રાણીઓને અધિકાર છે. પુષ્પદંતાચાર્ય 'મહિમ્નઃસ્તોત્ર' માં पदेत्वर्वाचीने पतति न मनः कस्य न वचः એમ કહી સગુણ પરમેશ્વરનું સ્તવન કરવાનો સર્વને અધિકાર આપે છે રુદ્રદેવનાં અનેક રહસ્યભાવવાળાં નામો, રુદ્રદેવનાં અનેક રૂપો, તેના ગુણો અને તેનાં અનેક પરાક્રમોનું શ્રૌત સમયને અનુકૂલ વર્ણન જે મંત્રોમાં થયું છે તેને શતરુદ્રીય મંત્રો કહે છે. આ મંત્રો યજુર્વેદની સર્વ શાખાઓમાં આવે છે, અને શુકલ યજુર્વેદની માધ્યંદિની શાખાની સંહિતાના ૧૬મા અધ્યાયમાં ગ્રથિત થયેલા આ રુદ્રદેવને લગતા સો મંત્રોનો સંગ્રહ નીચેની કારિકામાં કર્યો છેઃ

पट्षष्टि नीलसूक्तं च पुनः षोडश ऋग् भवेत्
एपते द्वे नमस्ते, द्वे, तं विद्वयमेव च
मीढुष्टमेति चत्वारि ह्येतच्च शतरुद्रीयम् ॥

[1]नमस्तेरुद्रमन्यव—એ મંત્રથી શરૂ થતા અધ્યાયના ૬૬ મંત્રો, [2] वयर्ठसोम—એ અધ્યાય જેને નીલસૂક્ત કહે છે તેના આઠ મંત્રો, [3]नमस्तेरुद्र—એ અધ્યાયના પ્રથમ સોળ रुद्रसूक्त ના મંત્રો, [4]एप ते रुद्र થી શરૂ થતા બે મંત્રો, [5] नमस्ते થી શરૂ થતા બે મંત્રો

(૧) જુઓ वेदमाधुर्य ના પાંચમા અધ્યાયના પૃ. ૬૯ થી ૧૩૦ માં આવેલા ૬૬.

(૨) જુઓ છઠ્ઠા અધ્યાયના આઠ મંત્રોઃ પૃ. ૧૩૧ થી ૧૩૯.

(૩) જુઓ પાંચમા અધ્યાયના પ્રથમના સોળઃ પૃ. ૬૯–૮૧.

(૪) જુઓ एप ते रुद्रभागः છઠ્ઠા અધ્યાયના બીજો તથા ત્રીજો એ મંત્રોઃ પૃ. ૧૧૩-૧૩૩.

(૫) જુઓ નવમા અધ્યાયના ૨૦-૨૧ મા મંત્રો.

[6]नतद्विदाय એ મંત્રથી શરૂ થતા બે મંત્રો, [7]मीढुष्टम એ પદથી શરૂ થતા ચાર મંત્રો મળી એકંદર (૬૬ + ૮ + ૧૬ + ૨ + ૨ + ૨ + ૪ = ૧૦૦) સો મંત્રોમાં એક રુદ્રદેવને શતશીર્ષવાળા ગણી જેમાં ચિંતવવામાં આવે છે, એથી તે મંત્રસમૂહને શતરુદ્રીય કહે છે. મુખ્ય રુદ્રદેવતાને લગતા આ મંત્રો આપસ્તંબ રુદ્રાધ્યાયમાં ગ્રથિત કર્યા છે, અને તેનો પાઠ ઋગ્વેદીઓ અને તૈત્તિરીય શાખાના બ્રાહ્મણો કરે છે, શુકલ યજુર્વેદીઓ 'અષ્ટાધ્યાયી'માં ગ્રથિત કરેલા આવર્તનના ક્રમથી જપે છે. સામવેદીઓ અને અથર્વવેદીઓ પણ આ જ મંત્રો જપે છે. લગભગ સર્વ રુદ્રાધ્યાયમાં પ્રધાન દેવતાના મંત્રો સરખા હોય છે. માત્ર અવાંતર અંગમંત્રોમાં ફેરફાર આવે છે.

શુકલ યજુર્વેદની અષ્ટાધ્યાયી રુદ્રીમાં જે મંત્રો ગૂંથવામાં આવ્યા છે તે ઘણે ભાગે સૂત્રકાળમાં ગ્રથિત થયેલા જણાય છે, કારણ કે પઠનપાઠનમાં અમુક ક્રમે તે મંત્રોના ઉલ્લેખ કર્યા છે. આ મંત્રોનો મૂલસંહિતા સાથે સંબંધ નીચે પ્રમાણે જણાય છે :

| રુદ્રીના અધ્યાય | કયા મંત્રો | સંખ્યા | સંહિતામાં તેનુ સ્થાન અધ્યાય | મંત્ર | શ્રૌતસંજ્ઞા |
|---|---|---|---|---|---|
| ૧ | ૧ अ गणानां त्वा | ૧ | ૨૩ | ૧૯ | ગણપતિમંત્ર |
| | ૧ आ गायत्री | ૧ | ૨૩ | ૩૩ | છંદોમંત્ર |
| | ૧ इ द्विपदा | ૧ | ૨૩ | ૩૪ | છંદોમંત્ર |
| | ૧ ई सहस्तोमा | ૧ | ૩૪ | ૪૯ | છંદોમંત્ર |
| | ૧ उ यज्जाग्रतो | ૬ | ૩૪ | ૧–૬ | શિવસંકલ્પ |
| | | ૧૦ | | | |
| ૨ | ૨ अ सहस्रशीर्षा | ૧૬ | ૩૧ | ૧–૨૨ | પુરુષસૂક્ત |
| | ૨ ब अद्भ्यः समृतः | ૬ | | | ઉત્તરનારાયણ |
| | | ૨૨ | | | |

(૬) વાજસનેયી સંહિતાના ૧૭મા અધ્યાયના ૩૧-૩૨ મંત્રો
(૭) જુઓ પાંચમા અધ્યાયના ૫૧ થી ૫૩ થતા ૪ મંત્રો

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | | | અપ્રતિરથ ઋષિનું |
| ૩ | आशुः शिशानो | ૧૭ | ૧૭ | ૩૩–૪૯ | ઇન્દ્રસૂક્ત |
| ૪ | विभ्राड्. | ૧૭ | ૩૩ | ૩૦–૩૩(૪) | સૂર્યસ્તુતિ |
| | | | ૭ | ૧૨, ૧૬(૨) | |
| | | | ૧૩ | ૪૬ (૧) | |
| | | | ૩૩ | ૩૪–૪૩(૧૦) | |
| | અંગમંત્રો કુલ | ૬૬ | | ૧૭ | |
| ૫ | नमस्तेरुद्र | ૬૬ | ૧૬ | ૧–૬૬ | રુદ્રાધ્યાય (રુદ્રસૂક્ત અને नमक) |
| | અંગીદેવતા મંત્રો | | | | |
| ૬ | वयढं सोम | ૮ | ૩ | ૫૬–૬૩ | નીલસૂક્ત |
| ૭ | उग्रश्च | ૭ | ૩૯ | ૭–૧૩ | રુદ્રજટા |
| ૮ | वाजश्चमे | ૨૯ | ૧૮ | ૧–૨૯ | વસોર્ધારા અથવા चमक |
| | | ૧૭૬ | | | |
| | પરિશિષ્ટ અધ્યાયો | | | | |
| ૯ | ऋचंवाचं | ૨૪ | ૩૬ | ૧–૨૪ | શાંતિપાઠ |
| ૧૦ | स्वस्तिनइन्द्रो. | ૧ | ૨૫ | ૧૯ | સ્વસ્તિ પ્રાર્થના (ક્ષેપક) |
| | पय.पृथिव्याम्. | ૧ | ૧૮ | ૩૬ | |
| | विष्णोरराटमसि. | ૧ | ૫ | ૨૧ | |
| | अग्निर्देवता. | ૧ | ૧૪ | ૨૦ | |
| | विश्वानि देव. | ૧ | ૩૦ | ૩ | |
| | सद्यो जातादि | ૫ | | | બ્રાહ્મણના ઉપનિષદ્ મંત્રો. |
| પરિશિષ્ટ મંત્રો કુલ | | ૩૪ | | | |
| પરિશિષ્ટ સહરુદ્રાધ્યાયથી મંત્રો કુલ | | ૨૧૦ | | | |

શુક્લયજુર્વેદની અષ્ટાધ્યાયી રુદ્રીમાં नमस्ते रुद्र मन्यव એ પાંચમા અધ્યાયના મંત્રો અંગી દેવતા રુદ્રને લગતા છે અને બીજા અધ્યાયોનાં મંત્રો અંગદેવતાને લગતા છે. જેમ યજમાન એટલે રુદ્રનું યજન કરનાર મનુષ્યને હૃદય, શિરસ, શિખા, નેત્ર, કવચ– એવાં પાંચ અંગો છે, તેમ મંત્ર શરીરવાળા દેવને પણ પાંચ અંગો ગણવામાં આવે છે. તે પાંચ અંગોમાં રુદ્રદેવતાના મંત્રોનો વિન્યાસ કરી રુદ્રજાપીએ રુદ્રજાપ કરવો એવું[1] સ્મૃતિમાં વર્ણન છે.

| અષ્ટાધ્યાયીમાં મંત્રારંભ | | ન્યાસ ક્યાં કરવો | મંત્રનામ | બીજમંત્ર |
|---|---|---|---|---|
| ૧ ॐ गणानांत्वा | (૧) ૧૧ | સર્વસ્થૂલ શરીરમાં | ગણપતિમંત્ર | ॐ |
| ૨ यज्जाग्रतो | (૬) ૧ ૫–૧૦ | સર્વલિંગ ,, અને મુખ્યત્વે હૃદયમાં | શિવસંકલ્પ ,, | નમઃ |
| ૩ सहस्रशीर्षा | (૧૬) ૨ ૧–૧૬ | શિરસ્માં | પુરુષસૂક્તમંત્રો | સ્વાહા |
| ૪ अद्भ्यः | (૬) ૨.૧૭–૨૨ | શિખામાં | ઉત્તરનારાયણ મંત્રો | वषट् |
| ૫ विभ्राट् | (૧૭) ૪ ૧–૧૭ | નેત્રત્રયમાં | સૂર્યમંત્રો | वौषट् |
| ૬ आशुः शिशानो | (૧૭) ૩ ૧–૧૭ | સર્વાંગમાં | ઇંદ્રમંત્રો | हुम् |
| ૭ नमस्तेरुद्र | (૧૬) ૫ ૧–૬૬ | સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરમાં વ્યાપ્તિ કરવી | શતરુદ્રીય | फट् |

પ્રણવમંત્ર વડે રુદ્રદેવનું આવાહન કરી ઉપર પ્રમાણે મંત્રોનો પંચાંગ અને ષડંગ ન્યાસ બીજ–અક્ષરો વડે કરી પોતાના ક્ષેત્રજ્ઞ આત્મામાં પરમેશ્વરનું માનસ ઉપચારો વડે યજન કરી वयहँसोम

૧. જુઓ बृहत्पाराशरसंहिता, ૧૨ મો અધ્યાય, ૧૪૭-૧૪૯ તથા ૧૮૯-૧૯૮ એ શ્લોકો.

એ છઠ્ઠા અધ્યાયના આઠ મંત્રો જેને નીલસૂક્ત કહે છે તે વડે આત્મામાં ત્ર્યંબક એટલે શક્તિ સહિત શિવભાવ બાંધી, उग्रश्च એ સાતમા અધ્યાયના સાત મંત્રો જેને રુદ્રજટા કહે છે તે વડે પરમેશ્વરને સર્વાંગ અને સર્વસ્વ અર્પણ કરી, છેવટે विकिरिद्र विलोहित नमस्ते अस्तु भगवः એ પાંચમા અધ્યાયના ૫૨ મા મંત્ર વડે વિસર્જન કરી રુદ્રજપ સમાપ્ત કરવો.

આ પ્રમાણે અષ્ટાધ્યાયીના સાત અધ્યાયના મંત્રોનો જપ-ક્રમમાં વિનિયોગ છે. ત્યાર પછી वसोर्धारा મંત્રો चमक અધ્યાયમાં એટલે આઠમા અધ્યાયમાં આવે છે. તે મંત્રોનો હોમ વિધિના અંતમાં ધારાવાહી ઘી, દૂધ, વગેરે દ્રવ્યો વડે હોમ કરવામાં વિનિયોગ થાય છે. અભિષેક-પ્રક્રિયામાં પણ મૂલ રુદ્રમંત્રો (नमस्तेरुद्र) સાથે આ આઠમા અધ્યાયના અગિયાર અનુવાકો પાડી એકાદશ આવર્તન કરી શિવલિંગ ઉપર અવિચ્છિન્ન એટલે તૂટે નહિ તેવી જલ અથવા દૂધની ધારા સાથે ચિત્તવૃત્તિ ગૂંથી ચમકના મંત્રો જપવાના હોય છે.

| नमक | चमक ના અનુવાકો | મંત્રો |
|---|---|---|
| १ नमस्त रुद्र—०—तेपां जमेदध्मः | १ वाजश्चमे | ३ |
| २ ,, | २ ज्यैष्टयंचमे | ४ |
| ३ ,, | ३ शंचमे | १ |
| ४ ,, | ४ ऊर्क्चमे | ४ |
| ५ ,, | ५ अश्माचमे | ३ |
| ६ ,, | ६ अग्निश्चम इन्द्रश्चमे | ३ |
| ७ ,, | ७ अंशुश्चमे | २ |
| ८ ,, | ८ सुचश्चमे | १ |
| ९ ,, | ९ अग्निश्चमे घर्मश्चमे | २ |

| | | | |
|---|---|---|---|
| ૧૦ | ,, | १० एकाचमे | २ |
| ૧૧ | ,, | ११ त्र्यविश्चमे | ४ |
| | | | २९ |

આ પ્રમાણે એકાદશ આવર્તનવાળો પાઠ તે એક રુદ્ર કહેવાય; તેવા અગિયાર પાઠ તે લઘુરુદ્ર કહેવાય; તેવા એકાદશ લઘુરુદ્ર તે મહારુદ્ર કહેવાય; અને તેના એકાદશ મહારુદ્ર તે અતિરુદ્ર કહેવાય. આ મૂલમંત્રોને જપમાં, હોમમાં, અભિષેકમાં અને દાનમાં જે વિનિયોગ કરી રુદ્રદેવતાનું આરાધન કરવું તેનું નામ रुद्रकल्प અથવા रुद्रविधान કહે છે.

આ આઠ અધ્યાય પછી ऋचं वाचं प्रपद्ये એ નવમો અધ્યાય શાંતિપાઠ ગણાય છે, અને स्वस्तिनः इन्द्रो એ મંત્રથી શરૂ થતો દશમો અધ્યાય સ્વસ્તિ-પ્રાર્થના ગણાય છે આ બે અધ્યાયો પરિશિષ્ટરૂપ છે તે પરિશિષ્ટઅધ્યાયો રુદ્રવિધાનના અંતમાં ભણવાના હોય છે.

## રુદ્રસ્વરૂપચિંતન

શતરુદ્રીય મંત્રો ઉપર બતાવ્યા પ્રમાણે સ્વાધ્યાયની રીતિથી ભણવા જોઈએ. મંત્રોનો પઠનપાઠનની રીતિથી અભ્યાસ થાય તો જ તે પોતાના અર્થોને વિશદ એટલે સ્પષ્ટ કરે છે ભાષાંતર તે મૂલ-મંત્રોની છાયા અથવા પ્રતિબિંબ છે સ્વાધ્યાય તો બિંબમંત્રોનો જ થવો જોઈએ શતરુદ્રીય મંત્રોનો સ્વાધ્યાય પાંચ પ્રકારે થવો. જોઈએઃ—(૧) મંત્રોનું ગુરુ દ્વારા સ્વરસહિત સ્વીકરણ, (૨) તે મંત્રોનો વિચાર, (૩) તે મંત્રોનું પુનઃ પુનઃ આવર્તન, (૪) તે મંત્રોનો વાચક, ઉપાંશુ, માનસ અને ધ્યાન, એવા ચાર, જપ, (૫) તે મંત્રોનું યોગ્ય શિષ્ય અથવા પુત્રને દાન

નો સ્વરસહિત અભ્યાસ સિદ્ધ કરેલા કોઈ પણ પવિત્ર ગુરુ પાસેથી આ મંત્રો પ્રથમ સ્વરસહિત શીખવા જોઈએ. જેઓ આ મંત્રનું શુદ્ધ સ્વરસહિત પઠન કરી જાણતા નથી તેમને અર્થનું ચિંતન કદી સિદ્ધ થતું નથી. મંત્રો સામાન્ય ભાષાના સાહિત્યરૂપ નથી, તેઓ મનન કરવામાં આવે તો જપનારનું રક્ષણ અથવા ત્રાણ કરે છે. માટે રુદ્રદેવતાના સ્વરૂપમહિમાને જેણે જાણવો હોય તેણે આ મંત્રો પઠનપાઠનથી શુદ્ધ ઉચ્ચારના ક્રમથી સિદ્ધ કરવા જોઈએ.

સ્વરસહિત રુદ્રમંત્રો સિદ્ધ કર્યા પછી મંત્રજાપીએ તે મંત્રના અર્થનું ચિંતન કરવાનું રહે છે. આ વિચાર નામના સ્વાધ્યાયમાં મંત્રજાપીએ રુદ્રનું મૂલ સ્વરૂપ પંચચિતિમાં પ્રકટ થતા અગ્નિમાં સમાયેલું જાણવું જોઈએ. સામાન્ય જનો અગ્નિ એટલે બહારનો સળગતો દેવતા સમજે છે. પરંતુ વેદવિચારકો અગ્નિ શબ્દ વડે બાહ્ય સ્થૂલ અંગારા અથવા દાહક-પ્રકાશક દ્રવ્ય એટલું જ સમજતા નથી. દાહ-પ્રકાશ કરનાર અધિભૂત સામગ્રી તે દેવનું બાહ્ય આલંબન છે. તે અગ્નિદેવની પ્રતિમા છે, એટલે તે વડે દેવનું સ્વરૂપ આપણી બુદ્ધિના માપમાં એટલે કે પકડમાં આવે છે. અગ્નિદેવનું લક્ષણ વ્યુત્પત્તિના ક્રમથી નીચે પ્રમાણે થાય છેઃ—

अंगीकरं समीपं स्वमागतं निखिलं जगत्
नयत्यात्मानमित्येवमग्निशब्दो निरुच्यते ॥

પોતાની પાસે સઘળા જગતને લાવી પોતામાં અંગીકાર કરે, અને જે પોતાના આત્મરૂપે બનાવે અથવા લાવી મૂકે તે ચિદાત્માનું નામ અગ્નિ. સારાંશ, અગ્નિ શબ્દ વડે સ્થૂલ દેવતા નહિ, પરંતુ ચૈતન્ય તત્ત્વ સમજવાનું છે, કારણ કે તે સર્વ જગતને પોતામાં પ્રકટ કરી પોતામય એટલે ચિન્મય બનાવી, આત્મરૂપે અધિકારી જીવને ઓળખાવે છે. દાહ, પ્રકાશ, આભાસ, પ્રતિબિંબ, પરાવર્તન, વગેરે ક્રિયાઓ વડે જેમ બાહ્ય તેજ પોતાનો મહિમા જણાવે છે,

તેમ અગ્નિ દેવ પણ આપણાં સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ દેહનાં ત્રણે પુરોને તન્મય કરી પોતામય બનાવે છે. તે ત્રિપુરનો દાહ કરી તુરીય એટલે પોતાના ચોથા શુદ્ધ સ્વરૂપને જણાવે છે, તેથી તેનું પુરાણમાં ત્રિપુરારિ નામ પાડયું છે.

યજુર્વેદમાં "સદ્યોજાત" રૂપે પ્રકટ થયેલો અગ્નિ, તેનું બીજું નામ રુદ્ર છે. આ રુદ્ર દેવતા એક રીતે ગુણમૂર્તિ અને અન્ય રીતે ગુણાતીત એમ બે ભાવે ઓળખાય છે. ગુણમૂર્તિ રુદ્ર તે સંહારરુદ્ર અને ગુણાતીત રુદ્ર તે મહેશ્વર અથવા શિવ. સંસારના લયકાળે જે રૂપ રહે, અને પુનઃસર્જનકાળે જે પ્રકૃતિદ્રવ્યનો ક્ષોભ કરી પ્રકટ થાય તેમાં અંતઃસત્વ અને બહિસ્તમઃ એવું ગુણનું રૂપ સમાયેલું હોવાથી રુદ્રની બાહ્ય મૂર્તિના સંબંધમાં આવનારી સામગ્રીને તમોમયી એટલે ભયંકર વર્ણવવામાં આવે છે, પરંતુ તેના ભીતરનું સ્વરૂપ અને જીવન સત્વમય હોવાથી તે કલ્યાણકારક ગણાય છે. રુદ્રાધ્યાયમાં રુદ્રની ભવ્ય અને રમ્ય, નાશ કરનારી અને અનુગ્રહ કરનારી, ભાવનાઓ ગૂંથવામાં આવી છે. રુદ્રસૂક્તના ૧૬ મંત્રોમાં ઉભયભાવે રુદ્રનું સ્તવન છે. રુદ્રને ઘોર શરીર છે અને તે સાથે તેને "શિવા તનુ" એટલે અઘોર શરીર પણ છે. તેનું મુખ્ય નામ રુદ્ર છે, કારણ કે—

(૧) તે સર્વ પ્રાણીઓને અંતકાળે રોવડાવે છે. (रोदयति अंतकाले इति रुद्रः)

(૨) પ્રણવના નાદના અંતે તે ચૈતન્યરૂપે દ્રવે છે અને ભક્તજનોને દ્રવાવે છે, (रुतौ नादांते द्रवति द्रावयतीति रुद्रः)

(૩) ધર્માદિ તત્ત્વોનું અવલોકન દેવવાણી વડે કરે છે. (रुया वेदरूपया धर्मादीनवलोकयति प्रापयति इति रुद्रः)

(૪) શબ્દબ્રહ્માત્મિકા વાણી વાચ્ય વસ્તુને પ્રાપ્ત કરાવે છે. (रुया वाग्रूपया वाच्यं प्रापयतीति रुद्रः)

(૫) પ્રણવના નાદબ્રહ્મ વડે વાચ્ય વસ્તુને પ્રાપ્ત કરાવે છે, ( रुत्या प्रणवरूपया स्वात्मानं प्रापयतीति रुद्रः )

(૬) સંસારનાં દુઃખને નસાડે છે ( रुदं संसारदुःखं द्रावयति इति रुद्रः )

(૭) અશુભ કર્મપાશને છેદી પુનર્ભવનો નાશ કરે છે, માટે કલ્યાણકર્તા શિવ તે रुद्र કહેવાય છે.

अशुभद्रावको रुद्रो यज्जहार पुनर्भवम् ।
तस्माच्छिवस्ततो रुद्र शब्देनात्राभिधीयते ॥

જગતના અંતર્યામી પરમેશ્વરનું આ રુદ્ર-શિવ[1]નું રૂપ શક્તિવાળું એટલે સાંબભાવવાળું ગણાય છે. પરમ સત્ પરમેશ્વરને જગતરૂપે અવભાસ પમાડનારી તેની શક્તિને સતી[2] કહે છે, અને તેવા સદ્ભાવ અને પ્રસન્નભાવથી જોડાયેલા ચૈતન્યને સદાશિવ કહે છે, તે અંબિકા સહિત જોડાયેલા રુદ્ર પાસે અમૃતભાવ જોડાયેલો છે અને તેથી તે મહામૃત્યુંજય ત્ર્યંબક કહેવાય છે. તે બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર (સંહારરુદ્ર) એ ત્રણ ગુણ મૂર્તિઓનો अंबक[3] એટલે જનક છે. તેથી તે ત્ર્યંબક કહેવાય છે, અને તે ભાવ દર્શાવવા તેને ત્રણ અંબક એટલે નેત્રો છે અને તે વડે સર્વ અવિદ્યાદિ ક્લેશોના વિકારોને બાળે છે. તે મહાપુરુષ અથવા નારાયણના અંતર્યામી થઈ

---

(૧) જુઓ रुद्रसूक्त ના ૧ થી ૪ મંત્રો, પૃ. ૬૯-૭૧.

(૨) જુઓ नीलसूक्त ના મંત્રો, જેમાં સોમ નો વાચ્યાર્થ ચંદ્રમૂર્તિમાં વસેલો દેવ અને લક્ષ્યાર્થ उमया सहितः सोमः એટલે શક્તિ સહિત સોમ એવો થાય છે. તેની આ શક્તિ અર્ધનારીના ભાવમાં સંયુક્ત રહે છે એવો ગુપ્ત ભાવ પછીના त्र्यंबक મંત્રોમાં છે, એવું આગમવાદીઓનું મંત્ર-રહસ્ય છે.

(૩) જુઓ આ મંત્ર ઉપરનું સાયણભાષ્ય.

પ્રત્યેક નરને એટલે અભિમાનીને સંસારયજ્ઞમાં પ્રેરે છે. એનો સંસાર-યજ્ઞ જેવો નારાયણે "પુરુષમેધ" વડે કર્યો તેવો જે કોઈ નર કરી જાણે છે તેને તે સંસારનાં અંધારાંથી[1] પાર લઈ જાય છે. વિરાટ પુરુષનાં નાનાંમોટાં સર્વ અંગપ્રત્યંગોમાં તે અનેક ભાવે વાસ કરે છે અને આ સંસારના સર્વ શુભ અને અશુભ ગણાતા પ્રસંગોમાં તેનું પ્રેરણબલ[2] હોય છે.

આ સૃષ્ટિના ભૂલોક, ભુવર્લોક અને સ્વર્લોકમાં જે વિનાશક નિમિત્તો ઉત્પન્ન થાય છે તે રુદ્રનાં બાણો છે, અને ભૂલોકમાં અન્નની વિકૃતિથી, ભુવર્લોકમાં વાયુની વિકૃતિથી અને સ્વર્લોકમાં વૃષ્ટિની વિકૃતિથી પ્રાણીઓનો નાશ[3] કરે છે. આમ છતાં તે પુણ્યવાન અથવા ધાર્મિક આત્માઓને [4]શિવ રૂપે સમજાય છે. તેની પ્રત્યક્ષ વિભૂતિરૂપ સૂર્યને સામાન્ય બુદ્ધિવાળી પાણી ભરનારી સ્ત્રીઓ અને પશુપાલન કરનાર ગોવાળિયા પણ તે ભગવાન્ છે એમ [5]માની નમે છે; છતાં વધારે બુદ્ધિવાળા તેને જાણતા[6] નથી. આવા અગમ્ય

---

(૧) જુઓ પુરુષસૂક્તનો અધ્યાય બીજો. તેના ૧૬ સુધી પુરુષસૂક્ત અને પછીના મંત્રો उत्तरनारायण ગણાય છે. તેમાં પ્રથમજ એટલે બ્રહ્મદેવનું પ્રકટીકરણ અને તેને સ્વાત્માનુભવ વર્ણવ્યો છે. તે સર્વ નરને લાગુ પાડવાનો છે.

(૨) જુઓ સઘળા नमक અધ્યાયના મંત્રો, પૃ. ૮૨ થી ૧૧૨

(૩) જુઓ रुद्राध्याय ના ૬૪-૬૬ મંત્રો. પૃ. ૧૨૬-૧૩૦.

(૪) જુઓ છઠ્ઠા અધ્યાયનો આઠમો મંત્ર. પૃ. ૧૩૮-૧૩૯.

(૫) જુઓ रुद्रसूक्तनो ૭ મો મંત્ર, પૃ. ૭૪.

(૬) न तं विदाथ यहमाजजानान्यद् युष्माकमंतरंबभूव ।
निहारेण प्रावृता जलप्यासुतृपं उक्थ शासश्चरंति ॥
વગેરે બે મંત્રો છઠ્ઠા અધ્યાયના અંતમાં રુદ્રાધ્યાયીના કેટલાક પાઠમાં આવે છે. તેમાં એવો ભાવ છે કે જેમાંથી આ પ્રાણીઓ ઉત્પન્ન થયાં

રૂપ, ગુણ અને પરાક્રમવાળા અદ્વિતીય રુદ્રમાં પરમેશ્વરમાં જેમનો આત્મભાવ બંધાયો છે તેઓ પોતાના સ્થૂલ દેહનું મિથ્યા અભિમાન ત્યજી સર્વસ્વ[1] અર્પણ કરે છે. આ સર્વસ્વ-અર્પણના મંત્રોનો ભાવ ન સમજવાથી कापालिक મતવાળા મનુષ્યવધ કરી રુદ્રનું સંતર્પણ કરવા ઊંધો પ્રયત્ન કરતા હતા. સર્વાત્મભાવે પોતાને રુદ્રચરણમાં સોંપ્યા પછી જે કંઈ સંસારના વૈભવની એટલે અર્થવાળી સામગ્રી મળે તે તે રુદ્ર ને લગતા યજનમાં વાપરવાના સંકલ્પવાળો રુદ્ર નું યજન કરનાર[2] યજમાન થાય છે. આવા રુદ્રના અનુગ્રહપાત્ર ભક્તજનનું કદી અકલ્યાણ થતું નથી અને તે પંચબ્રહ્મમંત્રના[3] રૂપમાં પોતાના આત્માને ઓળખે છે; અને તે પંચબ્રહ્મમંત્રોમાં જે કારણરૂપ પરમેશ્વરની ૩૮ કલાઓને પોતામાં ઉતારી લાવે છે તેઓ शतरुद्रीय મંત્રના પરમ રહસ્યને જાણે છે. આ જ્યોતિર્મય रुद्र નામવાળા પરમેશ્વર સૂર્ય, ચંદ્ર અને અગ્નિ એ ત્રણ બિંબમાં યજાય છે, અને તેથી તે ત્રણ દેવના મંત્રો રુદ્ર દેવના અંગમંત્રો તરીકે પણ વપરાય છે. અગ્નિની ધર્મતત્ત્વને જણાવનારી દશ કલા, સૂર્યની અર્થપ્રદ બાર કલા અને ચંદ્રની સોળ કલા મળી એકંદર ૩૮ કલાવાળા (कलासर्गकर) દેવને કોઈ પણ એક ઘરમાં પેસી રહેનારા નહિ એવા (अनोड), અને પદાર્થોની ઉત્પત્તિ અને લય કરનાર (भावाभावकर) રુદ્રદેવને જેઓ અનુભવી જાણે છે તેઓ જીવતા છતાં પણ કૈવલ્ય-સુખને ભોગવનારા છે.

---

તે પરમેશ્વરને કે જીવો તમે જાણતા નથી તેના અને તમારા રૂપમાં ભારે અંતર પડી ગયું છે. પ્રાણનું સંતર્પણ કરનારા અને બોલબોલ કરનારા જીવો પરલોકની વાસનામાં તણાતા અજ્ઞાનના અંધારા ધુમ્મસને લઈ પરમેશ્વરને ઓળખતા નથી.

(૧) જુઓ સાતમો અધ્યાય પૃ. ૧૪૦-૧૫૨.
(૨) જુઓ આઠમો અધ્યાય.
(૩) જુઓ દસમા અધ્યાયના છેલ્લા મંત્રો.

આવા જ્યોતિર્મય પરમેશ્વરનાં સ્વરૂપ, ગુણ અને પરાક્રમોનું ભાવભરેલું ચિત્ર આ અષ્ટાધ્યાયી રુદ્રીના મંત્રોમાં આલેખવામાં આવ્યું છે. તેનો ગુજરાતી ભાષામાં છંદોબદ્ધ અનુવાદ કરી ગુજરાતી ધર્મ–સાહિત્યમાં શ્રી. પુરુષોત્તમ જોગીભાઈ ભટ્ટે અપૂર્વ વધારો કર્યો છે. તેમનો અનુવાદ મૂલને સારી રીતે અનુસરતો છે, અને તે મૂલ મંત્રોના વાચ્યાર્થને જેઓ એક વાર સારી રીતે સમજી જાણશે અને પછી પુનઃ પુનઃ મંત્રોનું આવર્તન કરશે તેમને તાત્પર્યાર્થ સ્પષ્ટ થવામાં વાંધો આવશે નહિ એમ હું ધારું છું. પરંતુ તાત્પર્યાર્થ પ્રકટ થવામાં શાંતિપાઠના આરંભમાં જણાવ્યા પ્રમાણે

" વાણી ઋચારૂપ હજો, અસુ સામરૂપ,
ને યત્નશીલ મન હો યજુરૂપ શુદ્ધ;
હો પૂત કર્ણ નયનો મન વાણી દેહ
પ્રાણો અપાન ભુજ હો બળયુક્ત સ્વસ્થ.
ઈર્ષ્યા વસી નયનમાં હૃદ રાગ દ્વેષ,
અસ્થિરતા મન વિષે ભ્રમતું વિશેષ,
દોષો બૃહસ્પતિ કરો મુજમાંથી દૂર
સાધો ત્રિભુવનપતિ અમ શુભ સુખ.

વાણી, પ્રાણ, મન, અને ઇન્દ્રિયોનો સંયમ સાધવા, અને ચિત્તના રાગદ્વેષાદિ દોષો દૂર કરવા પરમેશ્વરની કૃપા માગવી અગત્યની છે. રુદ્ર દેવતા સ્વભાવ પ્રમાણે ભાવથી ભજવામાં આવે તો તે સત્વર પ્રસન્ન થાય છે અને તેથી તેમને આશુતોષ કહે છે. આ "વેદમાધુર્ય"ના વાચકોને પરમેશ્વરનું દિવ્ય રૂપ અનુવાદની સાહાય્ય-વડે મૂલ મંત્રો દ્વારા પ્રકટ થાઓ એવી શુભ ભાવના વડે આ ગ્રંથને પ્રજા સમક્ષ રજૂ કરવામાં આવે છે. *

અમદાવાદ તા. ૨૮–૭–૧૯૩૮

* શ્રી પુરુષોત્તમ જો. ભટ્ટ કૃત વેદમાધુર્ય અથવા રુદ્રાષ્ટાધ્યાયીનું પુરસ્કરણ.

# દર્શનોના અભ્યાસમાં મધ્યસ્થતા

જૈન ભાઈઓનાં પર્યુષણના પવિત્ર દિવસોમાં જૈનેતર ગૃહસ્થને પ્રવચન કરવાની વિનંતી કરનાર પંડિતશ્રી સુખલાલજીએ જૈનધર્મને છાજે તેવી ઉદારતા મારા પ્રતિ દર્શાવી છે તે બદલ તેમનો સર્વથા આભારી છું. જૈન બંધુઓને જૈન ધર્મ સંબંધમાં કંઈ વિશેષ કહેવું એવા આશયથી આ વ્યાખ્યાન કરવા હું ઊભો થયો નથી. પરંતુ તત્ત્વજ્ઞાનના વિશાળ પ્રદેશનાં જે ભિન્ન ભિન્ન પ્રસ્થાનો અથવા માર્ગની શ્રેણીઓ છે તેના અભ્યાસમાં આપણે કયા સદ્‌ગુણનો આદર કરવો જોઈએ તે ઉપર આજ હું યથામતિ બોલવા માગું છું.

## લૌકિક જ્ઞાન અને તત્ત્વજ્ઞાન

આપણા જ્ઞાનના બે મુખ્ય માર્ગ પડે છે : (૧) લૌકિક જ્ઞાન, એટલે આપણા મનુષ્યપ્રાણીને મળેલી ઇન્દ્રિયો અને મન વડે વસ્તુઓનું જે વ્યાવહારિક જ્ઞાન થાય છે તે; (૨) તત્ત્વજ્ઞાન, એટલે દેખાતા પ્રાણીપદાર્થનું વાસ્તવ સ્વરૂપ કેવું છે તેનું યથાર્થ ભાન અથવા અનુભવ. લૌકિક જ્ઞાન અને તત્ત્વજ્ઞાન એ બેનો વિષય એક જ હોય છે, પરંતુ તેમાં વિષયના સામાન્ય અને વિશેષ ધર્મોની સ્પષ્ટતા અધિક અધિક વધતી જાય છે. લૌકિક જ્ઞાનના પુનઃ બે વિભાગ પાડી શકાય છે : (૧) લૌકિક ઇન્દ્રિયજન્ય જ્ઞાન : (૨) લૌકિક બુદ્ધિના વિશેષ પ્રકર્ષથી ઉત્પન્ન થતું જ્ઞાન, જેને આપણે 'વિજ્ઞાન' સંજ્ઞા આપીએ

છીએ ઉદાહરણ તરીકે, સૂર્ય આપણી ચક્ષુરિન્દ્રિયને જેવા વર્ણ, આકૃતિ, દાહ, પ્રકાશ, વગેરે ધર્મવાળો જણાય છે તે તેનું લૌકિક ઇન્દ્રિયજન્ય જ્ઞાન છે; અને તે ખરી રીતે પૃથ્વીથી અનેકગણો મોટો છે, એટલે પૃથ્વી કરતાં દસ લાખ ગણો મોટો છે અને તે થાળી જેવડો દેખાય છે તેવો નથી; વળી તે જેટલે અંતરે પ્રથમ દષ્ટિથી જણાય છે તેટલા અંતરે નથી, પરંતુ નવ કરોડ પાંત્રીસ લાખ માઇલના અંતરે રહેલો છે; વળી તેનું તેજ ઊગવાની સાથે આપણને જણાય છે તેમ નથી, પરંતુ તેના બિંબમાંથી નીકળતાં કિરણો આપણને ખરી રીતે આઠ મિનિટ પછી અનુભવમાં આવે છે : આવું ન્યાય અને વિચારથી સંસ્કાર પામેલી બુદ્ધિ વડે આપણને જે જ્ઞાન થાય છે તેનું નામ વિજ્ઞાન.

સામાન્ય પ્રત્યક્ષથી અથવા વિશેષ શાસ્ત્રીય પ્રત્યક્ષથી પદાર્થનું સ્વરૂપ સમજવામાં આવે તેની સમાલોચના કરી વિશ્વના અનેક પદાર્થો સાથે તેનો કેવા પ્રકારનો સંબંધ છે અને તેનું આપણને પૂર્ણરૂપે જ્ઞાન થાય છે કે અપૂર્ણરૂપે, તેનું વાસ્તવ અસ્તિત્વ કેવા પ્રકારનું છે, તે સ્વતઃ જડ છે કે ચેતન છે, વગેરે સર્વ વસ્તુના અથવા વિશ્વના અનુભવમંદિરમાં બંધ બેસે તેવું જે પરપ્રત્યક્ષ અથવા સ્વાનુભવ તેને આપણે તત્ત્વજ્ઞાન સંજ્ઞા આપીએ.

આપણને પ્રાપ્ત થતું લૌકિક જ્ઞાન (સામાન્ય અથવા વિશેષ કોટિનું) અથવા તત્ત્વજ્ઞાન જે બુદ્ધિદ્વારાથી પ્રકટ થાય છે તે બુદ્ધિ અજ્ઞાન, સંશય, વિપર્યય વગેરે જ્ઞાનાવરણ કરનાર દોષોથી અને પ્રસંગે રાગદ્વેષાદિ કલેશોનાં આવરણોથી હણાયેલી હોય છે. બુદ્ધિના જ્ઞાનાવરણ અને કલેશાવરણ દોષને લીધે સામાન્યજનો અને પરીક્ષકો પણ વસ્તુનિર્ણય કરવામાં સ્ખલન કરે છે. એક સુંદર બગીચાનું સૌન્દર્ય જોઈ પ્રસન્ન થયેલી આપણા ચિત્તની વૃત્તિ તે બગીચો આપણા કોઈ શત્રુનો છે એવું કલેશનું અંકુર ઉત્પન્ન થવાની સાથે,

તેના સૌન્દર્યમાં ખામી કાઢવાને તત્પર થઈ જાય છે. આપણે જલ્પ અને વિતંડા કરી તે બગીચો સુંદર નથી એવું સાબિત કરવા કમર કસીએ છીએ આ પ્રભાવ આપણા ચિત્તમાં રહેલા રાગદ્વેષના બળનો છે અને તેથી જેટલા જેટલા અંશમાં રાગદ્વેષનો જય થાય, જેટલા જેટલા અંશમા આપણે બિન પક્ષપાતી થઈએ, તેટલા તેટલા અંશમાં આપણો જ્ઞાનનો પ્રકાશ શુદ્ધ અને સ્પષ્ટ થતો જાય છે.

## દર્શનશુદ્ધિમાં વીતરાગત્વની જરૂર

બુદ્ધિના જ્ઞાનનાં આવરક નિમિત્તો આપણે થોડા શ્રમથી દૂર કરી શકીએ છીએ. સામે પડેલા પદાર્થનું અસ્પષ્ટપણું હોય તો દીવો વગેરે લઈ વધારે સ્પષ્ટતા મેળવીએ છીએ, સૂક્ષ્મદર્શક યન્ત્ર વડે પદાર્થોનાં ઝીણા રૂપને મોટા રૂપથી નિહાળી શકીએ છીએ; દૂરદર્શક યન્ત્ર વડે દૂરસ્થ પદાર્થને નજીક જોઈએ છીએ. આ જમાનામાં પદાર્થોને લગતા અજ્ઞાનને દૂર કરવાનાં અનેક વિદ્યાનાં સાધનો વિજ્ઞાન દ્વારા મળ્યાં છે અને તે વડે આપણી જ્ઞાનમર્યાદા વિસ્તાર પામી છે.

આપણી બુદ્ધિને લાગેલું ક્લેશનું પડળ અથવા આવરણ પાતળું થવાને બદલે અથવા ખસી જવાને બદલે ગાઢ અથવા સજ્જડ થતું અનુભવાય છે. આપણે પારકા દોષો જોવામાં જેટલા તત્પર હોઈએ છીએ તેટલા તત્પર પોતાના ચિત્તના દોષોના નિરીક્ષણમાં હોતા નથી. આ સામાન્ય મનુષ્યસ્વભાવ છે. પરંતુ અવિદ્વાનો જ આ ક્લેશાવરણથી હણાયા છે એમ નથી, વિદ્વાનો પણ આ પાશમાં જકડાયેલા હોય છે. અશિક્ષિત જનોના ક્લેશો ધર્મશાસ્ત્ર અથવા રાજ્યશાસ્ત્રના શાસનબળથી દબાય છે, પાતળા થાય છે, અને પ્રસંગે છૂટી પણ જાય છે, પરંતુ કહેવાતા શિક્ષિતજનો અથવા વિદ્વાનોના રાગદ્વેષો એવા તો બદ્ધમૂલ હોય છે કે તેઓ ધર્મતંત્રને અથવા રાજ્યતંત્રને તાબે થતા નથી. રાગદ્વેષનું બલ એવું તો ચિત્તના ઊંડાણમાંથી નીકળે છે કે

પ્રસંગે તે ચિત્તનો સ્વામી એટલે પુરુષ તે જાણતો પણ નથી, અને તે ગુપ્ત શત્રુઓથી છેતરાય છે. પોતાનાં ચિત્તનાં રાગદ્વેષનાં બળાબળને જાણવું એ અર્ધી જીત છે. તેવા રાગદ્વેષથી હું પ્રેરાતો નથી અને સત્યજ નિર્ણય કરું છું એવી મતાંધતા આપણને પુરુષાર્થસિદ્ધિમાંથી ભ્રષ્ટ કરે છે.

## "મારું તે સારું કે સારું તે મારું?"

ત્યારે "મારું તે સારું" એવા નિર્ણય ઉપર આવવા કરતાં "સારું તે મારું"—પછી તે ગમે તે દેશકાળ અને વસ્તુમર્યાદામાં હોય—એ નિર્ણય જો તત્ત્વજિજ્ઞાસુ હોઈએ તો આપણે સ્વીકારવો ઘટે છે. તે ઉપરાંત, "હું કહું તે ખરું" કરતાં "જે સત્ય છે તે હું ખોળું" એવો નિર્ણય આપણે બાંધવો જોઈએ. મતાંધતાનો રોગ બ્રાહ્મણોમાં, બૌદ્ધોમાં અને જૈનોમાં એટલો બધો પ્રસરેલો જણાય છે અને તેઓ દર્શનોના સિદ્ધાંતોની પરીક્ષામાં એટલા બધા દુરાગ્રહી અને ન્યાયમર્યાદાનું ઉલ્લંઘન કરનાર જણાય છે કે જો આપણે તટસ્થ બુદ્ધિ પકડીએ તો આપણને હસવું આવે કે આવા વિદ્વાનોએ આવી બાલિશ પ્રવૃત્તિ કેમ કરી હશે? "યજ્ઞમાં પશુવધ કરવામાં હિંસા નથી" આ સિદ્ધાંતની સાબિતી કરવામાં વિદ્વાન મીમાંસકોએ અહિંસાને મહાવ્રત માનનાર જૈનોનો કેવો ઉપહાસ કર્યો છે! તેવી રીતે મધ્યમા પ્રતિપત્તિ એટલે મધ્યમ યાનનું પ્રતિપાદન કરનાર બૌદ્ધ વિચારક ઉપર એશઆરામનો અધ્યારોપ કરવામાં બ્રાહ્મણોએ અને જૈનોએ પાછી પાની કરી નથી; અને બ્રાહ્મણોના અદ્વૈત બ્રહ્મવાદના વેદાંતીને ભ્રાંતિની પ્રત્યક્ષ મૂર્તિ કહી નિંદનારા જૈન વિચારકો પણ છે. આ સર્વ એટલું બતાવી આપે છે કે રાગદ્વેષના આવરણ વિનાની બુદ્ધિ પ્રકટ થાય નહિ, ત્યાં સુધી અણઘટતા અને ન્યાયથી વિરુદ્ધ આક્ષેપો કરતાં આપણે અટકતા નથી. ન્યાય અને અનુભવને અનુસાર થતાં વચનો કદાચ અપ્રિય

હોય તો પણ તેમાંથી દ્વેષના વિષના અણુઓ તો નીકળી ગયેલા હોવા જ જોઈએ જે વિચારકો અથવા પરીક્ષકો પરપક્ષનાં ખંડનમાં રાગદ્વેષ વિનાનું ચિત્તનું બળ જાળવી જાણતા નથી તેના નિર્ણયો દૂધપાકમાં ઝેરની કણી પડવાથી જેમ કોઈ જાણનાર તેને સુંઘતો પણ નથી તેમ સમજુ મનુષ્ય વજનવાળા ગણતા નથી. ચિત્તના રાગદ્વેષોનું આવરણ ખસેડવામાં તત્ત્વજ્ઞાનના અભ્યાસીએ તટસ્થતા કેળવવી જરૂરની છે. આ કેળવણી અથવા સંસ્કાર આપવામાં તત્ત્વજ્ઞાનની અનેક શ્રેણીઓ અથવા પદ્ધતિઓમાં મને જૈનોની સ્યાદ્વાદની અથવા અનેકાંતવાદની પદ્ધતિ ઘણી ઉપકારક જણાઈ છે.

## સ્યાદ્વાદ

હિન્દુસ્થાનમાં વેદાનુસારી દર્શનો અને બૌદ્ધાદિ સ્વતંત્ર દર્શનો જો કે અધિકારીભેદથી સિદ્ધાંતોની પ્રક્રિયાઓ જુદી જુદી રચે છે, અને પ્રત્યેક દર્શન પોતપોતાની મર્યાદામાં પોતાના સિદ્ધાંતો ઘણા સુંદર રીતે રચે છે, તો પણ જ્યાં એકાંતવાદ ઉપર આગ્રહ બંધાય છે કે સત્યાગ્રહને બદલે દુરાગ્રહ ડોકિયું કાઢ્યા વિના રહેતો નથી. આપણી વસ્તુની પરીક્ષાની પદ્ધતિને દૃષ્ટિ અથવા નય કહે છે. વિશ્વના પદાર્થોને કેવલ સામાન્ય ભાવથી જોવાની પદ્ધતિ નૈયાયિકોની છે, અને તેને વિશેષ ભાવથી જોવાની પદ્ધતિ વૈશેષિકોની છે. સામાન્ય અથવા વિશેષ ઉપર ભાર મૂકી જોવાની પરીક્ષક દૃષ્ટિને નૈગમનય કહે છે. તેઓના મન પ્રમાણે ગમે તે પદાર્થ અમુક "ચોકઠા"માં બેસે તેવો જ જોઈએ. પછી પોતાનું ચોકઠું વાંકુંચૂકું હોય અને પદાર્થ તેમાં બંધ બેસે નહિ તો પણ મારી મચડીને ઠરાવેલા સોળ પદાર્થોમાં અથવા સપ્ત પદાર્થોમાંના કોઈમાં તે અંતર્ગત થવો જ જોઈએ.

વસ્તુને અથવા અર્થને કેવલ સત્તાની પ્રધાન દૃષ્ટિથી જોવો એને સંગ્રહનય કહે છે. સર્વ ભેદવાળા પદાર્થો સત્ છે. બ્રહ્મરૂપ

મહાસામાન્ય છે, અને ભેદો નામરૂપાત્મક દેખાવા માત્ર છે અથવા મિથ્યા છે—આ એકાંત અદ્વૈત મતને સંગ્રહદષ્ટિ કહે છે.

કેવલ સંગ્રહદષ્ટિરૂપે નહિ, તેમ કેવલ નૈગમદષ્ટિ એટલે નક્કી કરેલાં પદાર્થોના ચોકઠામાં બેસાડવાની દષ્ટિએ પણ નહિ, પરંતુ દરેક કાર્યકારણરૂપ અથવા સામાન્ય વિશેષાત્મક મિશ્ર છે એમ માનનાર સાંખ્યયોગની દષ્ટિ તે વ્યવહારનય.

વિશ્વની વસ્તુનું આ ત્રિધાદર્શન નૈગમનયનું, સંગ્રહનયનું અને વ્યવહારનયનું, પોતપોતાની મર્યાદામાં ખરું છે. તે વડે વિશ્વનું સામાન્ય સ્વરૂપ અને વિશેષ સ્વરૂપ, પદાર્થોનું સમસ્ત રૂપ અને વ્યસ્ત રૂપ, સમજવાની સુગમતા આપણને મળી છે. પરંતુ નૈગમનય જ સત્ય છે, અને સંગ્રહનય ખોટો છે; સંગ્રહનય જ ખરો છે અને નૈગમનય ખોટો છે; એવો એકાંતવાદનો દુરાગ્રહ જ્યાં પ્રવેશ પામ્યો ત્યાં વસ્તુનિર્ણયને બદલે વિતંડા ઊભી થાય છે. અને ઘટ એ મૃત્તિકા છે, કાર્ય કારણરૂપ છે, એ મુદ્દો સંગ્રહનયવાળા વેદાંતીનો ખરો છે, પરંતુ ઘટ અને મૃત્તિકા સ્વતંત્ર કાર્ય કરનારાં અથવા ભિન્ન અર્થ-ક્રિયા સાધનાર નવું કાર્ય છે, અને તે મૃત્તિકાથી ભિન્ન છે એમ કહેનાર નૈગમનયવાદી વૈશેષિક અસત્ય બોલે છે એમ કહેવામાં કેટલું સાહસ છે તે સહજ સમજાય તેમ છે. તેવી જ રીતે સાંખ્ય શાસ્ત્રના પરિણામવાદમાં જે વ્યવહારનય સમાયો છે, તેમાં જગતના ઉત્ક્રાન્તિવાદનું પરમ રહસ્ય સમાયેલું છે. પરંતુ જ્યાં વ્યવહારનય-વાળા એમ કહે કે-કાર્ય તો કારણમાં ગુપ્ત રહેલું માત્ર, જેમ બંધ ડાબલી ઊઘડે અથવા કેળનું લુમખું જેમ ઊઘડે, તેમ સ્વયંપૂર્ણ કાર્યો ક્રમશઃ પડદામાંથી ઊઘડી બહાર આવે છે એવું કહેનાર જગતનાં વિચિત્ર વિસદશ પરિણામોમાં સમાયલા આરંભવાદના મર્મને સમજતો નથી એમ કહ્યા વિના ચાલે તેમ નથી. જલનો બરફ થાય અથવા વરાળ થાય ત્યાં સુધી વ્યવહારનયનો પરિણામવાદ

માનવામાં વાંધો નથી, પરંતુ જલના અણુઓનું પૃથક્કરણ થઈ હાઈડ્રોજન અને ઑક્સિજન નામના વાયુના પરમાણુઓ ભિન્ન ગુણધર્મોવાળા થઈ જાય અને તે અમુક પ્રમાણમાં મળે તો પાણી થાય, ત્યાં કેવલ પરિણામવાદ કરતાં આરંભવાદ વધારે ખુલાસો આપણને આપે છે. આ સઘળું વિશ્વ પરમાણુઓનું બનેલું આકાશ તત્ત્વમાં તરે છે, અને આકાશમાં રમતા વિદ્યુતકણોનો માત્ર રચના-વિશેષ તે જ પરમાણુઓ છે, એવું પ્રતિપાદન કરનાર હાલનો વિજ્ઞાનવાદ વેદાંતના સંગ્રહનય અથવા બ્રહ્મનત્ત્વના વિવર્તવાદ સાથે કંઈક વધારે બંધ બેસતો લાગશે. નિરપેક્ષ એકાંત નૈગમનય અથવા સંગ્રહનય અથવા વ્યવહારનય વિશ્વના વિચિત્ર અનુભવનો જેવો જોઈએ તેવો ખુલાસો કરી શકતા નથી.

આ કારણથી જૈન દર્શનના વિચારકો વસ્તુનું સ્વરૂપ અનેકાંત માને છે. પ્રથમ દર્શને આ અનેકાંતવાદ "હસવું અને લોટ ફાકવો" જેવો લાગે છે. એક જ પદાર્થમાં અનેક વિરુદ્ધ ગુણોનો આશ્રય શી રીતે હોય? તે પદાર્થનું નિશ્ચિત એક પ્રકારનું રૂપ હોવું જ જોઈએ એવું આપણું સ્વાભાવિક મંતવ્ય હોય છે. પણ વધારે ઊંડી સમજણથી આપણને જૈનોનું મંતવ્ય ખરું લાગ્યા વિના નહિ રહે.

## દ્રવ્ય નયોમાં એકાંતવાદ અને અનેકાંતવાદ

આપણે દરેક વ્યક્ત પદાર્થને તેના પોતાના સ્વરૂપ અને પારકા રૂપથી ભિન્ન કરી ઓળખીએ છીએ. તેના પોતાના સ્વરૂપના અનેક પદાર્થો અથવા ધર્મ વડે તે પદાર્થોનું સ્વરૂપ સમજીએ છીએ. તે સાથે તે બીજા પદાર્થોના પર્યાયોથી અથવા ધર્મોથી તેને નિરાળો સમજીએ છીએ. ઉદાહરણ તરીકે, હું તમારા સમક્ષ ઊભો છું તે શરીરી તરીકે ઊભો છું. "હું બ્રાહ્મણ છું"—આ વાક્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ પ્રથમ વિચારવા યોગ્ય છે. દ્રવ્યની

દૃષ્ટિથી "હું પાંચભૌતિક સચેતન પૂતળું છું" એ ખરું પણ પાંચભૌતિક બીજાં શરીરોથી જુદો છું. એટલે સ્વદ્રવ્યથી હું સત્ છું, પણ પરદ્રવ્યથી હું અસત્ છું. વળી "હું કોચરબના ક્ષેત્રમાં છું." પરંતુ આ ક્ષણે અન્ય ક્ષેત્રમાં નથી; વળી હાલ "હું વર્ષાઋતુમાં છું" એ ખરું, પરંતુ તે સાથે બીજી ઋતુમાં હું હાલ નથી; વળી હું "ઘઉંવર્ણવાળો છું" પરંતુ તે સાથે કાળા વર્ણનો નથી. આ પ્રમાણે હું એક "બ્રાહ્મણશરીરી" પોતાનાં રૂપમાં સત્ અને અસત્ એવા દેખાતા વિરુદ્ધ ભાવવાળો, દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી અનેકાકાર છું.

બીજું દૃષ્ટાંત એક જડ સોનાના લોટાનું લઈએ. આવો સુવર્ણનો લોટો સુવર્ણના પરમાણુઓથી ઘડાયેલો હોવાથી દ્રવ્ય છે એમ કહેવાય, પરંતુ તે આકાશાદિ દ્રવ્યથી જુદું છે તેથી તે લોટો **સર્વાંશ** દ્રવ્ય **નથી.** વળી તે પરમાણુઓના સંધાનરૂપ છે એમ કહીએ તો તે ખરું છે, પરંતુ તે વાક્યનો અર્થ એવો નથી કે તે સર્વજાતના પરમાણુઓનો બનેલો છે. વળી તૈજસ પરમાણુઓનો બનેલો છે, એમ કહીએ તો તે ખરુ છે, પરંતુ તે સાથે ખાણમાંથી ખોદી કાઢેલા સોનારૂપ નથી. વળી તે अ નામના સોનીએ ઘડેલો લોટો છે એ ખરૂં, પરંતુ ब થી ઘડાયેલો નથી. આ પ્રમાણે એક સોનાના લોટા સંબંધમાં જે વાક્ય બોલીએ તેનો ભાવરૂપ અર્થ-અસ્તિત્વ અને નાસ્તિત્વ આપેક્ષિક સત્ય છે. એક પક્ષે તે પદાર્થનું અસ્તિત્વ છે, બીજા પક્ષે તેનું અસ્તિત્વ નથી. આથી, અનંત ધર્મવાળું વસ્તુનું સ્વરૂપ છે, અને તેના કેટલાક અંશના સંબંધમાં જ આપણે વિધાન કરીએ છીએ. "ગરીબ માણસ ધન વિનાનો છે" એ વાક્યનો અર્થ સર્વ પ્રકારના અર્થ વિનાનો છે અથવા તે સર્વશૂન્ય છે એવો નથી, પણ એક સંપત્તિવાળાની સરખામણીમાં તે નિર્ધન છે. વસ્તુના સંબંધમાં જે જે ગુણધર્મોનું આપણે વિધાન

કરવા માગીએ તે તે ગુણધર્મના દષ્ટિબિંદુને 'નય' એવી પારિભાષિક સંજ્ઞા જૈનો આપે છે.

વસ્તુસ્વરૂપના સંબંધમાં જે ત્રણ પ્રકારનાં દ્રવ્યનયો–નૈગમનય, સંગ્રહનય અને વ્યવહારનય–કહી ગયા, તેમાં એકાંત નિશ્ચય માની બેસવો તે નયાભાસ છે. ભેદદષ્ટિ જ સાચી છે અને અભેદદષ્ટિ ખોટી છે એવો એકાંત નૈગમનય નયાભાસ અથવા ભ્રમ છે, પરંતુ નૈયાયિકો તેવા આભાસને શરણ થઈ જાય છે. અભેદદષ્ટિ જ સત્ય છે અને ભેદદષ્ટિ મિથ્યા છે એવો એકાંત અદ્વૈતવાદનો સંગ્રહનય પણ વસ્તુવિચારથી ભ્રમ છે. તેવી જ રીતે નિતાંત સામાન્ય–વિશેષવાળું–ભેદાભેદવાળું વિશ્વનું દ્રવ્ય છે એવો સાંખ્યાદિનો એકાંત વ્યવહારનય પણ પરમ સત્ય નથી. વસ્તુનું સ્વરૂપ અમુક જ પ્રકારનું છે અને બીજી રીતનું ન જ હોઈ શકે એવો એકાંત નિર્ણય તેનું નામ એકાંતવાદ. દષ્ટિભેદને અનુસરતું વસ્તુનું સ્વરૂપ છે એવો નિશ્ચય તે અનેકાંતવાદ. ભિન્ન ભિન્ન પર્યાયો અથવા ધર્મોનું એક જ વસ્તુના સંબંધમાં પ્રતિપાદન કરવું અને તેવા સંભવનું ભાન કરાવનાર શબ્દ તે स्याद्. અનેકાંત અથવા અનેકપણાને સૂચવનાર અવ્યય તે स्याद्. ગુજરાતીમાં આપણે "આમ હોય" એવા ભાવનો વાચક શબ્દ તે स्याद्.

## અનેકાંતવાદની સાત રીતિઓ (सप्तभंगी)

કોઈપણ પદાર્થના સંબંધમાં અમુકરૂપે હોવાનો અથવા અમુકરૂપે ન હોવાનો સંભવ જણાવીએ તેનું નામ स्यादस्ति અથવા स्यान्नास्ति. અમુક વસ્તુ એક રૂપે હોય અને બીજા રૂપે ન પણ હોય. ઘડો માટી છે અને તે સાથે સુવર્ણ નથી; ઘડો મૃતિકાદ્રવ્યરૂપ છે, પરંતુ તે સાથે સર્વપ્રકારની મૃત્તિકારૂપ નથી; આવી સંયુક્ત ભાવ અને અભાવની બોધક વચનશૈલીને स्यादस्ति स्यान्नास्ति

કહેવામાં આવે છે. અમુક પર્યાયથી સમજાની શકાય અથવા વર્ણવી શકાય તેવો ન હોય ત્યારે તે स्यादवक्तव्य કહેવાય. જેમકે આ ઘડો દેવદત્તે ઘડેલો કે યજ્ઞદત્તે તેનો નિશ્ચય ન જણાવી શકાય ત્યારે તે स्यादवक्तव्य કહેવાય. અસ્તિત્વ સાથે अवक्तव्य, નાસ્તિત્વ સાથે अवक्तव्य અને अस्तित्व તથા नास्तित्व સાથે अवक्तव्य જોડવાથી પદાર્થનું स्यादस्ति अवक्तव्य; स्यान्नास्ति अवक्तव्य, અને स्यादस्ति स्यान्नास्ति स्यादवक्तव्य એવી ત્રણ રીતિઓ વિધાન કરવાની થાય છે. આ પ્રમાણે પદાર્થનું સાત રીતિઓ અથવા ભંગી વડે જે પ્રતિપાદન કરવું તેનું નામ सप्तभगीनय. સર્વ પદાર્થોના સંબંધમાં આ સાત પ્રકારે વિધાન કરી શકાય છે, અને તેથી સર્વ પદાર્થો પ્રથમ દર્શને એકરૂપના જણાય છે અથવા સમજાવાય છે તો પણ બીજા રૂપમાં અથવા અંશમાં ભાવરૂપે, અભાવરૂપે અથવા અનિર્વચનીયરૂપે ગુંચાયેલા હોવાથી સર્વ પદાર્થો અનૈકાંતિક ગણાવા ઘટે છે. આ પ્રમાણે પ્રથમ દર્શને ઐકાંતરૂપવાળો પદાર્થ અધિક વિચારથી અનૈકાંતિક છે એવી સમજણ ધરાવનારને ઐકાંતિક ગ્રહ વળગતો નથી. વસ્તુના સ્વરૂપનિર્ણય પ્રસંગે અમુક મુદ્દામાં તે નિર્ણય એકાંત ગણી વ્યવહાર થાય છે, પરંતુ વસ્તુવિચારથી તે વસ્તુ બીજારૂપે સમજાય છે આથી અન્ય મતભેદને અવકાશ હમેશાં હોય છે. આવો ઉદારવાદ સપ્તભંગીનયમાં સમાયેલો છે. તત્ત્વજ્ઞાનમાં આપેક્ષિક સત્યત્વવાદ (Theory of Relativity) હાલ જે કહેવામાં આવે છે તેનું પુરાતન રૂપ આ स्याद्वादमां અથવા सप्तभंगीनयमां છે.

## स्याद्वाद માં કસાયેલી બુદ્ધિનું તાટસ્થ્ય

આ કારણથી શ્રી યશોવિજયજી પોતાના 'જ્ઞાનસાર'ના ૭૬ મા અષ્ટકમાં કહે છે કે:—

स्वागमं रागमात्रेण द्वेषमात्रात्परागमम् ।
न श्रयामस्त्यजामो वा किंतु मध्यस्थया दृशा ॥

'અમે માત્ર રાગથી સ્વ એટલે જૈન આગમનો આશ્રય કે માત્ર દ્વેષ વડે પર એટલે જૈનેતર આગમનો ત્યાગ કરતા નથી; પરંતુ મધ્યસ્થ દૃષ્ટિથી અવલોકન કરી યથોચિત કરીએ છીએ.'

આગમ સંબંધમાં જેવી તટસ્થતા જરૂરની છે, તેવો આપ્ત પુરુષના સંબંધમાં પણ તત્ત્વજિજ્ઞાસુએ તટસ્થભાવ સ્વીકારવો જોઈએ. પરમ વીતરાગ હરિભદ્રસૂરિ એક સ્થળે કહે છે:—

पक्षपातो न मे वीरे, न द्वेषः कपिलादिषु ।
युक्तिमद्वचनं यस्य, तस्य कार्यः परिग्रहः ॥

વળી તે જ યતિવરે મહાવીરમાં ભક્તિભાવ બાંધવાનું કારણ જણાવ્યું છે:—

बंधुर्न नः स भगवान् रिपवोऽपि नान्ये
साक्षान्नदृष्टचर एकतरोऽपि चैषाम् ।
श्रुत्वा वचः सुचरितं च पृथक् विशेषम्
वीरं गुणातिशयलोलतयाः श्रिताः स्मः ॥

'વીર ભગવાન એ કંઈ મારા બંધુ અથવા સગા નથી કેમ કે તે ક્ષત્રિય જાતિના અને હું બ્રાહ્મણ જાતિનો છું. વળી કપિલ, બુદ્ધ વગેરે મોટા ધર્મધુરંધરો મારા શત્રુ નથી. આ વ્યક્તિઓમાંથી કોઈને મેં પ્રત્યક્ષ જોયા નથી; તો પણ વિશેષરૂપે દરેકના ચરિત્રનું મેં શ્રવણ કર્યું છે તે મેં ધ્યાનપૂર્વક અવલોકન કર્યું છે છેવટે વીર ભગવાનમાં વિશેષતા જણાવાથી તેના શાસનનું અવલંબન કરીએ છીએ.'

આ પ્રમાણે આગમ સંબંધમાં અથવા આપ્ત મહાપુરુષ સંબંધમાં જેમની મતિ પક્ષપાત વિનાની અથવા તટસ્થ ભાવવાળી છે તેઓ જ તત્ત્વજ્ઞાનના સાચા અધિકારી છે. તત્ત્વજ્ઞાનની શ્રેણીમાં

દેવતાવાદનું પ્રાધાન્ય નથી. તત્ત્વ દેવતાનું રૂપ ધરી શકે, પરંતુ દેવતા તે કંઈ તત્ત્વ જ એટલે સત્ય આત્મા હોય એવું નથી. તત્ત્વભૂત આત્મવસ્તુ લઈએ તો દેવતા મારાતમારા જેવા અભિમાની અથવા જીવ ગણાય. પછી તે ક્રમથી મુક્ત થયેલા હોય કે નિત્યસિદ્ધ હોય. આત્મવસ્તુ સગુણ પરમેશ્વર અથવા તીર્થંકરનું રૂપ પકડે. પરંતુ સગુણ પરમેશ્વરની પીઠમાં નિર્ગુણ વસ્તુ છે. ગુણોના આધારમાં "અંતર્ગુણો" અથવા "બહિર્ગુણો" પરદેવતા–નિર્ગુણતા અથવા સગુણતા–નો દૈવી ભાવ પ્રકટ થઈ શકે આધારસત્યમાં અનેક પર્યાયધર્મો સંભવી શકે છે, પછી તે ધર્મો પૈકી ઉપાસકને કયા ઇષ્ટ છે અને કયા અનિષ્ટ છે તે ઉપાસકના મતિભેદ ઉપર આધાર રાખે છે. પરમાર્થ વસ્તુ સમજાયા પછી "ઇષ્ટદેવતા" ચિત્તના ગુણાધિકારને લઈ ભિન્ન હોઈ શકે, પરંતુ એકના ઇષ્ટ દેવતાને બીજાના ઇષ્ટ દેવતાને નિંદવાનો હક ઊભો થતો નથી. ચડિયાતા ગુણોવાળી દેવતાનું સ્વરૂપ જેમ જેમ તટસ્થવૃત્તિના અભ્યાસથી સમજાતું જશે તેમ તેમ ઇષ્ટદેવનું ચડિયાતું રૂપાંતર ઉપાસકની મતિ કર્યા વિના નહિ રહે આ નિયમ બ્રાહ્મણો, જૈનો, બૌદ્ધો વગેરે સર્વ ધર્મના શુદ્ધ ઉપાસકોએ પાળવો જોઈએ. આવી માધ્યસ્થવૃત્તિ કેળવવામાં જૈન શાસનનો સ્યાદ્‌વાદ વિચારકને ઉપયોગી થયા વિના નહિ રહે..

છેવટે જણાવવું જોઈએ કે જેઓ એકાંતવાદી છે તેમને પણ પ્રકારાંતરે જાણ્યે–અજાણ્યે આ સ્યાદ્‌વાદ અથવા અનેકાંતવાદ સ્વીકારવો પડ્યો છે. ઉદાહરણ તરીકે, ત્રણ ગુણોના સામ્યભાવવાળી પ્રકૃતિમાં પ્રસાદ, સંતાપ, દૈન્ય, વગેરે અનેક ધર્મોનો એકાશ્રયમાં સ્વીકાર સાંખ્ય વિચારકને કરવો પડ્યો છે. વળી નૈયાયિકો પણ દ્રવ્ય, ગુણ અને કર્મ એ ત્રણ પદાર્થો સામાન્ય તથા વિશેષરૂપ છે એમ માને છે. બૌદ્ધોએ પણ પાંચ વર્ણવાળા રત્નને "મેચક" કહી ચિત્રજ્ઞાનનો સ્વીકાર વિજ્ઞાનવાદમાં કર્યો છે. પૂર્વમીમાંસકોએ

પ્રમેય અને પ્રમિતિના જ્ઞાનને એકરૂપે માન્યું છે. બ્રહ્મવસ્તુ અંતર્ગત માયાશક્તિના પ્રભાવથી એકી વખતે અનેકાકાર થઈ જગદ્‌નો વિભ્રમ કરે છે એવું માનનાર વેદાંતી શું અનેકાંતવાદી નથી ? આ ઉપરથી સમજાશે કે સર્વ વિચારકોને ન્યાયની દૃષ્ટિથી આ અનેકાંતવાદનો જાણ્યે-અજાણ્યે પણ સ્વીકાર કરવો પડ્યો છે. તો જૈનોના તે વાદ ઉપર થતા આક્ષેપ વગરવિચારના અથવા પ્રદ્વેષથી પ્રેરાયેલા છે એમ તટસ્થ ચિંતકને સમજાયા વિના નહિ રહે. આવી માધ્યસ્થ અથવા તટસ્થ વૃત્તિ સેવ્યા વિના તત્ત્વજ્ઞાન વાસ્તવમાં ઉદય પામતું જ નથી.

પશ્ચિમના ધર્મ અને તત્ત્વજ્ઞાનના નિપુણ ચિંતકોને પણ અનેકાંતવાદનો મહિમા સમજાયો છે. પ્રોફેસર ડેનિયલ ફ્લેમિંગ "Attitude Towards Other Faiths"—પરધર્મો પ્રતિની ભાવના —નામના ગ્રંથમાં જણાવે છે કે કોઈ પણ ધર્મવાળાએ એવું માની બેસવું ન જોઈએ કે તેનો પોતાનો જ ધર્મ સત્ય છે, અને બીજા પરધર્મીઓ અંધારામાં કૂટાય છે. પરમતને માનદૃષ્ટિથી જોવો એનો અર્થ એવો નથી કે બધી ધર્મસંસ્થાઓ સમાન રીતે સત્ય છે, અથવા સમાન રીતે આપણા આત્માનું સંતર્પણ કરી શકે તેમ છે; તેમ તેનો હેતુ એવો પણ નથી કે બધા ધર્મોને એક સમાન કક્ષા ઉપર બળાત્કારથી લાવી મૂકવા. મનુષ્યનું સામાન્ય મનુષ્યત્વ સઘળા ભૂમંડલ ઉપર એકસરખું છે. અંતર્યામી આત્મા સઘળી જાતની પ્રજામાં ચિત્તનું શોધન કરવાના સમાનપણે પ્રયત્ન કરી રહ્યા છે. ઘણા ધર્મોનાં તંત્રોમાં અથવા પદ્ધતિઓમાં સત્ય અને કલ્યાણના અંશો જોવામાં આવે છે; અને તે એવું સૂચવે છે કે સર્વ સત્યના આધારભૂત પરમેશ્વર તેવાં ઝાંખાં સત્યોના પ્રેરક છે. પરંતુ આવાં ઝાંખાં સત્યો અથવા અર્ધસત્યો અજ્ઞાન અને ભ્રષ્ટતાના વાતાવરણમાં ગુંચાયેલાં હોય છે. બીજા ધર્મો પ્રતિ ન્યાયવાળી દૃષ્ટિ ત્યારે જ આવી શકે કે જ્યારે આપણે ખુલ્લા હૃદયથી અને સમભાવથી તે ધર્મોનો અભ્યાસ કરીએ.

વળી આવા અભ્યાસથી એવું પણ ન સમજવું કે આપણા પોતાના ધાર્મિક અનુભવમાં શિથિલતા અથવા અનાદર છે. કાશીના પંડિતોએ સાધુ સુંદરસિંહને પૂછ્યું કે ખ્રિસ્તી ધર્મમાં તમને શું મોટું સત્ય જડયું? તેનો ઉત્તર તે સાધુએ આપ્યો કે "મેં જિસસ ક્રાઈસ્ટને મેળવ્યા." આવો જ ઉત્તર જૈન ધર્માભ્યાસી પણ આપી શકે કે "મેં શ્રી મહાવીરમાં ધર્મસત્ય જોયું." તેવો જ ઉત્તર એક ભક્ત હિન્દુ પણ આપી શકે કે મારા ધર્મનું સત્ય મેં શ્રીકૃષ્ણમાં અથવા શ્રી રામચંદ્રમાં જોયું છે. પરધર્મો પ્રતિ આદરબુદ્ધિ અને તેમનાં શ્રદ્ધામય મંતવ્યો પ્રતિ માનદૃષ્ટિ એ એક જાતની સંસ્કારવાળી મતિનું ફલ છે. જો કે પોતાનો ધાર્મિક ભાવનાનો સ્વાનુભવ ચડિયાતો હોય, તો પણ પારકાની ધર્મભાવના પ્રતિ તેથી આદરબુદ્ધિનો ભંગ થતો નથી. છેવટે એટલું પણ સમજવું જોઈએ કે સર્વ ધર્મો અને દર્શનો એકાંત જડવાદ અને નાસ્તિકતા સામે સમાન કક્ષાથી વિરોધ કરવાને બંધાયેલાં છે. આથી ચૈતન્યવાદ અને આસ્તિકતાના સંબંધમાં સર્વ મતોએ એકતંત્ર થવું જરૂરનું છે. બ્રાહ્મણોએ, બૌદ્ધોએ અને જૈનોએ એકતંત્ર થઈ આર્ય ભૂમિનાં ધર્મનાં અને દર્શનનાં ધ્યેયો સ્ફુટ કરવાં જોઈએ. પોતપોતાનાં સ્વાધ્યાય અને તપ વડે ધર્મતત્ત્વનાં ધ્યેયો અનુભવમાં આવે તેનો સમયોચિત પ્રકાશ કરવો એ પર્યુષણાદિ પર્વોનું પ્રયોજન હોવું જોઈએ.*

(અમદાવાદ, ૧૨-૯-૧૯૨૮)

* પંડિત સુખલાલજીની વિનંતિથી અમદાવાદમાં પર્યુષણ-પ્રસંગે આપેલું અને પછી 'પ્રસ્થાન' માસિકમા પ્રગટ થયેલું વ્યાખ્યાન.

# કેવલાદ્વૈત અને શુદ્ધાદ્વૈત

ગુજરાતી ભાષામાં તત્ત્વચિંતનનું સાહિત્ય ઘણું અલ્પ છે. બ્રહ્મનિષ્ઠ મણિલાલ દ્વિવેદી પછી સ્વતંત્ર વિચારકોની સંખ્યા આંગળીના વેઢા ઉપર ગણી શકાય એટલી જ છે. જે કંઈ સાહિત્ય ઉત્પન્ન થયું છે તે ઘણે ભાગે ભાષાંતરરૂપ છે, અને શ્રદ્ધાને તથા વિચારને ઉત્તેજિત કરે તેવાં લખાણો થતાં નથી. મરાઠી ભાષામાં સ્વતંત્ર ચિંતનરૂપ લેખો આપણા પ્રાચીન સંસ્કૃત દર્શનસાહિત્યને લગતા તથા ઇતિહાસ-પુરાણોને લગતા જેટલા પ્રકટ થયા છે તેનો દશાંશ મારા જાણવા પ્રમાણે ગુજરાતીમાં પ્રકટ થયો નથી. આવા સંજોગોમાં "તત્ત્વજ્ઞાનના નિબંધો"નું પુસ્તક શ્રી મનુભાઈ ચંદ્રવિદ્યાનંદ પંડ્યા તરફથી હાલ પ્રસિદ્ધ થયું છે તે આદર પામવા યોગ્ય છે.

આ પુસ્તકના નામ સંબંધમાં આરંભમાં કહેવું જોઈએ કે આ નિબંધો શાંકરદર્શનની શ્રેણીની યોગ્યાયોગ્યતાને જ માત્ર ચર્ચે છે,-સમગ્ર તત્ત્વજ્ઞાનના વિશાલ પ્રદેશને સ્પર્શ કરનારા નથી. શ્રી શંકરાચાર્યનું અદ્વૈતદર્શન ભારતવર્ષની વિચારની પદ્ધતિઓમાં ઘણું ઉચ્ચ સ્થાન ભોગવે છે એમાં વિવાદ નથી, પરંતુ તત્ત્વજ્ઞાનની પરિસમાપ્તિ તે જ દર્શનમાં છે એવું મંતવ્ય ઘણા અભ્યાસકોનું છે તે ભૂલભરેલું છે. તત્ત્વજ્ઞાનનાં મુખ્ય ત્રણ પ્રમેયો જીવ, જગત અને ઈશ્વર પૈકી જીવ અને ઈશ્વરના તાદાત્મ્ય સંબંધમાં શાંકરદર્શનનું મુખ્ય પ્રામાણ્ય છે, અને બ્રહ્માત્મૈક્યવાદની સ્થાપના કરવામાં શંકરા-

ચાર્યે જે શ્રુતિ, સ્મૃતિ અને તર્કની એકવાક્યતા કરવાનો શ્રમ લીધો છે તેમાં ઘણી ચમત્કૃતિ છે. પરન્તુ પ્રપંચ અથવા જગતનાં અનુભવાતાં સ્વરૂપ અને વૈભવ સંબંધમાં શાંકર વેદાંત કરતાં સાંખ્ય-યોગાદિ દર્શનોએ જે વ્યાપક ચિંતનો કર્યાં છે તેની સરખામણીમાં માયાવાદે કંઈ જ કર્યું નથી એમ કહીએ તો ખોટું નથી.

પ્રસ્તુત નિબંધોમાં બાર વિષયો ઉપર ચિંતન છે અને તે ઉપરાંત " વેદાંત તત્ત્વજ્ઞાનની સંક્ષિપ્ત મીમાંસા " નામની વિદ્વત્તા-ભરેલી પ્રસ્તાવના છે. વેદાંતદર્શનનાં ત્રણ પ્રસ્થાનો છેઃ (૧) શ્રુતિપ્રસ્થાન એટલે ઉપનિષદો, (૨) સ્મૃતિપ્રસ્થાન એટલે ભગવદ્‌ગીતા વગેરે ગ્રંથો અને (૩) ન્યાયપ્રસ્થાન એટલે બાદરાયણ વ્યાસનાં બ્રહ્મસૂત્રો. આ ત્રણ પ્રસ્થાનો જીવ, જગત અને ઈશ્વર સંબંધમાં કયા સિદ્ધાંતનું પ્રતિપાદન કરે છે એ તકરારી વિષય છે. શ્રી શંકરાચાર્ય અને તેમના અનુયાયીઓ આ ત્રણ પ્રસ્થાનમાંથી જે સિદ્ધાંત તારવે છે તેનું નામ કેવલાદ્વૈત મત છે. શ્રી વલ્લભાચાર્ય અને તેમના અનુયાયીઓ આ ત્રણ પ્રસ્થાનોમાંથી જે સિદ્ધાંત તારવે છે તેનું નામ શુદ્ધાદ્વૈત મત છે. આ ત્રણ પ્રસ્થાનો ઉપર મધ્વાદિનો દ્વૈત મત રામાનુજાદિનો વિશિષ્ટાદ્વૈત મત, વિજ્ઞાનભિક્ષુનો અવિભાગાદ્વૈત મત, નિંબાર્કાદિનો ભેદાભેદ મત, વગેરે અનેક મતોનો આધાર છે. હાલનાં ઉપલબ્ધ સાધનો શાંકર-સિદ્ધાંતને પૂર્ણરૂપમાં પ્રકાશિત કરે છે, અને તે સિદ્ધાંતનું અધ્યયન–અધ્યાપન ઈસવી સનના આઠમા સૈકાથી આજ સુધીમાં એટલું તો અવિચ્છિન્ન ચાલ્યું છે કે વેદાંતદર્શન એટલે શાંકરદર્શન એવું જ સામાન્ય પ્રજા તો સમજે છે. પાછલાં પચાસ વર્ષમાં પ્રસ્થાનત્રયી ઉપરનાં અન્ય આચાર્યોનાં ભાષ્યો અને વિવરણો પ્રકાશિત થવાથી વિચારકોની દૃષ્ટિ ઊઘડી છે, અને મુદ્દાનો પ્રશ્ન એ ઉપસ્થિત થયો છે કે શાંકરમત મૂલપ્રસ્થાનના પ્રણેતાઓના નિર્ણયોને અનુસરે છે કે તેમાં શંકરાચાર્યના પોતાના સ્વતંત્ર વિચારો પ્રવિષ્ટ થવા પામ્યા છે.

પ્રસ્તુત નિબંધોમાં શ્રી વલ્લભાચાર્યનો જગત સંબંધમાં અવિકૃતપરિણામવાદ અને બ્રહ્મ અથવા પરમાત્મા સંબંધમાં સર્વ-ધર્માશ્રયત્વવાદ પૂર્વપક્ષમાં છે, અને શ્રી શંકરાચાર્યનો જગત સંબંધમાં વિવર્તવાદ અને બ્રહ્મ સંબંધમાં સર્વધર્મથી પર નિર્ગુણવસ્તુવાદ ઉત્તરપક્ષમાં છે. આ નિબંધોમાં પૂર્વપક્ષના લેખો ઘણું કરીને વલ્લભ-સંપ્રદાયના કોઈ સમર્થ વિચારકના વર્તમાનપત્રોમાં અપાયેલા છે, અને ઉત્તરપક્ષના વિચારો શ્રી મનુભાઈ પંડ્યાના પોતાના વર્તમાનપત્રોમાં ઉત્તર તરીકે અપાયેલા જણાય છે. વાદની રીતિ, કેટલાંક સ્થાનો બાદ કરીએ તો, શિષ્ટતાથી ઘડાયેલી છે, અને જૂના ગ્રંથોમાં જે અંગત આક્ષેપો કરવામાં આવતા તેવા દોષોથી નિબંધો મુક્ત છે, જો કે કોઈક કોઈક સ્થાને શાંકરદર્શનનો મતાગ્રહ ઉત્પન્ન કરે છે. વલ્લભાચાર્યનો શુદ્ધાદ્વૈત મત ખરો કે શંકરાચાર્યનો કેવલાદ્વૈત મત ખરો એ નિર્ણયનું સાહસ કરવું ઇષ્ટ નથી, કારણ કે જેમાં આ અવલોકન પ્રસિદ્ધ થાય છે તેનું નામ કૌમુદી છે. ચંદ્રમાનો શાંત અને રમ્ય પ્રકાશ સારાનરસા સર્વ પદાર્થોને પ્રકાશિત કરે, અને તે તે પદાર્થોની એબ અથવા દોષોને પાછળ નાખી તેના ચમત્કાર અથવા ગુણોને આગળ તરતા કરે. ન્યાયનિર્ણય કરવાનું કામ કૌમુદીના તંત્રી લઈ શકે નહિ, કારણ કે તેની પાસે વિદ્યાપીઠની સત્તા નથી: પરંતુ તત્ત્વાભ્યાસીને પોતાના નિર્ણય કરવામાં પત્રકારનું વિવેચન સહાયક થાય. આવી તટસ્થ નીતિનો આશ્રય લઈ અત્રે વિવેચન કરવું યોગ્ય ગણ્યું છે.

શુદ્ધાદ્વૈત મતવાળા અને કેવલાદ્વૈત મતવાળા એક સ્થાને બેસી ન્યાયનિર્ણય કરવા ચર્ચા કરે તો મને લાગે છે કે તેઓ મુદ્દાની બાબતમાં એકમત થઈ શકે. ઉદાહરણ તરીકે બ્રહ્મની નિર્દોષતા અથવા શુદ્ધ સ્વરૂપ બંને મતમાં ઇષ્ટ છે. તે શુદ્ધ સ્વરૂપનું સ્થાપન વલ્લભમતવાળા અવિકૃતપરિણામવાદ વડે કરે છે. એટલે કે, જેમ સુવર્ણ પોતાના મૂલ રૂપથી ભ્રષ્ટ થયા વિના અનેક પ્રકારના અલંકારોમાં

અનેક આકાર અને રૂપ ધારણ કરે છે, તેમ બ્રહ્મ પણ આ વિચિત્ર વિશ્વરૂપે બને છે. શાંકર મતવાળા બ્રહ્મના શુદ્ધ સ્વરૂપનું સ્થાપન માયાવાદ અથવા અધ્યાસવાદ ઉપર રચાયેલા વિવર્તવાદ વડે કરે છે એટલે કે, જેમ દોરડીમાં દોરડીનું સ્વરૂપ બદલાયા વિના સર્પનો આભાસ આપણને થાય છે, તેમ બ્રહ્મતત્ત્વ કોઈપણ પ્રકારના વિકાર અથવા પરિણામ પામ્યા વિના જગદાકાર ભાસે છે. આ પ્રકારે સહજ સમજાય તેમ છે કે બ્રહ્મસ્વરૂપ નિત્યનિર્મળ છે અને તે આપણું પ્રાપ્તવ્ય છે. તેની નિત્યનિર્મળતા શી રીતે હોય અથવા સંભવે-એનો આપણા અનુભવમાં તાળો મેળવવા એકે અવિકૃત-પરિણામવાદ યોજ્યો છે, અને બીજાએ વિવર્તવાદ યોજ્યો છે.

આ વાદોનું પ્રયોજન દૃષ્ટાંત વડે સુગમતાથી બ્રહ્મની નિર્મળતા શી રીતે સમજાય એમાં જ સમાયેલું છે, પરંતુ જ્યાંથી દૃષ્ટાંતના સર્વ અંશો દાર્ષ્ટાંતિકમાં લગાડવાનો પ્રયત્ન થાય છે કે વિચારનું ચક્ર મતાંધતા ઉપર ચઢી જાય છે. જો અવિકૃતપરિણામવાદ વડે બ્રહ્મ-વસ્તુના નિર્મળપણાનો અનુભવ થઈ શકતો હોય તો તે વાદનો આશ્રય કરવો, અને વિવર્તવાદ વડે તે અનુભવ જાગતો રહેતો હોય તો તેનો આશ્રય કરવો. ટૂંકી દૃષ્ટિવાળા કોઈ લોઢાના સળિયાવાળાં ચશ્માં વાપરે અને કોઈ સોનાની દાંડીવાળાં વાપરે એમાં પ્રત્યક્ષ જ્ઞાનમાં શો ફેર પડે? આ કારણથી, શંકરમતના એક પ્રાચીન વિચારક કહે છે કે જે જે વિચારપદ્ધતિથી અદ્વૈતાનુભવ જાગે તે તે પદ્ધતિ તે તે વિચારકને ઉપયોગી છે, પછી પદ્ધતિઓ ભલે પરસ્પર વિરુદ્ધ જણાતી હોય. આ નિબંધોના વાચક અવિકૃતપરિણામવાદ અને વિવર્તવાદને બ્રહ્મવસ્તુની નિર્મળતાના અનુભવમાં સહાયક સાધન તરીકે જ ચર્ચાયેલા સમજશે તો બુદ્ધિની અથડામણમાંથી બચશે અને બ્રહ્મવસ્તુનું સ્વરૂપ સુગમતાથી સમજી શકશે

વલ્લભમતવાળાનો માયાવાદ ઉપર જે બળવાન કટાક્ષ છે તે

બાબતમાં પણ તટસ્થ વાચકે વિચાર કરવાનો છે. શંકરાચાર્યે પ્રસ્થાનત્રયી ઉપરથી કેવલાદ્વૈત સિદ્ધાંતનું સ્થાપન કર્યું તે પહેલાં કેવલાદ્વૈત સિદ્ધાંતના વિચારકો ન હતા એમ માનવું પણ ભૂલભરેલું છે. શંકરાચાર્યના પુરોગામી ઉપવર્ષાદિ આચાર્યોએ કેવલબ્રહ્મવાદનો આશ્રય લીધો હતો, અને બાદરાયણનાં બ્રહ્મસૂત્રોમાં પણ કાશકૃત્સન, ઔડુલોમિ વગેરે વિચારકોનાં નામ પણ આવે છે. શંકરાચાર્યના પુરોગામી દ્રવિડાચાર્ય પણ કંઈક શાંકરમતના સમર્થક જણાય છે. પરંતુ આ શંકરપુરોગામી આચાર્યોને માત્ર વેદાનુસારી સિદ્ધાંતનું મંડન કરવાનું હતું, બૌદ્ધ વિચારકોની સામે ટક્કર ઝીલવાનો પ્રસંગ તેમને આવ્યો ન હતો. બૌદ્ધધર્મના મહાયાનનું સાહિત્ય ઘડાયા પછી એટલે ઇસવીસનના પહેલા બીજા સૈકાથી તે શંકરાચાર્યના ઇસવીસનના આઠમા સૈકાના જીવનસમય સુધીનાં લગભગ ૮૦૦ વર્ષ પર્યંતમાં મહાયાનના યોગાચાર શાખાના વિજ્ઞાનવાદ અને માધ્યમિક શાખાના શૂન્યવાદ સામે વૈદિક દર્શનોએ પોતાના સિદ્ધાંતોનો બચાવ કરવાનો હતો, અને તે પણ વેદવાક્યના પ્રામાણ્યનો જ આશ્રય લઈને નહિ,—કારણ કે બૌદ્ધો વેદવાદી ન હતા—પરંતુ તર્ક વડે કરવાનો હતો. બૌદ્ધોના વિજ્ઞાનવાદમાં અને ઉપનિષદના વિજ્ઞાનવાદમાં એટલો તો નિકટ સગાઈસંબંધ છે કે બન્ને દર્શનોના વિચારકોએ વિચારપદ્ધતિમાં પરસ્પર ઘણી લેવડદેવડ કરી છે. શંકરાચાર્યની પહેલાં લગભગ સો દોઢસો વર્ષ ઉપર થયેલા બૌદ્ધ વિજ્ઞાનવાદી શાંતરક્ષિત આચાર્યે અદ્વૈતબ્રહ્મવાદને "અલ્પ અપરાધ"-વાળો જણાવી તેના ખંડનમાં વધારે શ્રમ લીધો નથી. તેવી જ રીતે નિત્ય બ્રહ્મચૈતન્યવાદના હિમાયતી ગૌડપાદાચાર્ય તથા તેમના લગભગ સમકાલીન 'બ્રહ્મસિદ્ધિ' વગેરે ગ્રંથના કર્તાઓ તથા 'પંચપાદિકા'ના કર્તા શંકરાચાર્યના શિષ્ય પદ્મપાદાચાર્ય વગેરેને પણ અધ્યાસવાદની ચર્ચામાં પોતાના વિચારો બૌદ્ધ વિજ્ઞાનવાદ સાથે ઘણા નજીક આવી જતા જણાયા છે, અને તેથી પોતાના સિદ્ધાંતો કયા

અંશોમાં ભિન્ન છે તે જણાવવા તેમને ખાસ કાળજી લેવી પડી છે.

આ વિશ્વનું મૂલ કારણ વિજ્ઞાનમય અથવા ચિન્મય છે, અને દૃશ્ય જગત અવિદ્યા વડે ઉત્પન્ન થયેલી ભ્રાંતિ છે, આ નિશ્ચય બૌદ્ધ વિજ્ઞાનવાદી પૈકી અશ્વઘોષ, વસુબંધુ અસંગ, દિઙ્નાગ વગેરે મહાસમર્થ ચિંતકોએ વેદનો આશ્રય લીધા વિના ભગવાન બુદ્ધના સમ્યગ્બોધિ અથવા "અભિધર્મ" સાહિત્યના આધારે ઘડયો હતો. આ નિર્ણય ઘડવામાં આ વિજ્ઞાનવાદીઓને માયાવાદનો આશ્રય લેવો પડયો હતો. શંકરાચાર્યના પરમ ગુરુ ગૌડપાદાચાર્યનો અદ્વૈત-બ્રહ્મસિદ્ધાંત અને અજાતવાદ—એટલે જગત વસ્તુતઃ ઉત્પન્ન થયેલું નથી એવો વાદ—તેમણે પોતાની 'માંડૂક્ય' ઉપનિષદ્ ઉપરની કારિકામાં સ્થાપ્યો છે, તેમાં બૌદ્ધ વિજ્ઞાનવાદની પરિભાષાનો આશ્રય લીધો છે; અને તત્ત્વનો નિર્ણય ક્ષણિક વિજ્ઞાનવાદમાં નહિ પરન્તુ સ્થિર બ્રહ્મવિજ્ઞાનવાદમાં કર્યો છે.

ઐતિહાસિક દૃષ્ટિથી સરળતાથી સમજાય એમ છે કે બ્રહ્માદ્વૈતનો સીધો વારસો શાંકરવેદાંતમાં ઉપનિષદોમાંથી ઊતર્યો છે, અને તેની તર્ક વડે સાબિતી કરવામાં જે વિવર્તવાદ અને માયાવાદનો આશ્રય લીધો છે તેમાં કેવળ વેદવાકયોની સીધી સરિતા વહેતી નથી, પરંતુ તેમાં એક હજાર વર્ષ સુધી ચાલેલા બૌદ્ધ વિચારકોના વાદની નાનીમોટી નદીઓના વહેણ ભેગાં થયાં છે. આ વિચારનાં વહેણની ભેળસેળ શાંકર વેદાંતીઓ ઓળખી શકતા નથી, કારણ કે શંકરાચાર્યના પૂર્વભાવી બૌદ્ધ અને જૈન તત્ત્વગ્રંથોનો ગ્રંથો લોપ પામ્યા છે, અને જે કંઈ શેષ રહયા છે તેનો અભ્યાસ થતો નથી બૌદ્ધ વિજ્ઞાનવાદના શંકર-પૂર્વભાવી ગ્રંથો જેવા કે વસુબંધુના વિજ્ઞપ્તિમાત્રતાસિદ્ધિની વિંશતિકા અને ત્રિંશતિકા વગેરે ફ્રાન્સમાંથી હાલ પ્રકટ થયાં છે, તેનું અવલોકન કરતાં જણાશે કે વિવર્તવાદ અને માયાવાદનાં બીજકો બૌદ્ધ વિજ્ઞાનવાદમાં છે. પરન્તુ જે માયાવાદ

વડે ક્ષણિક વિજ્ઞાનવાદ સાબિત થાય છે, તે વડે બ્રહ્માદ્વૈતવાદ પણ સાબિત થાય છે, અને આથી બૌદ્ધોનું પારકું શસ્ત્ર શંકરાચાર્યે કેવલાદ્વૈતવાદની સિદ્ધિમાં વાપર્યું, તેથી કેવલ વેદવાક્ય ઉપર જ સિદ્ધાંત બાંધવાના આગ્રહવાળા બ્રાહ્મણ ચિંતકો શંકરાચાર્ય ઉપર પ્રચ્છન્ન બૌદ્ધપણાનો આક્ષેપ કરે છે. પ્રત્યક્ષ શ્રુતિઓ વડે માયાવાદ તારવવો અને હજાર વર્ષના બૌદ્ધ વિજ્ઞાનવાદની દર્શનશાસ્ત્ર ઉપર કંઈ અસર થઈ જ નથી એમ માનવું એ વિચારની કસોટીએ ટકી શકે તેમ નથી. કેવલ બ્રહ્મવાદની સાબિતી કરવામાં માયાવાદ વધારે ચમત્કૃતિ-વાળો અને તર્કશક્તિથી બંધ બેસે તેવો છે, અને અવિકૃતપરિણામવાદ કદાચ શ્રુતિઓ સાથે બંધ બેસતો આવે તો પણ તર્ક વડે ડગમગે છે, એ ચર્ચાનો વિષય છે.

આ વિષયની ચર્ચામાં પ્રસ્તુત નિબંધોમાં પૂર્વપક્ષી વલ્લભમતના વાદીએ ઉપન્યાસ કરવામાં ઘણી બળવાળી દલીલો કરી છે. એનો પરિહાર કરવામાં શ્રી મનુભાઈ પંડ્યાએ પણ વિચારવા યોગ્ય રદિયા આપ્યા છે. આ ચર્ચાનો પ્રસંગ ખરી રીતે તત્ત્વજ્ઞાનનાં પ્રમેયો—જીવ, જગત અને ઈશ્વરનાં સ્વરૂપ સંબંધને લગતો છે, અને તેમાં દેવતાવાદને વસ્તુતઃ સ્થાન નથી, છતાં પરબ્રહ્મ અથવા પરમેશ્વરના સાકાર અને અવતારી રૂપના ગુણદોષ સંબંધી ચર્ચા અસ્થાને થઈ છે, અને તે ચર્ચામાં ભક્તિશાસ્ત્રના સિદ્ધાંતો ઉપર કંઈક અણુઘટતો કટાક્ષ થયો છે. ભક્તિના ગુણ અને દોષ છે, તેવા જ્ઞાનના પણ ગુણ અને દોષો છે. બ્રહ્મવસ્તુ સંબંધમાં ભક્તિ અને જ્ઞાન, બંનેને સ્થાન છે. બ્રહ્મવસ્તુ પોતે આનંદરૂપ હોવાથી અને રસરૂપ હોવાથી ભક્તિગમ્ય છે, અને તે સાથે ચિન્મય હોવાથી જ્ઞાનગમ્ય પણ છે. જ્ઞાન અને ભક્તિનો સુભગ સમન્વય 'શ્રીમદ્ભાગવત'માં જેવો થયો છે, તેવો અન્ય કોઈપણ ગ્રંથમાં અદ્યાપિ થયો નથી. ગોપિકાનો *શ્રીકૃષ્ણ પ્રતિનો પ્રેમ જો કે આરંભમાં સ્થૂલ કામથી આરંભ પામ્યો* હતો, પરંતુ તે પ્રેમનો આલંબન વિભાવ શ્રીકૃષ્ણની અમાનુષી

વ્યક્તિ ઉપર બંધાયેલો હોવાથી અને શ્રીકૃષ્ણની બાલ્યાવસ્થા વગેરે નિયમોનો વિચાર કરતાં રાસક્રીડાના પ્રસંગ પછી ગોપિકાની રતિ સૂક્ષ્મ કામના રૂપમાં પલટાઈ ગઈ હતી, અને જે અંતઃકરણની શુદ્ધિ ગોપિકાને થઈ હતી અને શ્રીકૃષ્ણનાં વાસ્તવ અધ્યાત્મ-સ્વરૂપને તે ઓળખી ગઈ હતી, તેવી શુદ્ધિ શ્રીકૃષ્ણના જીવન સમયે બીજા કોઈને ઉદય થઈ જ ન હતી. શ્રીકૃષ્ણના રાસક્રીડાના પ્રસંગમાં ગવાયેલા ગોપિકાગીતમાં જ :—

न खलु गोपिकानन्दनो भवानखिलदेहिनामन्तरात्मदृक्

"આપ કંઈ ગોપિકાનંદ નથી, પ્રાણીમાત્રના અંતર્યામી સાક્ષી આત્મા છો"—આવા અનુભવનો ઉચ્ચાર કરનાર ગોપિકાઓ "શ્રીકૃષ્ણના શરીરની જ પૂજારણો હતી, તેઓ શ્રીકૃષ્ણના હાર્દ-સ્વરૂપને જાણતી ન હતી" (પૃ ૩૫), એવું કહેવામાં નિબંધકર્તાએ ગોપિકાને અન્યાય કર્યો છે એટલું જ નહિ, પરંતુ શાંકરવેદાંતને પણ બાજુ ઉપર મૂક્યું લાગે છે. શાંકરવેદાંતના "અદ્વૈતસિદ્ધિ"ની તર્કશક્તિ આગળ આપણે તર્ક કરનારા આગિયા કીડા જેવા છીએ. તેમણે ભક્તિની જે કસોટી "ભક્તિરસાયન" નામના નિબંધમાં પરીક્ષકદૃષ્ટિથી કરી છે તે કસોટી ઉપર હું ધારું છું કે ગોપિકા ચઢી શકશે, પણ આપણે કહેવાતા વેદાંતીઓ બિલકુલ ચઢી શકીશું નહિ. ભગવાનની સાથે કામ, ક્રોધ, ભય, સ્નેહ, મૈત્રી વગેરે ભાવો વડે તન્મય થનારાં પ્રાણીઓ તેમના સ્વરૂપને પામ્યાનાં અનેક દૃષ્ટાંતો થયાં છે, થાય છે અને થશે. શું આપણે મીરાંબાઈને શ્રીકૃષ્ણની જડ મૂર્તિની પૂજારણ ગણીશું ? મીરાંબાઈ સાચી ઐતિહાસિક વ્યક્તિ છે, રાધા જેવી તે કાલ્પનિક વ્યક્તિ નથી. તેના પ્રેમને શું આપણે દૂષિત ગણવો ? પ્રેમની શુદ્ધિ-અશુદ્ધિનો સઘળો આધાર આલંબનના સત્યપણા ઉપર છે અને પ્રેમ બાંધનારના નિઃસ્વાર્થભાવ ઉપર છે. લૌકિક શિષ્ટાચારની મર્યાદામાં પ્રેમ કદી બંધાઈ જતો નથી.

શ્રીકૃષ્ણનું ભૌતિક જીવન "વિરુદ્ધધર્માશ્રય"ના સિદ્ધાંતનું પ્રત્યક્ષ સ્થાપક છે. એમાં કયો અંશ સ્વીકારવો અને કયો અંશ ત્યજવો એ કઠિન કામ છે. શ્રીકૃષ્ણની બાળપણની અમાનુષી પ્રવૃત્તિ અને ગોપિકા સાથેનો સબંધ ખોટો અને પાર્થસારથિ શ્રીકૃષ્ણે કરેલો ભગવદ્ગીતાનો તત્ત્વબોધ ખરો; અથવા બાળલીલા ખરી અને પ્રૌઢલીલા ખોટી; આવા બે વિકલ્પમાંથી કયો વિકલ્પ આપણે સ્વીકારીશું ? હું ધારું છું કે શ્રીકૃષ્ણના આધિભૌતિક જીવનને જેવું 'ભાગવત' અને 'મહાભારત'માં વર્ણવ્યું છે તેવું જ સ્વીકારી તેમના પર ભાવ એટલે બ્રહ્માત્મભાવના અનુભવબલ વડે આપણે ગુણદોષોનું સમીકરણ કરવું. આપણી વર્તમાન નીતિની કસોટી તેમના ઉપર ભાવને એટલે માનુષી વ્યક્તિને લગાડી આ જમાનાની આપણી બુદ્ધિને અઘટિત લાગે તે અંશો ભલે ત્યાજ્ય ગણીએ; તો પણ શ્રીકૃષ્ણનું અધ્યાત્મતેજ એટલું બધું તરવરે છે કે તેની મૂર્તિ હિંદુધર્મના પ્રત્યેક સંપ્રદાયને પૂજ્ય અને ઇષ્ટ તરીકે અખંડ જ્વલંત રહે છે. તે મૂર્તિને હિંદુધર્મમાંથી ખસેડી નાખવામાં આવે તો હિંદુધર્મનો પ્રાણ ગયો સમજવો. કૃષ્ણભક્તિના સ્થૂલ અતિશયમાં દોષ અને વિકાર પ્રવેશ પામવાનો ભય વેદાન્તીને હોય એ સ્વાભાવિક છે, પરંતુ સર્વ બ્રહ્મ છે એવા માત્ર વાચક સિદ્ધાંતના અતિશયમાં મિથ્યા ત્યાગ અને વૈરાગ્યનું અભિમાન તેટલું જ દોષવાળું અને વિકારવાળું ભગવદ્ભક્તને જણાય, તે પણ સ્વાભાવિક છે.

શ્રી પંડ્યાજી સાથે ઉપાસનાવિષયના આ નિર્ણયમાં આપણે એકમત થઈ શકીશું : 'ખરી ભક્તિ ભાવનામાં છે. ભગવાન તો ભાવનાના ભૂખ્યા છે. હૃદયની શુદ્ધ ભાવનાને જ ગીતામાં ઉત્કૃષ્ટ માનવામાં આવી છે.' પરંતુ તે સાથે આપણે એટલું પણ ઉમેરીશું કે શુદ્ધ ભાવના કેવલ વિચારભૂમિકામાં આવી અટકતી નથી, તે

આચારભૂમિકામાં ઊતરે છે; અને ભક્તિભાવ આપણા દેહના સાત્ત્વિક ભાવોમાં અને દાનના ઔદાર્યમાં પરિણમે છે. ભગવાનનું સ્મરણ કરતાં આપણામાં રોમાંચ અશ્રુ–પ્રનયાદિ સાત્ત્વિક ભાવો જાગે નહિ, ભગવદ્ભક્તને અર્થે આપણે, ધનાદિનો ત્યાગ કરી શકીએ નહિ, ત્યારે આપણે આપણા મનથી કંઈક જ્ઞાનશાસ્ત્રના મહિમાનું ગાન ગાતાં ઠગાઈએ છીએ એમ સ્વીકારવું પડશે

શાંકરમત અને વલ્લભમતની સરખામણી કરવામાં આ નિબંધો ઘણા ઉપયોગી છે, અને જો કે શાંકરમત જ્ઞાનપ્રધાન છે અને વલ્લભમત ભક્તિપ્રધાન છે તો પણ તેનાં મૂલ પ્રસ્થાનો શ્રુતિ, સ્મૃતિ અને બ્રહ્મસૂત્રો જ્ઞાન અને ભક્તિ ઉભયનાં બીજકોને ધારણ કરનારાં છે, અને જેવો ચિત્તાધિકાર તેવા અંકુરો આ પ્રસ્થાનત્રયીમાંથી મળે એમ છે, એટલું સામાન્ય વાચકને તેમાંથી સુગમતાથી સમજાશે. તત્ત્વજ્ઞાનના અભ્યાસકો આ નિબંધો વાંચી મૂલગ્રંથના સ્વતન્ત્ર અભ્યાસ તરફ આકર્ષાય એમ ઇચ્છીશું, કારણ કે મૂલ પ્રસ્થાનોના અભ્યાસ વિના વસ્તુનો નિર્ણય સામાન્ય વિચારક કરી શકે નહિ.*

(સાંતાક્રુઝ, તા. ૧૨-૧૧-૧૯૨૮)

* 'કૌમુદી' : માઘ, ૧૯૮૫.

# ‘પંચાક્ષરમુક્તાવલિ’

આ પંચાક્ષરમુક્તાવલિ નામના લઘુગ્રંથને પ્રસ્તાવનાની શી જરૂર ?—આ પ્રશ્ન જ્યારે મને પ્રસ્તાવના લખવાની વિનંતિ કરવામાં આવી ત્યારે સહજ સ્ફુર્યો હતો. પરંતુ ગ્રંથના છપાયેલા ફર્મા અવલોકી ગયા પછી મને જણાયું કે આ ગ્રંથ આ જમાનાના શિક્ષણ પામેલા ધાર્મિક જનો કદાચ કર્મનું અનુષ્ઠાન કરશે તો પણ તેમને કોયડા જેવો રહેશે, અને તેમાં સમાયેલા હેતુનું જ્ઞાન નહિ હોય તો યંત્રવત્ થતી ક્રિયામાં કાળે કરીને ફલોદયના અભાવે શ્રદ્ધાનો પણ ભંગ થશે. વાત ખરી છે કે હાથના કંકણને આરસીની જરૂર નથી, પરંતુ શુદ્ધ ચક્ષુની તો જરૂર ખરી. કોઈ નવવધૂની આંખો આવી હોય, અને ઘણાં સુંદર કંકણ પતિ તરફથી તેને પહેરાવવામાં આવે તો પણ તેને શો આનંદ આવે અને કંકણની તે શી રીતે કિંમત કરી શકે ? માટે બાહ્ય વસ્તુ જોવામાં શુદ્ધ ચક્ષુની અને આંતર વસ્તુ જોવામાં શુદ્ધ પ્રજ્ઞાની ઘણી અગત્ય છે. શુદ્ધ પ્રજ્ઞા વિના આપણાં ધર્મતંત્રો કોયડા જેવાં રહ્યાં છે અને રહેશે.

શિવપંચાક્ષર મંત્ર જગજાણીતો છે, પરંતુ આ પંચાક્ષર મંત્રની ફલસિદ્ધિ કરેલા ઘણા જ વિરલ છે. હાલ સાધકોના કરતાં સિદ્ધોનું ઝુંડ મોટું થયું છે, અને ક્રિયા કરાવનારા બ્રાહ્મણો સિદ્ધ તો નહિ, પરંતુ શુદ્ધ સાધક પણ રહ્યા નથી. આવી દુર્દશાના સમયમાં પંચાક્ષરમુક્તાવલિ નામનો કોઈ સિદ્ધેશ્વર પંડિતનો ગ્રંથ શુદ્ધ પ્રજ્ઞા વડે સમજવામાં આવે અને કોઈ પણ શુદ્ધ સાધક તેની

પ્રયોગપદ્ધતિ સિદ્ધ કરી જાણે, તો પ્રકાશકનો પુણ્ય હેતુ સફળ થાય એમ સમજી આ પ્રસ્તાવના લખાય છે.

જેમ રસાયણશાસ્ત્રના સિદ્ધાંતોનું ખરાપણું પ્રયોગશાળામાં પ્રયોગ વડે સાબિત થાય છે, તેમ અધ્યાત્મશાસ્ત્રના સિદ્ધાંતોનું ખરાપણું આપણા પિંડની પ્રયોગશાળામાં ઉપાસના વડે સાબિત થાય છે. $H_2O$ સંજ્ઞાનો ઉચ્ચાર કરવા માત્રથી જલબિંદુ પ્રકટ થઈ શકતું નથી, પરંતુ પ્રયોગશાળામાં તે બે હવાના પરમાણુઓને સપ્રમાણ એકત્ર કરવાની યોજના કર્યા પછી જલબિંદુનો સાક્ષાત્કાર થાય છે અને પુનઃ તે બિંદુનું પૃથક્કરણ કરી બે હવાના પરમાણુઓમાં રૂપાંતર થાય છે. આ સંયોગીકરણ અને પૃથક્કરણ વડે રસાયણશાસ્ત્રના સિદ્ધાંત વિજ્ઞાનની કોટિએ પણ ખરા સાબિત થાય છે. તેવો જ નિયમ અધ્યાત્મશાસ્ત્રમાં પણ પ્રવર્તે છે. "જીવ તે શિવ છે," "હું બ્રહ્મ છું"—આ શબ્દમયી ફોર્મ્યુલા ઉચ્ચાર માત્રથી કાર્યસિદ્ધિ કરે તેમ નથી. હજારો વાર આ સોऽहम् જપ જપીએ, અને આપણે જન્મીએ ત્યાંથી તે મરતાં સુધી આ અજપા મંત્ર જપીએ છીએ, છતાં આપણને શિવપદનો સાક્ષાત્કાર થતો નથી. આનું કારણ બીજું કંઈ જ નથી, પરંતુ સશાસ્ત્ર પ્રયોગ—પદ્ધતિથી જીવ તે શિવ છે એ આપણે સાબિત કરી જાણ્યું નથી.

મલ, માયા અને કર્મ—આ ત્રણ પાશમાં બંધાયેલું ચૈતન્ય તે જીવ, ને પાશ વિનાનું સ્વતંત્ર ચેતન તે શિવ. આપણા ઘરનું પાણી અને ગંગાનું પણ પાણી. બંને જળરૂપમાં એક જ સ્વભાવવાળાં છે; પરંતુ પહેલામાં ગંદકી ભળી છે, અને બીજામાં તેવી ગંદકી નથી. તેથી ઘરના પાણીને ગંગાજળનું રૂપ આપવું હોય તો પ્રયોગ વડે તે પાણી પ્રથમ ચોખ્ખું બનાવવું જોઈએ, અને પછી ગંગાજળ સાથે મેળવવું જોઈએ. આવું સાયુજ્ય પામેલું ઘરનું જળ પણ ગંગાજળ જેવું પવિત્ર થાય છે. આ કંઈ કલ્પના નથી, પરંતુ પ્રયોગસિદ્ધ વસ્તુ છે.

ત્યારે જીવચેતનમાં પેઠેલા મલ, માયા અને કર્મના પાશ શી રીતે તોડવા ? અનાદિકાળના આ વરુણપાશ શી રીતે છૂટે ? વરુણ-પાશ વરુણની કૃપા વડે જ છૂટે. તેમ જીવપાશ પણ શિવના અનુગ્રહ-થી જ છૂટે. ગંગાજળના સ્પર્શ વિના ઘરનું જળ ગંગાજળની તુલનામાં શી રીતે આવે ? આ અનુગ્રહ-શક્તિ શિવતત્ત્વમાં સ્વાભાવિક છે સામાન્ય વેદાંતીઓ જ્યારે પરમેશ્વરમાં ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ કરવાની શક્તિઓ માને છે, ત્યારે શૈવ સિદ્ધાંતમાં એટલે આગમાંત શૈવ મતમાં પીડાતા જીવની વેદનાનું તિરોધાન કરવાની અને ભવપાશ છોડવાની તથા અનુગ્રહ કરવાની શક્તિ પરમેશ્વરમાં સ્વીકારવામાં આવે છે. પરંતુ આ અનુગ્રહ અથવા કૃપા પ્રગટ થવાનું દ્વાર હોય છે, અને તેને આગમમાં ગુરુ કહેવામાં આવે છે. આ ગુરુ-ચેતન કાં તો દિવ્ય પદના શરીર વડે અથવા સિદ્ધ પદના શરીર વડે અથવા મનુષ્યયોનિના શરીર વડે બદ્ધ જીવ ઉપર અનુગ્રહ વરસાવે છે. આ અનુગ્રહ-વૃષ્ટિના પ્રકારને દીક્ષા એવું નામ આપવામાં આવે છે; અને તે વડે જે સાધન-પ્રણાલિકા મળે છે તેને મંત્ર એવું નામ આપવામાં આવે છે. આ ગ્રંથના ૪૩મા પૃષ્ઠ ઉપર આ બે સંજ્ઞાઓનું ટૂંકમાં વર્ણન કરવામાં આવ્યું છે. "જે સંસ્કાર આપવાથી (दा=આપવું) પાપનો નાશ થાય (क्षी=નાશ થવું) તે સંસ્કારનું નામ દીક્ષા." તે સંસ્કારના અવધિએ જે રહસ્ય-શબ્દ આપવામાં આવે તે "મનન કરનાર સાધકનું ત્રાણ કરે અથવા રક્ષણ કરે છે (मन्=વિચારવું;त्रा=રક્ષણ કરવું) માટે મંત્ર.

આથી પાશબદ્ધ જીવને શિવપદનું સ્વાતંત્ર્ય જોઈતું હોય તો તેણે કોઈ પંચાક્ષરી વિદ્યાના સિદ્ધગુરુને મેળવવા જોઈએ; તેમની પાસેથી વિનયપૂર્વક બળ વડે દીક્ષાનો ક્રમ મેળવવો જોઈએ; અને તે ગુરુ-શરીરમાં શિવાવેશ પ્રકટ થાય તેવી સંધિએ મંત્રનું દાન મેળવી શ્રદ્ધા, ભક્તિ, ધ્યાન, શમ વગેરે સાધનોથી સંપન્ન થઈ

પંચાક્ષરી વિદ્યાનો સતત ધારાવાહી પ્રયોગ કરવો જોઈએ 'ગુરુ-પ્રાપ્તિ, દીક્ષા અને મંત્રપ્રાપ્તિ—આ ત્રણ રસાયણ શાસ્ત્રનાં પ્રયોગ-શાળા અને તેનાં યંત્રો સમાન છે. ત્યાર પછી દૈશિક સાથે રહી એટલે અંતેવાસીપણું કરી તે જે રીતે શિવાવેશ પ્રકટ કરે છે તે કળા શિષ્યે મેળવવી જોઈએ. લોકપ્રસિદ્ધ પ્રયોગશાળામાં ગુરુ એક બે વાર પ્રયોગ કરી બતાવે છે, ત્યાર પછી શિષ્યને હાથે તે પ્રયોગ કરાવવામાં આવે છે. શિષ્ય સ્વતઃ કરી શકે એટલે ગુરુને વારંવાર કહેવું પડતું નથી. આ કુક્કુટકિશોરન્યાયે શિષ્ય અનુભવી થઈ શિવસાક્ષાત્કાર કરી શકે છે જેમ કૂકડી પોતાનાં બચ્ચાં જન્મે છે કે તુરત આગળ ચાલતી ચાલતી ભોંય ઉપરથી કણો શી રીતે ઉપા-ડવા તે ક્રિયા કરતી જાય છે અને બચ્ચાં તે પ્રમાણે કરતાં ઝપાટામાં તે શીખી જાય છે. એ ન્યાયે મંત્રશાસ્ત્રનું શિક્ષણ અપાય છે, તેમાં લાંબાં લાંબાં ભાષણ આપી શ્રવણ કરાવવામાં આવતું નથી.

હવે જે પંચાક્ષરી મંત્ર મળે તે વડે મલ, માયા અને કર્મ, એ ત્રણ પાશ કપાય તેવી ક્રિયા કરવાની જરૂર રહે છે. મલ એટલે વિભુ શિવ–ચેતનનો અણુભાવ અથવા સંકોચભાવ થવો, અથવા ચૈતન્યનું મર્યાદિત થવું તે આ દોષ જીવનો સહજ અથવા સ્વાભા-વિક છે. તે જ્યાં સુધી જીવત્વ રહે ત્યાં સુધી નિવૃત્ત થતો નથી. પરંતુ આ મર્યાદીકરણ વસ્તુતઃ ભવદુઃખને ખાસ પ્રકટ કરતું નથી. જેમ સૂર્ય એ વ્યાપક પ્રકાશનું મર્યાદિત બિંબ છે, તેમ ચૈતન્ય પ્રકાશનો એક પિંડમાં ઘનીભાવ થવો તે બહુ વિઘ્ન કરનાર નથી. જેમ સૂર્ય સદેહી છતાં વિદેહી છે, તેમ અણુ ચેતન પણ સદેહી છતાં વિદેહી રહી શકે છે. પરંતુ બિંબની આગળ પાછળ માયાના આવરણ વડે બિંબનું ગ્રહણ થાય અને બિંબનો પ્રકાશ નીકળતો બંધ થાય એવી ચેષ્ટા થાય ત્યારે માયા અને કર્મના પાશ અણુ-બિંબને લાગે છે અનુભવીઓનું એવું માનવું છે કે જીવનનો માયા-પાશ માતૃવંશની ભૂતમાત્રામાંથી પ્રકટે છે, અને કર્મપાશ પિતૃવંશની

ભૂતમાત્રામાંથી પ્રકટે છે. અણુમલ જ્યાં જન્મ-પરિણામને પ્રકટ કરવા યોગ્ય અવસ્થામાં વિપાકક્રમ વડે આવે છે એટલે તે માતપિતાનાં શરીરોમાં અજ્ઞાત રીતે તેમનાં આંતર મનમાં ક્ષોભ ઉત્પન્ન કરી તેમની ભૂતમાત્રામાં સ્પંદ ઉત્પન્ન કરી, નવા દેહના ઘટક અંડને જન્મ આપે છે; જેમાંથી નવો દેહી ભવી અવસ્થામાં પ્રકટ થાય છે આ ભવક્રમ વડે અધોરેતસત્વ અને ઉદ્ભવક્રમ વડે ઊર્ધ્વરેતસત્વ ખીલે છે. સંસારી દશાને ભોગવનાર જીવ ભવી કહેવાય છે; મુક્ત દશાને અનુભવનાર જીવ ઉદ્ભવી કહેવાય છે; અને સંસાર અને મોક્ષમાં સ્વતંત્રપણે જા-આવ કરી શકે તેવા ચેતનને ભવોદ્ભવી કહે છે. ઉદ્ભવી થવા ઇચ્છનારે પ્રયોગારંભ શી રીતે કરવો તે ગ્રંથની પહેલી શ્રેણીમાં (પૃ ૧-૪) આપ્યો છે. માતૃવંશમાંથી ઊતરી આવેલા માયામય દોષને અને પિતૃવંશમાંથી ઊતરી આવેલા કર્મજન્ય દોષને દૂર કરવાના ક્રમને અધ્વશોધન કહે છે; કારણ કે પિંડમાં આ દોષો દેહના ઘટક ધાતુઓમાં પેઠા હોય છે તે પિંડમાંથી નાડીશોધન દ્વારા દૂર થવા જોઈએ. આ શોધન-ક્રિયામાં નીચેના અંશો આવે છે. (१) भूतशुद्धि, (२) प्राणप्रतिष्ठा, (३) अंतर्मातृका, (४) वहिर्मातृका. આ અંશોને લગતી કર્મ-પદ્ધતિ આ ગ્રંથની બીજી શ્રેણીમાં (પૃ. પ. ૨૨) દર્શાવવામાં આવી છે. આ ચાર અંગોની પરિભાષા સમજવી જરૂરની છે. પ્રથમ તો ભૂ એટલે પૃથ્વી મંડળની આસનમાં પ્રતિષ્ઠા કરી કૂર્મચક્ર રચવું. જેમ કાચબો પોતાના અંગપ્રત્યંગનો સ્વેચ્છાથી સંકોચ-વિકાસ કરી આત્મરક્ષણ કરે છે, તેમ ઉપાસકે આસન રચી પોતાના સર્વ અવયવોને સર્વાંશે સ્વાધીન કરવા. ભૂમંડલમાંથી ઘડાયેલા આપણા શરીરમાં અનેક અનાદિનાં બીજકો દેહના પરિપોષક થઈ પેસે છે, અને મલાદિના રૂપમાં વિસર્જનને પામે છે. આ દેહનાં ઘટક અણુઓ *સામાન્ય રીતે રસ, રુધિર, માંસ, મેદ, મજ્જા, અસ્થિ અને શુક્ર,* એટલી સાત ધાતુઓને પ્રકટ કરે છે. જ્યાં સુધી દેહારંભક દ્રવ્ય

દીક્ષાથી શુદ્ધ થયું નથી, ત્યાં સુધી આહારાદિમાં પ્રાપ્ત થતાં પોષક દ્રવ્યો શુદ્ધ ઓજસ ધાતુને પ્રકટ કરી શકતાં નથી. ઘણું થાય તો અધોરેતરત્વ પ્રાપ્ત કરી સમાનાકાર નવા દેહને ઉત્પન્ન કરવાનું વીર્ય આપે છે, પરંતુ ઉર્ધ્વરેતરત્વનું સામર્થ્ય લાવી શકતાં નથી. આ સામર્થ્ય મળે તો જ ક્ષેત્રજ્ઞના શુદ્ધ નિવાસને લાયક ઓજોમંડળ ઘડાય છે. જ્યારે આવું ઓજોમંડળ રચાય ત્યારે સ્થૂલ અને સૂક્ષ્મ શરીર વચ્ચે સંવાદી સંબંધ બંધાય છે, નહિ તો વિસંવાદી સંબંધ રહે છે. આ વિસંવાદી સંબંધ આધિ, વ્યાધિ અને ઉપાધિને લાવે છે. સંવાદી સંબંધ શાંતિ, આરોગ્ય અને પ્રસન્નતાને લાવે છે.

પૃથ્વીમાંથી અન્નાદિ વડે અન્નમય કોશ રચાય છે, પરંતુ સૂક્ષ્મ શરીરનો કોષ ભૂતમાત્રા વડે રચાય છે. આ ભૂતમાત્રાનું પરિમંડલ શિવને સ્વાયત્ત છે તેથી શિવ ભૂતાધિપતિ ગણાય છે. સામાન્ય રીતે ભૂત-પિશાચના અધ્યક્ષ તરીકે ભૂતાધિપતિ પદનો અર્થ સમજવામાં આવે છે, પરંતુ ખરી રીતે પંચ ભૂતમાત્રાના ઉપર સર્વાંશે અંકુશ ધરાવનાર શિવ-ચેતન છે, અને પંચ ભૂતમાત્રાઓનું સકલીકરણ (સંયોગીકરણ) અને વિકલીકરણ (પૃથક્કરણ) તે કરે છે, એવો ભાવ ભૂતાધિપતિ શબ્દમાં સમાયેલો છે. માયા અને કર્મદોષથી દુષ્ટ ભૂતમાત્રાને બહાર કાઢવી અને શુદ્ધ વિદ્યા અને શુદ્ધ કર્મ વડે શુદ્ધ ભૂતમાત્રાનો દેહમાં પ્રવેશ કરાવવો તે પદ્ધતિનું નામ ભૂતશુદ્ધિ.

સ્થૂલ અને સૂક્ષ્મ શરીરની ઉપર પ્રમાણે ભૂતશુદ્ધિના પ્રયોગ વડે શુદ્ધિ કર્યા પછી જીવનો પ્રાણમય કોશ શિવના સ્પંદનને ધારણ કરી શકે એવો બનાવવો જોઈએ, અને સકલીકરણ વડે જે નવો દેહ પ્રકટ કરીએ તેમાં શુદ્ધ પ્રાણકલાનું સ્થાપન થવું જોઈએ. તે વિના તે દેહ માત્ર ચીનાઈ માટીના પૂતળા જેવો ગણાય. આ પ્રાણ-

મય કોશના પ્રવેશની પ્રક્રિયાને પ્રાણપ્રતિષ્ઠા કહે છે. આ પ્રાણ તે શ્વાસપ્રશ્વાસરૂપ ચેષ્ટા નથી, પરંતુ સ્થૂલ દેહ તથા સૂક્ષ્મ દેહના સંઘાતને સૂત્રવત્ એકત્ર ચલાવે એવી પ્રાધાનિકી (પ્રધાનની, મંત્રીની અથવા મૂલ પ્રકૃતિ અથવા પ્રધાનની સામ્ય ભાવવાળી) ક્રિયાશક્તિ છે. આ સચેતન ક્રિયાશક્તિ આપણા દેહમા મર્મવ્યૂહમાં પ્રધાનપણે વાસ કરે છે અને ફેફસાં વગેરેમાં તે અભિવ્યક્ત થાય છે, અને તેને બહારનો વાયુ ઉપસરક અથવા મદદ કરે છે.

નવા શુદ્ધ દેહમાં પ્રાણપ્રતિષ્ઠા કર્યા પછી જ્ઞાનશક્તિનું સ્થાપન અંતર તથા બહિર્ કરવાનું હોય છે, તે પ્રક્રિયાને અંતર્માતૃકા અને વહિર્માતૃકા ન્યાસ કહે છે. માતૃકા એટલે સ્વરૂપનું માન અથવા પ્રમાણ અથવા ખાતરી આપે તેવા શબ્દબ્રહ્મના પચ્ચાસ અક્ષરો. તેઓ વડે રચાયેલા વર્ણ, પદ અને વાક્ય વડે આપણું જ્ઞાનમંદિર ઊઘડે છે, અને તે માતાનું એટલે માતુશ્રીનુ કામ કરે છે તેથી તે અક્ષરમાલાને માતૃકા નામ આપવામાં આવે છે અને તે अकचट, तपयश ઇત્યાદિ અષ્ટ વર્ગમાં રચાયેલી બ્રહ્માણી વગેરે માતૃકામંડલ ગણાય છે. આ માતૃકાનું મંડલ સમસ્ત ભાવે અને વ્યસ્ત ભાવે ભેગું અને છૂટું પિંડમાં કેવી રીતે ગોઠવવું તે ક્રિયાને ન્યાસ કહે છે. ઉત્તમ વસ્તુને ક્યાં, કેવી રીતે અને શા સારુ ગોઠવવી તેમાં ચાતુરીની જરૂર છે. ધનવાન અને પ્રમાણિક શાહુકારને ત્યાં આપણે ધનાદિ મૂકી શકીએ, કારણ કે તે ધનાદિ ત્યાં થાપણ તરીકે સુરક્ષિત રહે છે એટલું જ નહિ પરંતુ વ્યાજ વડે વૃદ્ધિને પણ પામે છે. આ પ્રમાણે સુરક્ષિત રહે અને દૈવી સંપત્તિની વ્યાજ વડે વૃદ્ધિ કરે એવા હેતુથી જે क्षर એટલે નાશ પામે એવા દેહાદિ સ્થાનમાં अक्षर એટલે નાશ ન પામે એવી રીતે ન્યાસ એટલે અનેજ મૂકવો, તેનું નામ ન્યાસપદ્ધતિ. આવા ન્યાસના અનેક પ્રકારો હોય છે, તેમાંના અંતર્માતૃકા અને વહિર્માતૃકા અંદરના અવયવો અને બહારનાં અવયવોમાં કરવાના હોય છે. તે ઉપરાંત આ પ્રયોગપદ્ધતિમાં

कलान्यास, श्रीकंठादिविन्यास, पीठन्यास, शुध्धपंचाक्षरीन्यास, शक्तिपचाक्षरीन्यास, प्रासादपचाक्षरीन्यास, स्थितिन्यास, अंगन्यास, पचवक्त्रन्यास અને शक्तिन्यास—એવા બીજા દસ પ્રકારો વર્ણવ્યા છે. તેનું સવિશેષ સ્વરૂપ અનુભવી ગુરુ દ્વારા જાણી લેવું જરૂરનું છે. આ સર્વ ન્યાસમાં અક્ષરમાલા, પદમાલા અને મંત્રમાલાનો ઉપયોગ થાય છે. એટલે આ સર્વ ન્યાસપદ્ધતિમાં શબ્દબ્રહ્માત્મિકા ભારતી અથવા જ્ઞાનશક્તિનો આવિર્ભાવ શી રીતે થાય એ ધ્યેય હોય છે.

ત્યાર પછી પરમદૈવત શિવ એટલે પાશવિરહિત ચૈતન્યપ્રકાશનું અનુસંધાન શી રીતે કરવું એનો પ્રયોગ આવે છે અનુસંધાન કરવાના સાધનને પંચાક્ષરી કહે છે; જેનું અનુસંધાન કરવાનું છે તે શિવ એ અંગી દેવતા છે; અને તેમાં સહાયક થાય તેવા દેવમંડળને અંગદેવતા, પરિવાર દેવતા, વગેરે નામો આપવામાં આવે છે. આ અંગી અને અંગદેવતાનું અર્ચન શી રીતે કરવું તેનું વર્ણન ગ્રંથની ત્રીજી શ્રેણીમાં ( પૃ. ૨૩–૩૩ ) કરવામાં આવ્યું છે. નિત્યપૂજન ઉપરાંત નૈમિત્તિક પૂજન અને કામ્ય પૂજન કરવાના પ્રકારોનુ વર્ણન ચોથી શ્રેણીમાં છે ( પૃ. ૩૩–૪૨ ). અમુક પ્રકારના અપરાધ અથવા પાપના નિવારણ અર્થે જે શિવપૂજન કરવાનું થાય તે નૈમિત્તિક પૂજન ગણાય છે અમુક પ્રકારના ઐહિક અભ્યુદયને મેળવવા જે પ્રયોગ કરવાનો હોય તે કામ્ય પૂજન કહેવાય છે. અમુક પ્રકારના પાપ વડે જે ચિત્તની અશાંતિ અને દુઃખાદિ વિપાકો થાય છે તે થતા અટકે તે નૈમિત્તિક કર્મનું પ્રયોજન છે. કોઈ પણ મનુષ્ય કાયિક, વાચિક, તેમજ માનસિક પાપમાંથી સર્વાંશે બચી શકતો નથી, કારણ કે તેનામાં ત્રણ પાશો રહેલા હોય છે અને તેથી જાણ્યે–અજાણ્યે તેનાથી ઘણાં અપકાર્યો થાય છે મહાપાતક, ઉપપાતક વગેરેનું રહસ્ય તથા પ્રાયશ્ચિત કરવાનો વિધિ દરેકે જાણવાની જરૂર છે. ચિત્તનું આ ગુપ્ત શોધન કરવાની રીત દરેક બુદ્ધિમાને વિચારવા યોગ્ય છે. જેનો અંતરાત્મા

એમ સાક્ષી પૂરે કે હું કદી દોષ કરી શકતો જ નથી તેને તો કંઈ કહેવાનું નથી, પરંતુ તેવા શિવપદમાં સ્થિત થયેલા પુરુષો ઘણા દુર્લભ હોય છે. માટે કોઈએ એવું સાહસ કરી માની લેવું કે મારે નૈમિત્તિક કર્મની અપેક્ષા નથી તો તે મોટી ભૂલ જ કરે છે. જેમ આહાર–સહભાવી કામ છે એમ વાત્સ્યાયન મુનિ કહે છે, તેમ જીવન–સહભાવી દેહ, મન અને વાણી વડે અજ્ઞાન, મોહ, કામ, ક્રોધ વગેરેના આવેશથી સ્વાભાવિક રીતે પાપકર્મ થઈ જાય છે. આ કૃષ્ણકર્મને કાપવામાં નૈમિત્તિક વિધિની જરૂર છે. કામ્ય વિધિથી ઘણા મનુષ્યો નાક મરડી હસે છે. પણ તે નાક મરડી ઉપહાસ કરવાથી મનની વાસનાઓ છૂટતી નથી. તે ઉપહાસ કરનારને શ્રદ્ધાવાળા ઉપાસકે પૂછવું જોઈએ કે ભાઈ, તમારે આરોગ્ય જોઈએ છે? વ્યાધિનો નાશ કરવો છે? તેજસ્વી બુદ્ધિવાળા થવું છે? આત્મસુખાર્થે અથવા પરકલ્યાણાર્થે ધનની જરૂર છે? તો તે તરત હા કહેશે. મારણ, મોહન, વશીકરણાદિ કૃષ્ણ કામ્યકર્મ બાજુ ઉપર રાખીએ, અને બલ, વીર્ય, આરોગ્ય, ધન, સ્ત્રી, પુત્ર વગેરેની શુદ્ધ માનુષી વાસના, દૃષ્ટ ઉપાયો વડે પૂર્ણ થતી ન હોય તો તે ઉપરાંત અદૃષ્ટ ઉપાયો વડે મળી શકતી હોય તો તે મેળવવામાં પ્રયત્ન કરનાર શી રીતે ઉપહાસને પાત્ર ગણાય? દૃષ્ટ ઉપાયોથી ફળ મેળવવામાં ખાતરી થાય છે, અને અદૃષ્ટ ઉપાયોથી મળ્યાની ખાતરી નથી–એવું કહેનારને પણ ઉત્તર આપી શકાય કે દૃષ્ટ ઉપાયો બાદ કર્યા પછી કેવળ અદૃષ્ટ ઉપાય વડે જો કોઈની કાર્યસિદ્ધિ થતી હોય તો તે પ્રમાણભૂત વાત ખરી કે નહિ? પ્રમાણભૂત દાખલા બનાવો એમ કોઈ કહે, તો જેમ પ્રયોગશાળાનો પ્રયોગ કરવાથી $H_2O$ નું જળબિંદુ સિદ્ધ થાય, તેમ આ અદૃષ્ટ અધ્યાત્મ ઉપાયોને વિધિપુરઃસર કરી જોવા જોઈએ, અને પછી સફળ ન થવાય તો વિચારી જોવું જોઈએ કે તે ઉપાય જ ખોટો છે કે ઉપાયના પ્રયોજક ગુરુમાં દોષ છે, કે પ્રયોગ કરનારની પદ્ધતિમાં ખામી છે, કે તેણે નિયમો પાળવા જોઈએ

તેમાં ભંગ થયો છે? તેવી પરીક્ષા વિના અદષ્ટ ઉપાયો નિષ્ફળ છે એવી વાત કરવાથી કંઈ વસ્તુસિદ્ધિ થતી નથી.

પંચાક્ષરી વિદ્યાના નિત્ય, નૈમિત્તિક અને કામ્ય પ્રયોગમાં જપ, અર્ચન, હોમ, તર્પણ અને બ્રાહ્મણ-ભોજન એટલા પાંચ અંશો હોય છે અને દેશ, કાળ અને નિમિત્તોના નિયમો પણ હોય છે. તેનું વર્ણન ગ્રંથના છેવટના ભાગમાં (પૃ. ૪૩-૪૫) આપવામાં આવ્યું છે.

સાધક અથવા વાચક મૂળ પંચાક્ષરી છે; અને સાધ્ય અથવા વાચ્ય દેવતા તે શિવ છે. નમઃ શિવાય એ મૂળ મંત્ર વેદનો (યજુર્વેદના રુદ્રાધ્યાયમાં તે આવે છે) તથા આગમવાદીઓનો સિદ્ધમંત્ર છે. આર્યો અને દ્રાવિડોએ નિગમ અને આગમમાં તેનો મહિમા ગાયો છે; તે ઉપરાંત અનુભવીઓનો તે અનુભવમંત્ર છે. તે મૂળમંત્રના આરંભમાં પ્રણવ મૂકવાથી તે ષડક્ષરી થાય છે, અને તે ત્રૈવર્ણિકોને જપવા યોગ્ય છે. મૂળમંત્ર પ્રાણીમાત્રને, પછી શૂદ્ર, મ્લેચ્છ ગમે તે હોય તેને, દીક્ષા વડે પ્રાપ્ત થયો હોય તો સેવવાનો અધિકાર છે. આગમાંત શૈવ મતનું આ મંત્રમાર્ગનું ઔદાર્ય વેદવાદીઓને શરમાવે તેવું છે, અને તેઓ બ્રહ્મવાદીઓના ચાર મુખ અથવા ચાર સ્રોતસ્‌ને વળગી રહેતા નથી, પરંતુ શિવયોગીઓ હોઈ પંચમુખ અથવા ચાર આમ્નાય ઉપરાંત સર્વ વિદ્યાનો પ્રસવ જેમાંથી થાય છે તેવા ઊર્ધ્વ આમ્નાય એટલે ઊર્ધ્વ સ્રોતસ્‌ને માનનારા છે. આથી આગમાંત શૈવ મત વેદવાદ કરતાં વધારે ઉદાર છે. શિવયોગીઓ શૈવ સિદ્ધાંત અને વેદાન્તનો સમન્વય કરે છે, મતાંધતા દૂર કરે છે, સર્વ પ્રાણીઓના મલ, માયા ને કર્મના પાશ યોગ્ય દીક્ષા વડે ક્રમપૂર્વક કાપી શકાય છે એવું માને છે અને "વેદાંતસિદ્ધાંત-સમરસ"—એવા ઉપદેશ વડે ભવીઓને ઉદ્‌ભવી બનાવી શકે છે.

મૂળ મંત્ર સામાન્ય શિવ-સ્વરૂપનો બોધક છે. તે ઉપરાંત આરંભ-

માં પ્રણવ અને ત્યાર પછી માયાબીજ, પછી મૂળ મંત્ર પછી માયાબીજ, એ પ્રમાણે ગોઠવી જે અષ્ટાક્ષર મંત્ર થાય છે તે શક્તિ-પંચાક્ષરી કહેવાય છે. ૐ હ્રીઁ નમઃ શિવાય હ્રીઁ એ શક્તિપંચાક્ષરી વિદ્યા છે. તે ઉપરાંત આરંભમાં પ્રણવ, ત્યાર પછી માયાબીજ, ત્યાર પછી પ્રાસાદબીજ, ત્યારપછી પંચાક્ષરી—એ રીતે જે મંત્રરચના થાય તે અષ્ટાક્ષરી પ્રાસાદપંચાક્ષરી કહેવાય છે. (ૐ હ્રીઁ હ્રૌઁ નમઃ શિવાય) એ પ્રાસાદપંચાક્ષરી મંત્ર છે. સામાન્ય શિવપદ, શક્તિ શિવપદ, અને સદાશિવ અથવા પ્રાસાદ શિવપદનું સ્વરૂપ સામાન્ય રીતે જાણવું જરૂરનું છે.

શિવ શબ્દ વડે સામાન્ય ચિત્પ્રકાશ એવો અર્થ સમજવાનો છે. આગમવાદીઓનું એમ માનવું હોય છે કે બ્રહ્મચૈતન્ય ધર્મધર્મી ભાવે અદ્વૈતપદમાં રહે છે. તેમાં સામાન્ય વેદાન્તીઓ માને છે તેવી એકલી જ્ઞાનશક્તિ જ નથી, પરંતુ ક્રિયાશક્તિ પણ છે. આ જ્ઞાન-ક્રિયાથી સભર ભરેલું તત્ત્વ તેનું નામ (શિવ. આ શબ્દ વશ= દીપ્તિવાળા જણાવું, उशति (દીપે છે); વશ્=ઇચ્છા કરવી, સંકલ્પ કરવો, उशति (ઇચ્છે છે); शम् શાંત થવું, शाम्यति (શાંત થાય છે); शम् (शाम) શમાવવું, શાંત કરવું, शामयति (શાંત કરે છે); એવા ચાર અર્થવાળા ધાતુમાંથી વ્યુત્પન્ન થયેલો છે. આ કારણથી શિવ શબ્દનો વ્યુત્પત્તિસિદ્ધ અર્થ સાધકે હૃદયમાં સદા ઉપસ્થિત રાખવો જોઈએ :

प्रकृत्या नैर्मल्यादमलगुणयोगादपि शमाद्
जगत्याधारत्वाद् भजदमृतदानाच्च भवतः ।
वलादिच्छाशक्तेः परमशिववेदांतनिकरैः
असाधारण्येन व्यवहृतिमयासीः शिव इति ॥

હે પરમશિવ, તમારું નામ શિવ એવું અસાધારણ સંજ્ઞા વડે નીચેનાં કારણોથી વેદાંતવાક્યોમાં ગૂંથવામાં આવ્યું છે : (૧) તમે સ્વભાવથી નિર્મળ છો એટલે દીપ્તિવાળા છો. (૨)

તમારામાં સઘળા નિર્મલ એટલે પ્રકાશાત્મક ગુણોનો વાસ છે. (૩) તમો આ વિશ્વના આધારકારણ એટલે લયસ્થાન છો. (૪) તમારું ભજન કરનાર જીવોને અમૃતદાન એટલે મોક્ષસુખ આપો છો. અને (૫) તમારામાં બળવાળી સ્વયંભૂ ઇચ્છાશક્તિ એટલે સંકલ્પ-શક્તિ છે.

આ પ્રમાણે પ્રકૃતિથી નિર્મળ, સઘળા કલ્યાણ-ગુણોનુ કેન્દ્ર, વિશ્વનું લયકારણ, જીવોને મોક્ષસુખ આપનાર અને અદ્ભુત સંકલ્પશક્તિ વાળું જે તત્ત્વ તેનું રહસ્યનામ શિવ. તેવા તત્ત્વમાં જીવે પોતાના આભાસમય આત્માનું અર્પણ કરવું તેનો ભાવ નમઃ. ટૂંકામાં જીવનું જીવત્વ શમી જાય અને શુદ્ધ પ્રકાશરૂપ શિવપદમાં તે સ્થિત થાય એવી ભાવના નમઃ શિવાય મંત્ર વડે જગવવાની છે. તેનો મૂળ બીજ–અક્ષર તે પ્રણવ છે, અને તે પરમેશ્વરનું એકાક્ષરી વાચક નામ છે તે પ્રણવના अकार, उकार, मकार, नाद, बिंदु—એ પંચ અવયવો વડે મૂળ મંત્રના પાંચ અક્ષરો સ્ફુરે છે. પરંતુ આ આ તત્ત્વમાં આત્મસમર્પણ કરનાર મંત્ર ભળી સામાન્ય શિવ-પ્રકાશને મેળવે છે એટલું જ નહિ પણ શક્તિસંપન્ન થાય છે, અને સ્વાભાવિક પ્રસાદ એટલે નિજાનંદને અનુભવે છે, તે જણાવવા शक्तिपंचाक्षरी અને प्रासादपंचाक्षरी નો પ્રબોધ કરવામાં આવે છે.

સામાન્ય પ્રકાશ વિશેષરૂપે સ્ફુટ થાય તેને शक्ति એવું નામ આપવામાં આવે છે અને તેનું બીજું નામ विमर्श છે, એટલે શિવપદનું સ્વરૂપ તે વડે ( मृश्यते=अनुभूयते ) સમજાય છે. આ અનુભવ આપણા પિંડમાં જાગે છે અને ગુપ્ત રીતે ઊઘડે છે, તેથી તેના વાચક બીજને ह्रीं સંજ્ઞા આપવામાં આવે છે. તે બીજાક્ષરને માયા, ભુવનેશ્વરી, લજ્જા, વગેરે નામો હેતુપુરઃસર આપવામાં આવે છે અને તે પ્રયોગ સિદ્ધ થયે તેના ભાવો સમજાય છે. શાસ્ત્રસંપન્ન શિવતત્ત્વ એટલે પ્રકાશ અને વિમર્શના અખંડ સંયોગવાળું જે પદ તેને સદાશિવ પદ કહે છે, અને તેનો રહસ્ય–અક્ષર પ્રાસાદમંત્ર

(હ્રીં) છે. આ મંત્ર મૂળ નાદમાં (हकारमां) અગ્નિબીજ (रकार) પ્રવેશ પામ્યા પછી વર્ણમાળામાં ચૌદમી કલા(औ)માં બિંદુભાવને (૦) એટલે કે કેન્દ્રભાવને પામે છે, તેથી તે એકાક્ષર ह्रौं એ સંજ્ઞાથી ઓળખાવવામાં આવે છે. વર્ણમાળામાં સ્વરમાત્રાની ચૌદમી કલાએ બિંદુભાવ થવો એ વર્ણમાળાના સ્વરમંડલનું ઊંચું મંદિર (પ્રાસાદ) છે તેથી, તથા અખંડ પ્રસન્નતાને પ્રકટ કરે છે (सद्–साद्=આનંદ પામવું) તેથી, તે મંત્ર પ્રાસાદમંત્ર કહેવાય છે.

શિવપદ (ॐ), શક્તિપદ (ह्रीं) અને સદાશિવપદ (ह्रौं) એ બીજ–અક્ષરત્રયી સાથે મૂલ શુદ્ધ શિવચેતન સ્ફુરણ પામે ત્યારે જ ઈશ્વરપદની અભિવ્યક્તિ થાય છે; અને તેના સાધનને શુદ્ધ વિદ્યા કહે છે. આ પંચ શુદ્ધ અધ્વાના તત્ત્વો (શિવ, શક્તિ, સદાશિવ, ઈશ્વર અને શુદ્ધ વિદ્યા) એ પાંચેમાં પંચાક્ષરી વડે સમન્વય કરી આપણે અશુદ્ધ અધ્વાના તત્ત્વોનું અભિમાન ત્યજી શુદ્ધ અધ્વાના તત્ત્વોનું અભિમાન પ્રકટ કરી શકીએ, એ પંચાક્ષરી મંત્રવિધાનનું પરમ રહસ્ય છે. પરંતુ તે પ્રયોગપદ્ધતિ વડે એટલે અનુષ્ઠાન વડે ઊઘડે એમ છે. વાતો કરવા માત્રથી એટલે શબ્દજાળમાં ગુંચાવાથી અથવા ચાતુરી મેળવ્યાથી કદી ઊઘડે તેમ નથી. આ સિદ્ધેશ્વરની પ્રયોગપદ્ધતિ આ કૂંચી વડે કોઈપણ સજ્જન ઉઘાડી આ પ્રયોગ નિત્ય, નૈમિત્તિક અથવા કામ્ય એ ત્રણમાંના કોઈપણ અંશમાં ગુરુ- દ્વારા અનુગ્રહ મેળવી સિદ્ધ કરી શકે, તો આ લઘુગ્રંથ પ્રકટ કરનારનો આશય સફળ થયો ગણાશે, નહિ તો રહસ્યગ્રંથો ગુપ્ત રહે અથવા દબાઈ રહે એ જ ઇચ્છવા યોગ્ય છે. રહસ્યગ્રંથો યોગ્ય ઉપદેષ્ટા વિના કોયડા જેવા રહે છે અને રહેશે જ. આ ગ્રંથો માત્ર ભાષાજ્ઞાન વડે મર્મપ્રકાશક થઈ શકતા નથી; પરંતુ બ્રહ્મપુર એટલે આપણા શરીરમાં પ્રયોગ વડે ફળ પ્રકટ થતાં સુધી અભ્યાસ કરવાના છે.

ગ્રંથકર્તા સંબંધમાં કંઈપણ માહિતી મળી શકી નથી. આ સંબંધમાં પૂજ્યપાદ શ્રી ત્રિવિક્રમસ્વામી લખે છે :

"ગ્રંથ અને શ્રી મહામહોપાધ્યાય શાસ્ત્રીજી હાથીભાઈ મારફત મળેલ છે; અને મહારાજા શ્રી જામ વિભાજીના સમયમાં દક્ષિણમાંથી આવેલા કોઈ બ્રહ્મચારીએ શાસ્ત્રીજી કેશવજીને આપેલો તે એમને હાથ આવ્યો છે. અસલ પુસ્તક ઉપરથી નકલ થયેલી શાસ્ત્રીજીએ જોઈ નથી એટલે આદર્શ પુસ્તક કેવું હતું તે જણાવી શકાય તેમ નથી. ગ્રંથકર્તા પોતે કર્ણાટક દેશના હોય એમ પૃષ્ઠ ૫૦ ઉપર ૧૪ મી લીટીએ કર્ણાટક ભાષામાં હિમસારને પન્નીર કહે છે એમ લખે છે તે ઉપરથી સમજાય છે."

વિવેચક પદ્ધતિથી તપાસતાં આ ગ્રંથકારે સ્વતંત્ર બુદ્ધિ વડે સિદ્ધાંતોનું પ્રતિપાદન કર્યું જણાતું નથી. તેમાં માત્ર પ્રયોગપદ્ધતિ છે. શૈવ આગમ ગ્રંથો ઉપરથી પદ્ધતિ તારવી કાઢી છે. આ ગ્રંથોના વિદ્યાપાદનું, યોગપાદનું અથવા ચર્યાપાદનું વિવેચન કર્યું નથી, માત્ર ક્રિયાપાદની રચના પાંચ શ્રેણીમાં ઘડી છે. તો પણ ક્રિયાપાદની પીઠમાં રહેલા સિદ્ધાંતના મંત્રો ન્યૂનાધિક અંશે ગ્રંથકારને ઊઘડેલા હોય એમ દેવતામય શરીર શી રીતે રચવું (પૃ. ૨૫), દીક્ષા અને મંત્રમાં શું તાત્પર્ય છે (પૃ. ૪૨–૪૩), વગેરે મુદ્દાના પ્રતિપાદનથી સમજાય છે.

જેમને શૈવ આગમના વિદ્યાપાદના તાત્પર્યને જાણવું હોય તેમણે શ્રી અપય્ય દીક્ષિતની 'શિવાર્ચન–ચંદ્રિકા' અને 'શિવતત્ત્વ–વિવેક' (શિખરિણી માલા) અવલોકવાં જોઈએ. પંચાક્ષરી વિદ્યાની ઉપાસનાપદ્ધતિને મધુર કાવ્યશૈલીમાં જેઓને જાણવી હોય તેમને શ્રી શંકરાચાર્યના 'પ્રપંચસાર'નું પ્રણવપટલ (૧૯ મું) અને 'પ્રાસાદપટલ' (૨૬ મું) યોગ્ય ગુરુ દ્વારા સમજવા ભલામણ કરવામાં આવે છે.*

અમદાવાદ તા. ૨-૩-૧૯૩૧

* શ્રી ચન્દ્રવિધાન દ પંડ્યા–અનુવાદિત 'पंचाक्षरमुक्तावलि 'ની પ્રસ્તાવના.

# શૈવોનો ઉપકાર

વારંવાર એવો આક્ષેપ હિંદુ ધર્મ પ્રતિ કરવામાં આવે છે કે હિંદુઓનો ધર્મ શ્રુતિ એટલે વેદ ઉપર બંધાયેલો હોવાથી અને શ્રુતિનું અધ્યયન કરવાનો અધિકાર બ્રાહ્મણાદિ ત્રૈવર્ણિકોને જ માત્ર હોવાથી શૂદ્રોને તથા અતિશૂદ્રોને તથા હિંદુ સમાજ બહારના ઇતર જાતિના મનુષ્યોને હિંદુ ધર્મ પોતાની મર્યાદામાં લઈ શકતો નથી, અને તેથી તે સંકુચિત ધર્મ છે અને તે ધર્મમાં બૌદ્ધ, ખ્રિસ્ત તથા મુસ્લિમ ધર્મ જેવી વ્યાપકતા નથી. આ આક્ષેપ પ્રથમ દર્શને આ જમાનાના કેળવાયેલા મનુષ્યો સામાન્ય રીતે માની લે છે, અને હિંદુધર્મનું સર્વાંશ જ્ઞાન નહિ હોવાથી શૂદ્ર અથવા અંત્યજોને બ્રાહ્મણોએ માત્ર દબાવી રાખ્યા છે, અને પરમેશ્વરના જ્ઞાન અને ધ્યાનથી વિમુખ રાખ્યા છે એવું માની લેવામાં આવે છે. પરંતુ વસ્તુવિચારથી જોતાં ધર્મના અભ્યાસકને સમજાય એમ છે કે આ માન્યતા સપ્રમાણ નથી. હિંદુ ધર્મના વ્યવસ્થાપક ઋષિમુનિઓએ તેનામાં સંકોચ અને વિકાસની બે પ્રકારની શક્તિ સ્થાપી છે. સંકોચશક્તિ વડે હિંદુ ધર્મ સમાજનું સંરક્ષણ કરે છે; વિકાસ શક્તિ વડે હિંદુ ધર્મ પોતાનાં સત્યોને સર્વ દેશકાળ અને પ્રજામાં પુષ્પના પરાગની પેઠે પ્રસરાવે છે.

હાલના હિંદુ ધર્મના અભ્યાસકો ભાગ્યે જ જાણે છે કે હિંદુ ધર્મ કેવલ વૈદિકોનાં કબજાનો ધર્મ નથી. હિંદુ ધર્મમાં શ્રુતિ એટલે

નિગમ અને તન્ત્ર એટલે આગમ—એ બે મુખ્ય વૃક્ષો મૂળમાંથી સંયુક્ત થઈ ઊગ્યાં છે. જ્યારે બે વૃક્ષો—પીપળો અને વડ—મૂળમાંથી ભેગાં થઈ ઊગે, ત્યારે થડમાંથી ઓળખાય નહિ કે કયો ભાગ પીપળાનો અને કયો ભાગ વડનો છે. તે સંયુક્ત વૃક્ષોના થડથી ઊંચે શાખા–પ્રશાખા અને પલ્લવ–પત્રો ઉપર નજર નાખીએ ત્યારે સમજાય કે આ સંયુક્ત વૃક્ષમાં અમુક અંશ પીપળાનો છે અને અમુક અંશ વડનો છે. આવાં સંયુક્ત વૃક્ષો શિવ–પાર્વતીના અર્ધનારીશ્વર ભાવવાળાં છે; એમાં એકને બીજાથી છૂટું પડાય તેમ નથી. કોઈપણ પ્રજા પિતાની અવગણના ન કરી શકે તેમ માતાની પણ અવગણના ન કરે. પ્રસંગે માતપિતાનો ગુણ પ્રધાનભાવ થાય અથવા સમભાવ થાય; પણ તેની અવગણના તો ન જ થાય. સંયુક્ત વૃક્ષને છૂટાં પાડવાનો પ્રયત્ન થાય તો તે બંને વૃક્ષ મરી જાય.

હિંદુ ધર્મમાં શ્રુતિ અથવા વેદ મૂળમાં છે એ વાત ખરી છે; પરંતુ બ્રહ્માનાં ચાર મુખ જેવા ચાર વેદ ઉપરાંત પાંચમું પરમેશ્વરનું ઊર્ધ્વમુખ સ્વતઃ વેદે સ્વીકાર્યું છે; અને તે ઊર્ધ્વસ્રોતમાંથી પ્રસવતું મધ (મધુ) સાધ્યદેવો ભોગવે છે, અને તેઓ બ્રહ્મમુખથી એટલે પ્રણવ વડે રહસ્યજ્ઞાનના અમૃતને મેળવે છે.[1] આ પ્રણવના મુખનો વિસ્તાર 'માંડૂક્ય' અને 'નૃસિંહતાપનીય' ઉપનિષદોમાં આ "હિરણ્યકેશ" જેવા પ્રણવનો આશ્રય લઈને લુપ્ત વિદ્યાઓને સૂર્ય પાસેથી યાજ્ઞવલ્ક્યાદિ મહર્ષિઓએ મેળવ્યાની આખ્યાયિકાઓ છે. જૂના અધ્વર્યુ વેદના એટલે કૃષ્ણ યજુર્વેદના મંત્રો કંઈક વાસી ફૂલ જેવા ગણાયા, અને યાજ્ઞવલ્ક્યે अयातयामानि यजूंषि એટલે તાજાં પુષ્પ જેવા યજુષ સૂર્ય પાસેથી વિદ્યારૂપે પ્રાપ્ત કર્યાં, એ વગેરે આખ્યાયિકા જે વૈદિકોમાં સુપ્રસિદ્ધ છે તે એવું સ્પષ્ટ સૂચવે

૧. જુઓ छान्दोग्य ३. १०

છે કે કેવલ શ્રુતિ એટલે પરંપરાગત શબ્દોમાં જ સર્વ રહસ્ય છે એમ નથી, પરંતુ ધ્યાનયોગ વડે અને પરમેશ્વરના પ્રસાદથી ઘણાં રહસ્યો મનુષ્યોને મળ્યાં છે, મળે છે અને મળશે. ઋષિઓ શ્રુતર્ષિજ હોતા નથી. પરંતુ સત્ય અને તપના[1] પાલન વડે પણ આર્ષ જ્ઞાન અથવા પ્રાતિભ જ્ઞાન પ્રકટ થાય છે. આવા સત્ય અને તપના પ્રભાવથી આર્ષજ્ઞાન મેળવનારા સાંખ્યાચાર્ય કપિલ તથા યોગાચાર્ય પતંજલિના સિદ્ધાંતો હિંદુધર્મના સંયુક્ત વૃક્ષમાં શાખા-પ્રશાખામાં પ્રવેશ પામ્યા છે. તે ઉપરાંત શૈવાગમ અને પાશુપત દર્શનના સિદ્ધાન્તો અને વૈષ્ણવાગમ અથવા સાત્વત તન્ત્રના સિદ્ધાન્તો પણ હિંદુ ધર્મમાં પ્રવેશ પામ્યા છે. શ્રુતિ, સાંખ્ય, યોગ, શૈવ અને વૈષ્ણવ-આ પાંચ પલ્લવવાળા હિંદુધર્મના સંયુક્ત વૃક્ષમાં પ્રત્યેક પલ્લવમાં શાક્ત સંપ્રદાયનાં પુષ્પો પણ છે. આ સર્વનું ધ્યેય પરમાત્મપદની પ્રાપ્તિ કરવાનું છે, અને માર્ગોના, સંપ્રદાયોના અને પંથોના ભેદો છતાં અનેક નદીઓ જેમ એક સમુદ્રમાં એક થાય, તેમ પરમેશ્વર અથવા પરમાત્માના-નારાયણના-ક્ષીરસાગરમાં લીન થાય છે.[2]

આમાંના પ્રત્યેક પ્રવાહના વિલક્ષણ ગુણધર્મો આપણે પરીક્ષા વડે ઓળખી શકીએ છીએ. ઉદાહરણ તરીકે શ્રૌત ધર્મની મુદ્રા તેના યજ્ઞકર્મમાં છે. વેદમાર્ગમાં રહેનારે કોઈપણ પ્રકારનો યજ્ઞ તો કરવો જ પડે અને યજ્ઞ વિના જીવવું એ મહાપાપ મનાયું છે, પછી તે દ્રવ્યયજ્ઞ હોય, બ્રહ્મયજ્ઞ હોય, સંયમયજ્ઞ હોય, પ્રાણયજ્ઞ હોય, અતિથિયજ્ઞ હોય, તપોયજ્ઞ હોય, યોગયજ્ઞ હોય, સ્વાધ્યાય-

---

૧. જુઓ વાયુપુરાણ પ. અ. ૬૧, જ્યાં સાત પ્રકારનાં આર્ષજ્ઞાનનાં નિમિત્તો વર્ણવ્યાં છે.

૨. "त्रयी सांख्यं योगः" એ શિવ-મહિમ્નઃ સ્તોત્રનો શ્લોક અને તે ઉપરનું મધુસૂદન સરસ્વતીનું પ્રસ્થાનભેદ ભાષ્ય.

યજ્ઞ હોય, કે જ્ઞાનયજ્ઞ હોય[૧] તેવી બીજી શ્રૌત મુદ્રા વર્ણાશ્રમ ભેદની છે. મનુષ્યમાં ચાર વર્ણ છે એટલું જ નહિ પણ દેવાદિમાંય ચાર વર્ણ વૈદિકો માને છે.[૨] તેવી જ રીતે સાંખ્ય-યોગની મુદ્રા તેના ગુણત્રય વિભાગમાં છે. પ્રત્યેક વસ્તુ સાત્વિક, રાજસ, અને તામસ વિભાગમાં આવી જાય અને આ ગુણોનું ક્રમપૂર્વક અતિક્રમણ કરી, ગુણાતીત પુરુષના સ્વરૂપને જાણી, કૈવલ્યનો અનુભવ કરવો એ સાંખ્ય-યોગનું વિશિષ્ટ લક્ષણ છે[૩]

આગમવાદીઓની પણ સ્વતંત્ર ધર્મમુદ્રા છે, અને તે તેના જપધ્યાનની અને અતિવર્ણાશ્રમી ભાવનાની છે. વેદવાદી હિન્દુઓ વર્ણભેદ ઉપર ભાર મૂકે છે, અને ત્રૈવર્ણિકોને જ યજ્ઞનો અને બ્રહ્મયજ્ઞનો અધિકાર માને છે, ત્યારે આગમવાદી હિંદુઓ અને તેમાં પણ શૈવમતાનુયાયીઓ વર્ણભેદને ગૌણ માને છે, ગુણકર્મને મુખ્ય માને છે અને ગમે તે જાતિના મનુષ્યને પંચાક્ષરી મંત્રોનો અને પરમશિવનું અર્ચન કરવાનો અધિકાર માને છે વેદવાદનો અંતિમ સિદ્ધાંત सर्वं खलु इदं ब्रह्म એ ધ્યેય સિદ્ધ કરવાનો છતાં વ્યવહારમાં વર્ણાશ્રમભેદને મુખ્ય સાધનરૂપ માને છે, ત્યારે પરમેશ્વર સાથે સાયુજ્ય મેળવવાનો આગમવાદનો સિદ્ધાન્ત દેખાતા ભેદોને મહત્ત્વ ન આપવાનો, પ્રજાના ગુણકર્મોની સુધારણા કરવાનો અને સર્વ પ્રકારના પાશમાંથી છૂટવાનો છે. શૈવો જીવનને આઠ પાશ વળગેલા માને છે, એટલે કે ઘૃણા,[૧] લજ્જા,[૨] ભય,[૩] શોક,[૪] જુગુપ્સા,[૫] કુલ,[૬] શીલ,[૭] અને જાતિ[૮]—એ આઠ વસ્તુના મિથ્યાભિમાનને જ્ઞાનપ્રતિબંધક નિમિત્ત માને છે. આ ભેદભાવમાંથી મોકળા થવાનું

૧. જુઓ ગીતા, અધ્યાય ૪.

૨. જુઓ બૃહદારણ્યક ઉપનિષદ, ૧. ૪. ૧૧-૧૫.

૩. જુઓ ગીતા, અધ્યાય ૧૮.

સ્વાતંત્ર્યબીજ હિંદુ ધર્મમાં શૈવોએ સ્થાપ્યું છે, અને તે વેદકાળ જેટલું જૂનું છે વેદવાદના યજ્ઞકાંડના અતિશયમાં કર્મજાળ ગુંચાવાથી જ્ઞાનદષ્ટિનું આવરણ આવે છે અને પરમેશ્વરના સ્વરૂપની અને ફળ પ્રવર્તાવવાના સિદ્ધ સામર્થ્યની અવગણના થાય છે. એ રહસ્ય સમજાવવા દક્ષયજ્ઞધ્વંસ અને સતીદહન, તેનાં પરિણામમાં સ્થૂલ કામનો નાશ અને સૂક્ષ્મ કામનો પુનરુદય ઉમા-પાર્વતીના પુનરુદ્‌ભવની આખ્યાયિકામાં પુરાણોમાં ગૂથ્યો છે.

આ આખ્યાયિકા સમાજના કંઈક સાચા ઇતિહાસનું ચિત્ર છે. યજ્ઞની કેવળ જડ ભાવના અને પશુહિંસામાંથી મનુષ્યોને પાછા વાળી પરમેશ્વરના સાંબ પ્રતીકનું એટલે જ્યોતિર્મય પ્રકૃતિયુક્ત પરમેશ્વરનું પૂજન અને ધ્યાન કરવાનો સિદ્ધાન્ત વેદના મૂલમાં શૈવોએ દાખલ કર્યો છે. શ્રૌત મતનું આ સંસ્કરણ વેદકાલ પછી થયું છે એમ નથી, વેદકાલનું, સંહિતાનું અથવા બ્રાહ્મણગ્રંથનું સાહિત્ય ઘડાતું હતું ત્યારે આ સ્વાતંત્ર્યબીજ નંખાયુ હતું. 'છાન્દોગ્ય ઉપનિષદ'માં ચાર વેદ ઉપરાંત પાંચમું આગમ મુખ સ્વીકારવામાં આવ્યાની વાત પ્રથમ આવી ગઈ છે, પરંતુ અથર્વવેદની સંહિતાના સમયમાં ત્રૈવર્ણિક પ્રજા ઉપરાંત શૂદ્ર અને અતિશૂદ્રોને પાવન કરવાનો વિધિ હતો. વ્રાત્ય જાતિના મનુષ્યો ઉપનયનાદિ સંસ્કાર વિનાના હતા. વ્રાત્ય ગૃહપતિનાં ઉપકરણોનું વર્ણન અથર્વવેદના પંદરમા કાંડમાં આવે છે. તે વ્રાત્ય મહાદેવ થયા એવું પ્રતિપાદન છે. વ્રાત્ય ગૃહપતિ સાથે ધનુષ્ય, ગાડી, બાણુ, મૃગચર્મ, માગધ ( મગધદેશના વસનારા જેઓને વૈદિકો વ્રાત્ય કહે છે ) હોય, અને સ્ત્રી પણ હોય. આ વ્રાત્યો રુદ્રભક્ત હતા; અને તેમની ઉપર જણાવેલી ગૃહતંત્રની સામગ્રી સ્પષ્ટ જણાવે છે કે તેઓ વર્ણાશ્રમના આગ્રહી ન હતા. આ વ્રાત્ય પ્રજાને હિંદુસમાજમાં વૈદિકોને મને કમને દાખલ કરવી પડી હતી. વ્રાત્યસ્તોમનો વિધિ દાખલ કરી તે જાતિના મનુષ્યોને સમાજમાં પાવન કરવામાં આવ્યા હતા. પાછળથી સાવિત્રીપતિત

બ્રાહ્મણને પણ વ્રાત્ય માની તેને પ્રાયશ્ચિત આપી વિશિષ્ટ સમાજમાં લેવામાં આવતા હતા

સયુગ્વા રૈકવ નામના દરિદ્ર બ્રાહ્મણે જાનશ્રુતિ નામના શૂદ્ર રાજાને તેની કન્યાનું પાણિગ્રહણ કરી બ્રહ્મજ્ઞાન આપ્યું હતું, અને તેમની પ્રજા તે હાલના રાયકવાળ બ્રાહ્મણો છે, એવું બ્રાહ્મણોનું મંતવ્ય છે. આ જાનશ્રુતિ રાજાને રૈકવે 'શૂદ્ર' શબ્દથી સંબોધ્યો છે, છતાં અપશૂદ્રાધિકરણમાં શૂદ્રનો રૂઢાર્થ નહિ લેતાં યૌગિકાર્થ (શોકે કરીને પીગળ્યો માટે शूद्र) દાખલ કરી શૂદ્રને બ્રહ્મવિદ્યાના અધિકારમાંથી દૂર રાખવાનો પ્રયત્ન થયો છે, અને શિષ્ટ રીતિએ પરંપરાનુસાર વિવરણ કરનારા શંકરાચાર્યને છેવટમાં ભાષ્યમાં કહેવું પડયું છે કે જો કે વેદ દ્વારા બ્રહ્મજ્ઞાન ન મળે તો પણ ઇતિહાસ–પુરાણ દ્વારા મળી શકે. આ ખુલાસો અને મૂળ વિવરણ હાલની વિવેચનપદ્ધતિથી અભ્યાસ કરનારને સૂચવે છે કે શૂદ્રોને બ્રહ્મવિદ્યા ઉપનિષદ્‌કાળમાં મળતી હતી, પરંતુ શૂદ્રો પ્રતિની સામાજિક ભાવનાને વશ વર્તી સૂત્રકાર અને ભાષ્યકારે વિચિત્ર રીતે તોડ કાઢ્યો જણાય છે.[1]

વળી ઐતરેય મહીદાસ, કવષ ઐલૂષ, અને સત્યકામ જાબાલનાં શ્રૌત દૃષ્ટાન્તો જાતિભેદને ગૌણ બતાવનારાં અને ગુણકર્મને પ્રાધાન્ય આપનારાં શ્રૌત સાહિત્યમાં પ્રસિદ્ધ છે. ઐતરેય આખ્યાયિકા સાયણાચાર્યે ઐતરેય બ્રાહ્મણના આરંભમાં આપી છે. તેનું નામ મહીદાસ હતું, અને તે નામ સૂચવે છે કે તેમનું શરીર શુદ્ધ બ્રાહ્મણવંશનું ન હતું. તેમના પિતા મોટા યાજ્ઞિક હતા, તેમને સવર્ણ સ્ત્રી ઉપરાંત ઇતર વર્ણની સ્ત્રી હતી, અને તેનો પુત્ર ઐતરેય હતો. એક પ્રસંગે સવર્ણ સ્ત્રીના પુત્રો ખોળામાં બેઠા હતા

---

૧. જુઓ છાં. ૪–૨. મંત્ર ૩ તથા ब्र. सू, ૧–૩, ૩૪–૩૮ અને તે ઉપરનું શાંકર ભાષ્ય : જુઓ સ્કંદપુરાણાંતર્ગત शैवाख्यान.

ત્યાં દાસીપુત્ર પિતાના ખોળામાં બેસવા ગયો. તેનો તિરસ્કાર થયો; તે પોતાની માતા પાસે રોતો રોતો ગયો. માએ પોતાની જાતિનો દોષ કાઢી વિદ્યા વડે તેને ઋષિપદ મેળવવા કહ્યું. પછી તે બાળકે ઉત્તમ વિદ્યા પ્રાપ્ત કરી ઋગ્વેદની ઐતરેય શાખા પ્રવર્તાવી. તે શાખાને પ્રજ્ઞાન બ્રહ્મ મહાવાક્ય બોલનારા વેદવાદીઓ હાલ વધાવી લે છે. તેનું શુદ્ધ દર્શન આ શુદ્ધ બ્રાહ્મણ વંશજનું નથી પરંતુ મિશ્ર વંશથી ઉત્પન્ન થયેલા મહર્ષિનું છે. તેમની વિદ્યાનો પ્રભાવ સામવેદમાં પણ સ્વીકારાયો છે.[1] તેવી જ રીતે કવષ ઐલૂષ પણ શૂદ્ર જાતિનો ઋષિ હતો, એવું તૈ. બ્રા. ઉપરથી સમજાય છે.

સત્યકામ જાબાલનો પ્રસંગ કંઈક વધારે ચમત્કારવાળો છે. તેમાં શ્રૌત સમયના સમાજનું શુદ્ધ ઐતિહાસિક ચિત્ર છે. છાન્દોગ્ય ઉપનિષદમાં (છા. ૪.૪.) નીચે પ્રમાણે સરલ આખ્યાયિકા છે.

"સત્યકામ જાબાલ પોતાની મા જબાલા પાસે ગયો, અને માને વિનંતિ કરી કે મારે બ્રહ્મચર્ય લેવું છે. હું કયા ગોત્રનો છું તે મને કહે. જબાલાએ ઉત્તર આપ્યો, 'ભાઈ, હું તે વાત જાણતી નથી કે તું કયા ગોત્રનો છું. (પરંતુ) યુવાવસ્થામાં હું ઘણાઓની સેવા કરનારી અને ફરનારી હતી ત્યારે મેં તને પ્રાપ્ત કર્યો છે, તેથી હું જાણતી નથી કે તું કયા ગોત્રનો છું. મારું નામ જબાલા છે, તારું નામ સત્યકામ છે, માટે "હું સત્યકામ જાબાલ છું—એવું તું ગુરુને કહેજે." આ પ્રમાણે સમજી લઈ હારિદ્રુમત ગૌતમ નામના ગુરુ પાસે સત્યકામ ગયો, અને તેમને કહ્યું કે હું ભગવાન પાસે બ્રહ્મચર્ય ગ્રહણ કરવા આવ્યો છું. તે ઉપરથી ગુરુએ પૂછ્યું: ભાઈ, તું કયા ગોત્રનો છું? સત્યકામે કહ્યું કે ભગવન્, હું તે

---

૧. જુઓ છાં. ૩-૧૬. વળી જુઓ કુમારિકા ખંડ, જ્યાં મહીસાગર તીર્થના વર્ણન પ્રસંગે મહીદાસની આખ્યાયિકા આપી છે.

જાણતો નથી. મેં મારી માને પૂછ્યું હતું; અને તેણે કહ્યું છે કે હું બહુ જનોની સેવા કરનારી અને ફરનારી હતી અને યુવાવસ્થામાં મેં તને મેળવ્યો છે, તેથી હું જાણતી નથી કે તું કયા ગોત્રનો છું. પરંતુ મારું નામ જબાલા છે, તારું નામ સત્યકામ છે; તેથી હું સત્યકામ જાબાલ છું, એમ તુ કહેજે. તે ઉપરથી હું કહું છું કે હું સત્યકામ જાબાલ છું. ગુરુએ કહ્યું કે બ્રાહ્મણત્વ વિનાનો બાળક આવુ સત્ય બોલે નહિ (માટે તું બ્રાહ્મણ જ છું.) સમિધ લાવ, હું તને ઉપનયન સંસ્કાર આપીશ, કારણ કે તું સત્યથી ડગ્યો નથી."

આ શબ્દશઃ કરેલા ઉતારા ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે જબાલા બ્રાહ્મણજાતિની સ્ત્રી ન હતી, પરંતુ સેવા કરનારી દાસી હતી. સત્યકામ તેનો પુત્ર હતો; પછી તે કાનીન પુત્ર હતો, કે વિવાહિત અવસ્થામાં જન્મેલો હતો તે નિર્ણય કરવા આપણી પાસે સાધન નથી. દાસીપુત્ર છતાં તે સત્ય બોલે છે માટે ગુણકર્માનુસાર બ્રાહ્મણત્વ-નો તાત્કાલિક નિર્ણય કરી ગુરુએ સત્યકામ જાબાલને ઉપનયન સંસ્કાર આપી ગાયોનું રક્ષણ કરવા મોકલ્યો. ત્યાર પછી તે બ્રહ્મવિદ્ થયો છે. ગુરુએ તેને બ્રહ્મનિષ્ઠાનો આશીર્વાદ આપ્યો છે, અને તે જાબાલ શાખાનો પ્રવર્તક મહર્ષિ થયો છે.

આ જાબાલ શાખાનું ઉપનિષદ્-સાહિત્ય શૈવ ધર્મથી ભરપૂર છે. જાબાલ ઉપનિષદ્ "જે ક્ષણે વૈરાગ્ય થાય તે ક્ષણે પ્રવ્રજ્યા લેવાય" એવું પ્રતિપાદન કરે છે. ગમે તે આશ્રમમાંથી સંન્યાસ લેવાય અને આશ્રમમાંથી આશ્રમમાં ક્રમપૂર્વક ચઢવું જ જોઈએ એવો નિયમ નથી, એવો અપવાદ માત્ર આ જાબાલ ઉપનિષદ્‌માંથી નીકળે છે. વળી મીમાં-સકોની સંન્યાસ આશ્રમની નિરુપયોગિતા માટેની દલીલો સામે બ્રહ્મચર્યમાંથી સન્યાસ લેવાય એવા નિર્ણયને ટેકો આપવામાં

શંકરાચાર્યને આ જાબાલ શાખાનો આશ્રય લેવો પડ્યો છે. જાબાલ, બૃહજ્જાબાલ, ભસ્મજાબાલ, જાબાલદર્શન વગેરે અનેક ઉપનિષદો ભસ્મ તથા રુદ્રાક્ષ ધારણ કરી જપ અને પરમેશ્વરનું ધ્યાન કરવાના સિદ્ધાન્તોનું જ પ્રતિપાદન કરે છે. તેમાં નથી વર્ણની કે નથી આશ્રમના અભિમાનની વાત.

વર્ણધર્મને અને યજ્ઞકર્મને ગૌણ ગણનારો, અને ગુણકર્મને તથા જપધ્યાનને પ્રાધાન્ય આપનારો શૈવ સિદ્ધાન્ત સંહિતા, બ્રાહ્મણ અને ઉપનિષદ્ સમયમાં પ્રચલિત હતો, અને તેનો સ્વતંત્ર પાયો આગમાંત શૈવ મતમાં દ્રાવિડ દેશમાં ઘણા પ્રાચીન સમયથી નખાયો હતો. એના સ્થાપક મહર્ષિ તે અગત્સ્ય. તેની બીજી શાખા પાશુપત મતથી પશ્ચિમ હિંદુસ્તાનમાં રોપાઈ હતી, અને કાશ્મીરના માહેશ્વરોમાં શૈવ ધર્મનું ત્રિકદર્શનમાં નિરાળું રૂપ પ્રકટ થયું હતું. શૈવો, પાશુપતો અને માહેશ્વરો સર્વ જાતિના મનુષ્યોને એકેશ્વરવાદનું જ્ઞાન આપે છે. તે પરમેશ્વરના ધ્યાન અને જ્ઞાન વિના મોક્ષ નથી એમ માને છે તથા તપ અને વૈરાગ્યને તેમ જ શિવ-પંચાક્ષરીના જપને સર્વોત્તમ સાધન માને છે. આ શૈવો વેદને માનનારા હતા, પરંતુ વેદપરવશ ન હતા. શૈવ મતનું સાહિત્ય તામિલ અને સંસ્કૃત ભાષામાં વિપુલ છે. શિવજ્ઞાનના અનુભવીઓનું નામ નયનાર હતું. "નયન" શબ્દનો તામિલ ભાષાનો અર્થ 'આગેવાન' થાય છે. તેવા નયનારો ૬૩ થયા છે. તેમાં સુંદર, સંબંધર, મણીવાચકર અને આપર, એ ચાર મુખ્ય મનાય છે. આ શૈવ સ્વામીઓ અથવા સાધુઓમાં ઘણા 'અબ્રાહ્મણ' વર્ગમાં ઉત્પન્ન થયા છે, તેમ શૈવ નયનાર પણ હલકી જાતિમાંથી મોટા પૂજ્ય પદે જ્ઞાન-વૈરાગ્યથી ચડ્યા છે. તીરુનીલકંઠ નયનાર કુંભાર જાતિના હતા. નંદ અથવા તીરુન લૈયરપોવર તાંજોરના અનદર ગામના ચંડાલ હતા. નંદની મૂર્તિ તિરુપુંગરમાં પૂજાય છે. શૈવ સંત તિરુજ્ઞાન સંબંધર પલ્લવ રાજા નરસિંહવર્મા (ઈ. સ. ૬૨૫-૬૪૫)ના સમયમાં થયા હતા.

સુંદરમૂર્તિ નયનાર પનરૂતિ રેલવે સ્ટેશનથી બાર માઈલ ઉપર આવેલા ચિરુતમનલ્લુર નામના બ્રાહ્મણને ત્યાં જન્મ્યા હતા. તેમનું શૈવ દીક્ષા પહેલાંનું નામ નંબિયારૂરર હતું. નરસિંહ મુનિએ તેમને વિદ્યાનું જ્ઞાન આપ્યું હતું. વિવાહના પ્રસંગે પેઢીનું દેવું કરનાર એક બ્રાહ્મણ તેને દાસરૂપે લઈ ગયા. ઘણાં તીર્થોમાં ફર્યા પછી લગ્ન કરી તિરુવલમાં આવી રહ્યા હતા. શિવભજનમાં તે મત્ત થઈ જતા હતા.

તામિલ શૈવ સિદ્ધાંત ઉપર રહસ્ય-સ્તોત્રો અને ભજનો રચનાર[1] કવિ તાયુમાનવરનાં કાવ્યો તામિલ ભાષાનું અપૂર્વ ચમત્કૃતિવાળું સાહિત્ય છે, અને ખ્રિસ્તીઓને પણ ઘણું આકર્ષક જણાયું છે. એકેશ્વરવાદના સિદ્ધાન્તમાં તર્ક અને ભક્તિ—એ બેનો સમન્વય કરનાર તામિલ શૈવો છે, અને તેઓ વેદાન્ત અને શૈવ સિદ્ધાન્તનો સમન્વય કરે છે અને પોતાને વેદાન્તસિદ્ધાન્ત-સમરસના પ્રવર્તકો માને છે દ્રાવિડોમાં દ્રાવિડ ભાષામાં શૈવ સિદ્ધાન્તની ચૌદ સંહિતાઓ છે, અને તે ઉપરાંત સંસ્કૃત ભાષામાં[2] ૨૮ આગમો છે. શ્રૌત સાહિત્ય જેટલું આ શૈવ સાહિત્ય હિંદુ ધર્મનું વ્યાપક પ્રસ્થાન છે. ઇતિહાસ-પુરાણોમાં મહાદેવજીના ભક્તો ભીલ, પિશાચ, યક્ષ, નાગ, ઇત્યાદિ અનેક જાતિના વર્ણવાયા છે. 'શિવલીલાર્ણવ' નામનો ગ્રંથ આ વાતને સાબિત કરે છે.

શૈવ સંપ્રદાય અને સ્માર્ત સંપ્રદાયના વિચાર અને આચાર ભેદોને નહિ જાણનારા એવું સમજે છે કે શૈવ સંપ્રદાય શંકરાચાર્યે પ્રવર્તાવ્યો છે. પરંતુ આ મંતવ્ય ખોટું છે. શંકરાચાર્યનો કેવલાદ્વૈત સિદ્ધાન્ત કોઈપણ દેવતાનો અતિવાદી નથી. શંકરાચાર્યનો કુલધર્મ

૧. 'Saiva Psalms of Tayumanvar' by T. Isaac Tambyot (London: Lazac & Co. 1925)

૨. જુઓ 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ'-ભાગ ૨, પૃ. ૨૭.

શૈવ નહિ પરંતુ વૈષ્ણવ હતા. તેમનાં માતુશ્રીને નારાયણની મૂર્તિનું ધ્યાન કરવાનું તેમણે શીખવ્યું હતું. તેમનાં પ્રસ્થાનત્રયી ભાષ્યમાં જ્યાં જ્યાં બ્રહ્મની ઉપાસનાના પ્રસંગ આવે છે ત્યાં ત્યાં शालिग्रामादौ विष्णवादेः એટલે શાલિગ્રામમાં જેમ વિષ્ણુની ભાવના કરીએ તેમ આદિત્યાદિમાં બ્રહ્મભાવના કરવી, એવું વિધાન છે. સગુણવાદની ભૂમિકા સ્વીકારાયા પછી અમુક દેવનુ જ યજન પૂજન કરવું એવો શંકરાચાર્યને આગ્રહ નથી પાછળથી શંકરાચાર્યને શૈવ મતના પ્રવર્તક તરીકે માની લેવામાં આવ્યા છે. સ્માર્તો એટલે શંકરમતના અનુયાયીઓ શિવને પૂજે છે એ ખરું, પણ સાથે વિષ્ણુ વગેરે દેવતાને પણ પૂજે છે. શૈવ સિદ્ધાન્ત નિર્ગુણબ્રહ્મવાદી નથી પરંતુ એકાંતિક એકેશ્વરવાદી છે. જેમ ઐકાંતિક ભાગવતો પરમેશ્વરને વિષ્ણુ સંજ્ઞાથી ભજે છે તેમ શૈવો પરમેશ્વરને શિવ સંજ્ઞાથી ભજે છે. શૈવો સગુણ-બ્રહ્મવાદી છે; અને શાંકર મતાનુયાયીઓ સગુણબ્રહ્મવાદ ઉપરાન્ત નિર્ગુણ બ્રહ્મવાદનો અંતિમ સિદ્ધાન્ત માને છે. નિર્ગુણ બ્રહ્મવાદ ઉપર સમાજવ્યવસ્થા અથવા ભક્તિ–સિદ્ધાન્ત ટકવો મુશ્કેલ છે. શૈવો સમાજની વ્યવસ્થા બહોળા રૂપની કરવા મથતા હતા. શૈવો ઘણા સાહસિક હતા. જાવા એટમાંથી જયવર્મા (બીજો) કંબુજ (Combodia, Indo-China) દેશમાં ગયો હતો. આ રાજાના ગુરુ શિવકૈવલ્ય હતા. તે દેશમાં ઇન્દ્રપુરના ભદ્રયોગી ગામમાં આ ગુરુને જાગીર આપી હતી. ગુરુનું સ્થાન ભવપુર હતું. તે નગર ભવવર્માએ ઇ. સ.ના છઠ્ઠા સૈકામાં સ્થાપ્યું હતું. આ અરસામાં હિંદુસ્તાનમાંથી હિરણ્યદાસ નામના શિવાચાર્ય ત્યાં ગયા હતા. તેમણે શિવકૈવલ્યને ચાર શાસ્ત્રો શીખવ્યાં હતાં, અને તે તંત્રનાં નામ शिरच्छेद, वीणाशिखा, संमोह, नयोत्तर હતાં. શિવકૈવલ્યને દેવરાજ એટલે શિવલિંગનો સંપ્રદાય શીખવવામાં આવ્યો હતો, અને જયવર્મા રાજાએ કંબુજમાં તે સંપ્રદાયને રાજધર્મ તરીકે સ્વીકાર્યો હતો. શિવકૈવલ્યના માતૃવંશના યતિઓને દેવરાજના યાજક

તરીકે સ્થાપવામાં આવ્યા હતા. આ શૈવ સંપ્રદાયવાળા હિંદુ રાજાઓનું રાજ્ય હિંદી ચીનમાં ઈ. સ. ૧૦૫૨ સુધી[1] રહ્યું હતું.

વળી આન્નામનો (ચંપાનો) પ્રદેશ જે હાલ Indo-China માં છે ત્યાં ઈ. સ.ના બીજા સૈકામાં હિંદુઓએ રાજ્યસ્થાપના કરી હતી. પ્રથમ રાજા શ્રીમાર હતો. ઈસવી તેરમા સૈકામાં અન્નામી લોકોએ આ હિંદુ રાજ્યનો નાશ કર્યો. આ હિંદુ રાજાઓ શૈવ હતા. તેઓ વિષ્ણુનો અને બુદ્ધનો પણ દેવ તરીકે સ્વીકાર કરતા હતા. ત્યાં મોટાં શિવમંદિરોની સ્થાપના થઈ હતી, તેના શિલાલેખો અને અવશેષો હાલ મળી આવે છે. શ્રીમારથી છઠ્ઠો રાજા ભદ્રવર્મા થયો હતો (ઈ. સ. ૩૮૦-૪૧૭). તેણે શ્રી ભદ્રેશ્વર સ્વામીનું શિવમંદિર બંધાવ્યું હતું. આ મહાદેવ ચંપાના રાજ્યના કુલદૈવત મનાતા હતા; અને તે મંદિરનો વૈભવ ગુજરાતના પ્રભાસ પાટણના સોમનાથના વૈભવ જેવો હતો.[2]

આ દૂરના દેશમાં રાજ્યસ્થાપન કરનાર શૈવધર્મી હિંદુઓએ હિંદુ ધર્મને કેવળ ત્રિવર્ણની પ્રજામાં રોકી રાખ્યો ન હતો, પરંતુ પ્રાણીમાત્રને દેવરાજની ભક્તિનો અધિકાર છે એમ સ્થાપ્યું હતું. હાલ પણ જ્યાં જ્યોતિર્લિંગો છે અને જ્યાં બ્રાહ્મણ વર્ણનો વ્યવસ્થાપક કબજો નથી, ત્યાં સર્વ વર્ણના મનુષ્યો શિવદર્શન કરી શકે છે. કેદારનાથને તો સર્વ મનુષ્યો બાથ ભીડે છે.

ઈસવી સનના બારમા સૈકામાં દક્ષિણમાં કર્ણાટકમાં લિંગાયત ધર્મનો પુનરુદ્ધાર બસવે કર્યો. તેની પીઠમાં પ્રાચીન વીરશૈવ મત

(૧) જુઓ Some Tantrik Texts Studied in Ancient Kambuja (Indian Historical Review Vol, pp. 754-769, Vol. III pp.-107.

(૨) જુઓ, 'Ancient Indian Colonies by' Dr. R.C. Mazmudar, Vol. I-Champa, 1925.

હતો. લિંગાયતો અથવા વીરશૈવોમાં વર્ણભેદ નથી જેમ બ્રાહ્મણો યજ્ઞોપવીતને ધારણ કરે છે તેમ તેઓ શિવલિંગને ધારણ કરે છે. શિવલિંગને પ્રાણલિંગ તરીકે જ તેઓ માને છે. આ લિંગાયતોને શું હિંદુ ધર્મના ન માનવા? તેઓ વ્યાપક હિંદુ ધર્મના આગમ શાખાના અનુયાયીઓ છે. કેટલાક એમ કહે છે કે શિવલિંગની પૂજા અનાર્યોમાંથી આપણામાં આવી છે; પરંતુ આ સમજ ભૂલભરેલી છે. વેદકાલના યજ્ઞના અગ્નિદેવે 'રુદ્ર' સંજ્ઞાને પ્રાપ્ત કરી છે. રુદ્રનાં ભવ, શર્વ, રુદ્ર, ઉગ્ર, પશુપતિ, મહાદેવ, ભીમ, અને ઈશાન, એ આઠ નામો શતપથ બ્રાહ્મણમાં મળે છે. નારાયણ ઉપનિષદમાં અને બીજાં ઘણાં ઉપનિષદોમાં શિવલિંગનાં પૂજન અને ધ્યાનનું વિધાન છે. એટલે મૂલ અગ્નિદેવનું ઘોર રૂપ તે રુદ્ર અને શાંત રૂપ તે શિવ, એવી સંજ્ઞા ઉપનિષદોમાં તથા આગમોમાં દાખલ થઈ છે. યજ્ઞવેદિ શિવલિંગની પીઠનું પ્રતીક છે અને લિંગ જ્યોતિર્મય અગ્નિનું સ્થૂલ ચિહ્ન છે. શિવપૂજનમાં જેઓ બીભત્સ ભાવ જુએ છે તેઓ માર્મિક રહસ્યને જાણતા નથી, અને માત્ર પરધર્મીઓના વિચારોને અણજાણે સ્વીકારી લે છે.

વળી જે જપવાથી સર્વપાપમુક્ત થવાય તેવા રુદ્રમંત્રો પરમેશ્વરને સચરાચર વસ્તુઓમાં અન્તર્યામી તરીકે પેઠેલા વર્ણવે છે. તે રુદ્ર ભગવાન ચોરોના પણ પતિ છે, લૂંટારાના પણ પતિ છે, ઠગારાનાં પણ પતિ છે, વગેરે ધારાવાહી રુદ્રમંત્રો શિવનું સર્વાંતર્યામીપણું સાબિત કરે છે. શંકરાચાર્યને કાશીમાં સામે આવનાર ચાંડાલને ગચ્છ, ગચ્છ, કહેતાં તે ચાંડાલવેશધારી શિવે અદ્વૈતમતમાં તેવું ન શોભે એમ કહી પ્રબોધ્યા હતા, અને છેવટે શંકરાચાર્યે કહ્યું છે કે જેનામાં બ્રહ્મનિષ્ઠા જાગે તે જાતિએ ચાંડાળ હોય કે બ્રાહ્મણ હોય તો પણ તે મારો ગુરુ છે. શૈવોએ રુદ્રાધ્યાયનો જ્ઞાનમાં વિનિયોગ કર્યો છે.

ઉપનિષદોના સમુચ્ચયમાં 'વજ્રસૂચિ' નામનું ઉપનિષદ છે.

આ ઉપનિષદ ઉપરથી અશ્વઘોષે બૌદ્ધ 'વજ્રસૂચિ' લખી કે અશ્વઘોષની કૃતિ ઉપરથી બ્રાહ્મણોએ આ 'વજ્રસૂચિ ઉપનિષદ' પાછળથી ઉમેર્યું તે તકરારી વિષયમાં હું હાલ ઊતરવા માગતો નથી. પરંતુ તે ઉપનિષદમાં જ્ઞાનહીનોનાં દૂષણ અને જ્ઞાનચક્ષુવાળાઓનાં ભૂષણ રૂપે વસ્તુવિચારનું ઉત્થાન કર્યું છે, અને બ્રાહ્મણ કોને કહેવો એ પ્રશ્નમાં બ્રાહ્મણનું લક્ષણ જીવતત્ત્વમાં છે, કે જાતિમાં છે કે જ્ઞાનમાં છે કે કર્મમાં છે, એવી કોટિઓ ઊભી કરી 'જાતિને બ્રાહ્મણ કહેવાય તેમ નથી, કારણ કે અનેક જાતિમાં મહર્ષિઓ થયા છે; ઋષ્યશૃંગ મૃગીનો પુત્ર હતો, વ્યાસ માછીની કન્યાને પેટે જન્મ્યા હતા, વસિષ્ઠ ઉર્વશીમાં જન્મ્યા હતા,' એવા અનેક દાખલા આપી જાતિ બ્રાહ્મણત્વ નિર્માણ કરનારી નથી, એવું પ્રતિપાદન કર્યું છે; અને છેવટે સિદ્ધાન્ત સ્થાપ્યો છે કે "જે કોઈ પોતાના આત્માને અદ્વિતીય જાતિ, ગુણ અને ક્રિયા વિનાનો, જન્મમરણ, ક્ષુધાતૃષ્ણા, અને શોકમોહ એ ૭ ઊર્મિઓના સ્પર્શ વિનાનો સત્ય, જ્ઞાન, આનંદ અને અનંત સ્વરૂપવાળો, અશેષ કલ્પના આધારભૂત, અશેષ પ્રાણીઓના અંતર્યામીરૂપ, અંતર્ બહિર્ આકાશની પેઠે પ્રવેશ પામેલો, કરામલકવત્ અપરોક્ષ અનુભવી જાણે છે, અને જે કૃતાર્થ થઈ રાગદ્વેષાદિ સર્વ દોષરહિત, શમદમાદિ ગુણસંપન્ન, તૃષ્ણામોહમાત્સર્ય વિનાનો ચિત્તના સવ વિકારોથી નિર્લેપ હોય તે જ બ્રાહ્મણ છે."

દ્રાવિડ દેશના શૈવ સંપ્રદાયનું સ્વરૂપ પ્રથમ વિચારી ગયા. તે ઉપરાંત ભારતવર્ષના પશ્ચિમ કાંઠા ઉપર પ્રાચીન નર્મદાતટનિવાસી ભાર્ગવ બ્રાહ્મણો શૈવધર્મી અથવા પાશુપતો હતા. આ સંપ્રદાય લગભગ વેદકાળથી તે ઈસવી સનના બારમા સૈકા સુધી મુંબાઈ ઇલાકાના પ્રદેશમાં પ્રચલિત હતો. તેઓ વર્ણાશ્રમનું પ્રાધાન્ય માનનારા ન હતા, પરમેશ્વર સાથેનું સાયુજ્ય મેળવવામાં (૧) ગુરુકુલવાસ, (૨) ક્રિયાયોગ, (૩) જપધ્યાન, (૪) સદા રુદ્રની સ્મૃતિ અને

(૫) પરમેશ્વરનો અનુગ્રહ—એ પાંચ ઉપાયોને સ્વીકારતા હતા, અને વૈદિક યજ્ઞાદિ ક્રિયાઓને તેઓએ ગૌણ ઠરાવી હતી. સઘળા નૈયાયિકો અને વૈશેષિકો પાશુપત શૈવ મતના હતા. કાશ્મીર દેશના શૈવોએ લલ્લત્રાગ નામની શૈવ સાધ્વીએ મુસ્લિમ ધર્મનો પ્રચાર અટકાવ્યો હતો, અને પ્રણવના નાદની ભજનલહરી જગાવી હતી.[1] શૈવોની લગ્નવ્યવસ્થા પણ વૈદિકો કરતાં કંઈક વ્યાપક રૂપની હતી. નપુંસક સાથે પરણાવેલી કન્યાનું પુનર્લગ્ન કરવાની છૂટ હતી. પરણેલી હોય અને પતિ સાથે સંસાર માંડ્યો ન હોય તેવી સ્ત્રી જો વિધવા થાય તો તેને પુનર્વિવાહની છૂટ હતી. શૈવ વિવાહમાં અસપિંડા અને વિદ્યમાન ભર્તા વિનાની સ્ત્રી સાથે લગ્ન કરવાની છૂટ હતી.[2]

આ પ્રમાણે શૈવ સંપ્રદાયની શ્રૌત શાખા તથા આગમ શાખાનો ઐતિહાસિક દૃષ્ટિથી વિચાર કરતાં આપણે નીચેના નિર્ણયો ઉપર આવી શકીએ છીએ :

(૧) અનેક દેવતાવાદમાંથી એકેશ્વરવાદનું પ્રતિપાદન एको हि देवो न द्वितीयाय तस्थुः એ રીતે શૈવોએ વેદસાહિત્યમાં આપ્યું છે.

(૨) આવા ઐકાંતિક પરમેશ્વર જ્ઞાનમય અથવા જ્યોતિર્મય છે.

(૩) તે પરમેશ્વરમાં અનુગ્રહ કરવાની શક્તિ છે; અને એ પ્રભુ કેવલ કર્મને પરવશ નથી, પ્રેમભક્તિ વડે પાપનું શોધન કરી જીવનો ઉદ્ધાર તેઓ કરે છે.

(૪) તે પરમેશ્વરની ઉપાસનામાં વર્ણાશ્રમધર્મ ગૌણ છે, અને જપ ધ્યાનનું પ્રાધાન્ય છે.

(૫) આ પરમેશ્વરનો અનુગ્રહ જાતિને લક્ષમાં લેતો નથી, પરંતુ ગુણકર્મને લક્ષમાં લે છે.

---

૧. જુઓ 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' ભાગ ૨, પૃ. ૩૮.

૨. જુઓ महानिर्वाणतंत्र ६. ६६-६७ તથા ૨૭૮.

(૬) ગમે તે જાતિમાં મનુષ્યો શિવપંચાક્ષરીનો જપ કરી શકે છે.
(૭) લગ્નવ્યવસ્થામાં વૈદિકો કરતાં શૈવોમાં વધારે છૂટ છે.
(૮) શૈવ ધર્મ ભારતવર્ષની ત્રૈવર્ણિક પ્રજાને અર્થે છે એમ નથી, પરંતુ શૂદ્ર અને અને અતિશૂદ્રને પાવન કરવા તે સમર્થ છે. આવા ધર્મનો પ્રચાર શૈવોએ હિંદી–ચીન, જાવા, વગેરે દૂરસ્થ દેશોમાં કર્યો હતો. વૈદિક પ્રણાલિકા પ્રમાણે વર્તનારને તે આડે આવતો નથી, પરંતુ ત્રયી વિદ્યા ઉપરાન્ત આગમ દ્વારા શુદ્ધ જ્ઞાન, પ્રાણીમાત્રને જો અધિકાર થાય તો મળી શકે છે એમ તે સ્થાપે છે.

આ પ્રમાણે વૈદિક ધર્મને બહોળો કરવામાં શૈવોએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.*

(૧૯૩૨)

* ગુજરાત સાહિત્ય સભાના નિમન્ત્રણથી તા. ૨૩–૮–૩૧ ના રોજ આપેલ વ્યાખ્યાનનું લેખસ્વરૂપ.

આ ભાષણ અપાયા પછી Mohenjo-daro And The Indus Vally Civilization ને લગતાં હિંદુસ્થાનની સરકાર તરફથી સને ૧૯૨૨–૧૯૨૭ સુધીમાં થયેલી શોધખોળને જણાવનારાં સર જોન માર્શલના સંપાદકપણાથી પ્રસિદ્ધ થયેલાં ત્રણ પુસ્તકો બહાર પડ્યાં છે. તેમા સિંધુ નદીના પ્રદેશમાં દટાઈ ગયેલાં નગરોના અવશેષો તારવી કાઢી તેના વતનીઓની સંસ્કૃતિ કેવા પ્રકારની હતી તેનું વર્ણન છે આ સંસ્કૃતિ ઈ. સ. પૂર્વે ૪૦૦૦ વર્ષ પર્યંતની પુરાતન માનવાનાં કારણો છે. આ કાળના સિંધુ નદીના પ્રદેશમાં વસનારાના ધર્મ સંબંધનું પ્રકરણ એક પુસ્તકમાં છે. આ પ્રકરણમાં શિવની યોગી તરીકેની મૂર્તિઓ છે, નાગથી શિવ પૂજાતા જણાવ્યા છે અને શક્તિનાં જળાધારીવાળાં પ્રતીકો પણ મળી આવ્યાં છે. (જુઓ The Indian Historical Quarterly, Vol. VIII No. I; PP. 136-140) આ શોધખોળ પછી શૈવ–શાક્ત સંપ્રદાય પ્રસિદ્ધ વેદસંહિતાના પૂર્વકાલનો છે એ અનુમાન સહજ નીકળી શકે છે.

# જૈન-બ્રાહ્મણ સંસ્કારોનું આદાનપ્રદાન

पक्षपातो न मे वीरे न वैरः कपिलादिषु ।
युक्तिमद्वचनं यस्य तस्य कार्यः परिग्रहः ॥
(હરિભદ્રસૂરિ)

ભારતવર્ષના મુખ્ય ત્રણ ધર્મો :–(૧) બ્રાહ્મણધર્મ, જેનું વર્તમાન રૂપ તે હિંદુ ધર્મ, (૨) બૌદ્ધ ધર્મ અને (૩) જૈન ધર્મ. આ ત્રણ ધર્મો પૈકી બૌદ્ધ ધર્મ પોતાની જન્મભૂમિમાં શાથી અળપાયો, અને બીજા બે ધર્મ શા કારણથી ટકી રહ્યા તેનો વિચાર ઘણાઓએ કર્યો છે તેમ મેં પણ યથામતિ કર્યો છે. મને વિચારોના ફલરૂપે સમજાયું છે કે બ્રાહ્મણોની પરધર્મના આચાર અને વિચારને પોતામાં અંતર્ગત કરવાની કોઈ અદ્‌ભુત શક્તિ છે. આ શક્તિના પ્રભાવથી તે પારકાનું તે પોતાનું કરી લે છે. જેમ કોઈ જબરી વેલ નાના ઝાડને વળગી હોય તો તે ઝાડના રસને ચૂસી લઈ સર્વત્ર વિસ્તાર પામી આધારવૃક્ષનું દર્શન પણ થાય નહિ એમ તેને ઘીંટળાઈ વળે છે, તેમ બ્રાહ્મણોના આચારવિચારની જટિલતામાં જે કોઈ પરધર્મના આચારવિચાર ગૂંચાયા તે બ્રાહ્મણોના જ આત્મસાત્ થઈ જાય છે, અને પછી તે કોના હતા એનો નિર્ણય કરવો અશક્ય થઈ પડે છે. બ્રાહ્મણોના આ આત્મસાત્ કરવાના બળ સામે બૌદ્ધ ધર્મ ટકી શક્યો નહિ. બૌદ્ધ ધર્મે પોતાનું સ્વત્વ અથવા વ્યક્તિત્વ જાળવવાને બદલે બ્રાહ્મણધર્મના ખંડનમાં બહુ પ્રવૃત્તિ કરી, તેથી બંને ધર્મના અનુયાયીઓમાં દ્વેષ અને નિંદા

વધી ગયાં. છેવટે બ્રાહ્મણોએ તે ધર્મના ગ્રાહ્ય અંશોને પોતાની વ્યાપ્તિજાળમાં લઈ લીધા. આ વ્યાપ્તિજાળના અંશો જાણવા હોય તો નીચેના મુદ્દા વિચારવા જોઈએ

ભગવાન બુદ્ધ વિષ્ણુના વર્તમાન અવતારરૂપ મનાયા. તેમનો દયાધર્મ વૈષ્ણવોમાં પ્રવેશ્યો. બ્રાહ્મણોની યજ્ઞહિંસા અને શ્રાદ્ધમાં ગૌવધ પણ કલિવર્જ્ય ઠરાવી દેવાયાં અને દયા વૈષ્ણવી ભાવના બની ગઈ બૌદ્ધોના શરીરને (એટલે બુદ્ધના[1] શરીરનાં અસ્થિ અથવા અંશોને) લગતા રથયાત્રાદિ ઉત્સવો વૈષ્ણવોના રથયાત્રાદિ ઉત્સવો બની ગયા. જગન્નાથ વગેરે સ્થાનના જાતિભેદનું ખંડન કરનારા બૌદ્ધોના આચારવિચારો બ્રાહ્મણોએ બ્રહ્મવાદના ગણી કાઢ્યા. નેપાલમાં બૌદ્ધ ધર્મના પંચ બુદ્ધ[2] શૈવ ધર્મના પંચમુખ શિવમાં શમી ગયા, અને અશ્વઘોષનું વજ્રસૂચી[3] પ્રકરણ જે જાતિભેદનું વિધ્વંસક છે, તે જાણ્યેઅજાણ્યે રૂપાંતરથી બ્રાહ્મણોના ઉપનિષદસમૂહમાં ઉપનિષદ તરીકે દાખલ થઈ ગયું. બ્રાહ્મણોના પરિવ્રાજક અને બૌદ્ધ ભિક્ષુઓ બ્રાહ્મણ શરમણ (શ્રમણ) તરીકે એકવત્ થઈ ગયા અને આવાં અનેક રૂપાંતરો થઈ બૌદ્ધધર્મ વર્તમાન હિન્દુ ધર્મની અનેક ગલીકુચીઓમાં પ્રસરી ગયો. શાંકર મતના વેદાંતના માયાવાદમાં બૌદ્ધ વિજ્ઞાનવાદીઓનો માયાવાદ[4] ગુપ્ત રીતે એવી રીતે પ્રવેશ્યો કે જાણે માયાવાદ મૂલ ઉપનિષદમાંથી સીધો વારસા તરીકે ઊતરી

---

(૧) બૌદ્ધ શારીર સાથે વેદાંતનો "શારીરક" શબ્દ સરખાવો.

(૨) વૈરોચન, રત્નસંભવ, અમિતાભ, અમોઘસિદ્ધિ અને અક્ષોભ્ય એ પાંચ ધ્યાની બુદ્ધ. સદ્યોજાત, વામદેવ, તત્પુરુષ, અઘોર અને ઈશાન એ પાંચ મુખવાળા શિવ.

(૩) જુઓ 'Die Vejrasychi Des A'svaghosha,' by Dr. Weber. See also Nanjis 1303

(૪) જુઓ Influecce of Buddhism On Vedanta એ મારો નિબંધ.

આવ્યો હોય એવું હિંદુ વેદાંતીનું દૃઢ મંતવ્ય બની ગયું. જે આચારો અને વિચારો પોતાના બંધમાં આવે એવા ન હતા—જેવા કે ક્ષણિકવાદ, આપોહવાદ[૫] વગેરે—તે બૌદ્ધોનો પાખંડ ધર્મ ગણાયો, અને પૌરાણિક રૂપમાં હિન્દુ ધર્મની નવી દુકાન ઊઘડી. પરિણામ એ આવ્યું કે બૌદ્ધ ધર્મ આર્યાવર્તની બહાર ગયો અને અહીં શમી ગયો.

જૈનોએ બ્રાહ્મણોના આ વ્યાપ્તિજાળના બળને સારી રીતે સમજી જાણ્યું છે. તેમણે બ્રાહ્મણો અને તેમના ધર્મનું ખંડન કરવાનો ખોટો પ્રયત્ન કરી પોતાની શક્તિનો મિથ્યા પ્રયત્ન કર્યો, પરંતુ પોતાના ધર્મનું સારી રીતે સંરક્ષણ કરવા મથન કર્યું છે. એમાં તેમણે બ્રાહ્મણોની ચાતુરીનો આશ્રય લીધો છે. બ્રાહ્મણો, બૌદ્ધો અને જૈનોના કલિયુગના મૂલ ધર્મપ્રવર્તક શ્રીકૃષ્ણ, શ્રી ગૌતમ બુદ્ધ, તથા શ્રી મહાવીર જાતિએ ક્ષત્રિયો હતા, પરંતુ તે ત્રણે ધર્મની વ્યવસ્થા કરનારા મુખ્ય વિચારકો જાતિએ બ્રાહ્મણો હતા તે રહસ્ય પણ ઐતિહાસિક દૃષ્ટિવાળાએ ભૂલવું જોઈએ નહિ. જૈનો અને બ્રાહ્મણો વચ્ચે ઘણો સહકાર થયો અને તેથી બંને ધર્મ પરસ્પર ઉપકારક થયા છે. પાછલાં ત્રણસો વર્ષમાં બ્રાહ્મણ ધર્મને અનુસરતા સમાજે અને જૈન ધર્મને અનુસરનાર સમાજે પોતાના આચાર-વિચારમાં ઘણી આપલે કરી છે.

જો કોઈ બ્રાહ્મણ ધર્મની મુદ્રા પૂછે તો હું કહું કે એ છે તેની યજ્ઞભાવના. હિન્દુ ધર્મની પ્રત્યેક શાખા–પ્રશાખામાં, પ્રત્યેક સંપ્રદાય અથવા પંથમાં, યજનીય દેવતાને અર્થે દ્રવ્યત્યાગ કરવો

---

૫. હિન્દુઓના ન્યાય-વૈશેષિક મતવાળા જાતિ અથવા સામાન્યને પદાર્થ માને છે; બૌદ્ધો તેવા સામાન્યને માનતા નથી પરંતુ પ્રત્યેક પદાર્થ સ્વ-લક્ષણ છે, પ્રત્યેક પદાર્થ અન્ય સર્વ પદાર્થોથી વ્યાવૃત્તિવાળો છે, એમ માને છે. એમના આ સિદ્ધાંતનું નામ "આપોહવાદ" છે.

એ ધર્મનું આવશ્યક અંગ છે. તે યજ્ઞધર્મ શી રીતે પાળવો, એટલે કોણે, કેવી રીતે, અને શા પ્રયોજન અર્થે પદાર્થનો ત્યાગ કરવો એ મીમાંસાનો વિષય છે. પરંતુ કોઈ દેવને અર્થે યજમાને પોતાના કોઈપણ મમત્વના પદાર્થને અર્પણ કરવો, એ સિદ્ધાંત વેદકાળથી તે આજસુધી ચાલ્યો આવે છે. આ યજ્ઞ કાં તો હવિર્યજ્ઞ હોય કે કાં તો પશુયજ્ઞ હોય. આ બે પ્રકારના યજ્ઞો તે અધિભૂત યજ્ઞ કહેવાય, કારણ કે તેમાં હવનીય પદાર્થ જડ અથવા અજડ દ્રવ્ય હોય છે. તે ઉપરાંત તપોયજ્ઞ, યોગયજ્ઞ, સ્વાધ્યાયયજ્ઞ, જ્ઞાનયજ્ઞ, જપયજ્ઞ, વગેરે અનેક પ્રકારના અધ્યાત્મયજ્ઞો પણ છે. કોઈપણ પ્રકારના યજ્ઞનો આશ્રય લીધા વિના જીવન ગાળનાર મનુષ્ય પાપભાગી છે એવું હિંદુઓનું સિદ્ધ મંતવ્ય છે. ટૂંકમાં, હિંદુઓના ધર્મનો પ્રથમ પાયો[1] યજ્ઞભાવનામાં છે. આ સર્વ યજ્ઞોમાં દ્રવ્યયજ્ઞો કરતાં જ્ઞાનયજ્ઞ ચડિયાતો છે, અને તેમાં પણ જપયજ્ઞ[2] તે ભગવાનની વિભૂતિ છે. આ જપયજ્ઞમાંથી જ્ઞાનયજ્ઞ અને બ્રહ્મયજ્ઞ ફલરૂપે પ્રકટ થાય છે. તે ફલ તે બ્રાહ્મણોની બ્રહ્મભાવના. આ પ્રમાણે યજ્ઞ અને બ્રહ્મ એ બ્રાહ્મણોની એટલે હિંદુઓની ધર્મમુદ્રા સમજવી. તે છાપ વિના હિંદુ ધર્મનું નાણું ચાલે નહિ, તે વિના હિંદુ ધર્મનું ચલણ ગણાય જ નહિ.

યજ્ઞ અને બ્રહ્મ એ જેવી હિંદુઓની મુખ્ય મુદ્રા, તેવી જ અહિંસા એ જૈનોની સિદ્ધમુદ્રા છે. જૈન ધર્મના શરીરમાં રુધિરાભિસરણ જેવો આવશ્યક અંશ અહિંસા છે. અહિંસાગુણ તે જૈન શરીરની પ્રાણનાડી છે. આ પ્રાણનાડીનો કદી ત્યાગ થાય નહિ. તે પ્રાણનાડી મંદ વેગથી અણુવ્રતરૂપે, મધ્ય વેગથી ગુણવ્રત તરીકે અને તીવ્ર વેગથી મહાવ્રત તરીકે ચાલવી જોઈએ. આ અહિંસાની પ્રાણનાડી જ્યાં

૧. જુઓ ભગવદ્ગીતા, અધ્યાય ૪, શ્લોક ૨૩-૨૪.
૨. જુઓ ભગવદ્ગીતા, અધ્યાય ૧૦, શ્લોક ૨૫.

જ્યાં ચાલે—પછી તે મનુષ્ય જાતિએ બ્રાહ્મણ હોય કે શૂદ્ર હોય અથવા મ્લેચ્છ હોય–ત્યાં ત્યાં જૈનો તેને પોતાનો કહે. આ પ્રાણનાડી હિંદુઓમાં જબરા વેગથી ચલાવનાર જૈનોના આચારવિચાર છે.

વેદકાળની યજ્ઞ સંબંધી પશુહિંસાનુ શ્રૌત સાહિત્ય જેમણે સાંગોપાંગ જોયું છે, તેમને હાલ તે વાંચતાં ત્રાસ આપે એવું છે. વેદનાં ભાષાંતર કરી હાલની હિંદુ પ્રજા આગળ પશુવધનાં પ્રકરણો મૂકવામાં આવે તો તેમને પોતાના પૂર્વજો પ્રત્યેની માનદૃષ્ટિ ઘટી જાય. જે વેદમાં આવી હિંસા છે તે જ વેદમાં સર્વાત્મભાવનું ઔપનિષદ દર્શન પણ છે. વેદ એક અરણ્ય છે, ઉપવન એટલે બગીચો નથી. એમાં સારુંયે છે અને નરસુંયે છે. આવી વેદાર્થની મીમાંસા કરનારાઓએ વેદને જ્ઞાપક કહ્યો છે, કારક ગણ્યો નથી. વેદ સાધ્ય–સાધનનો સંબંધ માત્ર દેખાડે છે. પરંતુ અમુક ફળને ઉદ્દેશીને અમુક કર્મ કરવુ કે ન કરવું તેમાં નિયામક હેતું કર્તાના ચિત્તના રાગદ્વેષ છે. વીતરાગે અમુક કર્મ ન કરવાં, પછી ભલે તે વેદવિહિત હોય.

આ યજ્ઞહિંસા પ્રતિ અણગમો દેખાડનાર પ્રથમ સાંખ્યાચાર્ય કપિલ હતા તેમણે યજ્ઞકર્મને સદોષ કર્મ ગણ્યું છે અને અમુક યજ્ઞથી સ્વર્ગ મળતું હોય તો પણ તે સ્વર્ગસુખ સમયે પણ અસૂયાદિ પ્રકટ કરી હિંસાનું ફલ પ્રકટાવ્યા વિના રહેતું નથી, એવું પ્રતિપાદન કર્યું છે યજ્ઞકર્મથી ઉત્પન્ન થતું અદૃષ્ટ અશુદ્ધિ, ક્ષય અને અતિશય દોષોથી ભરેલું છે એમ સાંખ્યાચાર્યે [१] પ્રથમ ઘોષિત કર્યું છે; અને ત્યાર પછી ભાગવત સંપ્રદાયમાં અહિંસાનો પ્રબોધ વાસુદેવ કૃષ્ણે કર્યો છે. ઉપરિચર વસુએ પ્રથમ હવિર્યજ્ઞ કર્યો અને તેથી વિષ્ણુએ પ્રસન્ન થઈ પ્રત્યક્ષ યજ્ઞદ્રવ્ય સ્વીકાર્યું એવી ગાથા 'મહાભારત'ના નારાયણીય ખંડમાં આવે છે. ભગવાન વાસુદેવ કૃષ્ણના

१. જુઓ 'સાંખ્યકારિકા', ૨.

યાદવકુલમાં મદિરાપાનનો વારસો હોવાથી અને બલભદ્ર વગેરે અખંડ ચકચૂર રહેવાથી મદ્યસહભાવી હિંસા સર્વાંશ દૂર થઈ શકે તેમ ન હતું. કુરુપાંચાલના યુદ્ધ સમયે આરૂઢ વૈરના પ્રભાવથી રૌદ્ર ધ્યાન અને આર્ત ધ્યાન વિના ધર્મધ્યાન અને શુક્લ ધ્યાનને અવકાશ ન હતો, અને આખરે હિંસાએ વેગથી ડોકિયું કાઢ્યું અને ભાગવત ધર્મ અથવા નારાયણીય ધર્મ અહિંસાપક્ષપાતી છતાં હિંસાનો અટકાવ કરી શક્યો નહિ. આ સર્વ સમયમાં અહિંસાનું આરૂઢ આચરણ કરનારા યતિજનો હતા, પરંતુ તેઓ અરણ્યમાં વાસ કરનારા હતા અહિંસા ઉપર ભાર મૂકનારા આ યતિઓનો એક વર્ગ મુંડક શાખાનો હતો, તેઓના ધર્મપ્રવર્તકો વેદની હિંસા વેદપ્રતિપાદિત છતાં ગુણરૂપ છે અથવા હલકા ધર્મરૂપ છે એવું માનવાને તૈયાર ન હતા.

હિંસા અથવા પ્રાણાતિપાત સ્વતઃ દોષરૂપ છે, અને જો જીવે સિદ્ધપદે એટલે મોક્ષમાર્ગે ચઢવું હોય તો તે દોષનો સર્વાંશ ત્યાગ કરવા માટે બળવાન પ્રયત્ન કરવો જોઈએ. પ્રાણીવધ વડે દેવ–સંતર્પણની ભાવના તે અપધર્મ, વિધર્મ અથવા અધર્મ છે, એવું સ્પષ્ટ પ્રતિપાદન કરનારા જૈન તીર્થંકરો થયા છે. તે ચોવીસ તીર્થંકરો પૈકી પાર્શ્વનાથ (ત્રેવીસમા) અને મહાવીર (ચોવીસમા) એ બંને ચોક્કસ રીતે ઐતિહાસિક મહાપુરુષો છે અને તેઓ વાસુદેવ કૃષ્ણ પછીના ધર્મસંસ્થાપકો છે. આ બે મહાપુરુષો પૈકી પાર્શ્વનાથ ભગવાન બુદ્ધના પૂર્વભાવી છે, અને મહાવીર (નિર્ગ્રંથનાથ એટલે નિર્ગ્રંથજ્ઞાતપુત્ર) બુદ્ધના સમકાલીન તીર્થંકર છે. આ બંને મહાપુરુષોએ હિંસા અને શુદ્ધ ધર્મ એ બેનો યોગ જ સંભવતો નથી. એવું સ્પષ્ટ પ્રતિપાદન કર્યું અને ધર્મના બહાને પશુવધ કરવો તે પુણ્ય નથી પણ પાપ છે એ નિશ્ચય પ્રજામાં પોતાના શુદ્ધ ચારિત્ર્ય વડે અને સંઘના પ્રભાવથી દાખલ કર્યો. તેની અસર હિંદુઓમાં

એટલી બધી પ્રસરી ગઈ કે હવે યજ્ઞમાં હિંસા કરવી તે વેદવિહિત હોવાથી ધર્મ છે એમ કહેવા કોઈ હિંદુ તૈયાર થઈ શકે તેમ નથી. તેવું પ્રતિપાદન માત્ર શાસ્ત્રીઓ અથવા ધર્મચિંતકો હાલ શબ્દાત્મક જ કરી શકે. પરંતુ કોઈપણ વેદધર્મના ચુસ્ત શ્રૌતકર્મ કરનાર સોમયાગ કરાવવા તત્પર થાય તો હિંદુઓ તેનો તિરસ્કાર કરી કાઢે અને 'સ્લૉટર હાઉસ'ના પશુવધ કરનાર ખાટકી જેવો જ તેને ગણી કાઢે. જ્યાં અનાર્ય પ્રજાના સંબંધ વડે દશેરા વગેરે પ્રસંગે પાડા વગેરેનો વધ થતો હતો એવાં ભદ્રકાળી, અંબાજી ઇત્યાદિ સ્થાનોમાં પણ તે બંધ થયો છે, અને તે તે સ્થાનના રાજાઓએ તે બંધી કરવામાં મદદ આપી છે. આ અહિંસા ગુણની મુદ્રા બ્રાહ્મણોના યજ્ઞકર્મ ઉપર હવે એવી તો સુસ્થિર થઈ ગઈ છે કે વેદમાં હિંસા હોય જ નહિ, છે જ નહિ, એવું ભ્રાંત મંતવ્ય પેસી ગયું છે, અને જો તેવી હિંસા પ્રથમ દર્શને જણાતી હોય તો તે વેદભાગ નથી, અથવા તેનો અર્થ આર્યસમાજવાળા કરે છે એવો પરમેશ્વર-પૂજનનો હોય, વગેરે અનેક જાતની વિચિત્ર રીતે વેદનો અર્થ કરવાનો પ્રયત્ન હિંદુધર્મમાં માનનારાઓ કરે છે.

વસ્તુસ્થિતિ તો એ છે કે વેદમાં યજ્ઞકર્મમાં હિંસા હતી, તે અપધર્મ અથવા હલકો ધર્મ છે એવું સાંખ્યાચાર્ય કપિલે પ્રતિપાદન કર્યું હતું અને તેનો ત્યાગ કરાવવા વાસુદેવ કૃષ્ણે પ્રયત્ન કર્યો હતો, પરંતુ સમાજમાં તે હિંસાની ધર્મભાવના ખોટી છે અને તેનો ધર્મ સાથે લગાર પણ સંબંધ નથી, એવું ભાન હિંદુઓને ભગવાન પાર્શ્વનાથ અને મહાવીરે કરાવ્યું છે, અને તેને જૈનોએ પોતાના સંઘબલ વડે અને યતિઓના ચારિત્ર્ય વડે હિંદુઓમાં દૃઢ કર્યું છે. હિંદુઓમાં અહિંસાવ્રતનું સ્થાન પાતંજલ યોગદર્શનમાં યોગના પગથિયા તરીકે દાખલ થયું છે તે વાત ઘણી પ્રાચીન છે, પરંતુ હિંદુ યોગીઓ સાંસારિક હિંદુઓના યજ્ઞકર્મની હિંસા અટકાવી

શકયા નથી અને યોગદર્શનના પ્રણેતા પતંજલિ અને મહાભાષ્યકાર પતંજલિ જો એક જ વ્યક્તિ હોય તો શુંગવંશના પુષ્પમિત્રને અશ્વમેધ યજ્ઞ કરાવનાર પતંજલિ યજ્ઞકર્મમાં હિંસા અધર્મ છે એવું હિંમતથી કહી શકયા નથી. તે અધર્મ જ છે એવું સ્પષ્ટ પ્રતિપાદન કરનાર જૈનો જ છે.

## જૈનોની સંઘવ્યવસ્થા

બ્રાહ્મણોમાં વનવાસી અને સંન્યાસીઓને સ્થાન છે. તેમનામાં ગૃહસ્થ અને ત્યાગી એવા બે વર્ગ પણ છે. જૈનોમાં પણ શ્રાવક–શ્રાવિકાનો સંસારી વર્ગ અને સાધુ–સાધ્વીનો અસંસારી–ત્યાગી વર્ગ છે. આ બે બાબતમાં બે વચ્ચે સાદશ્ય છે. પરંતુ બ્રાહ્મણધર્મ એટલે હાલના હિંદુધર્મના ત્યાગીઓ ઉપર સંસારી ગૃહસ્થોનો બિલકુલ અંકુશ નથી. મિથ્યા અને શીલભ્રષ્ટ યતિઓ ઉપર જૈનોની સંઘ–વ્યવસ્થા સારી દેખરેખ રાખે છે. તેમના ગચ્છોના અનુયાયીઓ ઉપર આચાર્ય વગેરે દેખરેખ રાખે છે અને સર્વ ઉપર બળવાન સંઘસત્તા છે. જેઓ સ્વચ્છંદી થયા છે તેમને જૈન સમાજ બિલકુલ આશ્રય આપતો નથી, અને તેવા મિથ્યાસાધુને કાં તો જૈનસમાજની બહાર ભિક્ષા મેળવી જીવન ગાળવું પડે છે, અથવા તો તે ફરીથી સંસારી થાય છે, અથવા યુરોપ–અમેરિકામાં જઈ પોતાનો મહિમા દેખાડવાનો પ્રયત્ન કરે છે. હિંદુઓના સંન્યાસીઓ અને સાધુઓ ભ્રષ્ટ થાય તો તેમના ઉપર નથી આચાર્યોનો અંકુશ કે નથી હિંદુધર્મના ગૃહસ્થોનો અંકુશ. પરિણામ એવું આવ્યું છે કે હિંદુઓ આવા મિથ્યાચારીને આશ્રય આપી અધર્મને અણઘટતું ઉત્તેજન આપે છે. હિંદુઓના મઠાધીશો અને હિંદુઓના ગૃહસ્થો દેવસ્થાનો અને સાધુઓ ઉપર અંકુશ રાખે તે ઇચ્છવા યોગ્ય છે અને આ બાબતમાં જૈનોની સંઘવ્યવસ્થા પાસેથી ઘણું શીખવાનું છે. આવા મિથ્યાચારી ત્યાગીઓને લીધે શંકરાચાર્યના પૂર્વભાવી

કર્મમીમાંસકોએ ત્યાગાશ્રમનો વિરોધ કર્યો હતો અને તે સમયના બૌદ્ધ ભિક્ષુઓનાં ભ્રષ્ટ જીવન અને બૌદ્ધ સંઘની શિથિલતાએ તે વિરોધને ટેકો આપ્યો હતો. ત્યાગની મહત્તા વૈરાગ્ય અને તપોબળ ઉપર છે. આ બે અંશોનો લોપ થાય તો ત્યાગ પ્રજાનો ભારે અનર્થ કરે છે. આથી ત્યાગાશ્રમનો પુનરુદ્ધાર હિંદુઓમાં શંકરાચાર્યે કર્યો ત્યારે તેમણે મઠામ્નાયની વ્યવસ્થા રાખી અને વૈદિક પ્રજાએ તેને ટેકો આપ્યો. હાલ તે વ્યવસ્થાનો લોપ થયો છે અને શૃંગેરી મઠ વિના અન્યત્ર સંન્યાસીઓ અને ત્યાગીઓ ઉપર કંઈપણ અંકુશ રાખી શકે તેવી વ્યવસ્થા જોવામાં આવતી નથી અને શંકરાચાર્યની ગાદીના ઝઘડા અને નાણાંનાણું વિના કંઈપણ ધર્મકાર્ય થતું પણ જોવામાં આવતું નથી.

गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानतः ।
उत्पथप्रतिपन्नस्य परित्यागो विधीयते ॥

રહે. આવાં મંદિરો કરતાં પ્રભુભજન સારુ આપણાં ઘર શું ખોટાં ? જૈન મંદિરમાં આથી તદ્દન ઊલટું તેની સુઘડતા, તેની સ્વચ્છતા, તેની શાંતિ, તેના ધૂપની સુગંધ, વગેરે બહારથી તપેલાને ક્ષણિક શાંતિ આપ્યા વિના ન રહે. ત્યાં જનારને "વીતરાગ" પ્રભુ કેવા હોય તેની છાયા મનમાં આવ્યા વિના ન રહે. તે સ્થાનમાં સંસારની મોહજાળ એક બે ક્ષણ તો તે ભૂલે જ. હિંદુ ધર્મનાં દેવમંદિરોમાં આ બાબતમાં સુધારો થાય એવા પ્રયત્નો જૈનોએ પોતે કર્યાના દાખલા છે. વસ્તુપાળ જેવા સંપત્તિવાળા જૈનોએ હિંદુઓનાં મંદિરો સમરાવ્યાં છે, સુધરાવ્યાં છે, અને સોમનાથ મહાદેવના તીર્થમાં જઈ शत्रुंजयस्वामिसमानभक्त्या—શત્રુંજય સ્વામી (જૈન તીર્થંકર)ના સમાન ભક્તિ વડે સોમેશ્વર મહાદેવની પૂજા કરી છે. આ દૃષ્ટાંત હિંદુઓને ઓછું ઉપકારક નથી. શિવનું કામજયિત્વ અને વીતરાગત્વ ધ્યાનમાં રાખી જૈન શ્રીમાનોએ શિવભક્તિ પ્રત્યે આદર દર્શાવ્યો છે. આવો આદર બ્રાહ્મણો દર્શાવી શકયા નથી અને પ્રાણ કંઠે આવે તોપણ જૈન મંદિરમાં જવું નહિ એવો મિથ્યા ઉપદેશ પૌરાણિક સમયમાં જોવામાં આવે છે.

જૈનધર્મીઓના તીર્થંકરની ભાવના સુસ્થિર આસનમયી સ્થિતિને લગતી છે. આ ભાવનાને લઈ માનુષ શરીરનાં સંહનન ઉપર તેમણે સારું લક્ષ્ય આપ્યું છે. મનુષ્ય શરીરનો પ્રૌઢ પ્રતાપ કેવી રીતનો છે તેની પ્રતીતિ જૈન મૂર્તિ જોતાં સત્વર થઈ શકે છે. બૌદ્ધ મૂર્તિમાં માર્દવ કંઈક અધિક છે. જૈન મૂર્તિ તપની કર્કશતાને સ્પષ્ટ કરે છે. આ ભાવનાની ખીલવણીમાં શિલ્પશાસ્ત્ર પ્રમાણે તો શરીરના માપના નિયમો જૈનોએ એવા તો આગ્રહપૂર્વક પાળ્યા છે કે જૈન મંદિર અને જૈન મૂર્તિમાં બેડોળપણાને સ્થાન કદી હોતું નથી. હિંદુઓના દેવો માનુષ ભાવવાળા નથી, અને તેમની મૂર્તિઓ કેવલ સાંકેતિક ભાવની પ્રદર્શક હોય છે. તેથી આ સંકેતનું જે લોકોને જ્ઞાન અથવા ભાન હોતું નથી તેમને હિંદુ દેવદેવીઓની

કર્મમીમાંસકોએ ત્યાગાશ્રમનો વિરોધ કર્યો હતો અને તે સમયના બૌદ્ધ ભિક્ષુઓનાં ભ્રષ્ટ જીવન અને બૌદ્ધ સંઘની શિથિલતાએ તે વિરોધને ટેકો આપ્યો હતો. ત્યાગની મહત્તા વૈરાગ્ય અને તપોબળ ઉપર છે. આ બે અંશોનો લોપ થાય તો ત્યાગ પ્રજાનો ભારે અનર્થ કરે છે આથી ત્યાગાશ્રમનો પુનરુદ્ધાર હિંદુઓમાં શંકરાચાર્યે કર્યો ત્યારે તેમણે મહામ્નાયની વ્યવસ્થા રાખી અને વૈદિક પ્રજાએ તેને ટેકો આપ્યો. હાલ તે વ્યવસ્થાનો લોપ થયો છે અને શૃંગેરી મઠ વિના અન્યત્ર સંન્યાસીઓ અને ત્યાગીઓ ઉપર કંઈપણ અંકુશ રાખી શકે તેવી વ્યવસ્થા જોવામાં આવતી નથી અને શંકરાચાર્યની ગાદીના ઝઘડા અને તાણાતાણ વિના કંઈપણ ધર્મકાર્ય થતું પણ જોવામાં આવતું નથી.

गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानतः ।
उत्पथप्रतिपन्नस्य परित्यागो विधीयते ॥

કાર્ય-અકાર્યને નહિ જાણનારા ગુરુ ઉન્માર્ગે જતા હોય તો તેનો ત્યાગ વિહિત છે—આવો ઉપદેશ હિંમતથી શાક્તોએ કર્યો છે અથવા જૈનોએ કર્યો છે. બીજા બધા સંપ્રદાયવાળા-સ્માર્ત, વૈષ્ણવ, શૈવ-આ બાબતમાં શિથિલ છે. શાક્ત સંપ્રદાય તો વસ્તુતઃ લોપ પામ્યા જેવો છે. જૈનો જ માત્ર આ બાબતમાં સંઘવ્યવસ્થાનું શિક્ષણ હિંદુઓને આપી રહ્યા છે.

જૈન બંધુઓએ હિંદુઓને મંદિરની વ્યવસ્થામાં પણ ઊંચું શિક્ષણ આપ્યું છે. હિંદુઓનાં દેવમંદિરોની મિલકત ગમે તે પૂજારી પચાવી પાડે, ગમે તે સાધુ તેમાં પેગી જાય, ગમે તે તેનું ભાડું ખાઈ જાય અને દેવના ઓઠે ચરી ખાય. જો વ્યવસ્થાપકવાળાં મંદિરો ન હોય તો ત્યાં ગંદકીનો પાર નહિ. વૈષ્ણવ મંદિરોની આસપાસ ગટરના કીડા ખદબદે, શૈવ અને શક્તિનાં દેવળોમાં તેલના લપેડા, દુર્ગંધ મારતાં ચામાચીડિયાના ફફડાટ, વગેરે જણાયા વિના નહિ

રહે. આવાં મંદિરો કરતાં પ્રભુભજન સારુ આપણાં ઘર શું ખોટાં ? જૈન મંદિરમાં આથી તદ્દન ઊલટું તેની સુઘડતા, તેની સ્વચ્છતા, તેની શાંતિ, તેના ધૂપની સુગંધ, વગેરે બહારથી તપેલાને ક્ષણિક શાંતિ આપ્યા વિના ન રહે. ત્યાં જનારને "વીતરાગ" પ્રભુ કેવા હોય તેની છાયા મનમાં આવ્યા વિના ન રહે. તે સ્થાનમાં સંસારની મોહજાળ એક બે ક્ષણ તો તે ભૂલે જ. હિંદુ ધર્મનાં દેવમંદિરોમાં આ બાબતમાં સુધારો થાય એવા પ્રયત્નો જૈનોએ પોતે કર્યાના દાખલા છે. વસ્તુપાળ જેવા સંપત્તિવાળા જૈનોએ હિંદુઓનાં મંદિરો સમરાવ્યાં છે, સુધરાવ્યાં છે, અને સોમનાથ મહાદેવના તીર્થમાં જઈ शत्रुंजयस्वामिसमानभक्त्या—શત્રુંજય સ્વામી (જૈન તીર્થંકર) ના સમાન ભક્તિ વડે સોમેશ્વર મહાદેવની પૂજા કરી છે. આ દૃષ્ટાંત હિંદુઓને ઓછું ઉપકારક નથી. શિવનું કામજયિત્વ અને વીતરાગત્વ ધ્યાનમાં રાખી જૈન શ્રીમાનોએ શિવભક્તિ પ્રત્યે આદર દર્શાવ્યો છે. આવો આદર બ્રાહ્મણો દર્શાવી શક્યા નથી અને પ્રાણ કંઠે આવે તોપણ જૈન મંદિરમાં જવું નહિ એવો મિથ્યા ઉપદેશ પૌરાણિક સમયમાં જોવામાં આવે છે.

જૈનધર્મીઓના તીર્થંકરની ભાવના સુસ્થિર આસનમયી સ્થિતિને લગતી છે. આ ભાવનાને લઈ માનુષ શરીરનાં સંહનન ઉપર તેમણે સારું લક્ષ્ય આપ્યું છે. મનુષ્ય શરીરનો પ્રૌઢ પ્રતાપ કેવી રીતનો છે તેની પ્રતીતિ જૈન મૂર્તિ જોતાં સત્વર થઈ શકે છે. બૌદ્ધ મૂર્તિમાં માર્દવ કંઈક અધિક છે. જૈન મૂર્તિ તપની કર્કશતાને સ્પષ્ટ કરે છે. આ ભાવનાની ખીલવણીમાં શિલ્પશાસ્ત્ર પ્રમાણે તો શરીરના માપના નિયમો જૈનોએ એવા તો આગ્રહપૂર્વક પાળ્યા છે કે જૈન મંદિર અને જૈન મૂર્તિમાં બેડોળપણાને સ્થાન કદી હોતું નથી. હિંદુઓના દેવો માનુષ ભાવવાળા નથી, અને તેમની મૂર્તિઓ કેવલ સાંકેતિક ભાવની પ્રદર્શક હોય છે. તેથી આ સંકેતનું જે લોકોને જ્ઞાન અથવા ભાન હોતું નથી તેમને હિંદુ દેવદેવીઓની

કર્મમીમાંસકોએ ત્યાગાશ્રમનો વિરોધ કર્યો હતો અને તે સમયના બૌદ્ધ ભિક્ષુઓનાં ભ્રષ્ટ જીવન અને બૌદ્ધ સંઘની શિથિલતાએ તે વિરોધને ટેકો આપ્યો હતો. ત્યાગની મહત્તા વૈરાગ્ય અને તપોબળ ઉપર છે. આ બે અંશોનો લોપ થાય તો ત્યાગ પ્રજાનો ભારે અનર્થ કરે છે આથી ત્યાગાશ્રમનો પુનરુદ્ધાર હિંદુઓમાં શંકરાચાર્યે કર્યો ત્યારે તેમણે મહામ્નાયની વ્યવસ્થા રાખી અને વૈદિક પ્રજાએ તેને ટેકો આપ્યો. હાલ તે વ્યવસ્થાનો લોપ થયો છે અને શૃંગેરી મઠ વિના અન્યત્ર સંન્યાસીઓ અને ત્યાગીઓ ઉપર કંઈપણ અંકુશ રાખી શકે તેવી વ્યવસ્થા જોવામાં આવતી નથી અને શંકરાચાર્યની ગાદીના ઝઘડા અને તાણાતાણ વિના કંઈપણ ધર્મકાર્ય થતું પણ જોવામાં આવતું નથી.

गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानतः ।
उत्पथप्रतिपन्नस्य परित्यागो विधीयते ॥

કાર્ય–અકાર્યને નહિ જાણનારા ગુરુ ઉન્માર્ગે જતા હોય તો તેનો ત્યાગ વિહિત છે—આવો ઉપદેશ હિંમતથી શાક્તોએ કર્યો છે અથવા જૈનોએ કર્યો છે. બીજા બધા સંપ્રદાયવાળા–સ્માર્ત, વૈષ્ણવ, શૈવ–આ બાબતમાં શિથિલ છે. શાક્ત સંપ્રદાય તો વસ્તુતઃ લોપ પામ્યા જેવો છે. જૈનો જ માત્ર આ બાબતમાં સંઘવ્યવસ્થાનું શિક્ષણ હિંદુઓને આપી રહ્યા છે.

જૈન બંધુઓએ હિંદુઓને મંદિરની વ્યવસ્થામાં પણ ઊંચું શિક્ષણ આપ્યું છે. હિંદુઓનાં દેવમંદિરોની મિલકત ગમે તે પૂજારી પચાવી પાડે, ગમે તે સાધુ તેમાં પેસી જાય, ગમે તે તેનું ભાડું ખાઈ જાય અને દેવના ઓઠે ચરી ખાય. જો વ્યવસ્થાપકવાળાં મંદિરો ન હોય તો ત્યાં ગંદકીનો પાર નહિં. વૈષ્ણવ મંદિરોની આસપાસ ગટરના કીડા ખદબદે, શૈવ અને શક્તિનાં દેવળોમાં તેલના લપેડા, દુર્ગંધ મારતાં ચામાચીડિયાના ફફડાટ, વગેરે જણાયા વિના નહિ

મર્યાદિત કર્યો હોય એવું જણાય છે. આ દાનવીરત્વમાં પારસી કોમ તોલે તો બેશક કોઈ આવે નહી, પણ કંઈક અંશે જૈન કોમમાં એવી ઉદારતા છે. માત્ર નવાં મંદિરો બંધાવવામાં નાણાં ખરચવાને બદલે કંઈક વિશાળ કલ્યાણની ભાવનામાં દ્રવ્યનો વ્યય જૈનો કરે એવી આશા હાલનો જમાનો રાખી શકે.

જૈનો અને બ્રાહ્મણો બંને ચૈતન્યમય આત્મવાદી છે. પરંતુ જીવને કર્મજન્ય પુદ્‌ગલો વળગેલાં છે તે હઠાવી સતત ઊર્ધ્વગમન કરી તેણે સિદ્ધપદે લોકાકાશને મસ્તકે પહોંચવાનું છે, એવું જૈનોનું મંતવ્ય છે, અને તેથી તેઓ સ્વભાવથી જ પ્રયત્નશીલ અથવા ક્રિયાવાદી છે. બ્રાહ્મણોના સિદ્ધાંત પ્રમાણે આત્મા સ્વયંભૂ, નિત્યસિદ્ધ, સ્વતંત્ર અને નિર્લેપ છે અને વ્યાવહારિક જીવ અવિદ્યા વડે પરતંત્ર અને ગુણદોષમાં લપટાયેલો છે. એટલે સ્વભાવથી જ આ સિદ્ધાંત નૈષ્કર્મવાદી અથવા અક્રિયાવાદી હોવાથી શીલ અને ચારિત્ર્ય ઉપર જેવો ભાર મૂકવો જોઈએ તેવો મુકાતો નથી. હિંદુઓના શૈવ સંપ્રદાયનો જીવને અણુમળ, માયામળ અને કર્મમળ સ્વભાવથી લાગેલા છે, તે પ્રયત્ન વડે એટલે યોગ અને તપ વડે ટાળવાના છે, એવો સિદ્ધાંત જૈનોના પુદ્‌ગલવાદની સમાન છે. આ શૈવ સિદ્ધાંત દ્રાવિડોનો પોતાનો છે કે દિગંબરી જૈનોના સંબંધથી આગમાંત શૈવ મતમાં આવ્યો તેનો નિર્ણય હજુ થઈ શકતો નથી; તો પણ આ સામ્ય આકર્ષક છે એ નિર્વિવાદ છે. વેદાંતના આત્મવાદ કરતાં શૈવોનો જીવવાદ જૈનોના જીવવાદ સાથે વધારે મળતો છે.

જૈન દર્શનના અનેકાંતવાદે અથવા નયવાદે જૈનોને પરમતસહિષ્ણુ બનાવ્યા છે. બ્રાહ્મણોએ એકાંત બ્રહ્મવાદ અથવા એકાંત સત્કાર્યવાદ અથવા એકાંત પરિણામવાદ જેવા એકાંતિક નિશ્ચયો વડે બીજી દૃષ્ટિ હોય જ નહિ એવી ભાવના ઊભી કરી છે. વસ્તુની જે બાજુ આપણને ગોચર, તે જ બાજુનું દર્શન સત્ય અને અન્ય દર્શન મિથ્યા

મૂર્તિઓ બેડોળ અથવા હાસ્ય ઉત્પન્ન કરનારી લાગે. સંકેતનો સ્ફોટ કરનારાં શિલ્પશાસ્ત્ર અને વાસ્તુશાસ્ત્રો તંત્રમાં અંતર્ગત છે. પણ અત્યારે વિદ્વાનો પણ મૂર્તિના ભાવ-સંકેતને જાણતા નથી, એટલે પ્રજાનો મોટો ભાગ આ મૂર્તિઓના ભેદને સમજે નહિ એ સ્વાભાવિક છે. માનુષી શરીરમાં દૈવી ભાવ ઉતારવાની કલ્પના જૈનોએ પોતાની કરી લીધી છે. હિંદુઓ દેવ-મનુષ્યને માને છે, પણ મનુષ્ય-દેવને પ્રગટ કરી શકતા નથી.

ઉપરના સંસ્કારને લીધે જૈનોની કામગીરીમાં રમ્યતા ઊતરી આવે છે. તેમનાં શિલ્પ, ચિત્રો, વસ્ત્ર વગેરેની ગૂંથણી, વગેરેમાં લલિત કલા ઊંચી કક્ષાએ ચઢેલી સમજાય છે. હિંદુઓમાં રમ્ય ભાવનાને બદલે ભવ્ય ભાવના વધારે તરતી રહે છે અને તેમાં પણ શૈવધર્મીઓમાં ભવ્ય ભાવની ખીલવણી વધારે હોય છે. દક્ષિણમાં શિવ-મંદિરો, નટરાજની મૂર્તિ, તેનાં અંગ-ઉપાંગના ભાગો, પાર્વતીની લાસ્યવાળી મૂર્તિ, વગેરે વિભવો મહત્તાનું દિવ્ય દર્શન કરાવે છે. પરંતુ અણુતાનું દિવ્ય દર્શન જૈનો કરાવી શકે છે. મને લાગે છે કે તેમના પોતપોતાના મૌલિક સિદ્ધાંતની ઊંડી અસર બંને સમાજ ઉપર વ્યવહારમાં પડી છે. જૈનોના સૂક્ષ્મ જીવવાદ અને બ્રાહ્મણોના પરમ મહત્ બ્રહ્મવાદને લીધે અણુભાવની ચમત્કૃતિ જૈનોની લલિતકલામાં છે અને બ્રહ્મભાવની ચમત્કૃતિ હિંદુઓમાં અને મુખ્યત્વે શૈવોની શિલ્પકળામાં અનુભવાય છે. સ્થિરતાનું ચિત્ર જૈન તીર્થંકર ઊભું કરે છે; અખંડ નૃત્યનું તરવરતું ચિત્ર શૈવમૂર્તિ ઊભું કરે છે.

જૈનોમાં જે દાનવીરત્વ છે તે કદાચ હિંદુઓ કરતાં વિશેષ હશે. પણ તેનું કારણ તો સંપત્તિની દૃષ્ટિએ તેમની અધિક માતબરતા હશે. જૈનોનાં પરોપકારનાં કામો ખરેખર રોમાંચ ઊભાં કરે તેવાં છે. હિંદુધર્મી રાજાઓએ ઘણાં લોકોપકારક કામ કર્યાં છે, પરંતુ પ્રજાના ધનવાન અગ્રેસરોએ ભૂતકાળમાં દાનધર્મ ઘણે ભાગે બ્રાહ્મણ જાતિમાં

ધર્મનો ત્યાગ કરી કુપંથ પાખંડમત પ્રવર્તાવશે"। આ સિદ્ધ વસ્તુ એટલે મહાવીર સ્વામીનો સિદ્ધ ધર્મોપદેશ પૃથ્વીમાં થવાની વસ્તુરૂપે ગણાવી લોકવાસનાને વશ થઈ વિંણુભક્તિને ટેકો આપ્યો છે. ખરી રીતે ઋષભાદિ નિગ્રંથોનું અસ્તિત્વ શ્રૌત સાહિત્યમાં ઘણું પુરાણું છે. જાબાલ ઉપનિષદમાં यथा राजा रूपधरो निर्ग्रंथो निष्परिग्रहः વગેરે વાકયમાં નગ્ન નિર્ગ્રંથ જૈન સાધુનો રૂઢાર્થ સ્પષ્ટ છે, અને शुक्लध्यानपरायणः संन्यासेन देहत्याग करोति–એ વાકય જૈન આચાર્યનું ભાન કરાવે છે. અર્હંતપદને પ્રાપ્ત જૈન અને જીવનમુક્ત પદને પ્રાપ્ત કરેલા બ્રહ્મવિદ્ બ્રાહ્મણ–એ બેનું છેવટનું સિદ્ધપદ અથવા બ્રહ્મપદ એવું તો સમાન છે કે તેવા પદને પ્રાપ્ત કરેલો તે જૈન યતિ છે કે બ્રાહ્મણ પરિવ્રાજક છે એ તારવવું કઠિન થઈ પડે.

આ વ્યાખ્યાનમાં જૈનોના ગુણોની અસર હિંદુઓ ઉપર કેવી રીતે થઈ છે તેનું જ વર્ણન છે. તેવી રીતે બ્રાહ્મણોએ પણ જૈનોને સંસ્કૃતિમાં ઘણું આપ્યું છે; અને તેમાં પણ રાજધર્મ અને વ્યવહાર ધર્મ તો જૈનોએ બ્રાહ્મણોનો જેવો ને તેવો સ્વીકાર્યો છે.*

---

* પર્યુષણ વ્યાખ્યાન: તા. ૧૫-૯-૧૯૩૧.

એવા આગ્રહનું બીજ એકાંતવાદમાં છે. એક વસ્તુની અનેક બાજુએ છે અને તેથી દૃષ્ટિભેદ સંભવિત છે, એવું જૈનોના સિદ્ધાંતમાં ઠરાવેલું હોવાથી તેમનામાં મતાંધતા પ્રમાણમાં ઓછી હોવી જોઈએ. જૈનો ઉપર શૈવાદિ સંપ્રદાયવાળાઓ જેવા કે લિંગાયત વીરશૈવો વગેરે તરફથી જેટલા અત્યાચાર થયા છે તેટલા જૈનો તરફથી પરધર્મીઓ ઉપર થયા નથી, પણ મનુષ્યસ્વભાવ સર્વત્ર અપૂર્ણ હોવાથી મતાંધતાની આંધી પ્રસંગે સર્વ દેશકાળમાં આવે છે તેવી જૈનોને પણ જીવરક્ષાના આવેશમાં આવી જાય. થોડાં વર્ષ ઉપર અમદાવાદમાં ભદ્રકાળી માતાજી આગળ બકરાનું રક્ષણ કરવાના આવેશમાં જૈનો માતાના પૂજારીને મારવા તત્પર થઈ ગયા હતા અને બકરાનો વરઘોડો ચડાવી ધામધૂમ કરી હતી. તેમ છતાં કહી શકાય કે જૈનોનો આવેશ મોટે ભાગે સાત્વિક હોય છે, મધ્યમ ભાગે રાજસ હોય છે, અને તામસ તો નહિ જેવો હોય છે. આ સહિષ્ણુતા બીજા ધર્મવાળાઓએ જૈનો પાસે શીખવાની છે.

જૈનોની સંસ્કૃતિના ઉપર ગણાવેલા કેટલાક ગ્રાહ્ય ગુણોને લીધે બ્રાહ્મણોએ આદ્ય તીર્થંકર ઋષભદેવજીને વિષ્ણુના અવતાર માન્યા છે, અને તેમની યાત્રા કરવા હિંદુઓ અને જૈનો બંને જાય છે. જ્યાં જ્યાં જૈન તીર્થો છે ત્યાં ત્યાં હિંદુઓના બ્રાહ્મણોના દેવો છે. જૈનોની અહિંસા અને શારીર તપના પ્રભાવની અસર હિંદુઓના પુરાણોમાં પ્રવેશી ચૂકી છે. ઋષભદેવજીના જીવનનું વર્ણન (ભાગવત પંચમસ્કંધ–અધ્યાય ૩–૬) વાંચતાં સહજ સમજાય એમ છે કે **વાતરશના** એટલે નગ્ન સાધુઓના અને **ઉર્ધ્વરેતસ્** એટલે અખંડ બ્રહ્મચર્ય પાળનારાના ધર્મનું સ્વરૂપ સમજાવવા સારુ વિષ્ણુએ નાભિરાજાનું પ્રિય કરવા મરુદેવીમાં ઋષભદેવજી રૂપે અવતાર લીધો. આવું કથન ભાગવતમાં છે, પરંતુ તે સાથે વિચિત્ર બ્રહ્મજાળ એવી પણ ગૂંથી છે કે "આ આદ્ય ઋષભદેવજીનું ચરિત્ર સાંભળી કોંકવેંકુકના રાજા અર્હત નામ ધારણ કરી કલિયુગમાં અધર્મના વેગ વડે પોતાના

ધર્મનો ત્યાગ કરી કુપંથ પાખંડમત પ્રવર્તાવશે"! આ સિદ્ધ વસ્તુ એટલે મહાવીર સ્વામીનો સિદ્ધ ધર્મોપદેશ પૃથ્વીમાં થવાની વસ્તુરૂપે ગણાવી લોકવાસનાને વશ થઈ વિંલુભક્તિને ટેકો આપ્યો છે. ખરી રીતે ઋષભાદિ નિગ્રંથોનું અસ્તિત્વ શ્રૌત સાહિત્યમાં ઘણું પુરાણું છે. જાબાલ ઉપનિષદમાં यथा राजा रूपधरो निर्ग्रंथो निष्परिग्रहः વગેરે વાક્યમાં નગ્ન નિર્ગ્રંથ જૈન સાધુનો રૂઢાર્થ સ્પષ્ટ છે, અને शुक्लध्यानपरायणः संन्यासेन देहत्याग करोति–એ વાક્ય જૈન આચાર્યનું ભાન કરાવે છે. અર્હંતપદને પ્રાપ્ત જૈન અને જીવનમુક્ત પદને પ્રાપ્ત કરેલા બ્રહ્મવિદ્ બ્રાહ્મણ–એ બેનું છેવટનું સિદ્ધપદ અથવા બ્રહ્મપદ એવું તો સમાન છે કે તેવા પદને પ્રાપ્ત કરેલો તે જૈન યતિ છે કે બ્રાહ્મણ પરિવ્રાજક છે એ તારવવું કઠિન થઈ પડે.

આ વ્યાખ્યાનમાં જૈનોના ગુણોની અસર હિંદુઓ ઉપર કેવી રીતે થઈ છે તેનું જ વર્ણન છે. તેવી રીતે બ્રાહ્મણોએ પણ જૈનોને સંસ્કૃતિમાં ઘણું આપ્યું છે; અને તેમાં પણ રાજધર્મ અને વ્યવહાર ધર્મ તો જૈનોએ બ્રાહ્મણોનો જેવો ને તેવો સ્વીકાર્યો છે.*

* પર્યુષણ વ્યાખ્યાનઃ તા. ૧૫-૯-૧૯૩૧.

# 'બ્રહ્મમીમાંસા જ્યોતિ'

બ્રહ્મવિદ્યાના સ્વાધ્યાય-પ્રવચનમાં અતીવ રસ લેનારા મારા નિર્વાણભૂમિકામાં પ્રવેશેલા મિત્રોમાં સદ્ગત શ્રી મગનભાઈ ચતુરભાઈ પટેલનું સંસ્મરણ મારા ઐહિક જીવનમાં કદી ઝાંખું પડે એવું નથી. તેમના પિતા અને પિતામહ બ્રહ્મવિદ્યાના રસિક પુરુષો હતા, અને તેમના કુટુંબનો મારા સદ્ગત મામા કવિ બાલાશંકરના કુટુંબ સાથે ઘણો સ્નેહસંબંધ હતો. તે સ્નેહસંબંધને લઈ શ્રી મગનભાઈ મારા પ્રતિ નિર્મળ સ્નેહ રાખતા. તેમના વ્યાવહારિક જીવનની દિશા મારા જીવનની દિશાથી કાંઈક જુદી પડી, તો પણ અધ્યાત્મવિદ્યાના તેમના અધ્યયનને લીધે અમારો બેનો અધ્યાત્મ-સબંધ અમુક કોણમાં ભેગો થઈ જતો હતો. તેઓ પ્રસંગે મારી કૃતિઓ વાંચતા અને હું પણ તેમનાં ભાષણો અને લેખો રસપૂર્વક અવલોકતો હતો. તેમના અધ્યાત્મવિદ્યાના સ્વાધ્યાયનું પરિપક્વ બુદ્ધિનું ફલ તેમની પ્રસ્થાનત્રયી ઉપરની ત્રણ "જ્યોતિઓ" છે.

વેદાંતશાસ્ત્રની ભૂમિકા ત્રણ પ્રસ્થાન ઉપર બંધાયેલી છે: શ્રુતિપ્રસ્થાન, સ્મૃતિપ્રસ્થાન અને ન્યાયપ્રસ્થાન. આ ત્રણ પ્રસ્થાનોમાં શ્રુતિપ્રસ્થાનમાં ઉપનિષદોનો સમાસ થાય છે, સ્મૃતિપ્રસ્થાનમાં ભગવદ્ગીતાનો, અને મહાભારતનાં પ્રકરણો જેવાં કે અનુગીતા, સનત્સુજાતીય, વિષ્ણુસહસ્રનામ, વગેરેનો સમાસ થાય છે. ન્યાય-પ્રસ્થાન બાદરાયણના 'બ્રહ્મસૂત્ર'ને ગણવામાં આવે છે. આ ત્રણે પ્રસ્થાનોની એકવાક્યતા કરી કેવલાદ્વૈત સિદ્ધાંતનું સ્થાપન કરવાનું અપૂર્વ માન શ્રી શંકરાચાર્યને આપવામાં આવે છે. તેમની પૂર્વે

પણ ઘણા આચાર્યો ઉપવર્ષ, બોધાયન, આદિ થઈ ગયા છે, પરંતુ તેમની કૃતિઓ હાલ ઉપલબ્ધ નથી, અને તે આચાર્યોએ જે સિદ્ધાંત તારવ્યો હશે તેનું સ્વરૂપ સર્વાંશે સમજવા જેવાં સાધનો તેમણે કાં તો રચ્યાં નથી અથવા રચ્યાં હોય તો પણ તે આપણને અધ્યાત્મ-વિદ્યાના વારસામાં મળ્યાં નથી.

આ ત્રણે પ્રસ્થાનોનો એકતંત્રે અભ્યાસ કર્યા વિના બ્રહ્મવિદ્યાનું સ્વારસ્ય સમજાય એમ નથી. કેવલ ઉપનિષદો વડે કોઈ પણ સિદ્ધાંતની તારવણી આપણે એકદમ કરી શકીએ એમ નથી; જો કે તાત્પર્ય-નિર્ણયના નિયમો વડે તે ઉપનિષદના તાત્પર્ય અથવા મર્મને આપણે સમજી શકીએ. પરંતુ બ્રહ્માત્મૈકયમાં સર્વ વેદાંતનું અથવા ઉપનિષદોનું તાત્પર્ય છે એવો નિર્ણય કરવા પહેલાં આપણે શ્રુતિઓ ઉપરાંત સ્મૃતિનો અને ન્યાયનો આશ્રય લેવો પડે તેમ છે. ભગવદ્‌ગીતામાં પરમેશ્વરના પૂર્ણ અવતારરૂપ શ્રીકૃષ્ણે જે લોપ પામેલું જ્ઞાન પુનઃ આવિર્ભૂત કર્યું, તે જ્ઞાન ખરી રીતે પરમેશ્વરની અર્જુનને નિમિત્ત કરી મનુષ્યપ્રજામાત્રને કલ્યાણનું દ્વાર ઉઘાડનારી અખંડ સ્મૃતિ છે. તે સ્મૃતિના આધારે સંદિગ્ધ શ્રુતિઓના અર્થનો નિર્ણય થાય છે. ભગવાન શ્રીકૃષ્ણ પ્રતિ હિંદુ ધર્મના સર્વ સંપ્રદાયો અથવા પંથોની સમાન પૂજ્યબુદ્ધિ હોવાથી તેમની 'ભગવદ્‌ગીતા'ને સર્વે આચાર્યો અને ગુરુઓએ પ્રમાણગ્રંથ તરીકે માની છે.

પરંતુ મનુષ્યનું અંતઃકરણ કેવલ શબ્દશરણ થઈ શકે તેમ નથી. શબ્દ-પ્રમાણને આરંભમાં શ્રદ્ધાથી તે સ્વીકારે છે, પરંતુ તે પ્રમાણ વડે પ્રકટ થતા પરોક્ષ જ્ઞાનને જ્યાં સુધી અપરોક્ષ અનુભવમાં ઉતારાય નહિ ત્યાં સુધી વિચારશીલ અંતઃકરણ તૃપ્ત થતું નથી. આ અપરોક્ષ અનુભવમાં પરોક્ષ જ્ઞાનને લાવવાનાં મુખ્ય બે સાધનો છેઃ (૧) ન્યાયનિર્ણય, એટલે તર્ક કરીને વેદાંત-સિદ્ધાંતનું દૃઢીકરણ; (૨) યોગજ પ્રત્યક્ષ, એટલે સમાધિજન્ય પ્રજ્ઞા. પ્રથમ સાધન 'બ્રહ્મસૂત્ર'માં મળે છે અને બીજું સાધન 'યોગસૂત્ર'માં મળે છે.

સદ્‌ગત શ્રી મગનભાઈએ આ સર્વ આધારગ્રંથો ઉપર વિવરણો લખ્યાં છે અને તેને "જ્યોતિ" એવી સંજ્ઞા આપી છે. જેમ ભૌતિક જ્યોતિઓનાં બિંબ અગ્નિ, સૂર્ય, ચંદ્ર છે, તેમ અભૌતિક જ્યોતિઓનાં બિંબો શ્રુતિ, સ્મૃતિ અને ન્યાયમાં રહેલાં છે. તે ત્રણ જ્યોતિમંડલોનું રૂપ જ્યાં સુધી તે મંડલોની કિરણજાલ પ્રસારવામાં ન આવે ત્યાં સુધી સાચું સમજાય તેમ ન હોવાથી પોતાનાં વિવરણોને "જ્યોતિ" સંજ્ઞા શ્રી મગનભાઈએ હેતુપુરઃસર આપી છે.

સને ૧૯૨૭ માં 'ગીતાજ્યોતિ' પ્રકટ થઈ, સને ૧૯૨૮ માં 'ઉપનિષદ્‌જ્યોતિ'ના બે વિભાગ પ્રકટ થયા, અને 'બ્રહ્મસૂત્ર' અને 'યોગસૂત્ર' ઉપરની જ્યોતિ પૂર્ણ થઈ પ્રકટ થવાના સંધિ ઉપર શ્રી મગનભાઈના દેહનો લય થયો અને તેમનો આત્મા તેમના નિત્યજ્ઞેયધ્યેય પરબ્રહ્મમાં નિર્વાણ પામ્યો. પિતાનું કાર્ય પૂર્ણ રૂપમાં પ્રજાના હિતાર્થે સત્વર પ્રકટ કરવાની તેમના ચિરંજીવીઓને નિર્મળ વાસના જાગી, અને તે ધર્મકૃત્યમાં હું કલ્યાણમિત્ર તરીકે સહકારી થયો છું.

સદ્‌ગત શ્રી મગનભાઈએ ગીતા અને ઉપનિષદોની જ્યોતિઓને લગતી પ્રસ્તાવનામાં વેદશાસ્ત્રનાં પ્રમેયો વગેરેની સારી ચર્ચા કરી છે તેથી તેની પુનરુક્તિ અત્રે કરવી યોગ્ય નથી. 'બ્રહ્મસૂત્ર' અને યોગદર્શનના સંબંધની ઘણીખરી માહિતી મેં મારા 'હિંદ તત્ત્વજ્ઞાનના ઇતિહાસ'માં આપી છે, એટલે મૂલગ્રંથોના સંબંધમાં જેમણે વિશેષ જાણવું હોય તેમને તે પ્રસ્તાવનાઓ અને ઇતિહાસગ્રંથ જોવા વિનંતી કરું છું. અત્રે હું શ્રી મગનભાઈની પ્રતિપાદન-શૈલીની ચમત્કૃતિ તરફ લક્ષ ખેંચવા માગું છું.

બ્રહ્મસૂત્રો બીજાં દર્શનશાસ્ત્રોનાં સૂત્રો કરતાં વધારે ક્લિષ્ટ રચનાવાળાં છે. તેમાં ઘણા શબ્દો અધ્યાહૃત હોય છે. તે સૂત્રોમાં ઉપનિષદોના કયા વિષયો, વાક્યો, વગેરે લક્ષમાં લેવામાં આવ્યાં છે તેનો નિર્દેશ સૂત્રવાક્યથી ઘણે સ્થળે થઈ શકતો નથી. મૂલગ્રંથ

ખરી રીતે પરંપરાગત ગુરુશિષ્યની મંડળીમાં સ્વાધ્યાય-પ્રવચન રૂપે શીખવાતો હશે. તે શિક્ષણનો સંપ્રદાય લોપ પામવાથી શ્રી શંકરાચાર્યના સમયમાં પણ (ઈ. સ. ૭૮૮-૮૨૦) આ ગ્રંથ દુર્બોધ ગણાયાનું અનુમાન થાય છે. પ્રાચીન ઉપવર્ષ આચાર્યની અથવા બોધાયન મુનિની વૃત્તિઓમાં કોઈ કોઈ સૂત્રના અર્થો જુદા થતા હતા એવું શાંકરભાષ્યથી આપણને સમજાય છે. શ્રી શંકરાચાર્યની ભાષ્યપદ્ધતિએ સૂત્રાર્થને ઘણો સ્પષ્ટ કર્યો છે. શાંકર ભાષ્ય પ્રસન્ન-ગંભીર સંસ્કૃત ગદ્યનો અપૂર્વ નમૂનો છે.

મૂળ ગ્રંથ ચાર અધ્યાયમાં અને પ્રત્યેક અધ્યાય ચાર ચાર પાદમાં ગ્રથિત થયો છે. પ્રત્યેક પાદમાં પ્રતિપાદ્ય વિષયને લગતો સૂત્રસમૂહ તે "અધિકરણ" કહેવાય છે. પ્રત્યેક અધિકરણના સૂત્રમાં અથવા સૂત્રસમૂહમાં મૂળ શ્રુતિનું વિષયવાકય, તેના અર્થમાં વિવાદના સ્થાનરૂપે પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષ, તેમાં સંદેહનું ઉત્થાન, પૂર્વપક્ષનું મંડન અને તર્ક વડે તેનું ખંડન અને છેવટે સિદ્ધાંતનું સ્થાપન કરી ન્યાયનિર્ણય કરવામાં આવે છે.

શ્રી મગનભાઈએ વિવરણપદ્ધતિમાં કેટલેક અંશે વૃત્તિની શૈલી અને કેટલેક અંશે ભાષ્યની શૈલીનો સ્વીકાર કરી સૂત્રાર્થને સ્પષ્ટ જ્યોતિર્મય બનાવ્યો છે. મૂળ સૂત્રોના અર્થને પૂર્ણ વાકયમાં ગોઠવી તેનો શુદ્ધ વાચ્યાર્થ શો છે તે તેમણે ગુજરાતીમાં વર્ણવ્યો છે, અને તે સૂત્રવાકયમાં ગંભીર ગર્ભિત વિષયવાકયો શાં છે, તેના ઉપર કેવા સંદેહ ઉત્પન્ન થાય છે, પૂર્વપક્ષ કેવો, ઉત્તરપક્ષ કેવો, પૂર્વપક્ષમાં શા દોષ છે, ઉત્તરપક્ષના ટેકામાં સવિશેષ કારણો શાં છે, તે બધું શાંકરભાષ્યાનુસાર વર્ણવવામાં આવ્યું છે. શ્રી રામાનુજાચાર્યાદિ આચાર્યોએ જ્યાં જ્યાં અર્થભેદ દર્શાવ્યા છે તેનો ઉલ્લેખ કર્યો છે અને અર્વાચીન વિજ્ઞાનશાસ્ત્ર, માનસશાસ્ત્ર વગેરેના સિદ્ધાંતો સાથે વેદાંત-મત કયાં કયાં બંધ બેસે છે અને કયાં કયાં જુદો પડે છે તે વિવેચન તરીકે દર્શાવાયું છે. ઉપરની પદ્ધતિને લીધે આ ગ્રંથ

કેવલ ભાષાંતર નથી, તેમ કેવલ વિસ્તૃત વિવરણરૂપ નથી, તેમ કેવલ વિવેચનરૂપ પણ નથી. તેમાં મૂલ ગ્રંથનું સ્વરૂપ સમજવા યોગ્ય મૂલ સૂત્રનો અનુવાદ છે, તે ઉપરાંત વિવરણ છે, તે ઉપરાંત વિવેચન પણ છે. આથી આજ સુધીમાં પ્રકટ થયેલાં 'બ્રહ્મસૂત્ર' અને તેના ભાષ્યનાં ભાષાંતર કરતાં જુદા પ્રકારનો અધ્યાત્મવિદ્યાને સમજાવનારો ગુજરાતી વાઙ્‌મયનો આ એક અપૂર્વ પ્રયત્ન છે. કેટલાંક સ્થાનોની જ્યોતિઓ કોઈ વિલક્ષણ શૈલી વડે અર્થને પ્રકાશિત કરનારી છે. ઉદાહરણ તરીકે: સાંખ્ય અને વેદાંતમતની સરખામણી (પૃ. ૯૦); વૈતાનિક પરમાણુકારણવાદની પરીક્ષા (પૃ. ૧૫૩); બૌદ્ધ મતનું સવિસ્તર પ્રતિપાદન અને વેદાંતમત સાથેનું કોઈ કોઈ અંશનું સાજાત્ય (પૃ. ૧૫૬—૧૬૫); અંતર્યામી સદ્દેવનું સ્વરૂપ (પૃ. ૨૨૪); અંતઃકરણસાર (પૃ. ૨૪૦); સુખદુઃખનું અધિષ્ઠાન (પૃ. ૨૪૩); જીવાત્માનું સ્વાતંત્ર્ય (૨૫૪); જીવ-ઈશ્વરનું વિભાગ-વર્ણન (પૃ. ૨૫૯); જીવનું કર્તૃત્વ અને ઈશ્વરનું કારયિતૃત્વ (પૃ. ૨૬૨); દેહથી જીવનું પૃથક્ અસ્તિત્વ (પૃ. ૩૭૦); હેકેલના 'મોનિઝમ'ની સરખામણી (પૃ. ૩૭૬).

પાતંજલ યોગદર્શનનાં સૂત્રોમાં પણ ઉપરની પદ્ધતિનો સ્વીકાર કરી તે સૂત્રોના ભાવો ઘણા સ્પષ્ટ કરવામાં આવ્યા છે. યોગદર્શનની વેદાંતદર્શન સાથે જેઓ સમાધિપ્રજ્ઞા વડે એકવાક્યતા કરવા માગતા હોય, અને દ્વૈત અને અદ્વૈત શબ્દના ઝઘડામાં જેઓ પડવા માગતા ન હોય પણ અનુભવ વડે વસ્તુનિર્ણય કરવા માગતા હોય, તેમને આ બે સૂત્રગ્રંથોની જ્યોતિ ઘણી સહાયક થશે અને તેમની હૃદય-ગુહાના ગાઢ અંધકારને દૂર કરી શકશે.

આ ઉપરાંત 'માંડૂક્ય કારિકા'નાં ચાર પ્રકરણો આ ગ્રંથમાં ગ્રથિત કરવામાં આવ્યાં છે. વેદાંતદર્શનમાં એવું મંતવ્ય છે કે તત્ત્વનિર્ણય કરી અનુભવ કરવામાં ''માંડૂક્ય ઉપનિષદ્' જ ઉત્તમાધિકારીને બસ છે. તેનાથી કાર્યસિદ્ધિ ન થાય તો ૩૨ અથવા ૫૨ અથવા

૧૦૮ ઉપનિષદો ભણવાં. આ ઉક્તિમાં ઘણું સત્ય છે.

'માંડૂક્ય ઉપનિષદ્'નું મૂળ કેવળ પ્રણવવિદ્યામાં છે, અને પ્રણવ વડે જ્ઞાનયોગ અથવા ધ્યાન સાધવાની શ્રેણી તેમાં સંક્ષેપમાં ઉત્તમ રીતે વર્ણવી છે. આ મૂલ ઉપનિષદના તાત્પર્યને કારિકામાં પ્રથમ પ્રકરણમાં શ્રી ગૌડપાદાચાર્યે ગૂંથ્યુ છે, તેથી તે પ્રકરણને આગમ પ્રકરણ કહે છે. આગમ વડે જે અદ્વૈત-સિદ્ધાંત સ્થાપ્યો તે જો જગત સત્ય હોય તો ટકે નહિ, તેથી અનેક ભેદવાદીઓના મતોની પરીક્ષા વિવાદની રીતે કરી, આ વિશ્વ મિથ્યા છે અને સત્ય વસ્તુ નથી, એવું બીજા પ્રકરણમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે, તેથી તે પ્રકરણને વૈતથ્ય પ્રકરણ કહે છે. જગત મિથ્યા સિદ્ધ થતાં આગમપ્રતિપાદિત અદ્વૈત-સિદ્ધાંત અજાતિવાદથી કેવો દૃઢ થાય છે તે ત્રીજા પ્રકરણમાં વર્ણવ્યું છે; અને છેવટે આ સંસારનું ફરતું ઉંબાડિયું કેવો વર્તુળાકાર ભ્રમ ઉત્પન્ન કરે છે અને છેવટે તે ભ્રમ યથાર્થ તત્ત્વજ્ઞાનથી કેવી રીતે નિવૃત્ત થાય છે તેનું વર્ણન "અલાતશાંતિ" નામના ચોથા પ્રકરણમાં કરવામાં આવ્યું છે. 'માંડૂક્ય ઉપનિષદ્' ઉપરનાં વિવરણાત્મક પ્રકરણો શ્રી શંકરાચાર્યના પરમ ગુરુ શ્રી ગૌડપાદાચાર્યનાં રચેલાં છે, અને તેમાં નાગાર્જુનની માધ્યમિક કારિકાના કેટલાક વિચારો શબ્દશઃ ઊતરી આવ્યા છે. બૌદ્ધ વિજ્ઞાનવાદ અને વેદાંતના વિજ્ઞાનવાદનો સગોત્ર સંબંધ કયાં છે તેની જેને શોધ કરવી હોય તેણે આ પ્રકરણગ્રંથની સરખામણી બૌદ્ધ ગ્રંથો સાથે કરવી જરૂરની છે.

સંક્ષેપમાં, આ 'બ્રહ્મસૂત્ર', 'યોગસૂત્ર' અને 'માંડૂક્યકારિકા' ઉપરની જ્યોતિઓનો સમુચ્ચય જેઓ વેદાંતશાસ્ત્રનું રહસ્ય ગુજરાતીમાં સુગમ રીતે સમજવા માગતા હોય તેમને ઉપકારક થયા વિના નહિ રહે *

અમદાવાદ, તા. ૧૬-૫-૧૯૩૮

---

* શ્રી મગનભાઈ પટેલકૃત 'બ્રહ્મમીમાંસા—જ્યોતિ'નું પુરોવચન.

# ' પ્રાણાયામ '

' યોગમીમાંસા 'ના સંપાદકે સામાન્ય લોકને યોગપ્રક્રિયા સુગમતાથી સમજાય અને તેમના વડે તે આચારમાં મુકાય તેવા હેતુથી લઘુ નિબંધમાલા પ્રસિદ્ધ કરવા ધાર્યું છે. તે માલાના બીજા અંકનો આ ' પ્રાણાયામ ' વિભાગ છે. ઘણે ભાગે અંગ્રેજી ' યોગમીમાંસા '-માં સામાન્ય પ્રજાને અર્થે લખાયેલા લેખો અને ચિત્રોનો આમાં સમાસ કરવામાં આવ્યો છે. અંગ્રેજી શારીર શાસ્ત્રને લગતા શબ્દોનો કોષ ગ્રંથના છેડે આપ્યો છે. અંગ્રેજી ભાષા અને પ્રતિપાદન-શૈલી સુગમ છે.

યોગનો મોહ શરીર અને મનની સ્વસ્થતા મેળવવા ઇચ્છનાર સર્વને હોય એ સ્વાભાવિક છે. પરંતુ યોગનો પરમ ઉદ્દેશ અધ્યાત્મ-વિકાસ છે એ નજર બહાર ન જાય એ હેતુથી લેખકે શારીર અને અધ્યાત્મ હિત શી રીતે સધાય તેની સૂચનાઓ ઘણી સારી આપી છે, અને કયા પ્રયોગો કોણે ન કરવા તે બાબત સાવધાનતા પણ દર્શાવી છે. એટલે એકંદરે આ નિબંધ સામાન્ય પ્રજાએ આચારમાં મૂકવામાં જોખમ ઓછું છે.

યોગ વેદકાળમાં તત્ત્વજ્ઞાનના ઉપાય તરીકે સેવાતો હતો અને ભગવાન બુદ્ધ અને ભગવાન મહાવીરે યોગની પ્રક્રિયાનો સ્વીકાર કર્યો છે. આ યોગની બે પ્રણાલિકાઓ ચાલતી હતી :

(૧) માહેશ્વર મતની અદ્વૈત સિદ્ધાંત ઉપર રચાયેલી. આ આદ્ય માહેશ્વર યોગશાસ્ત્ર લોપ પામ્યું છે.

(૨) સાંખ્ય મતના દ્વૈત સિદ્ધાંત ઉપર ઘડાયેલી.

બીજી પ્રણાલિકા ઉપરનું મૂલ શાસન હિરણ્યગર્ભનું હતું અને તેનું અનુશાસન પતંજલિ ભગવાને કર્યું છે. પતંજલિના યોગસૂત્ર ઉપર વ્યાસભાષ્ય છે અને વાચસ્પતિ, ભોજરાજ, વગેરેની ટીકાઓ છે. મૂલ શાસન તથા સાંખ્ય યોગના ચતુઃષષ્ટિ ગ્રંથ લોપ પામવાથી યોગશાસ્ત્રનો હાલ મૂલ આધારભૂત ગ્રંથ પાતંજલ યોગસૂત્ર જ છે. આ મૂલગ્રંથમાં હઠયોગની શાખામાં સ્વતંત્ર વિસ્તારવાળું પ્રતિપાદન નથી, જો કે પ્રાણાયામનું અષ્ટાંગ યોગમાં ચોથા અંકે સ્થાન છે.

પ્રાચીન યોગનાં ઉપનિષદો જોતાં સમજાય છે કે યોગની મુખ્ય ચાર શાખાઓ હતી: (૧) મંત્રયોગ, (૨) લયયોગ, (૩) હઠયોગ, અને (૪) રાજયોગ. જીવાત્મા અને પરમાત્માનો અધ્યાત્મસંબંધ અનુભવવાની આ ચારે પ્રક્રિયાઓ છે. માત્ર સાધનની પ્રણાલિકામાં તફાવત છે. મંત્રયોગમાં શબ્દબ્રહ્મ અથવા મંત્રનું આલંબન લેવામાં આવે છે; લયયોગમાં તત્ત્વોના ઉદય અને અસ્તને સાધનરૂપે લેવામાં આવે છે; હઠયોગમાં પ્રાણના નિરોધને સાધનરૂપે સ્વીકારવામાં આવે છે; અને રાજયોગમાં ચિત્તનિરોધને પ્રાધાન્ય આપવામાં આવે છે. પ્રત્યેક શાખાને લગતું સાહિત્ય વિપુલ છે.

પ્રકૃત નિબંધ હઠયોગની શાખા ઉપર રચાયેલો છે. હઠયોગના પ્રમાણગ્રંથો પૈકી 'હઠયોગપ્રદીપિકા', 'ઘેરંડ સંહિતા', 'શિવસંહિતા', વગેરેનો આધાર લીધો છે, અને તે સાથે અર્વાચીન વિજ્ઞાનપદ્ધતિ અનુસાર પ્રયોગસિદ્ધ નિશ્ચયો આ નિબંધમાં દર્શાવવામાં આવ્યા છે. એકંદર સાત પ્રકરણોમાં વસ્તુવિભાગ કરવામાં આવ્યો છે. પહેલામાં નૈસર્ગિક શ્વાસ-પ્રશ્વાસ ક્રિયા અને તેના શારીર યંત્રનું સવિસ્તર પ્રતિપાદન સચિત્ર આપવામાં આવ્યું છે. શ્વાસ-પ્રશ્વાસની ક્રિયામાં રોકાનાર અવયવો—નાસા, ઘ્રાણનલિકા, કંઠનલિકા, સ્વરનલિકા, અન્નનલિકાનો પડદો, વાયુનલિકા, તેની બે શાખાઓ, અને ફેફસાં, વગેરે—નું સ્પષ્ટ

સમન્વય એવું સચિત્ર વર્ણન છે. બીજા પ્રકરણમાં પ્રાણાયામના સાધનના પૂર્વભાવી સાધન આસનનું વર્ણન છે અને તેમાં મુખ્ય પદ્માસન, સિદ્ધાસન, સ્વસ્તિકાસન અને સમાસન (અથવા ગુપ્તાસન), એ ચાર શી રીતે સરળતાથી થઈ શકે તેની પ્રક્રિયા આપી છે. તે સાથે મૂલ બંધ, ઉડ્ડીયાન બંધ અને જાલંધર બંધ, જે પ્રાણાયામના સાધનનાં સહકારી અંગો છે, તેનું વર્ણન છે. ત્રીજા પ્રકરણમાં પ્રાણાયામનું સામાન્ય લક્ષણ, આઠ કુંભક (સૂર્યભેદી, ઉજ્જાયી, સીત્કારી, શીતલી, ભસ્ત્રિકા, ભ્રામરી, મૂર્છા, પ્લાવિની) પૈકી ઉજ્જાયી અને ભસ્ત્રિકાના પ્રતિપાદનના નિર્દેશ, પ્રાણાયામનું કાલમાન અને દિગ્માન જાળવવાની રીત, મુદ્રા અને બંધનું સાધન, પૂરક, રેચક અને કુંભકનું વર્ણન, વગેરે આવે છે. ચોથામાં ઉજ્જાયી પ્રાણાયામ સાધવાની પ્રક્રિયા, પાંચમામાં હઠયોગનાં ૭ દેહશોધક કર્મો પૈકી કપાલભાતિની પ્રક્રિયા, છઠ્ઠામાં ભસ્ત્રિકા, અને સાતમામાં શરીરનાં આરોગ્ય અને અધ્યાત્મવિકાસના લાભ પ્રાણાયામથી શી રીતે થાય છે, તેનું પ્રતિપાદન છે. એ પરિશિષ્ટમાં શારીર લાભ એટલે આરોગ્ય અને બલ સંપાદન કરાવે તેવી પ્રાણાયામની લાંબી અને ટૂંકી પ્રયોગપદ્ધતિઓ આપી છે. વચમાં અર્વાચીન વિજ્ઞાન પ્રમાણે જે જે પ્રયોગસિદ્ધ પરિણામો લેખકના આશ્રમમાં જણાયાં છે તે જણાવ્યાં છે. એકંદરે આ ગ્રંથ પ્રાણાયામનો શાસ્ત્રીય બોધ આપનાર છે એટલું જ નહિ, પરંતુ પ્રાણાયામની કલા સુગમતાથી સિદ્ધ કરાવે એવો છે, અને તેથી હઠયોગના ગ્રંથોનાં માત્ર ભાષાંતરો જોનાર આ ગ્રંથનો આશ્રય લઈ પોતાની પ્રયોગપદ્ધતિ સમજી સાધન સાધે તો વહેલી કાર્યસિદ્ધિ થાય એમાં સંશય નથી.

ગ્રંથમાં યોગશાસ્ત્રના શબ્દાર્થનિર્ણયમાં કેટલાંક વિધાનો થયાં છે તે કંઈક સદોષ અથવા અપૂર્ણ લાગે છે. ઉદાહરણ તરીકે: પ્રાણાયામ શબ્દના અવયવરૂપ आयाम શબ્દ Pause અથવા

'વિરામ'ના અર્થમાં લેખક સમજે છે ( જુઓ પૃ. ૪૫ ) તે બરાબર નથી. आयाम શબ્દને વિદ્યારણ્યાદિ મુનિઓ 'તાણુ', 'ખેંચ' એવા અર્થમાં સમજ્યા છે. સામાન્ય શ્વાસ–પ્રશ્વાસની ક્રિયામાં પ્રાણતત્ત્વ પિંડમાં અમુક મર્યાદામાં રોકાઈ જઈ જે કાર્ય કરે છે, તેના કરતાં અધિક વિસ્તારવાળું કાર્ય પિંડમાં અને પિંડ બહાર પ્રાણાયામ કરનાર સિદ્ધ કરી શકે છે. પ્રાણતત્ત્વ ઉપનિષદોમાં આત્માથી બીજે નંબરે આવે છે અને તેમાં એકલો વાયુનો અર્થ સમાયેલો નથી, પરંતુ Nervous Systemનું નિયંત્રણ કરનાર ક્રિયાશક્તિનો પણ સમાસ થાય છે. (૧) પ્રાણની ઉત્પત્તિ, (૨) આયતિ ( આવવું, પ્રવેશ કરવો ), (૩) સ્થાન, (૪) વિભુતા એટલે પિંડ બહારનો વિસ્તાર અને તેનો પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન–એ પાંચ ક્રિયા પર વિભાગ કરી પિંડમાં તેનું (૫) સંગઠન, એ પાંચ રહસ્ય પ્રશ્નોપનિષદ્‌માં સમજાવ્યાં છે. તેમાં વિભુતા અને સંગઠનની ચેષ્ટા પ્રાણાયામ વડે સમજાય છે. એટલે 'આયામ'નો અર્થ pause કર્યો છે તે બરાબર નથી, પરંતુ, 'વિસ્તારની કલા' એવો થઈ શકે.

તેવી જ રીતે 'જાલંધર બંધ' શબ્દના 'જાલંધર' અવયવની વ્યુત્પત્તિ કરવામાં जाल એટલે મગજ કર્યો છે, અથવા જાલંધર યોગીએ તે બંધ શોધી કાઢ્યો એવી કલ્પના કરી છે ( પૃ. ૩૪ ) તે નિરાધાર છે. 'ધ્યાનબિંદુ' ઉપનિષદમાં જાલંધર બંધની વ્યુત્પત્તિ નીચે પ્રમાણે આપી છે :

> वध्नाति शिरोजातमधोगामि नभोजलम् ।
> ततो जालंधरो बन्धः कर्मदुःखौघनाशनः ॥

મગજમાં સ્રવતા નીચે વહી જતા આકાશજલને તે અટકાવે છે ( એટલે કે મસ્તિષ્કના દ્રવ્યને બલ આપે તેવી યોજના કરે છે )

તેથી આ બંધને જાલંધર બંધ કહે છે, અને તે કર્મજન્ય દુઃખના પ્રવાહનો નાશ કરે છે.

ત્રીજો શબ્દ નાડી તે લેખકને ગૂંચવાડો કરનારો જણાયો છે. આપણા યોગશાસ્ત્રના સર્વ શબ્દો અર્વાચીન શરીરશાસ્ત્રને બંધ બેસતા થવા જ જોઈએ એવી વિચિત્ર વાસના આપણા અર્વાચીન વિચારકોમાં જાગી છે. શરીરના દૃષ્ટ અવયવો સાથે અમુક નાડીનો સંબંધ હોવો જોઈએ એ મુદ્દો બરાબર છે. પરંતુ અમુક જગ્યાએ અમુક તંતુ અથવા નાડી શરીરના અવયવોના નિરીક્ષણમાં ન દેખાઈ તેથી તે નાડી કલ્પિત છે એમ માનવું સાહસ છે. તારથી પણ વીજળી વહે છે અને વગર તારથી પણ વહે છે. તેથી તાર ન દેખાય તેથી વીજળીનો પ્રવાહ ચાલી શકે જ નહિ એ મંતવ્ય જેમ ખોટું છે, તેમ ઈડાપિંગલાદિ નાડી સ્પષ્ટ દેખાતી નથી તેથી તે માત્ર કલ્પનાત્મક છે એ વિચાર પણ ખોટો છે. યોગશાસ્ત્ર અનુભવાત્મક છે. અનુભવથી અમુક પરિણામ પ્રકટ થાય તો તે પરિણામને વિજ્ઞાનની કસોટી ઉપર ચડાવવું જોઈએ. પરિણામ દૃષ્ટ હોય તો વિજ્ઞાને ખુલાસો કરવો જોઈએ અને પોતાની સંભાવના (Hypothesis) બદલવી પડે તો બદલવી પણ જોઈએ. ' નાડી ' શબ્દ नड धातुमांथी વ્યુત્પન્ન થયો છે અને કોઈ પણ પ્રવાહને લઈ જવાના માર્ગનો તે વાચક છે. તેથી જેમ રુધિરની નાડી હોય છે, તેમ પ્રાણની પણ નાડીઓ અને મનના વેગને વહન કરનારી પણ નાડીઓ હોય છે. ન્યાય-વૈશેષિકમાં પ્રાણનાડી, મનોવહા નાડી, એવા પ્રયોગો હોય છે. તંત્રશાસ્ત્રમાં નાડીવ્યૂહનું સૂક્ષ્મ ચિંતન છે. 'તંત્રાલોક'માં નાડીલક્ષણ નીચે પ્રમાણે આપ્યું છે :

चित्खप्राणवृत्तीनामन्त्याया स्थूलतासुभिः ।
सा नाडी रूपतामेत्य देहं संतानयेदिदम् ॥

('તંત્રાલોક,' ૮-૧૧૬)

ચૈતન્યના ક્ષોભ અને પ્રાણવૃત્તિનું વહન કરનારી જે છેવટની સ્થૂલ પગથી અથવા માર્ગ રચાય તે નાડીનું રૂપ પકડે છે અને તે દેહમાં વાણાતાણાની રીતે ફેલાય છે.

આ વર્ણનથી સ્પષ્ટ સમજાય છે કે Association Fibres and Nervous Filaments અર્વાચીન માનસશાસ્ત્રમાં વર્ણવવામાં આવે છે તેવું રૂપ નાડીઓનું આપણા શાસ્ત્રમાં માન્ય છે. ચૈતન્ય અને પ્રાણના પ્રવાહનના સર્વ માર્ગો દેહમાં સૂક્ષ્મદર્શક યંત્રથી પણ સર્વાંશે પ્રકટ થયા નથી; તેથી નાડીઓનાં સ્થાન અથવા લક્ષણ અર્વાચીન શરીરશાસ્ત્રને બંધબેસતાં થતાં નથી. પરંતુ તેટલા માત્રથી પ્રાણ અને મનના પ્રવાહનાં શાસ્ત્રે બતાવેલાં ભાવનીય સ્થાનોની અવગણના કરવી એ પણ સાહસ છે. હજુ ઘણી શોધની જરૂર છે. લેખકે પોતાના નિશ્ચયો વ્યવહાર પૂરતા સ્વીકાર્યા છે અને તે સાધકને તો ઘણા ઉપયોગી છે.

અમે આશા રાખીએ છીએ કે આ ગ્રંથનું ગુજરાતી તથા મરાઠીમાં ભાષાંતર થાય તો લેખકનો પ્રજાહિતનો નિર્મળ આશય વહેલો સિદ્ધ થાય *

ખંભાત : તા. ૨૭-૫- ૧૯૩૩

* 'કૌમુદી,' ૧૯૩૩.

# સામવેદસંહિતા

મહર્ષિ વેદવ્યાસે મૂળ વેદને ચાર સંહિતામાં ગોઠવી સામવેદની સંહિતા પોતાના શિષ્ય જૈમિનિને જણાવી. આ સામવેદની એકંદરે ૧૦૦૦ શાખાઓ હતી. (જુઓ मुक्तिकोपनिषद् મંત્ર ૧૩) પરંતુ હાલ कौथमी શાખાનું સાહિત્ય ઉપલબ્ધ છે. जैमिनीय શાખા જેનું બીજું નામ तलवकार શાખા છે, તેનું સાહિત્ય સર્વાંશે મળી આવતું નથી. તે ઉપરાંત राणायणीय શાખાનું પઠનપાઠન દક્ષિણાપથમાં ચાલે છે. ઉત્તર હિન્દુસ્થાનમાં कौथमी શાખાનું અધ્યયન-અધ્યાપન ચાલે છે.

સામવેદની મંત્ર-સંહિતાના બે વિભાગ છે. દરેક વિભાગને आर्चिक એવું નામ આપવામાં આવે છે. आर्चिक એટલે ઋચાઓનો સંગ્રહ. સામવેદના ઋત્વિજને उद्गाता કહે છે કારણ કે તેનું કર્તવ્ય યજ્ઞવિધિમાં ઋચાઓને ગાનની રીતિએ ભણવાનું હોય છે. પ્રથમ ભાગને पूर्वार्चिक અને ઉત્તર ભાગને उत्तरार्चिक કહે છે. એકંદર ૧૮૧૦ ઋચાઓ પૈકી ઘણો મોટો ભાગ ऋग्वेद-સંહિતાના મંત્રોનો ઘડાયેલો છે અને તે ऋग्वेदના આઠમા અથવા નવમા મંડળમાંના મંત્રોનો બનેલો છે. ઘણી ઋચાઓ ગાયત્રી અને જગતી છંદોની છે. આ ઋચાઓને ગેય રૂપમાં લઈ જવાની પ્રથા ઘણી જૂની હતી, અને તેથી ગાયત્રીની પંક્તિ અને જગતીની પંક્તિ મેળવી પ્રાય છંદમાં ગાવાનો સંપ્રદાય ઉત્પન્ન થયો હતો.

આ અનુવાદમાં પૂર્વાર્ચિકની ઋચાઓનો સંગ્રહ છે. પૂર્વાર્ચિકના આંતર વિભાગને अध्याय અથવા प्रपाठक કહે છે અને તેના

પેટા-વિભાગને ખંડ કહે છે. પ્રત્યેક ખંડમાં ઘણે ભાગે દસ દસ ઋચાઓ હોય છે; જેને દશતી કહે છે. આ રચના સર્વાંશ જળવાયેલી નથી: કેટલાક ખંડમાં ૬, ૮, ૯, ૧૧, ૧૨, ૧૩, અને ૧૪ ઋચાઓનો સમૂહ જોવામાં આવે છે. પૂર્વાર્ચિકમાં દેવતા પરત્વે વિચારીએ તો પહેલા અધ્યાય અથવા પ્રપાઠકમાં आग्नेय पर्व, બીજા, ત્રીજા અને ચોથામાં ऐन्द्र पर्व અને પાંચમામાં पवमान पर्वનો સમાસ થાય છે. દેવતા સંબંધી પર્વોની ઋચાઓ ૫૮૫ થાય છે. છઠ્ઠો અધ્યાય અથવા પ્રપાઠકમાં आरण्यक पर्व છે અને તેનો સંબંધ વેદના આરણ્યક સાથે હોવો જોઈએ. તેમાં ૫૫ ઋચાઓ છે. એકંદર આ અનુવાદમાં સમાયેલા પૂર્વાર્ચિકમાં ૬૪૦ ઋચાઓ છે.

આ ઋચાઓને साम સંજ્ઞા આપવામાં આવી છે. તેનું કારણ એવું જણાય છે કે ઋચા તે મંત્રની યોનિ છે અને તેના ઉપર ગાનની અથવા સૂરની પદ્ધતિ રચાયેલી છે. ઉપનિષદમાં એવી ભાવના દાખલ કરવામાં આવી છે કે वाक् એ ઋચાની યોનિ છે અને તેના ઉપર प्राण આરૂઢ થાય ત્યારે સામની ઉત્પત્તિ થાય છે. સારાંશ, वाक् शक्ति સાથે प्राण पुरुषના સંયોજનથી સામ અથવા સ્વર-સંવાદ ગેયરૂપે પ્રકટે છે. આ સ્વરસંવાદનું સર્વોત્તમ ફલ તે उद्गीथ અથવા પ્રણવ છે. એટલે સામવેદનો પ્રણવ-વિદ્યા સાથે નિકટ સંબંધ છે (જુઓ छान्दोग्य उ. प्र. ખંડ ૬–૭).

સામવેદના ગાનવિભાગ કરીએ તો આમ થશે :

| | | |
|---|---|---|
| (१) संहितागान | १२३२ | સામ |
| (२) आरण्यकगान | २९१ | ,, |
| (३) ऊहगान | १८०२ | ,, |
| (४) रहस्यगान | ३५६ | ,, |
| | કુલ ૩૬૮૧ | |

આ વિભાગ जैमिनीय શાખાના सामवेदगान ગ્રંથ ઉપરથી લીધા છે. સંહિતાગાનમાં ઉપર કહ્યા પ્રમાણે आग्नेय, ऐन्द्र અને पवमान એવા ત્રણ પર્વો ગાનના વિષયવિભાગ છે. આરણ્યક ગાનમાં व्रत, शुक्रीय, शक्कर અને औपनिषद એવા ચાર પર્વો છે.

સામવેદના ગાન સંબંધમાં સ્વર સંબંધી અને ગાનની પદ્ધતિ સંબંધી વિશેષ માહિતી જેણે મેળવવી હોય તેણે સાંગ સામવેદના ઉદ્ગાતા પાસેથી શિક્ષણ લેવું જોઈએ. તે સંબંધી સાહિત્ય નીચે પ્રમાણે ઉપલબ્ધ છે, પરંતુ તે મુદ્રિત નથી:—

(१) गीतिकल्प, (२) गायत्रविधान, (३) सामपरिभाषा, (४) स्वरवर्णलक्षण અથવા सप्तस्वरसिंधु, (५) स्वरमंजरी, (६) स्वर-सिद्धांतचक्र, (७) स्वरसिद्धांतचंद्रिका, (८) स्वरांकुश [जयंत स्वामी ના ભાષ્ય સાથે] (९) स्वरावधानचक्र, (१०)स्वराष्टक.

સામવેદના ઉત્તરાર્ચિકમાં ત્રણ ત્રણ ઋચાનું એક એક ગાન છે. તેવાં ચારસો ગાન તેમાં આવે છે. વિશેષ શોધમાં જણાય છે કે

| | | | | |
|---|---|---|---|---|
| ૨૮૭ | પદ્યો | અથવા | ગાન | ત્રણ ત્રણ ઋચાનાં છે. |
| ૬૬ | ... | ... | ... | બબ્બે ઋચાનાં છે. |
| ૧૩ | ... | ... | ... | એક એક ઋચાનાં છે. |
| ૧૦ | ... | ... | ... | ૭ ૭ ઋચાનાં છે. |
| ૯ | ... | ... | ... | ચાર ચાર ઋચાનાં છે. |
| ૪ | ... | ... | ... | પાંચ પાંચ ઋચાનાં છે. |
| ૩ | ... | ... | ... | નવ નવ ઋચાનાં છે. |
| ૭ | ... | ... | ... | સાત અને બાર ઋચાનાં છે, |
| ૧ | ... | ... | ... | આઠ ઋચાનું છે. |
| ૪૦૦ | | | | |

શબ્દ, જેવી રીતે, ઉચ્ચારવમાં આવે તેવા આંક ઋચાના અક્ષરો ઉપર મૂકવાની પદ્ધતિ છે. ગાન કરતી વખતે જે અક્ષરને લંબાવવામાં આવે અથવા પ્રક્ષેપ કરવામાં આવે તેને સ્તોત્ર કહે છે. ઉદાહરણ તરીકે હોઇ, હુવા વગેરે સામના પંચ સામ અને સપ્ત સામ એવા વિભાગો ઉપનિષદ્‌માં આવે છે. તેની સંજ્ઞા નીચે પ્રમાણે તારવી શકાઈ છેઃ–

| પંચસામ સંજ્ઞા | સ્વર ઉચ્ચાર | સપ્તસામ સંજ્ઞા |
|---|---|---|
| ૧ હિંકાર | हाउ | ૧ હિંકાર |
| ૨ પ્રસ્તાવ | हाइ | ૨ પ્રસ્તાવ |
| ૩ ઉદ્‌ગીથ | अथ | ૩ આગ્નેય |
| ૩ પ્રતિહાર | उह | ૪ ઉદ્‌ગીથ |
| ૫ નિધન | ई | ૫ પ્રતિહાર |
| | | ૬ ઉપદ્રવ |
| | | ૭ નિધન |

પ્રણવ અથવા ઉદ્‌ગીથ સાથે સ્વરસપ્તક (षड्जादि અથવા સારીગમપધની)ની પદ્ધતિ જોડવામાં આવી છે; અને એમ સમજાવવામાં આવે છે, કે પ્રથમ સામનો ઉદયક્રમ તાલુ સાથે, બીજાનો ભ્રૂમધ્યમાં, ત્રીજાનો કર્ણમાં, ચોથાનો નાસિકાગ્રમાં, પાંચમાનો તથા છઠ્ઠાનો ઉરસ્ એટલે છાતીમાં અને સાતમાનો ઉરસના ઊંડા ભાગમાં થાય છે, એટલે કે અમુક સ્વરનો ધડકો તે તે સ્થાનમાં થાય છે. નાદનો મૂલ ઉદય મૂર્ધાના સહસ્રદલમાં દૈવી ભૂમિકામાં થયા પછી એટલે ક્રુષ્ટ સ્વર અથવા નાદનો આદ્ય ક્ષોભ થયા પછી ઊતરતા ક્રમમાં નાદલહરી આવે છે. એમ કહેવામાં આવે છે કે પ્રથમ સામનો સ્વર વસુદેવોનો સ્વાભાવિક છે, બીજાનો સ્વર ગંધર્વનો સ્વાભાવિક છે, ત્રીજાનો સ્વર અપ્સરાઓનો સ્વાભાવિક છે. (આ ત્રણે સ્વરો મનુષ્ય-પ્રાણીના સ્વાભાવિક હોય છે). ચોથાનો સ્વર પક્ષી–સર્પનો સ્વાભા-

વિક છે; પાંચમાનો સ્વર પિશાચ, રાક્ષસ અને અસુરોનો સ્વાભાવિક છે. અને સાતમાનો સ્વર સ્થાવર–જંગમ પદાર્થોમાં સ્વાભાવિક થઈ ગયો હોય છે. મૂર્ધાના નાદના દેવતાને વૈશ્વદેવ કહે છે.

સાત સામના સ્વરો ઉપરના અધિદેવતને અનુક્રમે (૧) આદિત્ય, (૨) સાધ્ય, (૩) અશ્વિન, (૪) વાયુ, (૫–૬) સૂક્ષ્મ અને (૭) મૈત્રાવરુણ કહે છે એટલે કે તે તે દેવતાના સ્વાભાવિક ઉપકાર વડે તે સ્વરોનો ઉદય થઈ શકે છે. પાછળના ગાંધર્વ વેદમા सारोगमपधनी ના સ્વરસપ્તકના સ્વાભાવિક સ્વરોદય સારુ ક્રમપૂર્વક મયૂર, ચાતક, ઘેટું, ક્રૌંચ, કોયલ, દેડકો અને હાથી, એ પ્રાણીઓના કુદરતી સ્વરને ઉદાહરણ તરીકે આપવામાં આવે છે. તેનુ બીજ આ સામગાનની પદ્ધતિ સાથે સરખાવી વિચારવા યોગ્ય છે.

સામવેદનાં મુખ્ય ગેય પદોનો સંગ્રહ નીચેની કારિકામા કરવામા આવ્યો છે :

> वैराज[१] पौरुषसूक्त[२] सौपर्णं[३] रुद्रसहिताम्[४] ।
> शैशवं[५] पञ्चनिधनं[६] गायनं[७] ज्येष्टसामरुच[८] ॥
> वामदेव्य[९] बृह[१०]त्सौम्य[११] रौरव[१२] सरथंतरम्[१३]
> गवाव्रत[१४] विकर्णं[१५] च रक्षोघ्नं च[१६] यशस्तथा[१७]
> गायेयु सामगा. राजन् पश्चिम-द्वारमाश्रिता ॥

આ ગેય પદોનાં પ્રતીકો નીચે મુજબ છે :—

| | आ | प्र | अर्घ |
|---|---|---|---|
| १ पिबा सोममदनुत्वा० इति | उ | ३ | १ |
| २ सहस्रशीर्षा० ” | ५ | ६ | ३ |
| ३ मुदद्ये दर्भि श्रुताम ह्यम ” | | | |
| ४ आपो राजानाम्० | ५ | १ | २ |
| ५ उच्चा ते जातमधस० | उ | १ | १ |

| | | | |
|---|---|---|---|
| ६ रहस्यां | | | |
| ७ तत्सवितु० | उ | ६ | ३ |
| ८ मूर्धानं दिव० | ५ | -१ | ४ |
| ९ कया नश्चित्र० | ५ | २ | ५ |
| १० त्वामिद्धि हवामहे० | ५ | ३ | १ |
| ११ संतं ममांसि० | ५ | ३ | ३ |
| १२ पुनर्मार्मि० | | | |
| १३ अमित्वा शूरनोनुम० | ५ | ३ | १ |
| १४ अग्निमीळे० | ५ | ६ | ३ |
| १५ विभार० | ५ | ६ | २ |
| १६ 'अग्नेरेक्षाण० अग्नेयुथवाहि० | पू-३ | १-६ | १-२ |
| १७ बृहदिन्द्राय० | ५ | ३ | २ |

સામવેદની સંહિતા ઉપરાંત વેદ સાહિત્યમાં અંતર્ગત કૌથમી શાખાના બ્રાહ્મણ ગ્રંથોનું વિપુલ સાહિત્ય છે. સામવેદના બ્રાહ્મણ ગ્રંથો એકંદર આઠ છે: (१) आर्षेय, (२) देवताध्याय, (३) वंशब्राह्मण, (४) संहितोपनिषद्, (५) उपनिषद् ब्राह्मण, (६) प्रौढ ब्राह्मण અથવા ताडच, (७) पाडविंश-ब्राह्मण, (८) सामविधि ब्राह्मण.

પ્રૌઢ બ્રાહ્મણને મહાબ્રાહ્મણ અથવા પંચવિંશ બ્રાહ્મણ પણ કહે છે. આઠ બ્રાહ્મણ ગ્રંથો छान्दोग्य ब्राह्मण, સંજ્ઞાથી પણ ઓળખાય છે. બ્રાહ્મણ ગ્રંથના વિભાગની સંજ્ઞા અધ્યાય. પાંચ પાંચ અધ્યાયની, પંચિકા અને અધ્યાયના ખંડો. સુપ્રસિદ્ધ छान्दोग्य ઉપનિષદ્ તે ઉપરના પાંચમા આંકનું છે અને તે કૌથમી શાખાનું ગણાય છે. આંક ૪ અને ૫ સાથે વિચારવાના ગ્રંથો છે. પહેલા બે પ્રપાઠક (આંક ૪) "બ્રાહ્મણ" સાહિત્ય છે; અને છેલ્લા આઠ પ્રપાઠક તે વાસ્તવ ઉપનિષદ્ છે.

જૈમિનીય શાખાના બ્રાહ્મણો નીચે પ્રમાણે આઠ છે:—

| સંજ્ઞા | ખંડ |
|---|---|
| १ महाब्राह्मण | ३६० ખંડ |
| २ द्वादशाह | ३८८ ,, |
| ३ महाव्रतम् | १५२ ,, |
| ४ ऐकाहम् | १५३ ,, |
| ५ अहीतम् | ९९ ,, |
| ६ सत्रम् | ३७ ,, |
| ७ आर्षेयम् | ८४ ,, |
| ८ उपनिषद् | १५४ ,, |

પ્રસિદ્ધ केन અથવા तलवकार ઉપનિષદ આઠમા ગ્રંથમાં સમાયેલું છે.

ઉપરના બ્રાહ્મણ ગ્રંથોમાં સમાયેલાં છાન્દોગ્ય અને केन ઉપનિષદ ઉપરાંત બીજાં ચૌદ ઉપનિષદો સામવેદની શાખાનાં ગણવામાં આવે છે: (१) आरुणि, (२) मैत्रायणि, (३) मैत्रेयी, (४) +वज्रसूची, (५) योगचूडामणि, (६) वासुदेव (७) महत्, (८) संन्यास, (९) अव्यक्त, (१०) कुंडिका, (११) सावित्री, (१२) रुद्राक्ष, (१३) जाबालदर्शन, (१४) जाबाल.

સામવેદનાં ઉપનિષદોનો શાંતિપાઠ:—

आप्यायन्तु ममांगानि वाक्प्राणश्चक्षुः श्रोत्रमथो बलमिन्द्रयाणि च। सर्वाणि सर्वं ब्रह्मोपनिषदे। माहं ब्रह्म निराकुर्यांम्। मा मा ब्रह्म निराकरोत्। अनिराकणरमस्तु अनिराकरणमऽस्तु। तदात्मनि निरते ये उपनिषत्सु धर्मास्ते मयि संतु॥

ॐ शांतिः शांतिः शांतिः ॥

---

+ બૌદ્ધ અશ્વઘોષાચાર્યની મૂળ કૃતિનો અનુવાદ ઉપનિષદ સાહિત્યમાં ... ।

'મારા સ્થૂળ શરીરનાં સર્વ અંગો, વાક્, પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, વીર્ય અને ઇન્દ્રિયો પુષ્ટ બનો. સર્વ બ્રહ્માત્મક છે, એવી રહસ્યમયી દૃષ્ટિ ઊઘડો. હું વેદની અવગણના ન કરું, અને વેદ મને છોડે નહિ. વેદાર્થ મારા મનમાંથી કદી ખસો નહિ. અંતર્નિષ્ઠ ઉપનિષદમાં પ્રતિપાદન કરેલા ધર્મો આવીને ઠરો. ૐ શાંતિ ! શાંતિ ! શાંતિ !

સામવેદના આવા મંત્ર બ્રાહ્મણ અને ઉપનિષદનાં વિપુલ સાહિત્ય પૈકીનો પૂર્વાર્ચિકનો પહેલો ભાગ અનુવાદના રૂપમાં ગુજરાતીમાં પ્રકટ કરવાની યોજના અને અનુકૂળતા કરનારનો આ ઉપોદ્ઘાતથી હું માત્ર પુરસ્કાર જ કરું છું. અનુવાદ ખરી રીતે અભ્યાસનું એક સહાયક અંગ છે, પરંતુ વેદાર્થની સિદ્ધિ પઠન–પાઠન અને વિચારણા વિના કોઈને થઈ નથી અને થવી સંભવતી નથી; જેથી વેદાભ્યાસીએ પઠન–પાઠન અને વિચારણા કરવામાં તત્પર રહેવું જોઈએ.*

ખંભાત: તા.૪-૬-૧૯૩૩

---

* શ્રી મોતીલાલ ઘોડાકૃત અનુવાદની પ્રસ્તાવના.

# શ્રી શુક્લ યજુર્વેદ સંહિતા

વૈદિક સાહિત્યને કર્મકાંડના યજ્ઞરૂપ વિભાગની વ્યવસ્થા કરીને હોતા, અધ્વર્યુ અને ઉદ્‌ગાતા, એ ત્રણ પ્રકારના ઋત્વિજો દ્વારા થતા યજ્ઞકર્મની વહેચણી ઉપર વેદસાહિત્ય ઋક્, યજુષ અને સામ, એ વેદત્રયીમાં વેદવ્યાસે ગ્રથિત કર્યું અને ઋક્‌સંહિતાનું અધ્યયન પૈલને કરાવ્યું, યજુષ્‌સંહિતાનું વશંપાયને કરાવ્યું અને સામસંહિતાનું જૈમિનિને કરાવ્યું.

આ ગ્રંથમાં શુક્લ યજુર્વેદ સંહિતાનો અનુવાદ રા. ઘોડાએ કર્યો છે. મૂળ યજુર્વેદ સંબંધમાં કેટલાકનું એવું માનવું છે કે તેની એકંદરે ૮૬ શાખાઓ હતી અને તેમાં બીજી ૧૫ શાખાઓનો ઉમેરો થઈ એકંદર ૧૦૧ શાખામાં સઘળું સાહિત્ય ગ્રથિત થયું હતું. કેટલાક શુક્લયજુર્વેદની શાખાની સંખ્યામાં ફેરફાર માને છે. એક મતે ૧૪, બીજે મતે ૧૫, અને ત્રીજે મતે ૧૭ શાખાઓ છે. તેમાં યાજ્ઞવલ્ક્યથી સંગૃહીત થયેલી શુક્લ યજુર્વેદની નીચે પ્રમાણે શાખાઓ પ્રચલિત હતી એ પુરાણ–સાહિત્યથી સમજાય છે : (૧) જાબાલી, (૨) કાણ્વી, (૩) માધ્યંદિની, (૪) શાપિયા, (૫) તાપનીયા, (૬) કાપાલી, (૭) પૌંડ્રવત્સી, (૮) આવટિકી, (૯) વામાવટિકી, (૧૦) પારાશરીયા, (૧૧) વૈધેયા, (૧૨) વૈનેયા, (૧૩) ઔધેયા, (૧૪) ગાલ્વી, (૧૫) વૈજપી (વાજપેયી), (૧૬) કાત્યાયનીયા, (૧૭) સત્રહર્વી. આ પૈકી અંક ૯ અને ૧૫ એ બે ઘણે ભાગે કાણ્વી અને માધ્યન્દિનીમાં અંતર્ગત થવાથી એકંદર ૧૫ શાખા પ્રચલિત હતી.

આ યજુર્વેદને ' કૃષ્ણ ' અથવા કૃષ્ણ યજુર્વેદ કહેવામાં આવે છે, અને તેમાં મન્ત્ર અને બ્રાહ્મણ મિશ્ર હોવાથી તેને ' કૃષ્ણ ' સંજ્ઞા આપવામાં આવી છે. યાજ્ઞવલ્ક્યથી વ્યવસ્થિત થયેલા વેદને ' શુક્લ ' કહેવામાં આવે છે, તેનું કારણ એવું છે કે તેમાં મન્ત્ર અને બ્રાહ્મણ તદ્દન નિરાળા છે. શુક્લ યજુર્વેદ સંબંધમાં પુરાણમાં નીચે પ્રમાણે આખ્યાયિકા આપવામાં આવી છે:—

મિથિલા નગરીમાં દેવરાત નામનો એક બ્રાહ્મણ હતો. તે અન્નદાન કરવામાં પ્રસિદ્ધ હતો તેથી તેની ખ્યાતિ "વાજસની" (અન્ન આપનાર) તરીકે પ્રસરેલી હતી. ઘણા યજ્ઞો કર્યા પછી તેને એક પુત્ર થયો અને તેનું નામ યાજ્ઞવલ્ક્ય પાડ્યું. યજ્ઞોપવીત–સંસ્કાર મળ્યા પછી યાજ્ઞવલ્ક્યે ઋગ્વેદનો અભ્યાસ બાષ્કલ પાસે કર્યો. યજુર્વેદ તે પોતાના મામા વશંપાયન પાસે શીખ્યા અને સામવેદ તથા અથર્વવેદ જૈમિનિ તથા આરુણિ (ઉદ્દાલક) પાસે શીખ્યા. વિદ્યાભ્યાસના સમયમાં વશંપાયનના હાથે અજાણ્યે હિંસા થઈ તેનું પ્રાયશ્ચિત આપવાની કોઈની હિંમત ચાલી નહિ અને યાજ્ઞવલ્ક્યે પ્રાયશ્ચિત્તનું વિધાન કર્યું. આથી તેને ગુરુ સાથે વિગ્રહ થયો, અને પરિણામ એવું આવ્યું કે યજુઃ શાખાના અધ્યયનમાંથી તેમને દૂર રાખવામાં આવ્યા. તેઓ હિમાલય ગયા, અને સૂર્યભગવાનનું તપ કર્યું. તે તપના પ્રભાવથી તેમણે યજુર્વેદની સ્વતંત્ર શાખા પ્રવર્તાવી. તેમની આ શાખાને યજુર્વેદની વાજસનેયી શાખા કહે છે. તેમની શાખામાં મન્ત્રભાગ અને બ્રાહ્મણભાગ વિવિક્ત એટલે તદ્દન નિરાળા હોવાથી તે વેદને "શુક્લ" યજુર્વેદ કહે છે, અને પ્રાચીન યજુર્વેદ મંત્ર તથા બ્રાહ્મણના મિશ્રણવાળો હોવાથી "કૃષ્ણ" સંજ્ઞાને પામ્યો છે. આ મિશ્રણને લીધે તે વેદ તૈત્તિરીય શાખાનો કહેવાય છે. તેતર પક્ષીની પાંખો મિશ્ર રંગવાળી હોય છે તે ઉપરથી સંજ્ઞા પડી હશે એવું અનુમાન થાય છે. યાજ્ઞવલ્ક્યે ભૂલી ભણેલો

વેદ ઓકી નાંખ્યો અને તે વેદને તિત્તિર પક્ષીનું રૂપ ધરી બ્રાહ્મણો લઈ ગયા અને તે તેથી તૈત્તિરીય કહેવાયા એવી અતિશયોક્તિ વાજસનેયી બ્રાહ્મણોએ પાછળના બ્રાહ્મણો કરતાં પોતાની મહત્તા વર્ણવવા કરી હશે.

ઉપર જણાવેલી શુક્લ યજુર્વેદની શાખાઓમાં માત્ર કાણ્વી અને અને માધ્યન્દિની શાખાનું સાહિત્ય હાલ ઉપલબ્ધ છે. માધ્યન્દિની શાખામાં ૪૦ અધ્યાય છે, ૧૯૭૫ મન્ત્ર છે, ૯૦૫૨૫ અક્ષર છે, અને ૧૩૦ ગુંજાર છે. આ વેદસંહિતાની અંદર કર્મકાંડના ૩૯ અધ્યાય છે અને જ્ઞાનકાંડનો ૧ અધ્યાય છે. પ્રત્યેક અધ્યાયમાં સમાયલા વિષયોનું વર્ગીકરણ નીચે મુજબ થાય છે :—

(૧) દર્શપૂર્ણમાસની ઈષ્ટીને લગતા મન્ત્રો. (૨) દશ પૂર્ણમાસને લગતા મન્ત્રો. (૩) અગ્નિનું આધાન તથા અગ્નિનું ઉપસ્થાન તથા ચાતુર્માસ્યને લગતા મન્ત્રો. (૪) અગ્નિષ્ટોમ યજ્ઞમાં યજ્ઞશાળામાં ઋત્વિગ્ અને યજમાનના પ્રવેશથી આરંભી સોમલતા ખરીદ કર્યા પછી શાલાપ્રવેશાન્ત સુધીના મન્ત્ર. (૫) સોમયાગને લગતી વેદી સંબંધમાં આતિથ્ય કર્મથી માંડી યૂપ (પશુ બાંધવાનો થાંભલો) નિર્માણ સુધીના મન્ત્રો. (૬) અગ્નિષ્ટોમીય [ અગ્નિ અને સોમ-દેવતાને લગતા ] પશુપ્રધાન. (૭) ઉપાંશુગ્રહ વગેરે પ્રાતર્ અને માધ્યન્દિન સવનને લગતા દક્ષિણાદાન વગેરેના મન્ત્રો. (૮) ત્રીજા સવનને લગતા આદિત્યગ્રહાદિ મન્ત્રો. (૯) વાજપેય અને રાજસૂય-યજ્ઞને લગતા મન્ત્રો. (૧૦) અભિષેકાર્થ જલ લાવવાના તથા રાજસૂયયજ્ઞને લગતા ચરકસૌત્રામણીના મન્ત્રો. (૧૧) અગ્નિચયનમાં ઉખાદિ મન્ત્રો. (૧૨) ઉખાધારણના મન્ત્રો. (૧૩) અગ્નિચિતિકર્મમાં પુષ્કરપર્ણ વગેરે ગોઠવવાના મન્ત્રો. (૧૪) બીજી, ત્રીજી, તથા ચોથી ચિતિના મન્ત્રો. (૧૫) પાંચમી ચિતિ તથા ચયનના મન્ત્રો. (૧૬) રુદ્રાધ્યાય તથા શતરુદ્રીય મન્ત્રો. (૧૭) ચિત્યપરિષેકથી માંડી જપ-

પર્યંતના મન્ત્રો. (૧૮) વસોધારાદિ મન્ત્રો. (૧૯) સૌત્રામણી મન્ત્રો. (૨૦) અભિષેકાદિ મન્ત્રો. (૨૧) યાજ્યાદિ પ્રૈષણ મન્ત્રો. (૨૨) અશ્વમેધને લગતા મંત્રો (૨૩) અશ્વમેધની આહુતિના મન્ત્રો. (૨૪) અશ્વમેધને લગતાં પશુઓનો તે તે દેવતા સાથે સંબંધ ધરાવનારા મન્ત્રો. (૨૫) અશ્વાંગ હોમ (૨૬) ખિલ કાંડ અને પરચૂરણ મન્ત્રો. (૨૭) પાંચ ચયનવાળા અગ્નિના મન્ત્રો. (૨૮) સૌત્રામણીના અંગભૂત તથા અન્ન પશુને લગતા પ્રયાજ વગેરે મન્ત્રો. (૨૯) અશ્વમેધને લગતા બાકીના મન્ત્રો. (૩૦) પુરુષમેધના મન્ત્રો. (૩૧) પુરુષસૂક્ત અધ્યાય. (૩૨–૩૩) સર્વમેધને લગતા મન્ત્રો. (૩૪) બ્રહ્મયજ્ઞને લગતા શિવસંકલ્પાદિ મન્ત્રો. (૩૫) પિતૃમેધ સંબંધી મન્ત્રો. (૩૬) પ્રવર્ગ્ય અગ્નિ સંબંધી તથા અશ્વમેધના રહસ્ય–મન્ત્રો. (૩૭) મહાવીર નામના પાત્રની રચના વગેરેના મન્ત્રો. (૩૮) મહાવીરપાત્રમાં દધ્યાદિ ઉકાળવાને લગતી ક્રિયાના મન્ત્રો. (૩૯) પ્રવર્ગ્ય કર્મમાં સ્ખલન થવાને લગતા પ્રાયશ્ચિત્તના મન્ત્રો. (૪૦) ઈશાવાસ્ય ઉપનિષદ્.

આ મંત્રોના વિવરણાત્મક ગ્રન્થોને 'બ્રાહ્મણ' કહે છે. શુક્લયજુર્વેદ સંહિતાને લગતો મુખ્ય બ્રાહ્મણગ્રન્થ 'શતપથ' કહેવાય છે અને તેના ૧૪ કાંડ છે. તેમાં ઘણે ભાગે સંહિતાની પદ્ધતિને અનુસરતી ગ્રન્થરચના જણાય છે; ઉદાહરણ તરીકે સંહિતાના પ્રથમાધ્યાયને લગતું શતપથનું પહેલું કાંડ છે, બીજા અધ્યાયને લગતું બીજું છે, ત્રીજા અને ચોથા અધ્યાયોને લગતું ત્રીજું કાંડ છે, વગેરે.

શતપથ બ્રાહ્મણને લગતા ૧૪ કાંડની સંજ્ઞા આ પ્રમાણે છે :–

(૧) હવિર્યજ્ઞ, (૨) એકપાદિકા, (૩) અધ્વરમ્, (૪) ગ્રહ, (૫) સવ, (૬) ઉખા, (૭) સંભાર, (૮) ચિતિ, (૯) સંચિતિ, (૧૦) અગ્નિરહસ્ય, (૧૧) એકાદશ અષ્ટાધ્યાયીનામ, (૧૨) મધ્યમ, (૧૩) અશ્વમેધ, (૧૪) ઉપનિષદ્.

આ વેદને લગતા મંત્રોનો કર્મમાં વિનિયોગ કર્યા કેવા પ્રકારનો કરવો તથા પ્રત્યેક મંત્રને લગતા વિશિષ્ટ દેવતા કયા કયા છે તેને લગતું સર્વાનુક્રમસૂત્ર છે, અને તે કાત્યાયન ઋષિનું રચેલું છે. એ સૂત્ર અનુસારે જ કર્મ, ઉપાસના અને જ્ઞાનને લગતી જૂનામાં જૂની વ્યવસ્થા સમજાય છે.

હાલ યજુર્વેદનું પ્રસિદ્ધ થયેલ વાઙ્મય પાંચ સંહિતામાં ઉપલબ્ધ છે:–(૧) કાઠકસંહિતા, (લાયપ્ઝિકમાં સને ૧૮૮૦ માં પ્રસિદ્ધ થયેલ) (૨) કપિષ્ટલ કઠસંહિતા, (૩) મૈત્રાયણી સંહિતા (લાયપ્ઝિક, સન ૧૮૮૧–૮૬) (૪) તૈત્તરીય સંહિતા, (Bibliothica Indica માં પ્રસિદ્ધ થયેલી), અને (૫) વાજસનેયી—તેની પ્રસિદ્ધ બે શાખા છે, કાણ્વી અને માધ્યન્દિની—તેમાં બહુ ફેર નથી. કાણ્વસંહિતા ઉપર સાયણાચાર્યનું ભાષ્ય અજમેરમાં પ્રસિદ્ધ થયેલું છે, અને માધ્યન્દિની શાખાની સંહિતા ઉવટ તથા મહિધરનાં ભાષ્ય સાથે નિર્ણયસાગર પ્રેસ દ્વારા પ્રસિદ્ધ થયેલી છે. ત્રણે વેદના મન્ત્રો પૈકી ઋગ્મંત્રો વૃત્તબદ્ધ છે, સામમંત્રો ગીતિના રૂપમાં છે, અને વૃત્ત તથા ગીતિના બન્ધ વિનાના કેવળ ગદ્યાત્મક મન્ત્રો યજુર્વેદના છે. યજુર્મન્ત્રો સઘળા કર્મકાંડના આધારભૂત છે, અને યજ્ઞકર્મમાંનું સઘળું ચિત્ર યજુર્વેદની પાટી ઉપર ઘડાય છે ચિત્ર તરીકેના રંગ ઋગ્વેદ અને સામવેદ પૂરા કરે છે. આથી સાયણાચાર્યે યજુર્વેદનું ભાષ્ય પ્રથમ કર્યું અને અને ઋગ્વેદ આદિનાં પછી કર્યાં એમ સમજાય છે. કર્મકાંડના વેદમન્ત્રોનો મુખ્ય ઉદ્દેશ કર્મના અનુષ્ઠાનની પદ્ધતિનું સ્મરણ કરાવવાનો હોય છે, એટલે મન્ત્રોચ્ચાર સાથે કઈ ક્રિયા કેવા રૂપમાં કરવી તેનું ભાન કરાવે છે. આ ભાન જાગ્રત કરવા સારુ સઘળી યાજ્ઞિકી પદ્ધતિ સામાન્ય અગ્નિહોત્રાદિ ક્રિયાને લગતી પ્રત્યક્ષ હોવી જોઈએ અને ઋત્વિજ તથા યજમાન તથા યજમાનપત્ની અમુક મન્ત્રના ઉચ્ચાર સાથે શી શી ક્રિયા કરે છે તે હાલના જમાનામાં

વેદાર્થ સમજવા ઇચ્છનારે જાણવું જોઈએ. તે વિના યજુર્વેદના મંત્રોનું સાચું સ્વરૂપ કેવળ ભાષાન્તરથી સમજી શકાય તેમ નથી. તેથી આ અનુવાદનો લાભ જેણે લેવો હોય તેણે કાંઈ નહિ તો પ્રકૃતિરૂપ અગ્નિહોત્રઇષ્ટિ અને સોમક્રિયા પ્રત્યક્ષ જોવી જોઈએ.

આ સંહિતાના ૩૯ અધ્યાય જો કે કર્મપર છે તો પણ કેટલાક અધ્યાયના મન્ત્રોનો વિનિયોગ ઉપાસના તથા જ્ઞાનપર પણ છે. ઉદાહરણ તરીકે ૧૩ થી ૧૮ અધ્યાય સુધીના મન્ત્રો અગ્નિકાંડને લગતા છે, અને તેમાં અગ્નિચયનની પ્રક્રિયા ધ્યાનના વિષય રૂપે હોઈ ઉપાસનાની આધારભૂત છે અને તેથી શતરુદ્રીયમન્ત્રો જપ અને ધ્યાનના ઉપયોગમાં પણ પાછળથી સ્વીકારાયા છે, માટે તે યોજના ખાસ સમજવાની જરૂર છે. તેવી જ રીતે પુરુષસૂક્તને લગતો ૩૧મો અધ્યાય તથા 'શિવસંકલ્પ' આદિ મંત્રોવાળો ૩૪મો અધ્યાય પણ પરમાત્માના ધ્યાનયોગમાં વિનિયોજાયેલા છે. તેવી જ રીતે ૩૬ થી ૪૦ અધ્યાયો દૃષ્યદ્‌ અથર્વાના શ્રૌતદૃષ્ટિવાળા, ઉપાસના અને જ્ઞાનપર છે.

મંત્રસંહિતાનો સરહસ્ય અભ્યાસ કરવામાં આ ભાષાંતર સૂત્ર અને ભાષ્યની મદદથી વિશેષ ઉપકારક થશે જ *

અમદાવાદ: તા. ૧-૧૧-૧૯૩૩

---

* શ્રી મોતીલાલ પોડાકૃત અનુવાદની પ્રસ્તાવના.

# બ્રાહ્મણો — જૈનો — બૌદ્ધો

વૈદિક ધર્મ અને શ્રૌત દર્શનના પાયાના સિદ્ધાંતો નીચે પ્રમાણે તારવી શકાય છે :

(૧) વેદનું અબાધિત પ્રામાણ્ય.

(૨) ઇન્દ્રાદિ (અને પાછળથી શિવ, વિષ્ણુ, આદિ) દેવોનું યજન.

(૩) યજ્ઞ વડે ઉત્તમ ફળની પ્રાપ્તિ.

(૪) ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા, બ્રાહ્મણોની મહત્તા.

(૫) અધ્યયન, દાન, તપ અને સંન્યાસ, એ ચાર પ્રધાન ધર્મો ઉપર બંધાયેલી ચાર આશ્રમધર્મોની વ્યવસ્થા.

(૬) આત્મવાદ અને છેવટનો બ્રહ્માત્મવાદ.

(૭) કર્મવાદ અને પુનર્જન્મવાદ.

ગૌતમ બુદ્ધને અને મહાવીરને પહેલા પાંચ સિદ્ધાંતો સ્વીકાર્ય ન હતા, તેથી તેઓ 'નાસ્તિક' વર્ગમાં ગણાયા. મહાવીરને પાંચમા સિદ્ધાંતના તપ અને સંન્યાસ બંને સ્વીકાર્ય હતા, પરંતુ તપ ઉપર ભાર હતો, જ્યારે ગૌતમને સંન્યાસ ઉપર ભાર હતો. ગૌતમ ને છઠ્ઠો સિદ્ધાંત ચિંતનીય નહતો. સાતમો સિદ્ધાંત ત્રણેને સ્વીકૃત હતો.*

* સ્વર્ગસ્થની 'સ્વાધ્યાય'ની એક નોંધ.

# ‘બ્રહ્મવાદપ્રદીપ’ વિશે અભિપ્રાય

હસનાબાદ, બીજી ગલી,
સાંતાક્રુઝ, તા. ૧૮–૯–’૨૬

પરમસ્નેહી ભગવદ્ભક્તિનિષ્ઠ શ્રી મણિલાલભાઈ,

અત્રે સર્વે કુશળ છે. તમારો તા. ૧૫–૯–૨૬ નો પત્ર પહોંચ્યો. તમો તે દિવસ અત્રે આવી સમાગમનો લાભ આપી ગયા તેથી વિશેષ પ્રસન્નતા થઈ છે.

તમારો ‘બ્રહ્મવાદપ્રદીપ અથવા નિર્ગુણ ભક્તિવાદ’ હું જોઈ ગયો છું. તમારો નિબંધ સરળ અને સુંદર ભાષામાં શ્રી વલ્લભાચાર્યના બ્રહ્મવાદને સ્પષ્ટ કરનારો છે. વલ્લભસંપ્રદાયના અનુયાયીઓ તમારી પ્રતિપાદનશૈલીને અનુસાર બ્રહ્મવાદનું સ્વરૂપ સમજે તો હું ધારું છું કે સ્માર્તમતવાળા અને શુદ્ધાદ્વૈતવાળાના મિથ્યા ધર્મઝઘડા ઓછા થાય. તાત્ત્વિક દૃષ્ટિ અને ધર્માભિમાનની વૃત્તિ એ બંનેનો વાસ્તવ વિરોધ નથી, પરંતુ જ્યારે તત્ત્વદૃષ્ટિ આવૃત થાય છે ત્યારે ધર્મવૃત્તિ અપધર્મનું રૂપ પકડે છે. આ દોષ સર્વ સંપ્રદાયમાં પેઠેલો છે. સંપ્રદાયની ઉપયોગિતા અમુક તત્ત્વવિચારની શ્રેણીને અવિચ્છિન્ન ચલાવવા અર્થે છે, મતાંધતાને અર્થે નથી. જો શુદ્ધાદ્વૈત મતને બરોબર સમજવામાં આવે અને તે અનુસાર ભગવદ્શરણતાને સેવવામાં આવે તો કેવલાદ્વૈતી સાથે વ્યાવહારિક વિરોધ બની શકે જ નહિ. તત્ત્વજ્ઞાન બ્રહ્માચરણ વિના પ્રતિષ્ઠાવાળું નથી અને તત્ત્વજ્ઞાન વિનાનું ધર્માચરણ સંકુચિત ભાવ અને જડતા પ્રકટ કરે છે. *શ્રીમદ્ વલ્લભાચાર્યના જીવનમાં તત્ત્વજ્ઞાન અને ધર્મશીલતાનો સુભગ*

સમન્વય હતો. તે રહસ્ય આપણે સમજીએ એવું બળ ભગવાન આપે એ જ પ્રાર્થના છે.

બે સ્થળે શાંકરમતના ભાવને સ્પષ્ટ કરવામાં જાણ્યેઅજાણ્યે સ્ખલન થયું મને લાગે છે. ઉદાહરણ તરીકે પૃષ્ઠ ૧૦૭ ઉપર તમે લખો છો કે "શંકરાચાર્ય ઈશ્વરની સત્તા વ્યાવહારિક દૃષ્ટિથી કબૂલે છે પણ પારમાર્થિક તે સત્ય નથી અને તેથી તેમનો ઈશ્વર સંબંધીનો વિચાર બૌદ્ધો, જૈનો કે સાંખ્યોને જ મળતો આવે છે."

શંકરાચાર્ય પોતે જ આ ભ્રમ દૂર કરવા બ્ર. સૂ. ૧૪-૨-૩ ના ભાષ્યમાં લખે છે કે—"તમે કહેશો કે તમારા મતમાં ઈશ્વરનો અભાવ ઊભો થાય છે, તો તે વાંધો યોગ્ય નથી. શાસ્ત્રપ્રમાણથી તે ખોટો છે અને ઈશ્વરાભાવને અમે સ્વીકારતા નથી. અમે એવું પ્રતિપાદન કરતા નથી કે ઈશ્વર પોતે સંસારી (જીવ) છે, પરંતુ જે સંસારી જીવ છે તેના સંસારીપણાને હઠાવી તેનું ઈશ્વરત્વ સાબિત કરવા માગીએ છીએ. આમ હોવાથી અદ્વૈત ઈશ્વરના નિષ્પાપત્વાદિ ગુણો સિદ્ધ છે, અને સંસારી જીવના વિપરીત ગુણો મિથ્યા છે."

વળી છાંદોગ્ય ઉપનિષદના શ્વેતકેતુને આપેલા તેના પિતાનાં પ્રબોધ પ્રકરણમાં જ્યાં સદ્બ્રહ્મ દેવતા જગતનાં નામરૂપનું વ્યાકરણ કરે છે એ પ્રસંગે શંકરાચાર્ય કહે છે કે—"અસંસારી સર્વજ્ઞ દેવતા બુદ્ધિપૂર્વક કરોડો દુઃખના આશ્રયરૂપ દેહમાં પ્રવેશ કરી દુઃખને અનુભવું એવો સંકલ્પ શી રીતે કરે, અને આ સૃષ્ટિમાં પ્રવેશી પૃથ્વી, જલ અને તેજના પરિણામોમાં તે અંતર્ગત શી રીતે થાય! પરમેશ્વર અથવા સદ્બ્રહ્મ સ્વતંત્ર ચેતન હોય તો આવું જગત ઉત્પન્ન કરી સંસારી દશામાં તે કેમ પડે? ખરેખર આ વાંધો વાજબી ગણાય જો બ્રહ્મચેતન પોતાના અવિકૃત રૂપે જ આ કાર્યજગતમાં પેસતું હોય અને દુઃખને અનુભવું એવો સંકલ્પ કરતું હોય તો. પરંતુ તેવું નથી. તે બ્રહ્મ જીવભાવે અનુપ્રવેશનો અને જગતના બહુ-

ભવનનો સંકલ્પ કરે છે એમ શ્રુતિવાક્ય કહે છે. જીવ એ સદ્બ્રહ્મ દેવતાનો આભાસમાત્ર છે. જેમ દર્પણમાં સત્ય પુરુષનું પ્રતિબિંબ અથવા આભાસ તેને જીવ કહેવામાં આવે છે. અચિંત્ય અને અનન્ત શક્તિવાળા દેવતાના (સદ્બ્રહ્મ) બુદ્ધિ આદિસંબંધ વડે જે ચૈતન્યાભાસ થાય છે તે અને જે દેવતાના શુદ્ધ સ્વરૂપના વિવેકજ્ઞાનના અભાવે ઊભો થાય છે તે ચૈતન્યાભાસ સુખી, દુઃખી, મૂઢ વગેરે અનેક વિકલ્પ-વૃત્તિનો હેતુ બને છે. આ પ્રમાણે મૂળ દેવતા જીવરૂપે છાયા માત્રે જગતમાં પ્રવિષ્ટ થવાથી દેહના સુખદુઃખ વગેરેથી પોતાના શુદ્ધ રૂપમાં સંબંધમાં આવતી નથી. જેમ પુરુષનું મુખ અથવા સૂર્યાદિનાં સત્યબિંબો દર્પણ તથા જલાશયમાં છાયામાત્રથી પેઠાં હોય તેને દર્પણ અથવા જલાશયના દોષોનો સ્પર્શ નથી, તેમ બુદ્ધિદેહધર્મો વડે મૂળ સદ્બ્રહ્મ—દેવતા ( પરમેશ્વર ) લેપ પામતી નથી."

ત્રીજું વળી બ્ર. સૂ. ૧૯-૩-૧૫ ના ભાષ્યમાં ગતિશ્રુતિના વિચારમાં શંકરાચાર્ય કહે છે કે એક જ બ્રહ્મ પર અને અપર એવા ભાવવાળું છે. " જ્યારે અવિદ્યાથી ઊભા થયેલા નામરૂપાદિ વિશેષોને હઠાવવામાં આવે અને અસ્થૂલત્વાદિ શબ્દથી પ્રબોધવામાં આવે ત્યારે તે બ્રહ્મ પર ગણાય છે, અને તે જ બ્રહ્મ ( બીજું કલ્પિત નહિ ) જ્યારે નામરૂપાદિ વિશેષો વડે વિશિષ્ટ ઉપાસના અર્થે પ્રબોધાય છે ત્યારે તે " મનોમય, પ્રાણશરીર, પ્રકાશમય " ઇત્યાદિ શબ્દ વડે અપરબ્રહ્મ કહેવાય છે."

આ વગેરે અનેક સ્થળે એક જ આત્મવાદની પ્રક્રિયામાં આપાતતઃ ઊભા થતા ઈશ્વરાભાવના આક્ષેપને દૂર કરવા શ્રી શંકરાચાર્યે પ્રયત્ન કર્યો છે. તેમનો ભાવ સ્પષ્ટ જણાય છે કે આત્મા અથવા ચેતન સ્વતંત્ર એક જ વસ્તુ છે. તે જ સર્વ પ્રાણીઓનો સાચો આત્મા છે, અને તે જ 'ઈશ્વર' સંજ્ઞા આપવા લાયક છે. સર્વભૂત પ્રાણીઓમાં બે રૂપો ભૂતાત્મા અને વિજ્ઞાનાત્મા પૈકી પ્રથમનું

સ્થૂલ ધર્મવાળું વિનાશી છે, બીજું સૂક્ષ્મ ધર્મવાળું પણ વિનાશી આભાસમાત્ર છે, પરંતુ તેને પોતાના સત્ય આત્મસ્વરૂપને ઓળખવાની શક્તિ છે, અને તેથી તે સંસારી આપેક્ષિક સત્ય છે અને મોક્ષ પર્યંત તે આભાસરૂપ લગભગ કાયમ જેવું ટકી રહે છે. બૌદ્ધો આ રૂપને आलयविज्ञान નામ આપે છે. વેદાન્તીઓ તેને વિજ્ઞાનમય આત્મા કહે છે. સારાંશ, ભ્રમરૂપ અથવા કલ્પનામય ગણીએ તો આ સંસારીરૂપ છે; અસંસારી ઈશ્વરભાવ—નિત્યશુદ્ધબુદ્ધમુક્તસ્વભાવ—કલ્પિત નથી.

હું ધારું છું કે તેમના પોતાના શબ્દોથી જ શ્રી શંકરાચાર્યના ભાવને સમજવા તે વધારે યોગ્ય લાગશે.

જ્યાં જીવ અને ઈશ્વર બંને કલ્પિત છે એવું પ્રતિપાદન શાંકરમતમાં થાય છે ત્યાં બંને ભ્રમરૂપ છે એવું પ્રતિપાદન કરવામાં તાત્પર્ય નથી, પરંતુ જીવનું જીવત્વ ત્યજાવી ઈશ્વરભાવ (અપહત પાપ્મત્વાદિ ધર્મવાળો) સાબિત કરવામાં તેનું તાત્પર્ય છે. આ ભાવથી વિશેષ ઉકેલ વૈષ્ણવસંપ્રદાયમાં જેવો શુદ્ધાદ્વૈત મત છે તેવો શૈવ સંપ્રદાયમાં શ્રીકંઠાચાર્યનો શુદ્ધાદ્વૈત મત છે, તેમાં થયેલો છે.

પત્ર અણધાર્યો વિસ્તૃત થયો છે પણ આપે મારા વિચારો માગ્યાથી વિસ્તાર ક્ષંતવ્ય ગણાશે.*

લિ. નર્મદાશંકર મહેતાના નમસ્કાર.

* 'બ્રહ્મવાદપ્રદીપ'ના લેખક ઉપર લખેલો પત્ર.

# તારા દેવી

હસનાબાદ, સેંકડ લેન
સાંતાક્રુઝ, તા. ૨૭-૯-૨૭

પરમ સ્નેહી શ્રી મણિલાલભાઈ,

અત્ર સર્વે પરમેશ્વરની કૃપાથી કુશલ છે. આપનો પત્ર તથા તારાકવચમ્‌ની બે પ્રતો પહોંચ્યાં છે આપના લખવા મુજબ બીજી પ્રતમાં જ્યાં અશુદ્ધિ મને જણાઈ ત્યાં સુધારીને નકલ પાછી મોકલું છું.

તારાદેવી બૌદ્ધોની દેવતા મનાય છે તે ખરું છે, પરંતુ આ દેવીની ભાવના ભારતવર્ષના શાક્ત સંપ્રદાયની છે, અને તેનું મૂલ બ્રાહ્મણોના શાક્ત આગમમાં છે. તેના ઉપરથી બૌદ્ધોએ તેનો બૌદ્ધ તંત્રમાં સ્વીકાર કર્યો જણાય છે અને પાછળથી હિંદુઓમાં તેની પૂજા ઉત્તર હિંદુસ્તાનમાં નવા રૂપમાં પ્રવેશ પામી છે, એમ મારી શોધમાં જણાયું છે. તે વિદ્યાનો વિકાસક્રમ આ પ્રમાણે જણાય છે:

(૧) પ્રણવમંત્ર જે પુલ્લિંગે તારઃ કહેવાય છે તેની પત્ની તરીકે તારાદેવી ઈસ્વીસન પૂર્વે બ્રાહ્મણધર્મમાં પ્રવિષ્ટ થયેલી છે. તેનું બીજું નામ......છે અને મંત્રશાસ્ત્રમાં ત્રેપુર યંત્રમાં એક રેખાની તે વાચક છે. જેમ સ્વાહા અગ્નિપત્ની તેમ તારા તે તારપત્ની ગણાય છે.

(૨) મહાયાન બૌદ્ધમતમાં જ્યારે દેવીતંત્ર પ્રવિષ્ટ થયાં ત્યારે આકાશમાં વ્યાપેલી તારકમંડળની ભાવના તેમાં દાખલ કરી પ્રણવ-

પત્ની તારાને બૌદ્ધ દેવી તરીકે દાખલ કરવામાં આવી અને તેને લગતા ૩૪ નાનામોટા ઉપાસનાના ગ્રંથો થયેલા મારી જાણમાં છે. આ વિકાસ ઈ. સ. ના પહેલા સૈકાથી પાંચમા સૈકા સુધીમાં થયો જણાય છે આ સમયમાં બૌદ્ધ તંત્રાચાર્ય નાગાર્જુને આ દેવીની ઉપાસનાને તન્ત્રશાસ્ત્રમાં સ્થાન આપ્યું છે. ભગવતીનાં દશ રૂપો તે તે દેવતાને લગતાં આપ્યાં છે. તેમાં......महाराज्ञी च नोराणां तारा सुगतवंदिनाम् એવી રીતે તારાને બુદ્ધ ભગવાનને માનનારાની મંત્રમયી દેવતા ગણવામાં આવી છે.

(૩) ત્યારપછી તિબેટમાં તે દેવીની ભાવના શ્રીચક્રસંભારમાં દાખલ થઈ છે, અને આપણામાં પ્રજાપ અને પ્રજાપત્ની (શિવ+ઉમા) તરીકે જે અર્ધનારીશ્વરની ભાવના ઊભી થઈ, તેમ ત્યાં લામા સંપ્રદાયમાં યબ્+યુમ Father+Mother ના સંયોગી જોડા તરીકે યબયુમ સંજ્ઞાવાળી સંયુક્ત મૂર્તિઓમાં તે નિગ્રમાગના તંત્રપદ્ધતિમાં પ્રવેશી છે.

(૪) ત્યાર પછી જેવી [illegible] મહાયાનના વજ્રયાન [illegible] તારા તે વજ્રતારા બની, તેવી રીતે [illegible] 'મહાચીન સિદ્ધાન્ત' [illegible] તારિણી નામથી પ્રવેશ પા[illegible] તે દેવીની [illegible] અને પર એવા ત્રણ પ્રકારે [illegible]. अहिंदु[illegible].

અને શોધકવૃત્તિનો અભાવ હોય તો પાશ્ચાત્યો ભૂલે અને ભ્રમમાં નાખે તેમાં શું આશ્ચર્ય !

મંત્ર, યંત્ર અને તંત્રો તાત્ત્વિક દૃષ્ટિએ સમજ્યા વિના માત્ર તેને બાહ્ય આચાર વડે ઉકેલવામાં ઘણી ભૂલો થવાનો સંભવ છે.

મંત્રનાં સાત અંગો

ऋषिश्चादश्च बीजं च कीलकं शक्तिरेव च ।
अंगन्यासस्ततो ध्यानं मन्त्रकानां च सप्तकम् ॥

જ્યારે મંત્રશાસ્ત્રનાં રહસ્યો સમજાશે ત્યારે જ દેવતાનું શબ્દબ્રહ્મમય સ્વરૂપ આપણે સમજતા થઈશું. મંત્રપીઠ વિના યજન-પૂજન ધૂળ ઉપર લીંપણ જેવાં છે.

ઉપરની હકીકત આપને આ બાબતમાં રસ છે તેથી લખી જણાવી છે બાકી આ વસ્તુ અભ્યાસ વિના સાધકો ભાગ્યે જ સમજી શકે તેમ છે.

પત્ર પહોંચ્યાનો ઉત્તર લખશો.*

લિ નર્મદાશંકર મહેતાના નમસ્કાર

---

* કપડવંજના શ્રી મણિલાલ નાથાલાલ ત્રિવેદીને લખેલો પત્ર.

પત્ની તારાને બૌદ્ધ દેવી તરીકે દાખલ કરવામાં આવી અને તેને લગતા ૩૩ નાનામોટા ઉપાસનાના ગ્રંથો થયેલા મારી જાણમાં છે. આ વિકાસ ઈ. સ. ના પહેલા સૈકાથી પાંચમા સૈકા સુધીમાં થયો જણાય છે આ સમયમાં બૌદ્ધ તંત્રાચાર્ય નાગાર્જુને આ દેવીની ઉપાસનાને વજ્રયાનમાં સ્થાન આપ્યું છે. ભગવતીનાં દશ રૂપો તે તે દેવતાને લગતા આપ્યાં છે. તેમાં......महाराज्ञी च सौराणां तारा सुगतवंदिनाम् એવી રીતે તારાને બુદ્ધ ભગવાનને માનનારાની મંત્રમયી દેવતા ગણવામાં આવી છે.

(૩) ત્યારપછી તિબેટમાં તે દેવીની ભાવના श्रीचक्रसंभारમાં દાખલ થઈ છે, અને આપણામાં પ્રણવ અને પ્રણવપત્ની (શિવ+ઉમા) તરીકે જે અર્ધનારીશ્વરની ભાવના ઊભી થઈ, તેમ ह्रीं લામા સંપ્રદાયમાં શૂન્ય+કરુણા Father+Mother ના સયોગી જોડા તરીકે यबयुस સંજ્ઞાવાળી સંયુક્ત મૂર્તિઓમાં તે મિશ્રભાવના તંત્રપદ્ધતિમાં પ્રવેશી છે.

(૪) ત્યાર પછી જેવી રીતે મહાયાનના વજ્રયાનમાં તારા તે करुणा બની, તેવી રીતે દાક્ષિણાત્ય પાંચરાત્ર સિદ્ધાંતમાં तारादेवी तारिका નામથી પ્રવેશ પામી છે અને તે દેવીની સ્થૂલ, સૂક્ષ્મ અને પર એવા ત્રણ પ્રકારે ઉપાસનાનું સ્વરૂપ अहिर्बुध्न्य संहिता માં દાખલ થયું છે.

ધર્મસંપ્રદાયની મૂળ શબ્દબ્રહ્મની શક્તિની શુદ્ધ ભાવના કેવી રીતે મૂલ તાત્પર્યને ભૂલાવાથી કેવા વિકૃત રૂપમાં પલટાઈ ગઈ છે, તેનું મૂલ સ્વરૂપ બ્રાહ્મણોના વૈદિક માર્ગમાં છે એમ કોઈ હાલ કહે તો તે સંદેહનું સ્થાન ગણાય છે. આવી રીતે મિ. એડવર્ડ્સ ધર્મસંપ્રદાયનો વાસ્તવ ઇતિહાસ નહિ જાણવાથી Indian Antiquaryના મે માસના લેખમાં ભૂલ કરે છે! આપણા હિંદુઓમાં અજ્ઞાન

અને શોધકવૃત્તિનો અભાવ હોય તો પાશ્ચાત્યો ભૂલે અને ભ્રમમાં નાખે તેમાં શું આશ્ચર્ય !

મંત્ર, યંત્ર અને તંત્રો તાત્ત્વિક દૃષ્ટિએ સમજ્યા વિના માત્ર તેને બાહ્ય આચાર વડે ઉકેલવામાં ઘણી ભૂલો થવાનો સંભવ છે.

મંત્રનાં સાત અંગો

ऋषिश्चादंश्च बीजं च कीलकं शक्तिरेव च ।
अंगन्यासस्ततो ध्यानं मंत्रकानां च सप्तकम् ॥

જ્યારે મંત્રશાસ્ત્રનાં રહસ્યો સમજાશે ત્યારે જ દેવતાનું શબ્દબ્રહ્મમય સ્વરૂપ આપણે સમજતા થઈશું. મંત્રપીઠ વિના યજન-પૂજન ધૂળ ઉપર લીંપણ જેવાં છે.

ઉપરની હકીકત આપને આ બાબતમાં રસ છે તેથી લખી જણાવી છે. બાકી આ વસ્તુ અભ્યાસ વિના સાધકો ભાગ્યે જ સમજી શકે તેમ છે.

પત્ર પહોંચ્યાનો ઉત્તર લખશો.*

લિ નર્મદાશંકર મહેતાના નમસ્કાર

* કપડવંજના શ્રી અખિલાલ ભદ્રરાય ત્રિવેદીને લખેલો પત્ર.

# ધર્માનંદ કોસાંબીના વ્યાખ્યાન અંગે

શિવસદન, શાહીબાગ,
અમદાવાદ, તા. ૭–૮–'૨૮

પરમસ્નેહી શ્રી નાનાલાલ,

તમારું પોસ્ટકાર્ડ તા. ૬ઠ્ઠીનું પહોંચ્યું, વાંચી મળ્યાતુલ્ય આનંદ થયો તે પૂર્વે મેં તમારી શક્તિગીતાના બીજા ખંડનું પુસ્તક પહોંચ્યાનું પોસ્ટકાર્ડ લખ્યું છે તે મળી ગયું હશે.

ધર્માનંદ કોસાંબીના બીજા વ્યાખ્યાનના પ્રસંગે હું અનાયાસ દી. બ. કેશવલાલ ધ્રુવ સાથે ગયો હતો, ત્યાં પ્રમુખપદ સ્વીકારવાનો યોગ આવ્યો. વ્યાખ્યાનકર્તા બૌદ્ધ સિદ્ધાંતના અભ્યાસક છે અને ધર્મે બૌદ્ધ છે. તેમનું વ્યાખ્યાન "વેદધર્મ અને શ્રમણમાર્ગ" એ વિષય ઉપર હતું. મારી સમાલોચનામાં મેં ત્રણ મુદ્દા રાખ્યા હતા.

(૧) શ્રમણમાર્ગ ભગવાન બુદ્ધે પ્રબોધ્યો તે પૂર્વે પ્રવ્રજ્યાનું વિધાન વેદના આરણ્યક અને ઉપનિષદ સમયમાં થયું હતું. ભગવાન બુદ્ધના શ્રમણમાર્ગમાં અને વૈદિક પ્રવ્રજ્યામાં એક મુદ્દાનો તફાવત છે. શ્રમણમાર્ગી બોધિસત્ત્વ તરીકે વિશ્વકલ્યાણમાં પ્રવૃત્તિ કરે છે, અને તેમની સંઘની વ્યવસ્થા ઉત્તમ હતી. બ્રાહ્મણોની પ્રવ્રજ્યામાં લોકહિત કરવાની યોજના જેવી જોઈએ તેવી નથી. લોકહિત કરવાનું કામ ગૃહસ્થોને માથે જ નાખ્યું છે. સંન્યાસીઓની સંઘની વ્યવસ્થા નહિ હોવાથી યતિઓ કંઈક અંકુશ વિનાના થયા જણાય છે, અને શંકરાચાર્યે દશનામી સંન્યાસીની વ્યવસ્થા કરેલી તે હવે

લોપ પામ્યા જેવી થઈ છે. લોકહિતનું ધ્યેય સાધવામાં બૌદ્ધોના મહાયાનની બોધિસત્ત્વની વિશાળ ભાવના જાગી અને જૂના બૌદ્ધ-સંપ્રદાયની હીનયાનની અર્હત્ ભાવના એટલે અંગત મોક્ષસુખ મેળવવાની ભાવના આપણા સાંખ્યયોગી જેવી રહી છે.

(૨) ભગવાન બુદ્ધના સિદ્ધાન્તમાં સાંખ્ય-યોગના કપિલાચાર્યના સિદ્ધાન્તો વારસામાં ઊતર્યા છે. ભાષણકર્તા જો એમ માનતા હોય કે સાંખ્યયોગની છાયા બૌદ્ધ મતમાં નથી તો તે મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે ભૂલ છે. ભગવાન કપિલાચાર્ય ગૌતમ બુદ્ધના પૂર્વભાવી છે અને ગૌતમ બુદ્ધ " આલાર કાલામ " અને " ઉદક-રામ પુત્ત " પાસે ગૃહત્યાગ કરી વિદ્યા અર્થે શિષ્ય તરીકે રહ્યા હતા એમ બૌદ્ધ સૂત્રો અને બુદ્ધચરિત્ર આપણને જણાવે છે. આ બે સાંખ્યયોગીઓ હતા અને યતિ આશ્રમના હતા. વળી સાંખ્યયોગનું હેય ( દુઃખ ), હેયહેતુ ( અજ્ઞાન ), હાન ( કૈવલ્ય ) અને હાનહેતુ ( યોગ અથવા વિવેક-સાક્ષાત્કાર ) –આ ચાર પાયાના સિદ્ધાંતો સાથે ભગવાન બુદ્ધનાં ચાર આર્ય સત્યો તત્ત્વમાં મળતાં આવે છે. ચાર આર્ય સત્યો—દુઃખસત્ય, દુઃખસમુદયસત્ય, નિરોધસત્ય અને માર્ગસત્ય—આ સાંખ્યયોગના સિદ્ધાન્તોનું પ્રતિબિંબ છે. ભગવાન બુદ્ધનો અષ્ટાંગિક માર્ગ જ્યારે શુદ્ધ પ્રવૃત્તિનો બોધક છે, ત્યારે યોગી-ઓનો અષ્ટાંગ યોગ શુદ્ધ નિવૃત્તિનો બોધક છે.

(૩) ત્રીજો મુદ્દો. જેવી રીતે સાંખ્યયોગની છાયા બૌદ્ધ સિદ્ધાન્તમાં ઊતરી છે, તેવી રીતે શાંકર વેદાંતમાં બારસો વર્ષ હિન્દુ-સ્થાનમાં રહેલા બૌદ્ધધર્મના વિજ્ઞાનવાદની છાયા ઊતરી છે. આ મંતવ્ય વેદાન્ત દર્શનના અભિમાનીને કદાચ ન રુચે, પરંતુ સત્ય અન્યથા થઈ શકે તેમ નથી. શંકરાચાર્યના પરમગુરુ ગૌડપાદા-ચાર્યની કારિકામાં બૌદ્ધ વિજ્ઞાનવાદનાં શબ્દશઃ તથા અર્થશઃ અવ-

તરણો છે અને આ અવતરણો ગૌડપાદમાં બૌદ્ધ મહાયાની નાગાર્જુનની મધ્યમક કારિકામાંથી આવ્યાં છે. संवृतिसत्य, सबुद्ध, आदिबुद्ध, नायक, तायी ( તપસ્વી બુદ્ધ ), आलातशाति, धर्म ( જીવના અર્થમાં ), उच्छेद, सघात, अस्तिवस्तुत्ववादी (सर्वास्तिवादी), अग्रयात, सोपलभ, विज्ञान વગેરે અનેક શબ્દો બૌદ્ધ વિજ્ઞાનવાદના ૨૭ પારિભાષિક શબ્દો છે. બીજું શ્રી શંકરાચાર્ય ગૌડપાદની કારિકાના ૪ ૯૯ મા શ્લોકની વ્યાખ્યામાં—नैतद्बुद्धेन भाषितम्—"આ મુદ્દો ભગવાન બુદ્ધે ( ગૌતમ બુદ્ધે ) કહ્યો નથી" એ વાક્ય ઉપર વિવરણ કરતાં જણાવે છે કે, બુદ્ધે "બાહ્યાર્થ નિરાકરણ અને જ્ઞાનમાત્ર કલ્પના અદ્વૈતદર્શનના સામીપ્યવાળી જણાવી છે, પરંતુ સ્થિર બ્રહ્માત્માનું અદ્વૈત જણાવ્યું નથી, તે તો ઉપનિષદમાંથી સમજાય એમ છે. આ વાક્ય પરોક્ષ રીતે વેદાંતદર્શનમાં "જગત્-મિથ્યાત્વ" અને "સંવિત્સત્યત્વ"ના નિર્ણયો બૌદ્ધમત સાથે સમાન કક્ષાના છે એમ સ્પષ્ટ સૂચવે છે. તે બે અંશમાં વેદાન્ત અને ઔપનિષદ્દર્શન સગાઈસંબંધવાળા છે. બૌદ્ધમતના સમર્થ તત્ત્વ-વિચારક શાંતરક્ષિત લખે છે કે, "ઔપનિષદોનું દર્શન અલ્પ અપરાધવાળું છે." આ શાંતરક્ષિત ઘણું કરીને કુમારિલ પછી અને શંકરાચાર્યના પહેલાં વચલા સમયમાં થઈ ગયા છે.

શંકરાચાર્યના પ્રત્યક્ષ શિષ્ય પદ્મપાદાચાર્ય અહંકારના સ્વરૂપનું વર્ણન કરતાં પૂર્વપક્ષ ઊભો કરી પોતાના સામે આક્ષેપ ઊભો કરે છે કે, "તમે ( વેદાંતીઓ ) આ વિશ્વ સંવિદ્થી છૂટું દેખાતું નથી માટે વિજ્ઞાનમય છે એમ કહો છો તેથી म[illegible]ानिकपक्ष. स[illegible] स्यात् એમ કહી વેદાંતી ઉપર મહા[illegible] [illegible]મતનો ઊભો કરે છે અને પછી તેનું ખંડન[illegible] છે કે, [illegible]ત સ્થિર બ્રહ્માત્મવિજ્ઞાનને લઈ [illegible]

નથી. મતલબ કે, મહાયાનના વિજ્ઞાનવાદ સાથે બ્રહ્મવાદને નજીકનો સંબંધ છે.

બૌદ્ધ દર્શનના મૂળગ્રંથોનો અભ્યાસ બ્રાહ્મણો કરતા નથી અને પછી કહેતા કહેતી બૌદ્ધોને વગોવે છે એ ખોટું છે, વગેરેનું મેં પ્રતિપાદન કર્યું હતું.

તત્ત્વચિંતન ધર્માંધ બુદ્ધિથી થઈ શકતું નથી, તેથી બ્રાહ્મણોએ પરદર્શનોને વિચારની કસોટીએ ચઢાવી જોવાં જોઈએ.*

લિ. નર્મદાશંકર દેવશંકરના
નમસ્કાર.

* 'શક્તિગીતા'ના ભાષાંતરકર્તા શ્રી. નાનાલાલ ભટ્ટને પત્ર.

# સનાતનધર્મશિક્ષણ

અમદાવાદ : ૩૦–૩–'૩૦

રા. રા. જયેન્દ્રરાવભાઈ,

આપનો તા. ૨૬–૬–૩૦નો પત્ર તથા વ્યાખ્યાનમાલાની સૂચી પહોંચ્યાં. આપના મંડળ તરફથી આ યોજના ઘડાઈ તે સર્વથા સ્તુત્ય છે. તેમાં સહાયક થવાની આપે મને વિનંતિ કરી તે બદલ આભારી છું. તે સંબંધમાં વિદિત કરવાનું કે આ ચોમાસામાં હું ભાગ્યે જ બહારગામ જઈ વ્યાખ્યાન આપી શકું. વારંવાર પ્રવાસ કરવા યોગ્ય મારી હવે અવસ્થા નથી. છતાં ચોમાસા પછી આપની વ્યાખ્યાનમાલા વસંતાદિ ઋતુમાં ચાલવાની હોય તો:—

૪૯. મંત્રશક્તિ અને મંત્રશાસ્ત્ર
૫૬. તંત્રગ્રંથો સંબંધી કંઈક માહિતી

એ વિષયો સંબંધમાં હું કંઈક ઉપયોગી હકીકત કહી શકીશ. આ વિષયોનાં ક્ષેત્ર વગર ખેડાયેલાં છે અને સત્ય માહિતીને અભાવે તે વસ્તુઓ નિંદાય છે.

આપની યાદીમાં આચાર અને વ્યવહારધર્મના મુદ્દાઓ સારા આવ્યા છે. તેમાં પ્રાયશ્ચિતધર્મના મુદ્દા થોડા ઉમેરવા યોગ્ય છે. પ્રાયશ્ચિત્ત, પ્રકટ પ્રાયશ્ચિત્ત, રહસ્ય પ્રાયશ્ચિત્ત, એ ત્રણ વિભાગમાં આ અંશ ચર્ચવા યોગ્ય છે. તે ઉપરાંત આગમશાસ્ત્રનો મુદ્દો પણ ચર્ચવા યોગ્ય છે. સામાન્ય કેળવણી મેળવનારા વેદ–સ્મૃતિ–ઇતિહાસ–

પુરાણુ ઉપર રચાયેલા આપણા ધર્મના સ્વરૂપને થોડે ઘણે અંશે જાણે છે, પરંતુ શૈવ, શાક્ત, અને વૈષ્ણવ આગમશાસ્ત્ર ઉપર રચાયેલા ધર્મના સ્વરૂપને જાણતા નથી; અને તેથી તેઓ નિગમ અને આગમની એકવાક્યતા કરી જાણતા નથી.

આગમ ગ્રંથો વેદસાહિત્ય જેટલા જ વિસ્તૃત છે. આપને ઠીક લાગે તો આ વિષયો સૂચીમાં દાખલ કરશો.

આ ઉપરાંત બૌદ્ધ દર્શન સંબંધમાં આપણું અજ્ઞાન ગાઢ છે; અને તે દર્શનના મૌલિક ગ્રંથોના અજ્ઞાનને લીધે બૌદ્ધ દર્શનની કિંમત વૈદિકો આંકી શકતા નથી. વસ્તુદષ્ટિથી બૌદ્ધ દર્શનના કેટલાક સિદ્ધાંતો આપણા હિંદુધર્મમાં રગેરગે પેસી ગયા છે. પાલી સાહિત્ય અને સંસ્કૃત સાહિત્ય—હીનયાન અને મહાયાનનું–વિચારતાં અને શોધ કરતાં હવે સમજાય છે કે આરણ્યક અને ઉપનિષદોએ ભગવાન બુદ્ધ ઉપર શી અસર કરી છે અને બુદ્ધ અને તેમના અનુયાયીઓએ શાંકર વેદાંત ઉપર શી અસર કરી છે તે બહુ સમજવા જેવું છે. તમારું મંડલ "સનાતનધર્મ શિક્ષણમંડલ"છે. જો સનાતન વૈદિક ધર્મના શિક્ષણના અર્થમાં તે વપરાયું હોય તો મારે કંઈ કહેવાનું નથી, પરંતુ માત્ર સનાતન **ધર્મ** જ **વિવક્ષિત** હોય તો બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મના સમાનતંત્રના સિદ્ધાંતો હિંદુધર્મના ચિંતકોએ ચર્ચવા જોઈએ. આમાં ખંડનીય વિષયો લેવાની જરૂર નથી, પરંતુ મંડનીય વિષયોમાં વૈદિક વિચારકો કરતાં પણ આ બે આર્ય ધર્મોએ વધારે પ્રકાશ નાંખ્યો છે અને તે વડે નવી પ્રજાને ઉદાર ભાવે ધર્મતત્ત્વનું શિક્ષણ લેવાની આપણા મંડળે તક આપવી જોઈએ.

હાલ એ જ. લિ. નર્મદાશંકરના નમસ્કાર

તા. ક.

પોલિટિકલ સ્વરાજ્ય મેળવવાના હાલના બળવાન ઝંઝાવાતમાં ધર્મની પિપૂડી કોણ સાંભળશે? મને તો શંકા છે. વ્યાસે ઊર્ધ્વબાહુએ પોકાર કર્યો અને કોઈએ સાંભળ્યું નહિ, તો આપણી આ પિપૂડી કોણ સાંભળશે? હું નિરુત્સાહ કરવા માગતો નથી, પરંતુ કર્મયોગની સાથે સંન્યાસયોગની કદર કરવાનાં કારણો સમજુ વર્ગને ઊભાં થયાં છે તેની ના કહી શકાય તેમ નથી.*

* પ્રો. જયેન્દ્રરાય દૂરકાળને લખેલો પત્ર.

# સુબાલા ઉપનિષદ્

શિવસદન, શાહીબાગ
અમદાવાદ ૪, તા. ૧૭-૨-'૩૧

પ્રાણાત્મસ્વરૂપ પરમસ્નેહી શ્રી ઈશ્વરભાઈ,

શ્રીઇષ્ટઅનુગ્રહથી અત્ર કુશલ છે. આપનો નયનાનંદને વરસાવતો પત્ર ગઈ કાલે મળ્યો. મહાશિવરાત્રિના ધ્યાનવ્રતમાં આપનું પુણ્યસ્મરણ જોડાયેલું રહેતું હતું. તેને લગતા ધ્યાનક્રમનું એક નવું પ્રટલ મને સમજાયું છે તે આપને નિવેદન કરું છું.

સુવાલા નામનું એક સુંદર ઉપનિષદ્ છે. તેમાં રૈક્વ ને જે અંતર્યામી પરમેશ્વરનો સાક્ષાત્કાર કરવાનો પરંપરાગત ઉપદેશ છે તેનું સંક્ષેપમાં વર્ણન છે. વાક્યો ઘણાં સરલ અને રસભર્યાં છે. આપણું જીવસ્વરૂપ અને શિવસ્વરૂપ પરસ્પર સંકલિત છે. શુદ્ધ ચેતન અથવા આત્મવસ્તુ પાશજાલમાં ગુંચાયલી ભાસે ત્યારે જીવત્વ, પાશજાલ ભેદી શુદ્ધ ભાવે પ્રકાશે ત્યારે શિવત્વ. બદ્ધ ભાવવાળું જીવરૂપ પાંચભાવે સમજાય છે : (૧) અન્નજન્ય દેહમાં ગુંચાય ત્યારે ભૂતાત્મા; (૨) પ્રાણમય કોશમાં ગુંચાય ત્યારે ઇન્દ્રિયાત્મા; (૩) મનોમય કોશમાં ગુંચાય ત્યારે સંકલ્પાત્મા, (૪) વિજ્ઞાનમય કોશમાં ગુંચાય ત્યારે કાલાત્મા, કારણ કે કાલનું ભાન વિજ્ઞાન વડે જ થાય છે, (૫) આનંદમય કોશમાં ગુંચાય ત્યારે લયાત્મા, કારણ કે આનંદના અનુભવની પરાકાષ્ઠામાં—પછી તે સુષુપ્તિનો આનંદ હોય, વિષયાનંદ હોય અથવા બ્રહ્માનંદ હોય—ભિન્ન અભિમાન ગલિત થઈ આનંદના વિષયમાં શમી જાય છે, એટલે કે લય પામે છે.

જેવાં જીવનાં પાંચ પ્રકારનાં પાશજાલવાળાં રૂપો છે તેવાં

શિવનાં (૧) અજર, (૨) અમૃત, (૩) અભય, (૪) અશોક અને (૫) અનંત એવાં રૂપો હોય છે. અન્નાદિ ભૂતમાત્રાથી પરરૂપ તે અજર; પ્રાણાદિ-પરવશ નહિ તેવું રૂપ તે અમૃત; મનમાં કોકડાં ઊભાં કરવાથી જે પ્રાણીઓને લાભહાનિનો ભય છે, તે વિનાનું એટલે કે સંકલ્પવિકલ્પ વિનાનું રૂપ તે અભય; વિજ્ઞાનના માત્ર ચમકારા થઈ શમી જાય અને કાલનું ભાન થાય તેને બદલે સ્થિર પ્રકાશવાળું કાળનું અતિક્રમણ કરનારું રૂપ તે અશોક; અને લીન થઈ પુનરુત્થાન પામવાના અભાવ વિનાનું સદાસર્વદા સ્વરૂપાનંદને અભિવ્યક્ત રાખનારું રૂપ તે અનંત.

ગુંચાયેલા પંચવિધ રૂપમાંથી વગર ગુંચાયેલા પંચવિધ રૂપમાં પલટાવાની કલા મેળવવાની અગત્ય છે. શિવરાત્રિનો યોગ કૃષ્ણ-ચતુર્દશી ઉપર હોય છે અને તે લયયોગનું વ્રત છે. આ લયક્રમ સાધવામાં, જેમ સૂર્ય પોતાનાં કિરણો સંકોચી અંતર્મુખ થઈ બાહ્ય પ્રજાને અગોચર થઈ જાય છે, તેમ આપણે પણ પોતાનાં ચૈતન્ય કિરણોનો સંકોચ કરી નિરોધભાવે બાહ્ય સૃષ્ટિનો સંહાર કરવાનો છે. જેમ અગ્નિ પોતાની ભસ્મમાં અંતઃ શમે છે, તેમ આપણે આપણી વિભૂતિની અંદર શમવાનું છે. બાહ્ય વૈભવ દર્શાવવો તે દરિદ્રીનું કામ છે, આંતર વૈભવ અનુભવવો તે સંપત્તિવાનનું કામ છે. શિવ બાહ્ય વૈભવ દર્શાવતા નથી, અને અન્ય દેવો તે દર્શાવી દારિદ્ર્ય પ્રકટ કરે છે. આપણે આ વિભૂતિનો સંકોચ કરી અંતઃપ્રકાશવાળા શી રીતે થવું? આ પ્રશ્નનો ખુલાસો નીચે મુજબ થઈ શકે :

આપણા સ્થૂલ પિંડમાં જ્ઞાન-ક્રિયાનાં પ્રકાશનાં ચૌદ સ્થાનો છે અને તે સ્થાનોના તંતુઓ હૃદયાકાશમાં કિરણજાલ તરીકે જોડાયેલા છે. આ તંતુઓને નાડી નામ આપવામાં આવે છે. જેમ કમલની હૃદયકર્ણિકામાં અવકાશ હોય છે અને સર્વ બાજુઓમાં તંતુઓ ઊગેલા હોય છે, તેમ હૃદયાકાશની મધ્યકર્ણિકામાં ચૌદ કિરણો

જોડાયેલાં હોય છે. આ કિરણો અથવા નાડીઓ સ્થૂલ દેહની નાડી સાથે સંયુક્ત હોય છે. જેમ વીજળીનો વેગ તારમાં વહે છે, અને તારથી તે સ્વતંત્ર વસ્તુ છે તેમ કિરણરૂપા નાડી સ્થૂલ દેહની તાર જેવી નાડી કરતાં જુદી વસ્તુ છે. સ્થૂલ નાડી માત્ર વાહક યંત્ર છે અને જ્ઞાનકોશનો વેગ વહન કરનાર શિરા તે વાસ્તવ નાડી છે. આપણે જ્યારે અંતર્મુખ થઈએ ત્યારે નીચે પ્રમાણે લય પામતો આપણો જ્ઞાન-ક્રિયાનો વેગ અનુભવશો :

| અધ્યાત્મ સ્થાન | અધિભૂત | અધિદૈવ | નાડીસંજ્ઞા | સંયોજક | લયસ્થાનનાં સૂત્રો |
|---|---|---|---|---|---|
| १ चक्षु | रूपं | आदित्य | दिराजा | प्राण | विज्ञानमां प्रथम शमे, पछी आनद मां शमे, पछी हृदयाकाश मां शमे, अने छेवटे निर्बीज अजर, अमृत, अभय, अशोक, अनत अंतर्यामीरूपे स्वयं प्रकाशे. |
| २ श्रोत्र | शब्द | दिक् | सुदर्शना | अपान | |
| ३ त्वक् | स्पर्श | वायु | मोघा | समान | |
| ४ जिह्वा | रस | वरुण | सौम्या | उदान | |
| ५ घ्राण | गंध | पृथिवी | जिता | व्यान | |
| ६ वाक् | वचन | अग्नि | कुमारा | वैरंच | |
| ७ पाद | गंतव्य | विष्णु | सत्या | अंतर्याम | |
| ८ पाणि | ग्राह्य | इन्द्र | अमृता | मुख्य | |
| ९ पायु | विसर्जन | मृत्यु | मध्यमा | प्रभजन | |
| १० उपस्थ | आनदन | प्रजापति | नासीरा | कुमार | |
| ११ मन | मंतव्य | चंद्र | शिशुरा | श्येन | |
| १२ बुद्धि | बोद्धव्य | ब्रह्मा | सूर्या | कृष्ण | |
| १३ अहंकार | अहंकर्तव्य | रुद्र | असूर्या | श्वेत | |
| १४ चित्त | चेतयितव्य | क्षेत्रज्ञ | भास्वती | नाग | |

ઉપરનાં ચૌદ પિંડનાં સ્થાનોમાં વિષયમાત્રા એટલે અધિભૂત આત્માનાં સૂક્ષ્મતમ પરમાણુઓ, અને તેના પ્રકાશક અધિદૈવ વસ્તુનાં

# સ્વામી શ્રી ત્રિવિક્રમતીર્થને કરેલો ખુલાસો

[ પ્રખર શાક્તાચાર્ય સ્વામી શ્રી ત્રિવિક્રમતીર્થનો લીમડીથી ન. દે. મહેતા ઉપર પત્ર આવ્યો જેમાં વિનંતી હતી કે ઉપનિષદોનાં " रातेर्दातुः परायणं " તથા અન્ય ગૂઢ વાક્યો વિશે આપની એક સવિસ્તર નોંધ છે તે મોકલવા કૃપા કરશો. તેના જવાબમાં ન. દે. મહેતાએ તા. ૧૪-૩-૧૯૩૧ના રોજ નીચેની નોંધ મોકલેલી.]

—સંપાદક

યાજ્ઞવલ્ક્યકાંડના અંતના વૃક્ષના રૂપકના ચિંતનમાં વૃક્ષની સચેતન દેહ સાથેની સરખામણીના અંતે—विज्ञानमानंदं ब्रह्म रातेर्दातुः परायणं तिष्ठमानस्य तद्विदः—એ વાક્ય ગૂઢ અર્થનું વાહક છે. પ્રશ્ન औपनिषद पुरुष ને લગતો છે, એટલે પ્રકટ ક્ષર પુરુષને લગતો નથી પરંતુ અપ્રકટ અક્ષર પુરુષને લગતો છે. આ અપ્રકટ અક્ષર પુરુષ અથવા હિરણ્મય પુરુષને प्रजापतिश्चरतिगर्भेऽन्तरजायमानो बहुधा जायमानः—એવા વેદવાક્યથી પ્રત્યેક ભૂતાત્મામાં નવો નવો પ્રકટ થતો 'હિરણ્મય પુરુષ' કહે છે. तस्य योनिं परिपश्यन्ति धीराः तस्मिन्ह तस्थुर्भुवनानि विश्वा—એ ઉત્તરનારાયણ સૂક્તના અંતમાં હિરણ્મય પુરુષની યોનિ અથવા કારણને औपनिषद-पुरुष અથવા नारायण સંજ્ઞા મળે છે.

૨. આ વૃક્ષના રૂપક સાથે સરખાવો : वृक्ष इव स्तब्धो दिवि तिष्ठति एकस्तेनेदं पूर्णं पुरुषेण सर्वम् (શ્વે. શ્વ. ૩-૯). આમ શ્વેતાશ્વતરના ત્રીજા અધ્યાયમાં આ 'महापुरुष'નું વર્ણન છે.

૩. વળી તૈત્તિરીય ઉપનિષદ્‌માં—अहं वृक्षस्य रेरिवा कीर्तिः पृष्ठं गिरेरिव ऊर्ध्वपवित्रो वाजिनीव स्वमृतमस्मि। द्रविण सवर्चसं सुमेधा अमृतोऽक्षितः । એ ત્રિશંકુના આર્ષદર્શનમાં શુદ્ધ આત્મા આ વૃક્ષનો રેરિવા છું એવું વર્ણન છે અને ઉપાસ્યનો રહસ્યમંત્ર—"आकाशशरीरं ब्रह्म सत्यात्म प्राणारामं मन आनंदम् । शांतिसमृद्धममृतम्" इति प्राचीनयोगमुपास्त्व ॥ ત્યાં ઊર્ધ્વમૂલના યોગનું એટલે સહસ્રાર યોગનું વર્ણન છે.

૪. 'ઐતરેય આરણ્યક'માં શારીર પુરુષ, છંદઃપુરુષ, વેદપુરુષ અને મહાપુરુષ, એમ ચાર પુરુષોનો વિવેક છે. (૩-૨-૩). ત્યાં महापुरुष इति यमवोचाम संवत्सर एव प्रध्वंसयन् अन्यानि भूतानि ऐक्यभावयन्नन्यानि तस्मै तस्यासावादित्यो रसः । स यश्चायमशरीरः प्रज्ञात्मा यश्चासावादित्ये एकमेतदिति विद्यात् पुरुष पुरुष प्रति आदित्यो भवति ॥ —આ બ્રાહ્મણથી સમજાય છે કે પિંડનો વિજ્ઞાનમય અને બ્રહ્માંડનો હિરણ્યમય પુરુષ વસ્તુતઃ એક તત્ત્વ અથવા ધાતુરૂપ છે અને રસરૂપ છે.

૫. 'તૈત્તિરીય ઉપનિષદ્'ની આનંદમીમાંસાના અંતમાં પ્રજાપતિના શત આનંદના જેવડો બ્રહ્મનો આનંદ છે એમ કહી —स यश्चाय पुरुषे यश्चासावादित्ये स एक म य एवं विद...... एतमानंदमयमात्मानमुपसंक्रामति । અને— "यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह, आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन,' એમ ઉપસંહાર થાય છે.

૬. 'તૈત્તિરીય ઉપનિષદ્'ની ભૃગુવલ્લીના અંતમાં આનંદમયના અતિક્રમણ પછી બ્રહ્મવિદ્‌ના અનુભવના મહિમાનું વર્ણન કરતા મંત્રોમાં ઉંચરે :—अहमस्मि प्रथमजा ऋतस्य, पूर्वं देवे-

म्योऽमृतस्यनाभायि यो मा ददाति स इदेव मा आवाः । अहमन्नं अहं अन्नं अदन्तं माद्मि अहं विश्वस्यं भुवनस्य-म्यभवाम् सुवर्णज्योतिः य एवं वेद इत्युपनिषद्—એમ કહી જીવાત્માનું હિરણ્મય પુરુષ સાથેનું સાયુજ્ય ઉપનિષદ્ એટલે રહસ્યરૂપ વર્ણવ્યું છે.

૭. યાજ્ઞવલ્કયકાંડ તર્કપ્રધાન છે અને તેના અંતમાં આ વિચારણીય વાકય આવે છે—'विज्ञानमानदं ब्रह्मरातिर्दातुः परायणम् ॥ તે કાંડની પૂર્વનું મધુવિદ્યાનું કાંડ આ સંદિગ્ધ વાકય ઉપર પ્રકાશ નાખે છે. ચૌદમા પર્વમાં—अयमात्मा सर्वेषां भूतानां मधु, अस्य आत्मनः सर्वाणि भूतानि मधु, यश्चायमस्मिन्नात्मनि तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमात्मा तेजोमयोऽमृतमयः अयमेव स योऽयमात्मा इदं सर्वममृतमिदंब्रह्म इदं सर्वम् ॥ स वा अयमात्मा सर्वेषां भूतानामधिपतिः सर्वेषां भूतानां राजा तद् यथारथनाभौ रथनेमौ चाराः सर्वे समर्पिता एवमेवास्मिन्नात्मनि सर्वाणि भूतानि सर्वे देवा सर्वे लोकाः सर्वे प्राणाः सर्व एत आत्मनि समर्पिताः ॥—એમ વિદ્યાસમાપ્તિ કરી આ મધુ દધ્યઙ્‌ અથર્વાએ અશ્વિનોને આપ્યું અને તેમાં कक्ष्य એટલે गोप्य તાત્પર્ય છે એમ જણાવ્યું છે. ત્યાં प्रवर्ग्य વિદ્યાનું મહાવીર ઘરમાં જે રસ છે તે આદિત્ય રસ છે એમ સૂચન કર્યું છે અને તે જીવનપ્રદ છે. અને આખ્યાયિકામાં કહે છે કે :—

पुरः पुरुष आविशदिति स वा अयं पुरुषः सर्वासु पूर्षु पुरिशयो नैनेन किं च नानावृतनैनेन किंचन असंवृतम्...... આ પ્રમાણે અનંતપુરીમાં પ્રવેશેલો ઔપનિષદ પુરુષ અનેકાકાર ભાસે છે, એવું તાત્પર્ય જણાય છે. આ મધુને — तत्स वितुर्वृणीमहे वयं देवस्य भोजनम् । श्रेष्ठं सर्वधातमं तुरं

भर्गस्य धीमहि ॥ એ ચતુષ્પદા ગાયત્રીમાં સવિતાનું ચતુર્થ-પદનું રસરૂપ તેજ જીવોનું નવીકરણ કરનારૂં છે એમ જણાવ્યું છે.

૮. શાક્ત તંત્રમાં સર્વાનંદ ચક્ર પછી બિંદુચક્ર આવે તે નિયમથી વિચારણીય વાક્યમાં राति શબ્દ ધનનો વાચક ન લેતાં અને रातिः ને रातेः એમ શાંકર મત પ્રમાણે છઠ્ઠી વિભક્તિનો ન ગણતાં—रतिरेवरातिः ब्रह्मानन्दास्वाद इति यावत् એમ સમજતાં મૂળ વાક્યાર્થ આવો થાય :

"બ્રહ્મતત્ત્વ તે ઔપનિષદ્ પુરુષ સમજવો, અને તે મર્ત્ય પુરુષનું પુનઃ પુનઃ નવીકરણ કરનાર सन्मूल સમજવું, અને પરમ સત્ય વસ્તુ જીવનું મૂલ છે જે વડે તે પુનઃ પુનઃ કાર્ય-કરણમાં નવો નવો થાય છે. આ બ્રહ્મ કેવલ એટલે સામાન્ય જ્ઞાનરૂપ છે એટલું જ નહિ, પરંતુ વિશેષ જ્ઞાનરૂપ છે (विज्ञान); તે કેવળ આનંદરૂપ છે એમ નહિ પરંતુ સંવેદ્ય આનંદરૂપ પણ છે; તે બ્રહ્મ પ્રેમની અથવા રતિની પરાકાષ્ઠા (रातिः) છે, જ્યાં રતિ અદ્વૈતાકારા થાય છે (અને જેનો आनंदमय चक्र માં આવિર્ભાવ થાય છે); તે બ્રહ્મ બ્રહ્મરસને વિજ્ઞાન ભૂમિકામાં જે કોઈ આપે છે (दातुः) અને જે દેહધારી થઈ અને તેનું સ્વરૂપ જાણનારો હોઈ (तद्विदः) તેનું (तिष्ठमानस्य) પરમ-ગંતવ્ય સ્થાન છે (परायणम्) અર્થાત્, બ્રહ્મવિદ્ જે દેહ ધારણ કરી રહે છે તે બ્રહ્મરસનું દાન કરનારા નારાયણનું મૂર્ત રૂપ છે."

ટૂંકમાં, શ્રીવિદ્યાના અંતિમ ચક્રના આનંદમય અને બિંદુ ચક્રના સાયુજ્ય ભાવનું આ ગૂઢ મંત્રમાં વર્ણન છે, અને "માત્ર ધન આપનાર દાનેશ્વરી પુરુષને પરમેશ્વર ફળ આપનાર છે" એવો સામાન્ય અર્થ અભિપ્રેત નથી.

# શક્તિમાર્ગને લગતા પ્રશ્નોના ઉત્તર

* વિદ્વદ્વરિષ્ઠ શ્રી નર્મદાશંકરભાઈને આપવાના પ્રશ્નોઃ

(૧) ધર્મનાં મુખ્ય બે અંગો સત્તા અને સૌંદર્ય. સત્તા એ અંતર્યામી આત્મા અને સૌંદર્ય તેનો બાહ્ય વિકાસ અગર બાહ્ય સ્વરૂપ. હાલમાં બહિરંગ વ્યક્ત થાય છે પરંતુ વ્યક્તિગત અનુભવો અને અપવાદો બાદ કરતાં સત્તાની પ્રતીતિ સમાજમાંથી ન્યૂન થતી જાય છે. તો તે **સત્તાની પ્રતીતિનું પ્રમાણ વધવામાં સાધન શું?** —ચાલુ દેશકાલમાં?

(૨) એક સિદ્ધ પીઠનું લક્ષણ શું?

(૩) આ સ્થાનની સિદ્ધ પીઠ તરીકેની સંપૂર્ણ જાજ્વલ્યતા પુનઃ સ્થિર કરવા અને ટકાવવા સારુ આપના અભિપ્રાય પ્રમાણે શું થવું આવશ્યક છે, તે ક્રમપુરઃસર અને વિગતવાર આપના અનુભવ પ્રમાણે જણાવશો.

(૪) સિદ્ધપીઠના સંચાલક આચાર્યની યોગ્યતા કેવી હોઈ શકે? અને તે પ્રાપ્ત કરવાનો ક્રમ શો?

(૫) ચાલુ જમાનાની ધર્મવિપ્લવકારક રાષ્ટ્રીય ચળવળમાં ધર્મનાં સ્થળોએ કયો દરજ્જો સ્વીકારવો જોઈએ, કે જેથી તે સ્થળો પોતાનું પૂર્વનું મહત્ત્વ સંપૂર્ણ રીતે સાચવી શકે?

---

* પાવાગઢના કાલિકામાતાના ભટ્ટજી બાલાશંકરે શ્રી નર્મદાશંકર મહેતાને પૂછેલા પ્રશ્નો : અષાઢ, શુક્લ પૂર્ણિમા, ૧૯૮૭.

(૬) ઉપાસનાનું રહસ્ય શું ?

(૭) તંત્રશાસ્ત્રના ક્રમથી સિદ્ધિ શામાં માનવી ? દેવતા–સાક્ષાત્કારમાં કે શબ્દાતીત સ્થિતિના અનુભવમાં ?

(૮) મંત્રશક્તિમાં શો સંકેત કાર્યપ્રદ હોય છે ?–શાસ્ત્ર અને વિજ્ઞાન દૃષ્ટિથી ? જુદા જુદા મંત્રો જુદાં જુદાં કાર્યો કરે છે તેમાં રહસ્યધોરણ શું હોઈ શકે ?

(૯) કાર્યવિશેષ માટે બીજકો ભિન્ન ભિન્ન હોય છે તો તેના સંયોજનમાં ફળનો પ્રકાર શા પ્રમાણથી ગણી શકાય ? તથા બીજકો નવાં રચી શકાય છે કે કેમ ? અને તે કયા ક્રમથી ?

(૧૦) મંત્રોમાં જ બલ છે એમ સ્વીકારાય તો પછી પૂજનક્રમ, ન્યાસજાલ, પારાયણવિધિ અને ધ્યાનક્રમનો દરજ્જો કેટલો અગત્યનો ગણાય ? તે વિના ચાલી શકે કે નહિ ? અને તે પ્રત્યેકનું પૃથક્ રહસ્ય શું હોય ?

(૧૧) વામ–દક્ષિણ ક્રમમાં પ્રક્રિયાભેદ સિવાય અનુભવનો અગર પરિણામી ફલનો શો ભેદ મુખ્યપણે હોય છે ?

(૧૨) મુખ્ય એક જ શક્તિ પ્રધાન સ્વરૂપે વ્યાપકપણે સિદ્ધ હોવા છતાં દશ મહાવિદ્યાઓના પૃથક્ વિધાનમાં શું વિશિષ્ટ ફળ હોય છે ?

(૧૩) વૈષ્ણવ સંપ્રદાયમાં તેના સંપ્રદાયપ્રવર્તક આચાર્યોએ અમુક બલ ચોક્કસ પ્રમાણમાં ઉપાસના દ્વારા પ્રાપ્ત કર્યાનું કહેવાય છે, તો પછી વામ ક્રમથી વિશેષ શું ફલિતાર્થ હોય છે ?

(૧૪) વૈદિક અને સ્મૃતિધર્મ જાતિ, કુલ, શીલ, અને મર્યાદાનું સંરક્ષણ કરવા આગ્રહપૂર્વક જણાવે છે અને સુરાપાનને મહાપાતક ગણે છે; જ્યારે તંત્રશાસ્ત્ર મ પંચકના સેવનનું વિધાન

કરે છે, અને અવર પોશનો વિચ્છેદ કર્તવ્યરૂપે સ્થાપે છે. તો આ પરસ્પરવિરોધી મતોનો સમન્વય કેવી રીતે થઈ શકે ? અને તે દરેકનું પોતાના મતથી રહસ્ય શું માનવું ? ઉપરાંત ઉપનિષદ્–ઉપાસનાઓ બ્રહ્મચર્યયુક્ત કરવાનો આગ્રહ હોય છે, જ્યારે તંત્રમાં પંચ મ ની પ્રશંસા કરાય છે. તેનો વિવેક શી રીતે કરવો અને તેમાં ( પાંચ 'મ' માં ) રહસ્ય શું માનવું ?

(૧૫) બ્રાહ્મણો માટે અને ખાસ કરીને ચાલુ યુગમાં દીક્ષાનો નિષેધ પ્રાણતોષિણી, પુરશ્ચર્યાર્ણવ, યોગિનીતંત્ર, વગેરે ગ્રંથોમાં થયેલો છે અને માત્ર પતિત બ્રાહ્મણો અને બ્રાહ્મણેતર વર્ગ માટે જ તેનું વિધાન છે એમ જણાવે છે. તો પછી જે કાર્ય વામ ક્રમથી થાય છે તે દક્ષિણ ક્રમથી સાધ્ય થવામાં કેટલાકના અભિપ્રાય પ્રમાણે ભેદ રહે છે તેનું રહસ્ય શું માનવું ?

(૧૬) દશ મહાવિદ્યાઓ અગર તે પૈકી અમુકની ઉપાસના દક્ષિણ ક્રમથી ફલવતી થવાનો ક્રમ આપે વિચાર્યો છે ? અગર તેવી કોઈ પરંપરા આપની માહિતીમાં છે ? તથા વામ ક્રમથી તંત્રની સંપૂર્ણતા સાધ્ય કરનાર અનુભવી પરંપરા હાલમાં અસ્તિત્વ ધરાવતી આપની માહિતીમાં છે ? હોય તો તેનાં પ્રમાણ સહ સૂચવશો. વળી ચંડીપાઠ અને નવાર્ણમંત્ર દ્વારા સત્તાની પ્રતીતિ દક્ષિણ ક્રમથી કરનાર પરંપરાની આપને માહિતી છે ? હોય તો સૂચવશો.

(૧૭) આ વૈજ્ઞાનિક યુગમાં ઉપાસના ફલવતી થયાના ચોક્કસ દાખલાઓ નહિ જેવા માલૂમ પડે છે તો તેમાં આચારશુદ્ધિનો અંતરાય કેટલા પ્રમાણમાં ગણી શકાય ? તંત્રમાં તો એવો ખાસ આગ્રહ રાખવામાં આવ્યાનું જણાતું નથી, જો કે વૈદિક ઉપાસનાઓમાં તેવો આગ્રહ ખાસ હોય છે. તો પછી સત્તાની પ્રતીતિ થવામાં મુખ્ય અને રહસ્યમય હેતુ શો અને હાલમાં અંતરાય શો નડે છે ?

(૧૮) જૈનો તથા બૌદ્ધોમાં વામ પ્રક્રિયા હોવામાં શું પ્રમાણ છે અને દક્ષિણ ક્રમથી તેમને ઉપાસના નથી એમ કેવી રીતે કહી શકાય? 'અહિંસા પરમો ધર્મ' તેમનો સિદ્ધાંત છે, તો દ્વિતીય અને તૃતીયનું સેવન તેઓ શી રીતે કરી શકે તથા બલિદાનો શી રીતે આપે?

(૧૯) યજ્ઞનું રહસ્ય શું?

(૨૦) યજ્ઞમાં પશુની જરૂર શા સારુ હોય છે અને તેના વિના ચાલી શકે કે નહીં? ચાલે તો તેનું પ્રમાણ વૈદિક આધારથી શું?

(૨૧) આ દેશકાલ પશુયજ્ઞની વિરુદ્ધ જાય છે અને બ્રાહ્મણો પ્રત્યક્ષ પશુ વિના યજ્ઞ ન થાય તેવો આગ્રહ રાખે છે. તો યજ્ઞનું રહસ્ય જળવાય એવો ક્રમ નિર્ણયરૂપે કયો માનવો? અને તેમાં અંતરાય આવે તો શું કરવું?

(૨૨) સંસ્કારભ્રષ્ટ ક્ષત્રિયો તથા વૈશ્યો માટે ત્રણ પુરુષ પર્યંત શુદ્ધિ કરવા સંબંધે વચનો હોય છે. અત્યારે ઘણી પેઢીઓ ભ્રમ સંસ્કારવાળાઓની થયેલી છે તો તેમની શુદ્ધિ માટે પ્રાયશ્ચિત શા ધોરણે નક્કી થઈ શકે અને તેમાં આધારભૂત પ્રમાણ શું લેવું?

(૨૩) તેમનો સામાજિક સંબંધ ત્રાતો સાથે ચાલુ રહે તેમાં તેમની શુદ્ધિની ન્યૂનતા ગણાય નહિ તેવાં કોઈ બળવાન પ્રમાણો છે?

(૨૪) તેવી જ રીતે હિંદુ ધર્માંતર [illegible]ની શુદ્ધિનો સપ્રમાણ પ્રકાર શો હોઈ [illegible] તેમને [illegible] જ્ઞાતિઓ કેવી રીતે સ્વીકારી શકે?

(૨૬) ઈષ્ટને ગુરુસ્થાને રાખીને ચાલનાર સાધકે કેવી રીતે ઉપાસના ચાલુ રાખવી ? અને તે સંબંધે કોઈ પ્રમાણ અગર દાખલો અગર કોઈ ક્રમ છે કે કેમ ?

(૨૭) શ્રીસૂક્ત તથા અથર્વશીર્ષ ઉપનિષદોની પ્રમાણતા કેટલી ગણવી ? વેદમાં તે ક્યાંયે જણાતાં નથી.

પ્રશ્નોની આ નક્ષત્રમાલા આપને ખરેખર ઉપાધિરૂપ થઈ પડે તેવી છે. પરંતુ આ સમયે આપના કર વિના તેનું અન્ય સ્થલે અર્પણ થવું એ ભૂષણરૂપ થાય તેમ નહીં ગણ્યાથી જ આપને અર્પણ કરો છે માટે તેને યોગ્ય ન્યાય આપી શોભાવશો.

લિ. સ્નેહાધીન
બાલાશંકર ભટ્ટ

## પ્રશ્નોના સંક્ષેપમાં ઉત્તર

શિવસદન, શાહીબાગ,
અમદાવાદ : ૩-૭-૩૧

(૧) તમે ધર્મના બે અંગો સત્તા અને સૌંદર્ય પ્રતિજ્ઞાવાક્ય તરીકે રજૂ કરો છો. ખરી રીતે ધર્મનું લક્ષણ અભ્યુદય અને નિઃશ્રેયસને પ્રાપ્ત કરાવનાર સાધન છે ( જુઓ કણાદસૂત્ર ). અભ્યુદય સત્તા અથવા ઐશ્વર્ય વિના સિદ્ધ થતો નથી, અને તેથી સત્તા ધર્મનું અંગ ગણી શકાય. સૌંદર્ય ધર્મનું અંગભૂત ગણાય કે કેમ તે પ્રશ્ન છે. પરમાર્થ તે બ્રહ્મવસ્તુને સ્પર્શ કરે છે, અને આનંદ બ્રહ્મનો સ્વભાવ હોવાથી પરંપરાએ સૌંદર્યનો અનુભવ સંસ્કારી ધર્મજ્ઞ મેળવી શકે છે. તમારો પ્રશ્ન એવો છે કે " સત્તાની પ્રતીતિ સમાજમાંથી ન્યૂન થતી જાય છે તો તે સત્તાની પ્રતીતિનું પ્રમાણ વધવામાં સાધન શું ?" આ પ્રશ્નનો ઉત્તર એટલો જ આપી શકાય કે જ્યાં સુધી સમાજ સામાજિક વ્યવસ્થાનો ધર્મ પાળે નહિ ત્યાં સુધી

-સમાજ સત્તાવાળો અથવા બળવાળો થાય નહિ. સમાજધર્મ આપણા ધર્મશાસ્ત્રમાં વ્યવહારધર્મમાં પડે છે. જ્યાં સુધી વ્યવહારધર્મની શુદ્ધિ અને પાલન થાય નહિ ત્યાં સુધી સમાજ સત્તાવાળો થાય નહિ. સમાજ વ્યવસ્થા દેશકાળ અને સંજોગો અનુસાર રચાય છે, અને ધર્મતત્ત્વો સનાતન છતાં તેના પાલનની પદ્ધતિઓ દેશ-કાલાનુસાર બદલાવી જોઈએ.

(૨) ગુરુના ત્રણ ઓઘ હોય છેઃ દિવ્ય, સિદ્ધ અને માનુષ. જો કોઈ સિદ્ધપીઠ હોય તો સિદ્ધ વર્ગના ગુરુથી સંસ્કાર પામેલું તે હોવું જોઈએ. અધિભૂત સિદ્ધપીઠો પાવાગઢ, અંબાજી, વગેરેનાં છે ખરાં, પરંતુ અધ્યાત્મ સિદ્ધપીઠનો અનુભવ કરનાર પુરુષ ગમે તે બાહ્ય સ્થાને સિદ્ધપીઠ બનાવી શકે છે. અધ્યાત્મસિદ્ધોના પાંચ વર્ગો છેઃ (૧) જ્ઞાનસિદ્ધ, (૨) મંત્રસિદ્ધ, (૩) મેળાપસિદ્ધ, (૪) શાસ્ત્રસિદ્ધ, અને (૫) શાંભવ સિદ્ધ. આ વસ્તુનું વિવેચન રહસ્યગ્રંથોમાં છે અને તે પ્રસંગે પ્રત્યક્ષ મળશો તો યથામતિ સમજાવવામાં આવશે.

(૩) કાલિકાની પાવાગઢની પીઠ સિદ્ધપીઠ છે તે વાત ખરી છે પરંતુ અધિભૂત સિદ્ધપીઠો અધ્યાત્મસિદ્ધોના નિવાસ વિના નિર્વીર્ય થાય છે એવું મારા ગુરુશ્રીનું મંતવ્ય હતું. પૂર્ણાભિષેકવાળા સિદ્ધ ગુરુના નિવાસ અને અનુગ્રહ વિના અધિભૂતપીઠો પોતાના સ્વાભાવિક શુદ્ધિબળ ઉપર આવી શકતાં નથી. ઉપર કહેલા પાંચ પ્રકારના સિદ્ધો પૈકી કાંતો શાસ્ત્રસિદ્ધ અથવા શાંભવ સિદ્ધ વડે સ્થાનને સંસ્કાર મળે નહિ ત્યાં સુધી ધાર્યું કાર્ય થવું સંભવતું નથી.

(૪) સિદ્ધપીઠના આચાર્ય પૂર્ણાભિષેકવાળા શાસ્ત્રસિદ્ધ અથવા શૈવસિદ્ધ જોઈએ. સામાન્ય દીક્ષાના ક્રમથી સંસ્કાર પામેલા સાધક ગુરુશાસ્ત્રાનુસાર પ્રવૃત્તિ કરે તો તે નિત્યસિદ્ધ પરમેશ્વરના અનુગ્રહથી સિદ્ધકોટિએ ચડી શકે છે. જો કોઈ સાધકે આ પ્રયોગ કરવો હોય

તો તેણે માંત્રી, આણવી, શાસ્ત્રી અથવા શાંભવી દીક્ષા કંઈ નહિ તો માતૃબોધના ગુરુ પાસેથી પણ મેળવી પ્રવૃત્તિ, આદર, નૈરંતર્ય અને સત્કાર સાથે કરવી જોઈએ. ગુરુનાં લક્ષણો "નિત્યોત્સવ" નિબંધમાં છે અને બીજા અનેક તંત્રગ્રંથોમાં હોય છે.

(૫) ધર્મનાં સ્થાનોના વ્યવસ્થાપકોએ રાષ્ટ્રીય ચળવળમાં ભાગ લેવાની કંઈ જરૂર નથી. પક્ષાપક્ષીના વાતાવરણમાં ધર્મસિદ્ધિ કદી થતી જ નથી. આવી ચળવળના પ્રસંગમાં ઉપેક્ષાવૃત્તિ કેળવનારને કોઈ જાતનું વિઘ્ન આવતું નથી. વિઘ્ન કરનારી ઘણી વસ્તુઓ ઉપેક્ષા કરવાથી ખસી જાય છે અથવા નાશ પામે છે.

(૬) ઉપાસનાનું ખરું રહસ્ય ઉપાસ્યનો સાક્ષાત્કાર અને તેના ગુણધર્મોની ઉપાસકમાં અનુવૃત્તિ.

(૭) તંત્રશાસ્ત્ર ભોગ અને મોક્ષની એકવાક્યતા કરે છે. દેવતાના સાક્ષાત્કાર અને અનુગ્રહથી ભોગ સધાવે છે, યોગક્ષેમ જળવાવે છે, દીનત્વનો અટકાવ કરે છે, અને છેવટે જીવન્મુક્તિના સુખનો અનુભવ કરાવે છે. પરંતુ અધિકારનો વિચાર કરી સાધન સાધવામાં આવે તો તેમ થાય છે, નહિ તો પતન થાય છે.

(૮) સિદ્ધમંત્રનો સંકેત જ્યારે બ્રહ્મવિદ્યાની પૂર્ણ પ્રાપ્તિ થાય અથવા પૂર્ણતાનો અથવા શિવભાવનો અનુભવ થાય ત્યારે સર્વાંશે ઊઘડે છે. પરંતુ સામાન્ય મંત્રો તે તે પ્રયોજન સિદ્ધ કરાવી શકે છે, જ્યારે ઇષ્ટ મંત્ર અથવા દીક્ષાના ક્રમમાં મળેલો મંત્ર પોતાના નિયત ઇષ્ટ ફળ ઉપરાંત અવાંતર ફળો પણ આપે છે. તે સકામ વિધિથી સેવાયો હોય તો માત્ર કામ્ય ફળ જ પ્રકટાવે છે, બુદ્ધિનો સંસ્કાર લાવી શકતો નથી.

(૯) સકામ પ્રયોજન અર્થે પંચાંગી ઉપાસનાના નિયમો તથા દ્રવ્યાદિ પદાર્થો જુદા જુદા હોય છે. બીજકોની ગોઠવણ ગુરુ દ્વારા

જાણી લેવી જોઈએ. નવાં બીજકો ગુરુદ્વારથી ઉત્પન્ન થાય છે, પોતાની મેળે કરવામાં સાહસ રહે છે અને પ્રસંગે વિઘ્ન પણ થાય છે. મંત્રશાસ્ત્રમાં ગુરુદ્વાર અવશ્યનું છે.

(૧૦) મંત્રમાં જ અંતરસ્થ બલ અથવા વીર્ય છે તે ખરું છે, પરંતુ ક્ષેત્ર વિના વીર્ય શું કરે? આણવી દીક્ષામાં સર્વ અનુષ્ઠાનનો નિયમ જાળવવો જોઈએ. સામાન્ય સાધકોને આણવી દીક્ષા જ આપવામાં આવે છે. શાક્તી દીક્ષા અને શાંભવી દીક્ષાના અધિકારી ઘણા જ થોડા હોય છે. પંચાંગી અથવા દશાંગી ઉપાસના આણવી દીક્ષા સાથે કલ્પસૂત્રમાં જોડેલી હોય છે.

(૧૧) વામ અને દક્ષિણ ક્રમમાં, અથવા કૌલ અને સામયિક મતમાં મૌલિક સિદ્ધાંતમાં ભેદ નથી, પરંતુ ક્રિયાકલાપમાં ભેદ હોય છે. વામ ક્રમ મોક્ષમાર્ગે ભાગ્યે જ લઈ જાય છે. લૌકિક ભોગ સિદ્ધ કરવામાં તે ક્રમ કંઈક ત્વરિત વેગવાળો હોય છે, પરંતુ આ ભોગ સિદ્ધિ વૈરાગ્યની સાધક બનતી નથી, જ્યારે દક્ષિણ ક્રમ વડે ભોગ દ્વારા વૈરાગ્યનો ઉદ્‌બોધ થાય છે અને ત્યારપછી જ્ઞાન–ઐશ્વર્યાદિ વિભવો મળે છે.

(૧૨) ચિન્મયી–આનંદમયી મૂલશક્તિને દશ મહાવિદ્યામાં ગોઠવવામાં વિશેષ પ્રયોજનો સિદ્ધ કરવાનાં હોય છે. શ્રીકુલ અને કાલીકુલમાં સર્વ વિદ્યાઓનો સમાસ થાય છે. કાલી કૈવલ્યદાયિની, તારા તત્ત્વવિદ્યા આપનારી, સુંદરી ત્વરિત ભોગમોક્ષ આપનારી, ભુવનેશ્વરી સ્વરૂપનું જ્ઞાન આપનારી, ભૈરવી બુદ્ધિને તેજસ્વી કરનારી, છિન્નમસ્તા શત્રુછેદકરી, ધૂમાવતી ધર્મદા, બગલા વાક્‌સ્તંભકરી, માતંગી માનદા અને કમલા લાલિત્યપ્રદા ગણવામાં આવે છે. સામાન્ય રીતે આદ્યા (કાલી) અને શ્રીની ઉપાસના મુખ્ય છે. બીજી સર્વનો તેમાં અંતર્ભાવ થાય છે.

(૧૩) વૈષ્ણવ સંપ્રદાયવાળાએ અમુક બળ અમુક રીતે મેળવ્યું એ ખરું હોય વા ખોટું પણ હોય. અમુકને બળ મળ્યું છે કે કેમ તે પ્રમાણમર્યાદાનો વિષય છે. લોકોની કિંવદંતી અથવા ઐતિહ્ય પ્રમાણ નથી.

(૧૪) વૈદિકો તાંત્રિકોને સમજતા નથી, તાંત્રિકો વૈદિકોને સમજતા નથી. બંને મિથ્યા વિતંડા કરનારા હોય છે. સર્વદેશીય જ્ઞાન વિનાના પોતપોતાના ધર્મના સંપ્રદાયની સ્તુતિ કરે છે અને બીજાની નિંદા કરે છે. વૈદિકોના યજ્ઞધર્મમાં તાંત્રિકોના પાંચે મકારો હોય છે. યજ્ઞમાં પશુવધ, સોમપાન, મહાવ્રતમાં સ્ત્રીઓ સાથેની છૂટ, વગેરે અનેક વિચિત્રતા શ્રૌત–સ્માર્ત ધર્મમાં છે. હાલનું ધર્મનું રૂપ બૌદ્ધ અને જૈનોના સંસર્ગથી વૈદિક રૂપથી ઘણું પલટાઈ ગયું છે. વૈદિક સર્વ સારું છે, એ મંતવ્ય ભૂલભરેલું છે. તાંત્રિક સર્વ ખોટું છે એ પણ ભૂલ છે. ધર્મની શુદ્ધિ આચાર્ય દ્વારા જ થઈ શકે છે, અને વેદ અને તંત્રની, નિગમ અને આગમની, એક–વાક્યતા ન્યાયપુરઃસર અધિકારાનુસાર થઈ શકે છે. મ પંચકનું તંત્રમાં વિધાન છે, પરંતુ વેદમાં પણ ઉપર કહ્યા પ્રમાણે વિધાન છે. પરંતુ તે સર્વ અપૂર્વ વિધિઓ નથી, પરંતુ નિયમ' અને પરિસંખ્યા વિધિ છે. શાસ્ત્રમાં કહ્યું તેથી સર્વે સર્વ કરવું એવું નથી. કોણે કહ્યું છે કે તંત્રમાં સર્વ પ્રકારની છૂટ આપી છે? તંત્રોનો વ્યાપક અને ઊંડો અભ્યાસ નથી, વેદનું પણ સર્વાંશ જ્ઞાન નથી, અને માત્ર ઉપનિષદો વાંચી ધર્મતત્ત્વનો નિર્ણય કરવા મનુષ્યો તત્પર થાય છે! અર્ધકુક્કુટી ન્યાયથી ધર્મ કદી સમજાય નહિ. તંત્રશાસ્ત્રમાં પશુ, વીર અને દિવ્ય અધિકારીના ભેદ છે અને પ્રત્યેકના મ પચક જુદાં જુદાં હોય છે.

(૧૫) બ્રાહ્મણોને વામકર્મનો નિષેધ છે તે વાત ખરી. સામયિક મતનું પુનઃસ્થાપન શંકરાચાર્યે પોતાના પરમગુરુ ગૌડપાદનાં

શક્તિસૂત્રો અનુસાર કર્યું છે. તેમની વિદ્યાપરંપરા પાંચ શુભાગમોને આધારે છે અને તે પ્રમાણે અનુષ્ઠાન કરવાથી સર્વ કાર્યની સિદ્ધિ થાય છે. સામયિકમત પ્રમાણે શાક્તદર્શનનો અભ્યાસ ભાગ્યે જ કરવામાં આવે છે. તંત્રગ્રંથોના વિષ્ણુક્રાંત, અશ્વક્રાંત અને રથક્રાંતના વિભાગ પાડી સર્વાંશ અવલોકન હાલના મનુષ્યોએ કર્યું નથી. તંત્રગ્રંથોમાં ઘણો કચરો છે એ ખરું, પરંતુ તેવો કચરો બ્રાહ્મણગ્રંથોમાં પણ છે. ધૂળધોયાનું કામ કરી સુવર્ણ મેળવવા કોણ શ્રમ લે છે?

(૧૬) મેં દશ મહાવિદ્યાઓ પૈકી કોઈપણ વિદ્યાનો ક્રમ સાધ્યો નથી; કારણ કે હું સર્વતંત્રસ્વતંત્ર શ્રીમન્નૃસિંહાચાર્યજીના અનુશાસન પ્રમાણે ધર્મ અને બ્રહ્મનું જ્ઞાન મેળવવા પ્રયત્ન કરું છું. તેવા સ્વતંત્ર અભ્યાસ વડે હું હિંદુધર્મના સર્વ સંપ્રદાયોના ગુણદોષ સમજી શકું છું અને પ્રત્યેક સંપ્રદાયને ન્યાય આપવા પ્રયત્ન કરું છું. ધર્માંધતા અથવા મતાંધતા મારી અભ્યાસમર્યાદાની બહાર છે. મારા જાણવામાં વામ અને દક્ષિણ માર્ગના અનુષ્ઠાન કરનારા છે, પરંતુ કોઈમાં તત્ત્વજ્ઞતા અને જીવન્મુક્તત્વ જણાયું નથી. મારી નિષ્ઠા જેમનામાં બંધાયેલી તે પુરુષ હાલ ભૌતિક શરીરમાં નથી, તો પણ તેમનું શુદ્ધ પ્રેરણ જ્યારે ત્યારે અને જ્યાં ત્યાં મને મળી રહે છે. વામ દક્ષિણ ક્રમના સાધનારા પૈકી કોઈ પણ જ્ઞાનસિદ્ધ નહિ હોવાથી મને તેમના તરફથી વિશેષ મેળવવાની લાલસા નથી.

(૧૭) ઉપાસના સિદ્ધ ન થવાનાં કારણો જાણવાં હોય તો 'સિદ્ધાંતસિંધુ'માં જ્ઞાનપ્રતિબંધક કારણોનું સવિસ્તર વર્ણન છે તે વિચારી જોવું.

(૧૮) જૈનો અને બૌદ્ધોમાં વામ ક્રમ જ છે એવું મંતવ્ય ભૂલભરેલું છે. તેમનામાં પણ દક્ષિણ માર્ગ છે. જો વજ્રયાનના ગ્રંથોનો અભ્યાસ કરશો તો બૌદ્ધધર્મના બંને માર્ગ પણ સમજાશે.

(૧૯) યજ્ઞનું પરમ રહસ્ય ચિત્તશુદ્ધિ છે. તે ન થઈ તો યજ્ઞ માત્ર કચરો છે.

(૨૦) યજ્ઞમાં પશુની જરૂર પશુવૃત્તિવાળાને અર્થે છે. વીર અને દિવ્યને પશુવધની બિલકુલ જરૂર નથી. વેદમાં પશુયજ્ઞ છે માટે સર્વેએ તે કરવો એવું નીકળતું નથી. શાસ્ત્ર જ્ઞાપક છે, કંઈ કારક નથી. ક્રિયાનાં પ્રવર્તક નિમિત્તો ચિત્તના રાગદ્વેષો છે.

વેદમાં પશુયાગ પણ છે અને વિવેકવૈરાગ્ય પણ છે. ધર્મનું શુદ્ધ સ્વરૂપ સમજાયા પછી ક્રિયાનો વિવેક ઊઘડે છે.

शास्त्रार्थान् व्यापिनो विद्यात्
प्रयोगांस्त्वैकदेशिकान्—એ સૂત્ર ધ્યાનમાં રાખવાનું જરૂરનું છે.

(૨૧) વેદમાં અનેક પ્રકારના યજ્ઞ છે (જુઓ ભગવદ્‌ગીતા). હિંસા વિનાના યજ્ઞો જ પસંદ કરવા લાયક છે. શ્રીકૃષ્ણે પોતે જ દ્રવ્યયજ્ઞને પસંદ કર્યાનું વર્ણન 'મહાભારત'માં છે. દ્રવ્યયજ્ઞમાં પણ જપયજ્ઞ શ્રેષ્ઠ છે, અને જપયજ્ઞમાં પણ જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે. (જુઓ સૂતસંહિતાનો યજ્ઞવૈભવ ખંડ.)

(૨૨) ઘણી પેઢીથી સંસ્કાર વિનાના મનુષ્યોને સિદ્ધગુરુ સંસ્કાર આપી શકે છે. સિદ્ધગુરુઓ "વેદકિંકર" હોતા નથી. વેદનો સંસ્કાર બાજુ ઉપર રાખી સિદ્ધગુરુઓ આગમોક્ત શૈવ મતનો સંસ્કાર આપે છે. શૈવાગમો વેદ જેટલાં જ વિપુલ છે તેમજ વ્યાપક અને ગંભીર છે. શૈવાગમો વેદ જેટલાં જ પ્રમાણભૂત છે એમ અપ્પય્ય દીક્ષિતે શ્રીકંઠભાષ્યમાં પ્રતિપાદન કર્યું છે.

(૨૩) વ્રાત્યો સાથે સંબંધ રહે તોપણ શૈવી દીક્ષા પરમશોધન કરનાર હોય છે. અધ્વશોધન જેમનું થયું છે, તેમને સંસર્ગ બાધકર્તા નથી.

(૨૪) આગમાંત શૈવ મત વડે હિંદુમાંથી ધર્માંતર પામેલાની શુદ્ધિ થઈ શકે છે શૈવો સ્માર્તો કરતાં ઘણા ઉદાર હોય છે શાંકર-મતાનુયાયી સ્માર્ત છે શૈવ સ્વતંત્ર આગમાનુસારી છે

અસ્પૃશ્યતા વગેરે બાબતો સંબંધમાં શુદ્ધ વિચાર વાસુદેવ શાસ્ત્રીએ સ્વતંત્ર નિબંધમાં કર્યો છે આનંદાશ્રમ સંસ્કૃત ગ્રંથાવલિમાં "ધર્મતત્ત્વ નિર્ણય" તરીકે તે પ્રસિદ્ધ થયો છે મારા પોતાના અભિપ્રાય પ્રમાણે અસ્પૃશ્યતા શૌચધર્મના અંગરૂપે છે, અને શુદ્ધિ જાળવવામાં અસ્પૃશ્ય જાતિ અને અસ્પૃશ્ય ગુણકર્મવાળાના સંગ પછી સ્નાન કરવાથી આપણા પિંડની શુદ્ધિ થાય છે જૂના કાળમાં અસ્પૃશ્ય જાતિ ગુણકર્મની પરંપરામાં જન્મેલાના પરિણામરૂપે ગણાયેલી છે. તેની પરંપરા જો અટકેલી જણાય તો ઉદાર ભાવે વ્યવહાર કરવો જરૂરનો છે. ધર્મના ગૌણ બાબતને હાલ પ્રાધાન્ય આપવામાં આવે છે, અને પક્ષ પકડવાથી પ્રત્યાઘાત થાય છે વેદકાળમાં વ્રાત્યોએ હિંદુ ધર્મમાં સ્થાન મેળવ્યું હતું એ હકીકત ભુલાવી જોઈએ નહિ મ્લેચ્છ, યવન, શક, વગેરે અનેક જાતિના મનુષ્યો હિંદુધર્મની મર્યાદામાં આવી ગયા છે એવું ઇતિહાસથી સાબિત થયું છે માટે શાસ્ત્ર, તર્ક અને શિષ્ટ પુરુષોના આચાર વડે નિર્ણય કરવો ઘટે છે.

(૨૬) ઇષ્ટને ગુરુસ્થાને ગણવાનો સ્વતંત્ર ક્રમ છે "ગુરુપાદુકા-પંચક" નામનું શિવપ્રબોધિત રહસ્યસ્તોત્ર વાંચી સમજી ગુરુની ઉપાસના થઈ શકે છે

(૨૭) શ્રીસૂક્ત ઋગ્વેદના પરિશિષ્ટમાં છે તે ખિલ મંત્રો છે અથર્વશીર્ષ ઉપનિષદ્ અથર્વવેદની સંહિતાનું નથી, પાછળના [illegible] છે મુંડક પણ તેવું છે

ઉપરના ઉત્તરો સંક્ષેપમાં આપ્યા છે પ્રત્યક્ષ મળી વાતચીત કરતાં વિશેષ ખુલાસો થઈ શકે

લિ. નર્મદાશંકર દેવશંકર મહેતા

# હરિસ્વામી કોણ?

બનારસ

તા. ૨૯–૧–૩૧

રા. નર્મદાશંકરભાઈ,

પત્ર મળ્યો, આનંદ થયો.

તમે હરિસ્વામી સંબંધી માગેલી હકીકત સંસ્કૃત કૉલેજના લાયબ્રેરિયન પાસેથી મંગાવીને આ સાથે બીડી છે. એ ભાઈએ એ જ વિષય ઉપર એક પેપર લખ્યો હતો અને તેમાં એમણે બતાવ્યું છે કે હરિસ્વામિન્ એ ભર્તૃહરિ નહિ જ, કારણ કે ભર્તૃહરિના 'વાક્યપદીય'માંથી એ ઉતારા ટાંકે છે એટલું જ નહિ, પણ એનો "अन्ये तु" શબ્દથી ઉલ્લેખ કરે છે

કુશળ હશો. હું તા. ૧૮ મી ફેબ્રુઆરીએ મુંબઈ હઈશ અને બનતાં સુધી ઑફિસે મળવા આવીશ*

લિ. આનંદશંકરનાં પરમાત્મસ્મરણ.

---

* શ્રી આનંદશંકર બાપુભાઈ ધ્રુવનો પત્ર.

# હરિસ્વામી વિશે

શાહીબાગ,
અમદાવાદ, તા. ૧૫–૮–૩૧

પરમ સ્નેહી રા. રા. ગુલાબરાયભાઈ,

આપનો તા. ૧૩–૮–૩૧ નો પત્ર પહોંચ્યો. આપનો તા. ૨–૬–૩૧ નો પત્ર મને મળ્યાનું સ્મરણ નથી. હું તે અરસામાં વેરાવળમાં હતો. પત્ર કદાચ ગેરવલ્લે પડ્યો હશે.

હરિસ્વામીના શતપથભાષ્ય બાબત આપે પ્રથમ લખેલું અને તે ઉપરથી મેં આનંદશંકરભાઈને પુછાવેલું. તેમણે મને સરસ્વતી-ભવનના લાયબ્રેરિયન શાસ્ત્રી તરફથી તે ભાષ્યના આદિ તથા અંત ભાગના ઉતારા લખી જણાવેલા. ગત કલિ ૩૪૪૮ માં ભાષ્ય પૂર્ણ થયાનું સમજાય છે. હાલ ગત કલિ ૫૦૩૨ છે. એટલે આજથી ૧૨૮૮ વર્ષ પહેલાં લખાયું ગણાય. એટલે ઈ. સ. ૬૪૩ નો આ ગ્રંથ ગણાય. આ સમય શંકરાચાર્ય પહેલાં આવે અને તેથી સમગ્ર ભાષ્ય ઉપલબ્ધ થાય તો ઉપનિષદ્ ઉપર કયા પ્રકારનો મત હરિ-સ્વામીના સમયમાં ઉપલબ્ધ હતો તે સમજી શકાય. શંકરાચાર્ય પૂર્વે ભર્તૃપ્રપંચનું ભાષ્ય હતું. તેમાં બ્રહ્મવાદ જુદા પ્રકારનો પ્રતિપાદન થયેલો હતો. હરિસ્વામીના સમકાલીન સ્વામીઓ, પાર્થ-સ્વામી, ગૃહસ્વામી, આદિ જણાય છે. આ સ્વામીઓ શબરસ્વામીના સંપ્રદાયના હોય તો પૂર્વમીમાંસા ઉપર પણ સારો પ્રકાશ પાડે.

બીજાં જે કંઈ કેટલોગ મને મળ્યાં છે, તેમાં આ ભાષ્યનો

ઉલ્લેખ જણાતો નથી, તેથી પૂર્ણ ભાષ્ય મેળવવાનો મારો પ્રયાસ હાલ નિષ્ફળ ગયો છે. Weber નું 'શતપથ બ્રાહ્મણ' મળ્યું નથી. જો તે મળે અને તેમાં હરિસ્વામીના ભાષ્યને લગતી કંઈ સ્થાન વગેરેની માહિતી મળે તો વિશેષ શોધખોળનો પ્રયત્ન થાય.*

લિ નર્મદાશંકર દેવશંકર મહેતાના
સસ્નેહ નમસ્કાર

તા. ક.

તાંજોર, ત્રિવેન્દ્રમ અને નેપાળ રાજ્યોનાં સંસ્કૃત મેન્યુસ્ક્રિપ્ટસનું કેટલોગ હોય તો વિશેષ માહિતી મળે.

* રાજકોટના શ્રી ગુલાબરાય વજેશંકર છાયાને લખેલો પત્ર

# ઉવ્વટ અને મહીધર

અમદાવાદ
તા. ૨૪–૮–૩૨

રા. રા. પરમસ્નેહી શ્રી મોતીલાલ,

...શુક્લ યજુર્વેદના બે ભાષ્યકારો उव्वट અને महीधर ઘણા પ્રાચીન નથી. ઉવ્વટ કાં તો નામ ઉપરથી काश्मीरक હોય અથવા નાગર હોય એવું અનુમાન થાય છે. તેની ટીકા મહીધર કરતાં જૂની છે અને તે शतपथ અને सत्यायन સૂક્તને વધારે અનુસરે છે. આ ટીકાકાર ભોજરાજાના સમયમાં થયાનું ચોક્કસ નીકળે છે. પોતાની ટીકાના અંતમાં લખે છે :

> आनदपुरवास्तव्यो वज्रहाख्यस्य सूनुना ।
> उव्वटेन कृत भाष्य पदवाक्यैः सुनिश्चितैः ॥
> ऋष्यादीश्च नमस्कृत्य अवन्त्यामुव्वटेऽवसन्
> मन्त्राणां कृतवान्भाष्य मही भोजे प्रशासति ॥

આ ઉપરથી સમજાય છે કે તે આનંદપુર એટલે વડનગરનો મૂળ વતની નથી પરંતુ બહારથી આવી વસેલો છે અને ભોજરાજાના રાજ્યસમયમાં તેણે ભાષ્ય કર્યું હતું. તે મીમાંસક પણ જણાય છે. ભોજનો સમય મુંજ વાક્પતિ (૯૭૦–૯૯૫) પછી આવે છે. ભોજરાજા (સિંધુરાજ)નો સમય ૧૦૧૦–૧૦૫૫ આવે છે. આ ઘણું કરીને ત્રીજો ભોજ છે ત્રીજા ભોજના સમયમાં ઉવ્વટ હોય તો તે ઈ. સ.ના અગિયારમા સૈકામાં થયો ગણાય.

ઉવ્વટ ઘણું કરીને સમુચ્ચયવાદી છે, અને તેથી ઘણું કરીને ભર્તૃપ્રપંચના મતનો સમર્થક જણાય છે.

મહીધર ત્યારપછી થયા જણાય છે. તેના ઉપર વેદાંતદર્શનની એટલે શંકરાચાર્યની અસર થઈ જણાય છે અને ઈશાવાસ્ય ના ભાષ્ય ઉપરથી તે વિદ્યા વડે ઉપાસનાનો અર્થ ગ્રહણ કરે છે અને પરમાત્મવિદ્યા નહિ. કર્મ અને ઉપાસનાનો સમુચ્ચય થાય, કર્મનો અને પરમાત્મવિદ્યાનો સમુચ્ચય થાય નહિ એવો વિવેક કરે છે તેથી સિદ્ધાંતમાં તે શાંકરમતના જણાય છે. વળી તે કેટલાક મંત્રોનો અર્થ, અધિયજ્ઞ, અધિદૈવ અને અધ્યાત્મ રીતે કરે છે તેથી સાયણાચાર્યની ઋગ્વેદની ભાષ્ય પદ્ધતિ તે વધારે સ્વીકારતા જણાય છે. (જુઓ XXXIII–74 ઉપરનું ભાષ્ય) વળી તે ઉવ્વટ અને માધવ એટલે સાયણના ભાષ્યને અવલોકી મંત્રાર્થ કરે છે. મહીધરનો સમય ચોક્કસ થઈ શક્યો નથી.

યજુર્વેદના ત્રીજા પ્રાચીન ભાષ્યકાર હરિસ્વામી થઈ ગયા છે. તેમનું શતપથ બ્રાહ્મણ ઉપરનું ભાષ્ય ખંડિત ઉપલબ્ધ થયું છે. આ ટીકાકાર ઘણું કરીને ઈ સ. ના સાતમા સૈકાના જણાય છે. પ્રસિદ્ધ ભર્તૃહરિના 'વાક્યપદીય'ના પછીના તે ઉતારા આપે છે તેમનો સમય ઈ. સ. ૬૦૦–૬૫૦નો આવે છે.*

હાલ એ જ.

લિ.

નર્મદાશંકરના સપ્રેમ નમસ્કાર

* શ્રી મોતીલાલ રવિશંકર ઘોડાને લખેલો પત્ર.

# ગાયત્રીપુરશ્ચરણ અંગે

ખંભાત
તા. ૪–૧૨–૧૯૩૨

સ્નેહી ધર્મનિષ્ઠ શ્રી બાલાશંકરજી,

આપનો તા. ૩૦–૧૧–૩૨ નો પત્ર મળ્યો.

અત્ર શ્રી પરમેશ્વરની કૃપાથી સર્વ કુશલ છે.

સાત્વિક મનના અંગે "ગાયત્રીપુરશ્ચરણ" સંબંધમાં નીચેના ગ્રંથો અધ્યયન કરવા યોગ્ય છે :—

(१) गायत्रीपुरश्चरणपद्धति (आनंदाश्रम ग्रंथावलि, पुना)

(२) गायत्री तंत्र

આમાં શ્રૌત અને તંત્રપદ્ધતિનો સારો સમાસ કર્યો છે.

આ કર્મ (અવિદ્યા) ઉપર વિદ્યા અથવા ઉપાસના સ્વરૂપ સમજવું હોય તો सावित्राग्निचयन નું સ્વરૂપ સમજવું જોઈએ. આ રહસ્ય तैत्तिरीय ब्राह्मण, कांड ३–१० प्रपाठक માંથી કંઈક સ્ફુટ થશે. તે સાથે शतपथ નું अग्निरहस्य વિચારવું પડે છે. ત્યારપછી बृ. आ. ઉપનિષદ નું ૧૪ અને ૧૫મું બ્રાહ્મણ સભાષ્ય અધ્યયન કરવું જોઈએ. તે ઉપરનું શ્રી સુરેશ્વરનું વાર્તિક પણ જોવું જોઈએ.

વિશેષ પ્રકાશ અર્થે

(१) गोपथ ब्राह्मण १. ३०-३-४.
(२) गायत्री उपनिषद्.
(३) छान्दोग्य उ. ३-१२.
(४) मैत्रायणी उ. ५
(५) सावित्री उपनिषद्.
(६) त्रिपुरातापिनी उ.
(७) प्रपंचसार, પટલ ૧૯ મું.
(८) गायत्रीस्तवराज.
(९) बृहत्पाराशरीय.

'સંધ્યાકર્મવિવરણ' (મારું પ્રસિદ્ધ કરેલું). આ ગ્રંથો અવશ્ય અભ્યાસ કરવા યોગ્ય છે.

અથર્વવેદમાં એક ગાયત્રીનો રહસ્યમંત્ર છે તે મેં એક આપ્ત પંડિત દ્વારા મેળવ્યો છે પરંતુ સ્થાન અથર્વસંહિતામાં હું પકડી શક્યો નથી. કદાચ બ્રાહ્મણમાં હોય એમ સંભવે છે. અથર્વવેદનાં સઘળાં બ્રાહ્મણો હું મેળવી શક્યો નથી. મંત્ર નીચે પ્રમાણે છે :—

मदोरजः सवितुर्जातवेदो भर्गो देवस्य ।
मनसेदं भजान । सुरेतादः पुनराविवेश
चष्टे । हंसं गृधाणां, नृपद् ऋंगिरामिमः ॥

ટિપ્પણ :

चष्टे=परिपालयति, नृपुसीदति शति नृपद्=अंत.करण. ऋंगि=गतिराति=ददाक्षि; इमः=शरणं प्रजामः ।

ઉપરના અપરિચિત શબ્દોના વિવરણથી વાક્યાર્થ સમજાશે. લક્ષ્યાર્થ અને વ્યંગ્યાર્થ કાળે કરીને સ્પષ્ટ થાય.

ઋગ્વેદમાં ત્રિપદા-મંત્ર મંડળ ૩ સૂક્ત ૪૨ માં છે તે સાવિત્ર મંત્ર છે :

तत्सवितुर् वृणीमहे वयं देवस्य भोजनम् ।
श्रेष्ठं सर्वधातमं तुरं भगस्य धीमहि ॥

એ આનુષ્ટુપી ચતુષ્પદ મંત્ર છે. તે સારસ્વત મંત્ર કહેવાય છે. તેનો વાચ્યાર્થ સમજાયો. લક્ષ્યાર્થ અને વ્યંગ્યાર્થ તો ઉપાસનાના પરિપાકે સમજાય.

આપના પુત્રને તો માત્ર જપપદ્ધતિ અને અર્ચનપદ્ધતિનું જ્ઞાન જ બસ થશે. આપે પુરશ્ચરણમાં સરહસ્ય ઉપાસના કરવી યોગ્ય ગણાશે.

આપના પત્રના ત્રણ પ્રશ્નોનો સંક્ષેપમાં ઉત્તર આપ્યો છે. ચોથો પ્રશ્ન ગુજરાતી, અંગ્રેજી, અને સંસ્કૃતના અભ્યાસક્રમને લગતો છે. તેના ઉત્તરની હાલ જરૂર હું જોતો નથી. ઈશ્વર મળશો ત્યારે અનુકૂલતાએ વાતચીત કરીશું.*

લિ. સ્નેહાધીન નર્મદાશંકર
દેવશંકરના નમસ્કાર.

* પાવાગઢનાં કાલિકા માતાજીના ભક્ત બાલાશંકર ઉપરનો પત્ર.

# વેદવ્યાસ અને બાદરાયણ

ખંભાત,
તા. ૧૯–૫–૩૩

પરમસ્નેહી વિદ્દ્વર શ્રી ગુલાબરાયજી,

અત્ર કુશળ છે. આપનો પત્ર તા. ૧૫–૫–૩૩નો પહોંચ્યો. ઉત્તરમાં લખવાનું કે :—

વેદવ્યાસ અથવા કૃષ્ણદ્વૈપાયન વ્યાસ (પરાશરના પુત્ર) ‘બ્રહ્મસૂત્ર’કાર બાદરાયણથી જુદી વ્યક્તિ છે. આ બાબતનો મુખ્ય પુરાવો સામવિધાન બ્રાહ્મણ છે. તેમાં નીચે પ્રમાણે ગુરુપરંપરા આપી છે :—

सोऽयं प्राजापत्यो विधिः । तमिमं प्रजापति[1]र्बृहस्पतये प्रोवाच, बृहस्पति[2]र्नारदाय, नारदो[3] विश्वक्सेनाय, विश्वक्सेनो[4] व्यासाय पाराशर्याय, व्यासः[5] पाराशर्यो जैमिनये, जैमिनिः[6] पौष्पिड्याय, पौष्पिड्यः[7] पाराशर्यायणाय,[8] पाराशर्यायणः[9] बादरायणाय, बादरायणस्तांडिशाट्यायनिभ्यां,[10-11] तांडि-शाट्यायनिनो बहुभ्यः ॥

આ તાંડિશાખાના બ્રાહ્મણ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે આ પારાશર્ય વ્યાસ (વેદવ્યાસ)ના સામવેદના શિષ્ય જૈમિનિ, તેના પૌષ્પિડ્ય, તેના પારાશર્યાયણ, તેના શિષ્ય તે બાદરાયણ અને બાદરાયણના તાંડિશાટ્યાયની (બે શિષ્યો), ત્યાં સુધી બ્રાહ્મણ વિદ્યાગુરુની પરંપરા છે. એટલે આ બ્રાહ્મણ સામવેદનું ગ્રથિત થયું તે તાંડિશાટ્યનીના સમયમાં, જેમ શતપથ યાજ્ઞવલ્કયે ગ્રથિત કર્યું તે

બાદરાયણ વેદકાલીન ઋષિ છે તે વાત ખરી, પરંતુ તે વેદવ્યાસ પછીના છે. આ સંબંધમાં જુઓ Jaimini and Badarayana, Indian Antiquary–May, 1921.

મારા અભ્યાસમાં મને જણાયું છે કે વેદાચાર્ય બાદરાયણે બ્રહ્મસૂત્રની આદ્ય સંકલ્પના કરી હશે. પરંતુ સૂત્રોની પ્રથમ એક શાખા રચના થયેલી જણાય છે, અને પછી સર્વ શાખાના સમન્વયની પદ્ધતિ પ્રમાણે પ્રથમાધ્યાય ઘડાયો છે. સમન્વય અધ્યાયમાં અધિકરણનાં વિષયવાક્યો ઘણે ભાગે छान्दोग्य उपनिषद्नां લેવાયાં છે, એટલે કે સામવેદનાં વેદાંતવાક્યો વધારે છે. પાંચ વાક્યો काठकनां, પાંચ बृ. आ. નાં, બે मैत्रायणीनां, બે मुंडकनां, એક श्वेताश्वतरનું અને બે कौषीतकीनां લેવાયાં છે, એટલે પ્રધાન ભાગ छान्दोग्य ઉપનિષદ્નાં વાક્યોની વિચારણામાં રોકાયો છે. એટલે तांडि શાખાનાં વાક્યો અને પછી સર્વ વેદાંતવાક્યોનો એક અભિપ્રાય છે એ સાબિત કરવા સંદિગ્ધ વાક્યો બીજા વેદોની શાખાનાં લીધાં છે. એટલે મૂળ સૂત્રોની સંકલના સામવેદી तांडि શાખાના ઋષિની છે એમ સ્પષ્ટ જણાય છે.

આ વેદાચાર્ય બાદરાયણના શિષ્ય શુકયોગીન્દ્ર હતા. તે કાલ્પનિક વ્યક્તિ ન હતી, પરંતુ મત્તજ્ઞાની પુરુષ હતા. અને તે ગૌડપાદના ગુરુ થાય.

શંકરાચાર્ય પોતે વેદવ્યાસ અને બાદરાયણ (સૂત્રસંસ્કરણ કરનાર) ભિન્ન વ્યક્તિઓ છે, એવું સ્પષ્ટ સમજતા જણાય છે. જુઓ એમનું 'બ્રહ્મસૂત્ર' ૧–૩–૨૯ અને ૧–૩–૩૩ પરનું તથા ૩–૩–૩૨ ઉપરનું નીચેનું ભાષ્ય જોતાં એની પ્રતીતિ થશે :—

वेदव्यासश्चैवमेव स्मरति (१–३–२९); व्यासादयो देवादिभिः प्रत्यक्षं व्यवहरंतीति स्मर्यते (१–३–३३); तथाहि अपांतरतमानाम

वेदाचार्यः पुराणर्षिः विष्णुनियोगात्कलिद्वापरयोः संधौ कृष्णद्वैपायनः संबभूवेति स्मरन्ति ॥ (૩-૩-૩૨).

આ વાક્યો સૂત્રકારના સિદ્ધાંતના ટેકામાં આપવામાં આવે છે, એટલે બાદરાયણ અને વેદવ્યાસ ભિન્ન વ્યક્તિઓ છે અને વેદવ્યાસ "પુરાણા ઋષિ" છે.

બ્રહ્મસૂત્રોમાં અને કર્મમીમાંસા સૂત્રોમાં વાદરાયણ અને જૈમિનિ નો સ્વતંત્ર નામનિર્દેશ આવે છે. પરંતુ તૃતીય પુરુષ તરીકે લેખકનિર્દેશ કર્યાના ઘણા દાખલાઓ સૂત્રસાહિત્યમાં મળે છે. પ્રથમનો નિર્દેશ વિવેકને વશ વર્તીને કરવામાં નથી પણ આવતો. જુઓ, नारदभक्तिसूत्र.

વિશેષ શોધમાં એવું પણ નીકળે છે કે પ્રથમ મીમાંસાશાસ્ત્ર એકતંત્રાત્મક હતું અને તેમાં ૧૨ અધ્યાયો કર્મના, ચાર અધ્યાયો મધ્યમ કાંડના એટલે દેવતાની ઉપાસના સંબંધના, અને છેલ્લા ચાર જ્ઞાનકાંડના એટલે શુદ્ધ બ્રહ્મવિચારના. આ એકતંત્રાત્મક મીમાંસા ઉપર ઉપવર્ષની વૃત્તિ હતી. આ મૂલ એકતંત્રાત્મક મીમાંસા જૈમિનિની હતી અને પાછળથી તે નિતંત્રાત્મકથઈ. આ વિભાગ પડ્યા પછી પરાપૂર્વ સંબંધ વીસરાયો અને જૈમિનિ અને બાદરાયણ ભિન્ન મતના સ્થાપક છે એવી પ્રથા દાખલ થઈ. કર્મમીમાંસા અને બ્રહ્મમીમાંસાના કર્તા એક જ જૈમિનિ હતા, એવું नैष्कर्म्य सिद्धिના એક વાક્ય ઉપરથી સમજાય છે. ગૌડપાદ મુનિએ ઉત્તર-મીમાંસાને પૃથક્ સ્વતંત્ર પીઠ ઉપર સ્થાપી, અને અદ્વૈતમતનું સ્વતંત્ર અધ્યયન-અધ્યાપન બદરિકાશ્રમમાં તેઓ કરાવતા. બ્રહ્મસૂત્ર-ભાષ્યને વ્યાસે ટેકો આપ્યો એવી વાતો 'શંકરવિજય'માં આવે છે તેમાં કલ્પના અને અત્યુક્તિ છે, પરંતુ બદરિકાશ્રમના ગૌડપાદ, જે શંકરાચાર્યના પરમગુરુ થાય, તેમની સંમતિ મળ્યાનું અનુમાન થાય છે. વેદવ્યાસ અને શંકરાચાર્યનો પ્રત્યક્ષ ઐતિહાસિક સંબંધ હોઈ શકે તેમ નથી.

આપણું દુર્ભાગ્ય છે કે શંકરાચાર્યના પૂર્વભાવી ભર્તૃપ્રપંચ અને દ્રવિડાચાર્યનાં ભાષ્યો ઉપલબ્ધ થયાં નથી, માત્ર છૂટાં વાકયો જ તારવી શકાયાં છે. તે ઉપરાંત સુંદરપાડ્ય શિવાચાર્ય તે શંકરના પૂર્વભાવી છે, અને તેનાં વાક્યો અદ્વૈત-સમર્થનમાં શંકરાચાર્ય ઉતારે છે, જેની વૃત્તિ પણ લય પામી છે.

સમયાનુસાર બ્રહ્માભ્યાસમાં મદદ કરતા રહેશે.*

લિ. નર્મદાશંકર દેવશંકરના
નમસ્કાર.

* રાજકોટના શ્રી ગુલાબરાય વજેશંકર છાયાને લખેલો પત્ર.

# ગાયત્રીમંત્ર

ખંભાત
તા. ૩–૭–૩૩

પરમસ્નેહી શ્રી મણિલાલ,

શ્રી ઈશ્વરકૃપાથી અત્ર કુશલ છે. તમારો પોસ્ટકાર્ડ પહોંચ્યો તેના ઉત્તરમાં લખવાનું કે :

*શ્રી ગાયત્રીમંત્ર ૨૪ અક્ષરોનો આવિર્ભાવને પામેલો છે. તે* ગાયત્રી ત્રિપદા છે અને પ્રત્યેક પાદમાં આઠ આઠ અક્ષરો છે. હૃત્પદ્મમાં અષ્ટદલમાં ત્રણ આવર્તન વડે વિન્યાસ કરી ધ્યાન કરવાનો વિધિ છે, આ ૨૪ અક્ષરો સાંખ્યશાસ્ત્રનાં ૨૪ તત્ત્વોનાં જ્ઞાપક છે.

ચોવીસ તત્ત્વોનો ઉદય અને અસ્ત અથવા સૃષ્ટિ અને સંહારક્રમ ચિંતવવાનો છે. આ ત્રિપાદનો લય ભૂ[૨], ભુ[૩]વર્, અને સ્વ[૩]ર્ એ ત્રણ વ્યાહૃતિના અષ્ટાક્ષરમાં કરવાનો. આ અષ્ટાક્ષરોનો ત્રણ વ્યાહૃતિવાળા પદમાં લય કરવાનો છે એ ત્રણ વ્યાહૃતિઓનાં ત્રણ પદનો લય ૐકારની ત્રણ માત્રામાં કરવાનો છે અને એ રીતે ૨૪ તત્ત્વોનો મૂલ પ્રકૃતિમાં લય કરી પુરુષતત્ત્વ (૨૫મુ) અનુભવવાનુ છે, અને તે પ્રણવનુ લક્ષ્ય છે.

ગાયત્રીમંત્રની રચના પુસ્તકમાંથી મેળવી શકશો. આ મંત્રની ઉપાસના, મંત્રના ઉપર બતાવેલા રહસ્ય સાથે કરવાની છે.

આ મંત્રની દેવતા સવિતૃ છે. તે દેવતાનો જ્ઞાત્વર્થ

स् = જન્મવું અથવા પ્રકટ કરવું
अव् = રક્ષણ કરવું
तृ = દાન કરવું

એ ત્રણ ધાતુમાંથી પ્રકટ થયેલો છે સર્વ જગત અને સર્વ સચેતન પ્રાણીઓની ચેષ્ટા તેનામાથી જન્મે છે, તે ચરાચર જગતનું પાલન કરે છે, અને જ્ઞાનવિજ્ઞાન આપે છે; માટે આ ગાયત્રી દેવતાને સવિતૃ કહે છે તેનું દિવ્ય રૂપ ભર્ગ શબ્દથી વાચ્ય છે. જગતનું **ભરણ**, **રમણ** અને **ગમન** (લય) તેમાં થાય છે માટે આ દેવતાના તેજને ભર્ગ કહે છે.

આ મત્ર, યત્ર અને દેવતાનું રહસ્ય આદ્યઋષિ વિશ્વામિત્રને સ્ફૂર્યું હતું, તેથી તે ઋષિ તેના ગુરુસ્થાને છે. સર્વ જગતમાં મૈત્રીભાવથી જોનાર મનુષ્ય, સિદ્ધ અથવા દૈવયોનિનો અનુભવી પુરુષ, આ વિદ્યાનું દાન કરનાર "ગુરુ" છે તેના શાસનમાં રહી મંત્રમયી, વેદમયી, ચાક્ષુષી, વગેરે દીક્ષાનો ક્રમમેળથી જે કોઈ પ્રયત્ન કરે તે શિષ્યસ્થાને છે. જે રીતે ગુરુ સિદ્ધ થયા છે તે રીતે શિષ્ય સિદ્ધ થાય. આ ગુરુસ્થાનનું ધ્યાન મૂર્ધામાં દ્વાદશાંતમાં થાય છે; અને દેવતાનું ધ્યાન હૃત્પદ્મમાં થાય છે.

મંત્ર અને યંત્ર વડે સવિતાદેવતાનું સ્વરૂપ થતાં અને તેમાં ગુરુદ્વારથી શિષ્ય પ્રવિષ્ટ થઈ સાયુજ્ય મેળવે, એટલે દેવતાભાવ પ્રાપ્ત કરે, તેની ઉપાસના સફળ સમજવી *

લિ નર્મદાશંકર દેવશંકર મહેતા

---

* કપડવંજના શ્રી મણિલાલ જદવરાય ત્રિવેદીને પત્ર.

# મંત્રશક્તિ વિશે

ખંભાત
તા. ૭–૮–૩૩

ધરમસ્નેહી શ્રી મણિલાલ,

અત્ર કુશળ છે. તમારો તા. ૩–૮–૩૩નો પત્ર પહોંચ્યો છે. તમારા પત્રમાં જે પ્રશ્ન પૂછ્યો છે તેનું ઉત્તર :

જેવું જેટલું પ્રત્યક્ષ હોય અને સમજાવી શકાય તેવું પરોક્ષ રીતે સમજાવી શકાય નહિ. મંત્રશાસ્ત્રની Theory અને Practice એટલે શાસ્ત્રપદ્ધતિ અને અનુષ્ઠાનપદ્ધતિ બંને જાણવાની જરૂર રહે છે. કેટલાક શાસ્ત્રસિદ્ધાંત જ જાણે છે; કેટલાક માત્ર જડવત્ અનુષ્ઠાન જ કરી જાણે છે. પરંતુ વિધાપૂર્વક કર્મ થતું નથી, એટલે માંત્રિક પ્રયોગો નિષ્ફળ જાય છે. તે સાથે યોજક ગુરુના અભાવે ગમે તે મંત્ર ગમે તે રીતે સાધ્યાથી કંઈ પણ કાર્ય થતું નથી.

તેમ છતાં તમારા પ્રશ્નનું યથામતિ સુગમ સમાધાન આપું છું તેથી એકવાક્યતાનો સિદ્ધાંત સમજાશે.

પ્રશ્ન :—" મંત્ર તો એક વાચ્ય છે. પણ તેનું લક્ષ્ય સમજાતું નથી. આ લક્ષ્ય સમજાયે આપશ્રીના લખવા મુજબ મંત્રની સર્વ ભાવના કરવાની સુગમતા થાય. વળી બાહ્ય મંત્રનું લક્ષ્ય શું હોઈ શકે ? આના ખુલાસાની જરૂર છે. "

ઉત્તર : મંત્ર ખરી રીતે વાચક છે, વાચ્ય નથી. વાચ્ય

તો મંત્રની દેવતા છે, જેમકે ॐ તે એકાક્ષર પારમેશ્વર મંત્ર છે. તે પરબ્રહ્મ અથવા સદાશિવ દેવતાનો વાચક છે અને પરબ્રહ્મ—પરમેશ્વર તેના વાચ્ય છે. પરમેશ્વરનો વાચક પ્રણવ છે એમ યોગસૂત્ર કહે છે : तस्य वाचकः प्रणवः । વળી 'મહિમ્ન: સ્તોત્ર'નો

> त्रयीं तिस्रो वृत्तीस्त्रिभुवनमथो त्रीनपि सुरा–
> नकाराद्यैर्वर्णैस्त्रिभिरभिदधत्तीर्णविकृति ।
> तुरीयं ते धाम ध्वनिभिरवरुन्धानमणुभिः
> समस्तं व्यस्तं त्वां शरणद गृणात्योमिति पदम् ॥

એ શ્લોક પ્રણવની વાચકતાના પ્રભાવની સ્પષ્ટતા કરે છે. अकार, उकार તથા मकार વડે શાંત, ઘોર અને મૂઢ વૃત્તિઓ, ભૂર્, ભુવર્ અને સ્વર્—એ ત્રિલોકી બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર—એ ત્રણ ગુણમય મૂર્તિઓ સમજવાની છે, પરંતુ ત્રણે વર્ણોનો સમુદાય થઈ કેવલ પ્રણવના ઉચ્ચાર વડે મૂર્ધામાં જે અનુરણન થાય છે તે વડે તુરીય પથના સ્વરૂપનું ભાન થાય છે. આ પ્રમાણે પ્રણવ વ્યસ્ત એટલે છૂટક માત્રા વડે અનેક ત્રિપુટીઓનો વાચક બને છે અને સમસ્ત રૂપમાં પરમેશ્વરના તુરીય પદનું ભાન કરાવે છે. આ રીતે પ્રણવની વાચકતા અને તેના વાચ્ય અર્થો સ્પષ્ટ થયા, પરંતુ પ્રણવનો લક્ષ્યાર્થ તેના ધાતુમાંથી નીકળે છે. ॐ એ પદ ओ = अव् = રક્ષણ કરવું, એ ધાતુમાંથી વ્યુત્પન્ન થયેલો છે. એટલે મંત્ર જપનારનું સર્વાંશ રક્ષણ કરવું અથવા તારણ કરવું એ એનું ધ્યેય છે. તેથી પ્રણવને તાર અથવા તારક બ્રહ્મ કહે છે. તેના દેવતા સદાશિવ છે અને તે અર્ધનારીશ્વરના રૂપના છે. પિંડમાં તેની અભિવ્યક્તિનું સ્થાન આજ્ઞાચક્ર છે. તે આજ્ઞાચક્રમાં એટલે કે ભ્રૂમધ્ય અને ભ્રમરની બે કળીઓ અથવા દલમાં તેની ભાવના થાય છે. આ ભાવના કરવાનું યંત્ર નીચે મુજબ છે :—

(उ) ॐ (म्)

પ્રણવમંત્રના ધ્યાનયોગનું ઉપરનું યંત્ર છે, એટલે પ્રણવના વાચ્યાર્થનું તે એકીકરણ અથવા નિયંત્રણ કરે છે. યંત્ર એટલે નિયંત્રણ કરનાર, કબજે કરનાર નકશો અથવા આકૃતિ.

હવે પ્રશ્ન થશે કે તે શાનું નિયંત્રણ કરે છે? આ ખુલાસો વાચક અક્ષરોથી નહિ, પણ લક્ષક વર્ણ વડે થાય છે એટલે મંત્ર વાચકની ભૂમિકામાંથી પલટાઈ લક્ષક ભૂમિકામાં આવે છે. ૐકારનું લક્ષ્ય "તારક પરમેશ્વર" હું ઉપર કહી ગયો. પરંતુ આવું તારણ, ભાવનાના પ્રકર્ષ વિના તે મંત્ર કરી શકતો નથી. તેથી ભાવનાની ઉત્કર્ષ આપનારી સામગ્રીને સાધવી જોઈએ. હવે उ/हुँ એ અક્ષર મંત્રશાસ્ત્રમાં આકાશનો બીજાક્ષર છે. આકાશ સર્વ ભૂતોને અવકાશ આપે છે તે સ્થૂલ આકાશ ઉપરથી આપણે ચિદાકાશની અથવા ચિદંબરની ભાવના કરવાની છે, અને જમણા નેત્રની પીઠમાં મૂર્ધાના પ્રદેશમાં આપણે उँ/हुँ અક્ષર વડે ચિદાકાશનું ચિંતન કરવું. આ ભાવના વડે ભામની એટલે કે પ્રકાશ અથવા ભા આપનારી નાડીમાં વૃત્તિ શમવી જોઈએ. ભૂતાકાશમાં પ્રકાશ થયા પછી અને વિદ્યુદાદિ વ્યક્તિકરો થયા પછી વૃત્તિ હણાઈ વૃષ્ટિ થાય છે આ વૃષ્ટિને અમૃત કહે છે. તે અમૃતનો વાચક એકાક્ષર क्ष છે આ સંયુક્ત અક્ષર છે. અને તેને फट् અક્ષર પણ કહે છે, કારણ કે સામાન્ય લોક સમજે નહિ તે फट् અથવા મિથ્યા અક્ષર, પણ જે સમજે તેને કૂટસ્થ એટલે સોનીની એરણ જેવો કાયમ-નિત્ય- અક્ષર જે અસત્ અથવા મિથ્યા તે વિષ : જે સત્ અથવા સત્ય તે અમૃત. क કાર એટલે લૌકિક જાળ, જે સર્જનનો આરંભ કરે અને ष કાર એટલે અલૌકિક તેજ, આ એના યોગથી क्षકાર થાય એટલે મૃત પદાર્થને અમૃતભાવ આપે એવું પરિણામ क्षકારનું છે. જીવ પરમેશ્વરથી ઢંકાયેલો છે એટલે શ્રુતિ કહે છે કે मर्त्योऽमृतत्वेन सगोत्र. આ મર્ત્ય જીવ અમર્ત્ય પરમેશ્વરના ગોત્રનો છે. આ ૐકાર

અમૃતસ્રાવી હોવાથી વામની કહેવાય છે. એટલે ડાબી બાજુની શક્તિના સ્પર્શ વડે અમૃતનું સ્રાવણ કરે છે.

આ પ્રમાણે યંત્રમાં ગોઠવાયેલા અક્ષરો વડે શું સૂચન થયું તે સમજાશે.

તારક બ્રહ્મ (ॐ) ચિદાકાશમાં हूँ આભાસ અથવા પ્રકાશ ઉત્પન્ન કરી, લૌકિક મૂર્ધાકાશના જળમાંથી અમૃતભાવ (ॐ) ઉત્પન્ન કરે છે અને તે વડે પિંડનાં નીચેનાં પાંચ ચક્રોનો કબજો આવે છે તેથી આ ચક્રને આજ્ઞા એટલે અંકુશમાં મૂકનાર કહેવામાં આવે છે. આ ભાવનાના દેવતા તે સદાશિવ છે. કારણ કે તે સત્ એટલે બ્રહ્મ સાથે સર્વદા જોડાયેલા, આ એટલે આનંદરૂપા શક્તિ, તેનું વેષ્ટન કરી એટલે વીંટળાઈને શિવ, એટલે પરમ કલ્યાણને અભિવ્યક્ત કરે છે.

ઉપરનું યંત્ર આ સર્વ ગહન ભાવાર્થનું વહન કરે છે. જેમ કોઈ નકશો આપણને સંક્ષેપમાં સ્થાનની ભાવના ઊભી કરી શકે છે, તેમ આ યંત્ર ઉપરનો ગહન ભાવ સૂચવે છે.

આવું સૂચક બળ જેનામાં હોય તે યોજકને ગુરુ અથવા ઋષિ કહે છે, તે બળના સાધક અક્ષરને મંત્ર કહે છે, તેની સાધના પદ્ધતિને તંત્ર કહે છે, તેના નકશાને યંત્ર કહે છે અને તેના દેવતાને સાધ્ય કહે છે.

મંત્ર, યંત્ર, ગુરુ અને દેવતાની એકવાક્યતા કરાવનાર શાસ્ત્ર-પદ્ધતિને તંત્રશાસ્ત્ર કહે છે. આ રહસ્ય આપણોથી મળતું નથી, પરંતુ ગુરુઈશ્વરના અનુગ્રહ વડે યોગ્ય સાધનશ્રેણીને સાધ્યાથી જ મળે છે. વાચાળપણું મંત્રરહસ્યનું વિરોધી છે પુસ્તકો, વિવરણો, વગેરે સર્વ માત્ર સહાયક છે, પરંતુ સ્વરૂપનાં બોધક નથી. બોધક

તો આપણી પ્રતિભાશક્તિ છે, અને તે પણ ગુરુ–ઈશ્વરથી પ્રદીપ્ત થાય તો જ કાર્યકારી થાય. લૌકિક દેવતાને વાયુનો વેગ ન મળે તો જેમ તે ઓલવાઈ જાય, તેમ મંત્રની દેવતા પણ ગુરુ–ઈશ્વરના અનુગ્રહ વિના જાગતી નથી. જેમ અરણિના મથન વિના અગ્નિ પ્રકટ થતો નથી, તેમ મંત્રના ઉપર કહ્યા પ્રમાણેના મથન વિના વિદ્યાનો પ્રકાશ થતો નથી.*

લિ૰ નર્મદાશંકર દેવશંકરના નમસ્કાર.

---

* શ્રી મણિલાલ નભુભાઈ ત્રિવેદીને પત્ર.

# બાલા ત્રિપુરા

ખંભાત,
તા. ૪–૧–૩૪

પરમસ્નેહી શ્રી રામમોહનરાયજી,

આપનો તા. ૨૫–૧૨–૩૩નો પત્ર પહોંચ્યો છે. હું કલકત્તા ગયો હતો તેથી સત્વર જવાબ લખી શક્યો ન હતો. આપે જે પ્રશ્નો પૂછ્યા છે તેના ઉત્તર નીચે મુજબ યથામતિ આપું છું.

(૧) "શ્રી બહુચરાજી જે ચુંવાળપીઠની દેવતા છે તે સ્થાનની મૂલ દેવીનું નામ બાલા ત્રિપુરા છે..." આ સંબંધમાં જણાવવાનું કે બહુચરાજીની યંત્રપૂજા બાલા ત્રિપુરાના મંત્ર વડે થાય છે. આ મંત્રના બીજાક્ષરો ऐं क्लीं सौः છે ત્રિપુરાદેવી શ્રીકુલમાં અથવા સુંદરી–વ્યૂહમાં પડે છે. પીઠ પણ આ યંત્ર અને મંત્ર વડે રચાય છે. પંચદશાક્ષરીના ત્રણ કૂટો ઉપરના બીજાક્ષરોથી ઘડાય છે. આ બાલા ત્રિપુરા વૈદિક દેવતા છે, અને તેના રહસ્યનો સ્ફેટ ત્રિપુરોપનિપદ્‌માં અને ત્રિપુરાતાપિનીમાં થયો છે. "બહુચરા"— સર્વમાં વ્યાપક શક્તિ —એ બાલા ત્રિપુરાનો પર્યાય છે. ત્રિપુરોપનિપદ શાકલ શાખાને લગતા કૌષીતકી આરણ્યકમાં આવે છે એમ તાંત્રિક ભારકરરાય જણાવે છે; જ્યારે અન્ય તાંત્રિકો અથર્વવેદના સૌભાગ્યકાંડ (સુભગદેવીના) ને લગતું માને છે.

(૨) "લોકરૂઢિમાં, પુરુષનો સ્ત્રી–સ્વભાવ થયાની ચમત્કૃતિની

વાર્તા" એ માત્ર લોકકથાં છે. તેમાં પ્રમાણ કંઈ નથી.

(૩) "આ દેવીનું બાલાયંત્રનું રૂપ અને તે ઉપર ચળકતી આંગી મૂકવાની પ્રથામાં હિંદુ–મુસલમાનનું કંઈક મિશ્ર રૂપ ઉત્પન્ન થયું છે"—એવા મારા વિધાન અંગે જણાવીશ કે બાલા ત્રિપુરાનું ઉપર જણાવેલા બીજાક્ષરોવાળું યંત્ર આવરણ પૂજા પછી સ્ત્રી–પુષ્પથી ઢાંકવામાં આવે છે. મારાં માતુશ્રીના પિતા બાલા ત્રિપુરાના ઉપાસક હતા. તેઓ બહુચરાજીને કુલદેવતા માનતા હતા. તેમના વંશમાં પુત્રના વાળ ત્યાં ઉતરાવવાની પ્રથા હતી. તેઓ કહેતા હતા કે માતાજીના પ્રતાપને લીધે મુસલમાને પણ માતાજીને માને છે. તેઓ આંગીનું અર્પણ કરતા હતા. આંગીનું રૂપ તાજિયાના મહેરાબ જેવું હોય છે અને મોલેસલામ ગરાસિઆ પુષ્પના આવરણને બદલે આવી આંગી માને તે સ્વાભાવિક છે. હિંદુઓ તાજિયાને માનતા હતા અને માને છે. નડિયાદમાં હું નાનો હતો ત્યારે તાજિયાના ધાગા મને લગાવવામાં આવતા હતા અને ધૂપ વગેરે મારા મોસાળથી થતો હતો, તેમજ રોટલા પણ અપાતા હતા. મુસલમાની રાજ્યની અસર થયા પછી હિંદુ–મુસલમાનોએ દેવદેવીની માનતામાં ઘણી લેવડદેવડ કરી લાગે છે.

(૪) શ્રી બહુચરાજીનું શક્તિપીઠ બહુચરા ચારણીના ત્રાગા પહેલાંનું છે એમ હું માનું છું. મૂળ પીઠ વૈદિક હોવાનો સંભવ છે. પછી તંત્રપૂજા દાખલ થઈ હશે. શ્રી વલ્લભ ભટ્ટને વૈદિક ભાવના પ્રેરક હતી એમ "આનંદના ગરબા" ઉપરથી સમજાય છે.

(૫) "વલ્લભ ભટે એમના ગરબામાં આપેલ બહુચરાજીની ઉત્પત્તિના હેવાલ વિષે" હું શું ધારું છું ?—આ બાબત મેં ખાસ વિચારી નથી. ચૈત્રાચન્નની આખ્યાયિકા કંઈક પ્રસંગ વિના રચાય નહિ. પણ વિશ્વાસપાત્ર હકીકત મારા જાણવામાં નથી.

તમે શાક્ત રહસ્ય જાણવા મથો છો તે જાણી પરમ સંતોષ થયો છે આ સંપ્રદાયમાં હજુ ઘણું અણખેડાયેલું ક્ષેત્ર છે તેમાં ધર્મવૃત્તિ, શોધકવૃત્તિ અને ઐતિહાસિક દૃષ્ટિ, એ ત્રણેના યોગની જરૂર છે. *

લિ નર્મદાશંકર દેવશંકરના
નમસ્કાર.

* અમદાવાદના આકાશેઠ કુવાની પોળના દેવી-ઉપાસક શ્રી રામમોહનરાય જશવંતરાયને કરેલો ખુલાસો.

# સૂચી

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૫ | વહાવાક્યના | મહાવાક્યના |
| ૧૦ | ૨૩ | મોટાતત્ત્વ | મોટા તત્ત્વ |
| ૧૫ | ૧૯ | છે, | છે. |
| ૧૯ | સંસ્કૃત શ્લોક | स्तस्यै | स्तस्यैव |
| ૨૧ | ૮ | આવ્યાં | આવ્યા |
| ૨૭ | ૧૫ | આવિષ્યાર્ભાવ | આવિર્ભાવ |
| ,, | ૧૬ | ક્રમના | કર્મના |
| ૩૩ | ૫ | पूजास्थाने | पूजास्थानं |
| ૩૯ | ૭ | ન્યાયવૈષિકમાં | ન્યાયવૈશષિકમાં |
| ૪૩ | સ્થળનું નામ | પાદરા | વાંદરા |
| ૩૫ | ૪ | શલી | શૈલી |
| ૫૦ | ૩ છેલ્લો ફકરો | અતિ- | આધિ- |
| ૫૪ | ૩ | સેકામાં | સૈકામાં |
| ,, | ,, | વીર શૈવો | વીરશૈવોના |
| ૬૩ | પહેલું કોલમ આંક (૧૮) | પ્રમાણે | પ્રમાણો |
| ૭૦ | ૪ | तुरीयां वाचं | तुरीयं वाचो |
| ૭૯ | ૧૫ | ने | ते |
| ૮૫ | ૨૨ | દેવપૂર્જન | દેવપૂજન |
| ૯૩ | ૧૫ | છે, | છે. |
| ૯૪ | ૯ | તમારા | તમારા બાળકને |

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૫ | વહાવાકયના | મહાવાકયના |
| ૧૦ | ૨૩ | મોટાતત્ત્વ | મોટા તત્ત્વ |
| ૧૫ | ૧૯ | છે, | છે. |
| ૧૯ | સંસ્કૃત શ્લોક | स्तस्यै | स्तस्यैप |
| ૨૧ | ૮ | આવ્યાં | આવ્યા |
| ૨૭ | ૧૫ | આવિદ્યાર્ભાવ | આવિર્ભાવ |
| ,, | ૧૬ | ક્રમના | કર્મના |
| ૩૩ | ૫ | पूजास्याने | पूजास्थानं |
| ૩૯ | ૭ | ન્યાયવૈષિકમાં | ન્યાયવૈશેષિકમાં |
| ૪૩ | સ્થળનું નામ | પાદરા | વાંદરા |
| ૩૫ | ૪ | શલી | શૈલી |
| ૫૦ | ૩ છેલ્લો ફકરો | અતિ– | આધિ– |
| ૫૪ | ૩ | સેકામાં | સૈકામાં |
| ,, | ,, | વીર શૈવો | વીરશૈવોના |
| ૬૩ | પહેલું કોલમ આંક (૧૮) | પ્રમાણે | પ્રમાણો |
| ૭૦ | ૪ | तुरीयां वाचं | तुरीयं वाचो |
| ૭૯ | ૧૫ | ने | ते |
| ૮૫ | ૨૨ | દેવપૂર્જન | દેવપૂજન |
| ૯૩ | ૧૫ | છે, | છે. |
| ૯૪ | ૯ | તમારા | તમારા બાળકને |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦૧ | ૧૯ | થયેલો | થયેલા |
| ૧૧૯ | ૬ | સ્પષ્ટના | સ્પષ્ટતા |
| ૧૨૫ | ૧૫ | માનવશાસ્ત્ર | માનસશાસ્ત્ર |
| ૧૪૭ | ૨૩ | મનુષ્યોનો | મનુષ્યો જો |
| ,, | ૧૭ | તેનો | તેમનો |
| ૧૫૭ | ૧૨ | પ્રાકૃત | પ્રાકૃત, |
| ૧૬૧ | (૩) | સેશ્વસ્વાદી | સેશ્વરવાદી |
| ૧૬૨ | ૧૭ | શવોમાં | શૈવોમાં |
| ૧૬૭ ત્રીજો ફકરો, લી, ૨ | | બ્રહ્મવિદરિયાન | બ્રહ્મવિદરીયાન |
| ૧૭૧ | ૭ | દર્શ પ્રૌર્ણમાસ | દર્શપૌર્ણમાસ |
| ,, | ૧૮ | પતા | પિતા |
| ૧૭૪ | ૪ | તાદાત્મ્યાપત્તિરૂપ | તાદાત્મ્યોપપત્તિરૂપ |
| ,, | ૫ | મંત્રપૃથક્કણ | મંત્રપૃથક્કરણ |
| ,, | ૨૦ | જાય | જાયે |
| ૧૮૦ | ૪ | સનત્સજાતીય | સનત્સુજાતીય |
| ૧૮૬ | ૧૯ | (૩) બ્રહ્મવિદ્યા છે | બ્રહ્મવિદ્યા છે |
| ૧૮૯ આંક ૪ | | ઉત્પત્તિ | ઉપપત્તિ |
| ૧૯૧ ફૂટનોટ | | ભાગવદ્ | ભગવદ્ |
| ૧૯૬ | ૯ | ભયજનક રૂપ તે... | ભયજનક રૂપ તે રુદ્ર અને શાંત ભાવવાળું પ્રેમજનક રૂપ તે... |
| ૧૯૭ | ૩ | अथर्वशरस् | अथर्वशिरस् |
| ૧૯૯ | ફૂટનોટ | सहस्रशीर्षी | सहस्रशीर्षा |
| ✓ ૨૦૧ | ૩ | અધ્યાયોની | અધ્યાયોના |
| ✓ ૨૦૨ | ૧૩ | ત્રટે | ત્રૂટે |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦૫ | ૧૦ | અંતઃસ્ત્વ | અંતઃસત્ત્વ |
| ૨૧૨ | ૫ | બિન પક્ષપાતી | બિનપક્ષપાતી |
| ૨૧૪ | ૧૩ | સુદર | સુંદર |
| ૨૩૧ | ૧૪ | શાંકર વેદાંતના... | શાંકર વેદાંતના પ્રખર વિચારક મધુસૂદન સરસ્વતી જેની તેજસ્વી... |
| ૨૩૩ | ૩ | રોમાચ | રોમાંચ |
| ૨૪૦ | ૭ | ઉપસરક | ઉપકારક થાય છે |
| ૨૪૫ | ૧૫ | આ તત્ત્વમાં | તત્ત્વમાં |
| ૨૪૯ | છે. ફ. લી. ૩ | ઊર્ધ્વસ્રોસતમાંથી | ઊર્ધ્વસ્રોતસમાંથી |
| ૨૫૪ | ૧૧ | છાગ્દોગ્ય | છાંદોગ્ય |
| ૨૫૬ | ૧૦ | અગત્સ્ય | અગસ્ત્ય |
| ૨૬૧ | ૧૯ | સવ | સર્વ |
| ૨૬૨ | ૩ | શૈવોએ | શૈવોએ અને |
| ,, | આંક (૪) | જપ | જપ– |
| ૨૭૪ | ૧૭ | મહન્ | મહત્ |
| ,, | છેલ્લો ફ લી. ૨ | સંપતિની | સંપત્તિની |
| ૨૮૫ | ૬ | આધારમૂત | આધારભૂત |
| ,, | છે. ફ. લી. ૩ | अनिराकणरमस्तु | अनिराकरणमस्तु |
| ૩૦૨ | ૬ | વાઙૂમય | વાઙ્મય |
| ,, | ૨૦ | અને ઋગ્વેદ | ઋગ્વેદ |
| ૩૧૩ | ૮ | જગારે | જ્યારે |
| ૩૫૧ | ૧૧ | ત્રિત ત્રાત્મકથઈ | ત્રિતંત્રાત્મક થઈ. |